# અનુક્રમણિકા

વર્ષ ૨૭ : જુન-જુલાઈ ૧૯૪૩ : સળંગ અંક ૧૦૩૭-૩૮
છુટક નકલ આઠ આના. અંક ૬-૭ મો.





સુધારો:—પૃષ્ઠ ૩૪૦, ૩૪૧ ઉપર જે ગરબાના લેખી બહેનોના નામમાં મીસ પ્રિન્ટ થઈ છે તે સુધારી લેશ અનુક્રમમાં જણાવેલ છે તે મુજબ

હિન્દુ-પારસી-મુસ્લીમ બહેનોનું ૮૭ વર્ષથી ચાલતું માસિક પત્ર



વર્ષ ૮૭ : : જુન-જુલાઈ ૧૯૪૩ : સળંગ અંક ૧૦૩૭ : અંક ૬-૭

# પ્રજા કલ્યાણ માટે ઇંગ્લંડની યોજના

શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ

**બીવરીજ યોજના**

**મા**ણસ માત્રને સામાન્ય પોષણ-અન્ન, વસ્ત્ર અને આશ્રય-મળે તેવી વ્યવસ્થા જે રાજ્યમાં થાય તે સુરાજ્ય ગણાય એમ તો સૌ કોઈ કબુલ કરે છે. જ્યારે જ્યારે આપણે "રામરાજ્ય" શબ્દ વાપરીએ છીએ ત્યારે તેનો ભાવાર્થ પણ એજ હોય છે કે શાંતિ અને સામાન્ય જરુરિયાતો સૌ કોઇને મળે એવું રાજ્ય. રશીયાના સોવીયેટ રાજ્યનો પણ તે માટેજ પ્રયત્ન છે. અને ઇંગ્લંડમાં જે સમાજવાદી કાયદાઓ થાય છે તે પણ તે મુદ્દાથી થાય છે. અલબત્ત સૌના રસ્તા એક નથી પણ મુદ્દો એકજ છે. ગાંધીજીએ ચરખા માટે યત્નો કર્યા તેનો પણ મુદ્દો તો એજ. ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે એટલાંટીક ચાર્ટર ઉપર સહી થઈ તેમાં પણ એક કલમ "ફ્રીડમ ફ્રોમ વૉન્ટ"—માણસને તંગી પડવી ના જોઈએ તે સંબંધતી હતી. હમણાં ઇંગ્લંડમાં "બીવરીજ પ્લેન" નામે યોજના પ્રસિદ્ધ થઈ છે તે પણ એ દિશા તરફ જ જાય છે. ઇંગ્લંડમા સામાજિક કાયદાઓ થયા છે તે પ્રમાણે ઘડપણ આવતાં માણસને પેન્શન મળે છે, અપંગ થતાં પેન્શન મળે છે, બેકારી થતા પેન્શન મળે છે, એ રીતે તંગીમાંથી માણસને બચાવી લેવાનો પ્રયત્ન થાય છે. આ પ્રયત્ન ઘણોજ ઓછો છે એવી ફરીયાદ છે, તે વાત જુદી. લડાઈના સંજોગોને લીધે નવી પરિસ્થિતિ ઉભી થઈ છે, તે ધ્યાનમાં લઈને બીવરીજ યોજના ઘડાઈ છે. લડાઈ પછી બેકારી, અપંગપણું, ધંધો ફેર થતાં નવો ધંધો શીખતી વખતેની મદદ, વગેરે બાબતો આમાં લક્ષમાં લેવાઈ છે. દરેકે દરેક મનુષ્યને, અમુક ઓછામાં ઓછી આવક જીવાઈ માટે મળેજ, એવો તેનો મુદ્દો છે.

આ માટેનો નાણાંની જોગવાઈ નોકરી રાખનાર, નોકર, અને રાજ્ય, ત્રણેયે મળીને કરવાની છે. આ પ્રત્યે કોઈ કોઈ દિશામાંથી વિરોધ આવે છે. પરંતુ નાણાંની જોગવાઈ તો,કરવાની હોય. અને એ આ ત્રણેયે કરવાની છે. ફક્ત તેમાંથી વધતી ઓછી રીતે રકમ લેવાય એટલુંજ. પરંતુ આ બાબતમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે, કે દેશના ઉદ્યોગો પુરેપુરા ખીલેલા હોય તોજ દેશમાં આબાદાની વધે અને બેકારી ઓછી હોય. બીવરીજ યોજના જેવી યોજના હિન્દમાં દાખલ થાય તે પહેલાં હિન્દની સમગ્ર આવકમાં વધારો થવો જોઈએ. યુદ્ધને લીધે અત્યારે દેશમાં નાના નાના ઉદ્યોગોની સ્થાપના થઈ છે. આ સર્વ પ્રયાસોને યુદ્ધ પછીનું અભયદાન મળવું જોઈએ. તેમ થશે તો આ પ્રયાસો જાયુકના થશે. નહિ તો તેમાં અલ્પજીવી પણુ રહેશે. રાષ્ટ્રીય આવક વધે તોજ સમાન વહેંચણીનો પ્રશ્ન ઉભો થાય. બીવરીજ યોજનાનું કાર્ય સમાન વહેંચણી જેવુંજ કાંઈક છે. પરંતુ વહેંચણી કરવા માટે દેશ સમસ્તની રીતસરની આવક તો જોઈએજ ને! છતાંયે હિન્દ જેવા ગરીબ દેશમાં પણ કાંઈક ને કાંઈક તો આ માર્ગે કરી શકાય. પરંતુ આવકનાં સાધનો વધારવાનો મહાયત્ન સરકાર તેમજ ઉદ્યોગપતિઓએ કરવો જરૂરનો છે. બીવરીજ યોજનામાં કેટલીક સુચનાઓ ઘણી પરિવર્તનશાળી છે. અને ઈન્ડસ્ટ્રીય ઈન્સ્યુરન્સ કંપનીના હાથમાંથી કેટલુંએક કામકાજ લઈને રાજ્ય તરફથી કરવાનું ઠરાવ્યું છે આ સામે ઈંગ્લંડમાં ફરીયાદ થવા માંડી છે પણ અત્યાર સુધીનું આ કંપનીઓનું કામ અને એ કામનો પ્રકાર જોતાં આ ફરીયાદો વ્યાજબી નથી એમ કહી શકાય. આપણા દેશમાં તો હજી આ વિચારો ફક્ત ચર્ચા માટેજ છે. બીવરીજ યોજનામાં એક નવીનતા સ્ત્રીઓ સંબંધમાં છે. અત્યારે પણ સ્ત્રીઓને ઈંગ્લંડમાં બેકારી વખતે અમુક વેતન મળે છે. વૈધવ્ય આવતાં પણ અમુક મળે છે. વૃદ્ધાવસ્થાનું મળે છે પરંતુ આ યોજનામાં લગ્ન વખતે "ગૃહિણી પૉલીસી" તેને મળવાનું છે. તે મુજબ લગ્નનું વેતન, સુવાવડ વખતે વેતન, વૈધવ્યનું વેતન અને તેનો પતિ બેકાર બનતા ખાસ વેતનની તે અધિકારી થશે આમ ગૃહિણીને સામાજિક વિમાની અધિકારી ગણી છે. સ્ત્રી-સ્વાતંત્ર્યમાં આ એક આગળ પગલું છે અને તેથી લગ્ન વિરુદ્ધની, એક અડચણ ઓછી થશે. આ ઉપરાંત સંતાન લવાજમ પણ આ યોજનામાં સામેલ છે. વસ્તિના ઘટાડા સામે આ ઉપાય કામ લાગશે.



# મૌન સમાધિ

મૂળ લેખિકા: ઊષાદેવી મિત્રા

અનુવાદક: શ. માણેકલાલ ગો. જોષી

તેના યૌવનનું કંપન હિલોળા લેતું; અને ઉચ્છૃંખલ કામના વિલાસ-હાસ્યમાં જડિભૂત રહેતી. તે બેસી રહેતી. થોડાક છળ, થોડાક કપટ અને થોડાક મદિરાભર્યાં હાસ્યને ખાતર તે બેસી રહેતી. તારાઓની વચમાં ચંદ્રમાના જેવી.

લીલા બાજરાના ભર્યા ખેતરની જેમ યૌવનને વેરતી, મસ્તીમાં ચૂર કુમકુમ ત્યાં નૃત્યના ફુવારા ઉડાડતી અને એ હરિયાળા ખેતરની ચારે તરફ લોલુપાતુર હજારો પક્ષીઓ ઊડ્યાં કરતાં.

પોતાની ચારે બાજુ પોતાનાં સ્તવગાન સાંભળી સાંભળી કુમકુમને ભ્રમ થતો, તે પોતાને ઇન્દ્રપુરીની અપ્સરા, મેનકા, રંભા, તિલોત્તમા માની બેસતી. કયારેક તો શ્રમ નહિ-વાસ્તવિક દષ્ટિથીજ તે પોતાને રંભા માની લેતી, એજ સ્વરૂપનું દર્શન કરતી. તેના દિવસો ખુશી આનંદમાં વહી જતા હતા. દુનિયાનું રૂદન તેના હર્ષસાગરમાં ડૂબી જતું, અને તેનો આનંદ મસ્તની જેમ બધે ફેલાઈ જતો.

તેનો સ્વભાવ પણ વિચિત્ર ઢંગનો હતો. જે વસ્તુને તે લેવા ઇચ્છતી હતી, પ્રેમ કરતી હતી, મેળવવાનો લોભ કરતી હતી, તેને આ કંઠ પીધા વિના તેના જીવને ચેન વળતું નહોતું.

ભારે રાત્રિની વેળાએ કુમકુમની આંખો જ્યારે નિદ્રાથી ઝૂકી જવા લાગી, ત્યારે તેને રેશમી ગાદલા પર સુવાડતાં સુવાડતાં મોહિની ધીરેથી બોલી: "આમ કયાં સુધી ચાલશે?"

કુમકુમ પોતાની મુખ્ય સહચરી અને કદાચિત જીવનની વાંછિત મોહિની પ્રતિ અર્ધ ખુલ્યાં નેત્રો વાળ્યાં અને બોલી: "કેવી રીતે, મોહન!"

"તું તો યૌવનને લુંટાવવા બેઠી છું!"

કુમકુમ ખિલખિલાટ હસી પડી: "હ લુંટાવી તો રહી છું."

"લુંટાવી તો રહી છું. આ લુટાવવા પરિણામ શું આવશે, એનો પણ કયારેય વિચ કર્યો છે ખરો?"

"પરિણામ? પરંતુ ભવિષ્યના પરિણામ વિચાર કરી, વર્તમાનના સુખથી મોં ફેર લેવું એ તો ભિરુતાનું લક્ષણ છે, જાનવરો કામ છે!"

"તારે જેમ કરવું હોય તેમ કરને બા પરંતુ આ પ્રકારે યૌવનને આકંઠ પીને એ દિવસ તું જ્યારે ભિખારણ બની જઈશ, ત્ય તે દિવસ માટે તેં શું રાખી મૂકયું છે? વખતે તું જીવન વિતાવીશ શી રીતે?"

"આ પૂર્ણ રીતે પીધેલા યૌવનના તૃ સંતોષથી. મદિરા જો પીવી જ છે, તો બાટલ ખાલી કરીને જ અટકવું બાકી કોને સ રાખવી? અને રાખું પણ શા માટે?"

મોહિનીએ ઉદાસીનતા ભર્યું હાસ્ય ક "જેવી તારી મરજી. પરંતુ હું તો કહું એટલા માટે કોક દહાડો એ માટે આંસુ વહ વવાં ન પડે!"

"અને તે પણ મારે જ?"-સ્મિત ક કુમકુમે કહ્યું: "હરિયાળા ખેતરને પક્ષીઓ ટોટો નથી હોતો."

"બરાબર છે, પણ જ્યાં સુધી ખેત હરિયાળું હોય ત્યાં સુધીજ. પણ ત્યારબાદ શું"

"પછી જે થવાનું હશે તેનો પાછળ કુમકુમને વિચાર કરવાનો છે, અત્યારની કુ કુમને નહિ."

મોહિનીએ ખેદપૂર્વક મોં ફેરવી લીધું ઊભી થઈ અને ચાલતાં ચાલતા તેણે પૂછ્યું "રાત સાંતિ[illegible]

"રાજા નહિ, તેને હવે ફકીર કહે, મોહન!"

"પરંતુ ફકીર એને બનાવ્યો તો ત્હેં જને?"

"એમાં ત્હેં નવી કઈ વાત કરી? પાન કરવું એ તો મારું કામ જ છે, આકંઠ પાન કરવું, થોડું બાકી રહે તેમ કે વિચાર કરીને પાન કરતાં હું શીખીજ નથી. એવું સર્વ કાંઈ હું પાન કરી ચૂકી છુ!"

"બસ, બસ, ચુપ કરો બાઈ સાહેબ! નારીના હૃદયમાં જો કોક રાક્ષસીનો વાસ થઇ ગયો હોય છે, તો પછી પૉછળ કાંઈક કહેવા સાભળવાનુંજ બાકી નથી રહેતુ." બાથાથી મોહિનીનો સ્વર બોલતાં બોલતાં કંપી ઊઠયો.

કુમકુમ ઊઠીને બેઠી થઈ. ઉત્તેજના અને ક્રોધનું માર્યું એનું રજતરૂપ સુર્ય સમાન દિસ થઈ ગયું હતું. તે કહેવા લાગી: "પરતુ એ રાક્ષસીને કોણે લાવીને મારા હૃદયમાં વસાવી છે? અત્યાચારથી કોણે આ હૃદયની કલ્યાણમયી, પ્રેમમયી અને માતા નારીનું ગળું દબાવી આવીને ગૂંગળાવી નાખ્યુ છે? કહે, કહે મોહન કોણે એ નિરીહ, દુઃખીની, ભિરૂ કિંતુ આત્મમર્યાદામયી નારીના હૃદયને અત્યાચાર પર અત્યાચાર કરીને રાક્ષસી બનાવી દીધું છે? મહાહ પર સમાહના ઉપવાસોથી ક્ષીણ થઇ ગયેલા શરીરે પણ જેણે અવિરામે પરિશ્રમથી મોં નહોતુ ફેરવી લીધું એના એના તપતૃપ્ત હૃદયને કોણે કઠોર બનાવી દીધું? અને તે વખતે એણે દુનિયા પાસે માગ્યું હતુ પણ શુ? પેટભર અન્ન અને આત્મમર્યાદાજ ને? આપ્યુ હતુ એણે એને કાંઈ? ના! નહિ તો પગલે ને પગલે એ આત્મમર્યાદાને કચડવાનું એજ અન્યાયી દુનિયાને પોતાનું કર્તવ્ય માન્યું હતું. માણસ છે આત્મમર્યાદાને ખાતરજ. આત્મમર્યાદા જે જીવન છે, તે હું સહન નથી કરી હું પૂછું છુ. મોહન, એવી એ અત્યાચારી દુનિયા પાસેથી હું બદલો શા માટે ન લઉં? એની તરફ હું દયા શા માટે દાખવું? જો રાક્ષસી જાગી ઊઠી છે, તો હું તેને સુવાડી દઉં શા માટે? અને એ રાક્ષસી માટે મને એકલીનેજ શા માટે જવાબદાર ગણવામાં આવે છે, શા માટે દુનિયાને જવાબદાર ગણવામાં નથી આવતી?"

મોહિનીએ ઉજ્જવલ દૃષ્ટિ ઊંચી કરી અને જણાવ્યુ. "બધુંય હું સમજું છું. અને તારું કહેવું બધું કબૂલ કરવા છતાંય પણ એક વાત તો રહી જાય છે, કુમકુમ તને નથી લાગતું કે દુનિયાથી બદલો લેવા તુ.જે તત્પર થઈ છુ એમાં શા માટે તાગ પોતાના પરજ તું બદલો લેવા બેઠી છું: તારી-સૌંદર્ય અને નારી-સ્નેહનું શા માટે ખૂન કરી રહી છુ?"

"બદલો અને તે પણ મારા પોતાના પરજ?"

"હા, હા, તારાં પોતાના પરજ! તું તો તારા પોતાના આત્માનુંજ ખૂન કરવા બેઠી છુ!"

"ચુપ-ચુપ રહે મોહન!"

"ચુપ રહું? ઠીક વાત છે! પરંતુ..."

"ના, ના-હવે પરંતુ-બરંતુ નહિ. મને નિદ્રા આવે છે."

"અને રાજા માટે શું આજ્ઞા છે? શું રોજ રોજ તારી આશામાં એવું ભૂખે તરસે મરી જવું એજ તારી કામનાની વસ્તુ છે?"

"પરતુ આજ શહેરની વચ્ચે જ્યારે એ દુઃખી કુમકુમ ભૂખે અને તરસે મરી રહી હતી, ત્યારે ક્યાં હતી તું?"

"કુમકુમ, ત્હે એક દિવસ આજ રાજાને આજ ઘરમાં સિંહાસન પર બેસાડયો હતો, અને આજે પણ એના જ ધનના બળ પર તું આ અમીરી ભોગવી રહી છું. તારે પોતાને માટે તો જરા માનવતા સાચવી રાખ!"

"કશુંજ નહિ-ના! જો એ મરતો હોય તો એને મરવા દે અને જો હજી તેની પાસે કાંઈ ધન દૌલત બાકી હોય, તો એને મારી પાસે મોકલી આપ."

વિરામપૂર્ણ દૃષ્ટિથી એકવાર મોહિનીએ એના પ્રતિ જોયું અને પછી ત્યાંથી ચાલી ગઈ. અને કુમકુમ? કોણ કહી શકે કે એના હૃદયના ઊંડાણમાં અત્યારે તુમુલ તોફાન ચાલી રહ્યું હતું કે તે આનંદની સરિતામાં તણાતી જતી હતી.

-૨-

શહેર બહાર એક વિશાળ અટ્ટાલિકા હતી અને એમાં જ કુમકુમ ખિલેલા કમળની જેમ વાસ કરતી. પોતાની સૌરભમાં પોતે મસ્ત રહેતી. તેના સૌંદર્ય અને રૂપયૌવન તથા ગાનની અવિરામ સ્તુતિ થયા કરતી.

વારવનિતા કુમકુમ રાજ-ઐશ્વર્યમાં રાણી જેવી ઠાઠમાઠથી હિરાનો મૂકુટ પહેરી ગર્વથી ફૂલી ન સમાતી. મુખ્ય સખી મોહિની ઘરની સંભાળ રાખતી. દાસી નોકરને વેતન આપતી; દુકાનથી શરાબ મંગાવતી અને કુમકુમનાં ધન દૌલત, રૂપિયા પૈસાને પેટીમાં તાળા-કૂંચીમાં સાચવી રાખતી.

કુમકુમ તે દિવસે ચાંદીના આસન પર બેઠી બેઠી કસ્તુરી લગાવેલાં પાનનાં બીડાં આરોગતી હતી. અને મોહિની તેને અલંકારથી વિભુષિત કરતી. તેને મુજરાર્થે કમલાકાન્તને ત્યાં જવાનું હતું.

"બાઈજી..." મોહિનીનો ગંભીર સ્વર સાંભળી કુમકુમ ચમકી ઉઠી, તે બોલી: "બાઈજી! તો શું હવે પછી તારે મુખેથી મારે આજ સબોધન સાંભળવાનું છે?"

"હા, કારણકે સ્વાભાવિક સરળ વર્તનથી તું હજારો માઈલ છેટી છું!"

"ઠીક વાત છે. એને હું મારૂં સૌભાગ્ય સમજું છું. હું જોવા માગું છું, મોહન કે હું એ નાલાયક દુનિયા પાસેથી મારો બદલો લઈ શકું છું કે નહિ! એને હું જીતવા ઇચ્છુ છું. હું જોવા માગું છું કે એની તાકાત વધારે છે કે મારી તાકાત!"

"ભલે, મારે પણ કાંઈ વધારે કહેવા સાંભળવાનું નથી. મારે કેવળ એટલું જ કહેવાનું છે કે એ અભાગિયા પર દયા કર. એ ભૂખે ને તરસે અધમૂઓ થઈ ગયો છે. મેં એને બહુ સમજાવ્યો, પણ એ માનતો નથી. એને મોતના મુખમાંથી બચાવી લે. ઘણવાર માટે તેને તારા હૃદયમાં સ્થાન આપ."

"ના, ના!...બસ કર, મોહન! હું વધુ સાંભળવા નથી માગતી. હું તો આ કંઠપાન કરવા માગું છું. ભર્યા ગગરાને હું પૂર્ણ પી જઈશ. મારી પાસે ખાલી ગગરાને સ્થાન નથી. એની ભૂખ તરસની વાતો મને ન સંભળાવીશ."

"હું અહીંથી જવા ઇચ્છું છું, બાઈજી!"

"ક્યાં...?" કુમકુમ આશ્ચર્યથી પૂછ્યું.

"ગમે ત્યાં..." ઉદાસ વ્યથાથી અને એક નિબિડ ઘૃણાથી મોહિનીએ કહ્યું: "ગમે ત્યાં..."

"કેમ, કેમ, મોહિની..."

"તમે એ બધી વાત નહિ સમજી શકો, બાઈજી!"

"હું બધુંય સાંભળી અને સમજી શકીશ. તું દિલ ખોલીને મને વાત કર, મોહિની!"

"તો સાંભળ, હું આ રાક્ષસી બાઈની સાથે રહીને સ્વયં રાક્ષસી બની જવા નથી ચાહતી. તમારી સોબતમાં હવે મારો શ્વાસ રૂંધાઈ જાય છે. શું કરૂં બાઈજી, પણ ખુલ્લી આંખે મારાથી મનુષ્યત્વનું ખુન નથી દબાવી શકાતું. હું નહોતી જાણતી કે એક વેશ્યા-હૃદયમાં માત્ર રક્તની જ પિપાસા રહ્યા કરે છે. નહોતી જાણતી કે એક દિવસની એ સંકુચિત ગૃહસ્થ-વધૂ બજારમાં રૂપ-યૌવનની ફેરી કરવા બેસશે, ત્યારે એ એક ખૂનની પ્યાસી હત્યારી બની જશે!"

અને એ જોઈને મોહિની સ્તબ્ધિન શી રહી ગઈ કે આટઆટલાં કટુ વચનો સાંભળવા છતાં નતો એ રૂપગર્વિતા બાઈજી ક્રોધે ભરાઈ, ન તો તેને રોષ ચડ્યો કે ન તો એ વિરક્ત થઈ ગઈ. કશુ જ નહિ. ગેસટી શાંત સચેત

સ્વરે તે બોલીઃ "જો તારી અહીં રહેવાની મરજી ન હોય મોહન, તો તું ખુશીથી ચાલી જા, હું કોઈને રોકનારી છું કોણ?"

અને એમ કહીને કુમકુમ એમની એમ જ ઊઠીને ઊભી થઈ અને આયના સામે જઈને ઊભી ઊભી પાવડર લગાડવા લાગી–જાણે કે ક્યાંય કશું બન્યું જ નહોતું!

પળવાર મોહિની ત્યાં સ્થિર ઊભી રહી, અને પછી તે બહાર ચાલી ગઇ, અને મોહિની જ્યારે પોતાનો બધો સામાન લઈને મોટરમાં બેઠી, ત્યારે પણ કુમકુમે ચુપચાપ એ બધું જોઈજ રહી. મોટર ઉપડતી વેળાએ, તેણે એકવાર માત્ર અમનની દૃષ્ટિએ મોહિની તરફ દૃષ્ટિ કરી, એટલુંજ!

કમલાકાન્તને ત્યાં જાણે કે ઐશ્વર્ય બધાય દરવાજા ખોલીને બેઠું હતું. પ્રથમ રાત્રિની ગંભીર ઘડીયોમાં બાઇજી કુમકુમ દિલ ખોલીને નૃત્યગીતમાં મસ્ત બની ગઈ હતી પ્રશસ્ત પ્રાંગણ પર આચ્છાદન હતું અને એ શામિયાનામાં જાણે કેટલાય નીલા, લાલ, લીલા, પીળા વિજળીના દિવાઓનો અપૂર્વ પ્રકાશ ફેલાઈ ગયો હતો. ભોંય પર કાશ્મીરી ગલીચા બીછાવેલા હતા. ચાંદી જડિત હુક્કાઓમાંથી સુગંધિત તમાકુની વાસ આવતી હતી. સર્વત્ર સેંટ અને અત્તરની વાસ મઘમઘી રહી હતી. ગણ્યમાન્ય વ્યક્તિઓ તકિયાને અઢેલીને ગોઠવાઈ ગઇ હતી. કુમકુમના સાથી તબલચી અને અને સારંગીવાળા વાદક–વાદનમાં મસ્ત બની ડોલતા હતા. સભામાં સર્વત્ર એ તરુણ નર્તકીની પ્રશંસાનાં ફૂલ વેરાતાં હતાં જે તરફ કુમકુમ આંખ ઊંચી કરીને દૃષ્ટિપાત કરતી, તે તરફ, જાણે મોહનું આવરણ જામી જતું. નૃત્ય કરતાં કરતાં તે જે કોઈની નજીક પહોંચી જતી એ વ્યક્તિ પોતાને સૌભાગ્યવાન ગણતી. રૂપિયાનો તો જાણે કુમકુમ પર વરસાદ વરસી રહ્યો હતો.

અને કુમકુમ બન્ને હાથે રૂપિયા સમેટતી થોડાક જળ, થોડુંક હાસ્ય, થોડીક ઉચ્છૃંખલ ખુશી એ રૂપિયાના બદલામાં મૂકતી જતી હતી.

નૃત્યશીલા કુમકુમ નૃત્યમાં મસ્તાની બની એ તરફ નીકળી ગઈ–જે તરફ સામાન્ય માણસો બેઠેલા હતા. સહસા તેના પગ થંભી ગયા. મોં પરનું ચપળ હાસ્ય ક્ષણવારમાં અદૃશ્ય થઇ ગયું, તેનો આત્મા કોણ જાણે કોઈ અપરિચિત વેદના ભારથી દબાઈ ગયો. તેની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ હતી પેલા કંગાલશા રાજા ઉપર, જે એક ભિખારીની જેમ બન્ને નેત્રોને બુભુક્ષિત દૃષ્ટિથી કુમકુમના જ મુખ પર સ્થિર કરીને બેઠો હતો. જાણે કે તેને એ પ્રમાણે બેસી રહેવામાં અને એ રીતે જોઈ રહેવામાં પણ કષ્ટ પડતું હતું.

કુમકુમ કંપી ઊઠી–આ કોણ કંગાલ અહીં બેઠો હતો? અથવા તો પછી રાજાનો પ્રેતાત્મા તેની મશ્કરી કરવા આ રીતે આવી બેઠો હતો? આજ રાજા, જે હજી ગઈ કાલ સુધી ઐશ્વર્યમાં ઇન્દ્રશો, રૂપયૌવનમાં કંદર્પશો, તેના મહેલને અજવાળતો બેસી રહેતો હતો. અને જેના સંતોષ અર્થે તે હજી ગઈકાલ સુધી શશાંકિત રહ્યા કરતી હતી. એની જ આજે આ દશા?

"બાઈજી, શું છે? આમ અચાનક શાથી ફીક્કાં અને ઉદાસ બની ગયાં?" મહેફિલમાંથી એક વ્યક્તિએ પૂછ્યું.

"મને મારા ઘેર પહોંચાડી દો. મારો જીવ ગભરાય છે."

"શું થયું? શાથી જીવ ગભરાય છે? લ્યો, આ પી જાઓ!"–અને તેની સામે શરાબતનો એક ગ્લાસ ધરવામાં આવ્યો. કુમકુમ તે એકી શ્વાસે ગટગટાવી ગઈ. અને પછી તો થોડીવારમાંજ તેનામાં સ્ફૂર્તિ પાછી આવી ગઈ. એ પછી એણે રાજા તરફ પાછા ફરીને એક પળ વાર દૃષ્ટિપાત ન કર્યો.

-૩-

કુમકુમ-વારવનિતા કુમકુમ અને નારી કુમકુમ જ્યારે યૌવનનું પાન કરવા બેઠી હતી, ત્યારે એકીશ્વાસે તેણે તેનું પાન કરવા માંડ્યું હતું. તે વખતે તેણે ન તો આગળ જોવાની કે ન તો પાછળ જોવાની પરવા કરી હતી. અને આ કંઠપાન દરમ્યાન એક જરાશી પળમાં તે રહી ગઈ હતી સ્તબ્ધ-અચલ શી!

પ્રવેશદ્વાર પરજ રાજાનું મૃત શરીર પડ્યું હતું-તેનો દેહ હાડપીંજર શો બની ગયો હતો. નશામાં ઝૂલતી અને મસ્ત બનેલી કુમકુમ પોતાના સાથીદારો સાથે મોટરમાંથી નીચે ઉતરી. વિજળીનો પ્રકાશ તેના હિરામોતીના અલંકારો પર ચળકી રહ્યો હતો અને રૂપ તથા અલંકાર-દિપ્તિની સામે એ શબ એક અભિશાપની જેમ જડાઈ ગયું હતું.

"મરી ગયો પાજી!" કુમકુમના સાથીદારોમાંથી એક બોલ્યો.

"કેવો જીદ્દી હતો આ રાજા, છેવટે એને જ એની જીદનું ફળ ભોગવવું પડ્યું. કંગાલ, ભિખારી સ્વપ્નાં સેવતો હતો પરી શી કુમકુમનાં...!" બીજો બોલ્યો.

અને કુમકુમ એ પરિહાસમાં પૂર્તિ કરવાનો પ્રયાસ કરવા છતાં મૌન જ રહી ગઈ, ન જાણે એક દેવોય દીર્ઘશ્વાસ તેની નસોમાં ઘુમી રહ્યો હતો, તે અકદમ ત્વરિત પગલે મહાલયમાં ચાલી ગઈ.

ત્યારબાદ ઘણું કરીને તેના નોકરોએ એ શબને ઊંચકીને બહાર ફેંકી દીધું હતું. શબ માર્ગમાં ધૂળમાં રગદોળાતું હતું અને કુમકુમ સાથીદારોની સોબતમાં શરાબ પી રહી હતી. એટલું તો સાચું હતું, અને જોતજોતામાં પાછી એ નાચરંગમાં એકતાન થઈ ગઈ.

વારવનિતા કુમકુમ યૌવનનું પાન કરતાં કરતાં તેનું અધિક પાન કરી બેઠી હતી. અને કૌતુક તો એ હતું-કે એનું પાન કરતાં કરતાં પાછળ એક બુંદ પણ રહ્યું નહોતું એનું એને પોતાને પણ ભાન રહ્યું નહોતું એને કદાચ એનું ભાન રહેત, જો એ દિનરાત ચાલતો આમોદ પ્રમોદ ક્ષણવારમાં નિર્જીવ ન થઈ જતો હોત તો!

દિવસો પર દિવસો વીતતા જતા હતા અને ઘરમાં કુમકુમ એકલી એકાકી શી બની ગઈ હતી પેલા દીર્ઘનિશ્વાસની જેમ!

હત્યારી! હા, શહેરના વાતાવરણમાં હત્યારી કુમકુમનું નામ ચારે તરફ ફેલાઈ ગયું હતું. અને હવે તો એ હત્યારીને લોકો ઘૃણાની દ્રષ્ટિથી જોતા થઈ ગયા હતા. એજ હતીને રાજાની હત્યારી!

કુમકુમે એક વિસ્મયભરી દૃષ્ટિ ફેરવી પૃથ્વીની તરફ અને પછી પોતાની તરફ. પરંતુ તોય એ સમજી ન શકી કે ઇન્દ્રપુરીની ઇન્દ્રાણીશી કુમકુમ કઈ પળે હત્યારી બની ગઈ હતી!

લોકો તેને હત્યારી કહેતા. રાજાના મોતનું કારણ તેનેજ માનતા. ઘરની દાસીઓ સુદ્ધાં તેનો ઘૃણાથી ત્યાગ કરી ગઈ હતી. એ બૃહદ મહાલયમાં હવે તો માત્ર તે એકલી જ પાછળ રહી ગઈ હતી.

શ્રાવણ માસની સંધ્યા હતી અને કુમકુમની ચારે તરફ ફેલાયેલી એ નિરવતાની મધ્યમાં મરૂભૂમિથી પડી હતી. એ નિરવતામાં રહેતાં રહેતાં વિલાસિની અને ઉચ્છૃંખલ કુમકુમની શીરા-ઉપશીરાઓ ક્યારે મૌન થવા માંડી હતી, એનું એને પોતાને પણ ભાન રહ્યું ન હતું, તે દિવસ બાદ એ મૌન સમાધિમાં કોઇ સમાધિસ્થ યોગીનીની જેમ કુમકુમ બેસી રહેલી દેખાતી હતી.

મોદિની તેનીજ ઉપેક્ષાથી ચાલી ગઈ હતી અને તેનો પૂજારી રાજા તેની જ અવહેલના તથા અનાદરના પરિણામે મૃત્યુના મુખમાં જઈ પડ્યો હતો. અને એ બન્નેને અને કદાચિત જગતભ ઉપેક્ષાકારિણી યૌવનનું પાન કરવા ખાતર મતવાલી શી પાછળ રહી ગઈ હતી.

અને એવી કુમકુમના એ મૌન સમાધિસ્થ ચિત્તમાં વિચાર જાગૃત થયો કે આજે પણ એ રહી ગઈ હતી આવડા મોટા વિશ્વની અસીમ મૌનમાં મૌન-એકલી!

મધરાત થવા આવી હતી. ચાવી આપવાના કારણે મોટી મોટી ઘડિયાળોએ પણ મૌન ધારણ કરવા માંડ્યું હતું. વર્ષોના ફેરા પણ પડતાં બંધ થઈ ગયાં હતાં. કુમકુમે વિમૂઢ દૃષ્ટિએ એકવાર ચારે તરફ નજર ફેરવી, તેનો આત્મા મૌન હાહાકારથી કંપી ઊઠ્યો. તેને લાગ્યું કે ચારે તરફની નિરવતામાં જાણે કે ધીરે ધીરે સમાઈ જતી હતી. તેને લાગ્યું કે જાણે એ વિરાટ મૌનમાં હમણાંજ પોતે સમાઈ જશે. તેને લાગ્યું કે જાણે એ મૌન સમાધિ પળે પળે તેને ગળતી જતી હતી.

કુમકુમ ચિત્કાર કરતી કાંઈક બોલવા ગઈ પરંતુ તેનો કંઠસ્વર ક્યારે મૌન થઈ ગયો હતો-એનું પણ એને ક્યાં ભાન રહ્યું હતું?

અને આમ દિવસ પર દિવસ વિતતા ચાલ્યા જતા હતા અને મૌનની અંદર અને વિખરાયેલા કેશકલાપ સાથે ઓરડાની મધ્યમાં એ મૌનમાં જ મૌન સમાધિસ્થશી બેસી રહેતી.

ચારે તરફથી વાયુ પણ મૌનનો જ વાતો અને એના શરીરનું રક્ત પણ મૌન થતું જતું હતું. અને એ મૌનમાં તે પળે પળે પોતાનું ભાન ભૂલતી જતી હતી.

પૃથ્વીનો કોલાહલ એ મૌન સમાધિને સ્પર્શ કરી શકતો નહોતો. દિવસનો પ્રકાશ એ કુદ ઓરડાની બહાર જ પછડાઈને પાછો વળી જતો. ગત દિવસોનો નગ્ન આનંદ અને આમોદ પ્રમોદ કુમકુમને, મૌનને તાંડવનૃત્ય કરતાં, અને ક્યારેક તો રાતનું શ્વાન સામે આવી ઊભું રહેતું. પરંતુ એ મૌન સમાધિને આ પ્રલાપનો સ્પર્શ થતો નહોતો.

"કુમકુમ...!" કેટલાય દિવસો બાદ તેના બારણા આગળ ઊભા રહી કોઈએ હાક મારી.

અને કોઈએ એનો ઉત્તર ન આપ્યો.

"કુમકુમ-કુમકુમ!" કોઈક આવેગભર્યા સ્વરથી હાક મારતું હતું. કુમકુમે જવાબમાં ન તો આંખો ખોલી કે ન તો કોઈ જવાબ દીધો. અને કદાચ એમ પણ હોય કે એ મૌન સમાધિની અંદર બહારનો અવાજ પહોંચી જ શક્યો ન હોય? કોણ જાણે?

# રાહપર

લેખિકા શ્રી : કાન્તા દેસાઈ.

**મા**ણસ સંતોષી નથી. આકાંક્ષી છે. અનેક વર્ષો વિતાવ્યા છતાં વધુ જીવવાની આશા રાખે છે. નૂતન વર્ષના મંગલ પ્રભાતે અવનવા સ્વપ્નો સેવી.-મધુરુ જીવન જીવવાની તાલાવેલીથી શુકનના મિથ્યા ધમંડમાં ફરે છે. જે માણસનું બચપણ સંસ્કારી હોય તે માણસનું જીવન જ મધુરુ બની શકે. ભુલોની પરંપરા માનવને અત્યંત નિરાશાજનક પરિસ્થિતિમાં આણી મુકે છે.

સંસારિક કાવાદાવા અને માનવ ઘટમાળની ક્ષણજીવી ભવ્યતામાં માણસનું શું દાટયું હશે? આપણા જીવતરનો અંતિમ હેતુ મોક્ષ પ્રાપ્તિનો શા માટે નથી હોતો? આપણું નાનપણ જ એવું રચવામાં આવ્યું હોય છે કે આપણને આ દુનિયાનું જીવતર જીવવામાં જ રચ્યા પચ્યા રહેવાની ધગશ થયાં કરે છે. કિર્તિની ઝંખના થાય છે. કનક માટે લોભ વળગે છે. કનકનો લોભ અને કિર્તિની ઝંખના થતાં મનુષ્ય મનુષ્યત્વ ગુમાવે છે, તેનું ધ્યેય ભુલે છે અને સંકુચિત દૃષ્ટિવાળો બને છે, વિરાટ પરમાત્મામાં મળી જવા માટે આપણી પાસે હિંમત અને કાર્યક્ષેત્ર હોતાં નથી. આમ હોવાથી માણસના પૂર્વ જન્મનાં કૃત્યો ખૂબ અસરકારક હોવાનું માનવું પડે છે. સત્કૃત્ય હોય તો આ ફાની દુનિયાના દોરંગમાં દોશય નહિ અને અનંત ઈશ્વરમાં એકતા મેળવી શકાય.

યુવાની એ કઈ અતિમહત્વની ઉંમર છે. આ ઉંમરે માણસની બુદ્ધીનું વહન અતિ વેગમય હોય છે, બુદ્ધીનો વાહક અને બુદ્ધીવાન્ બંને જો શુક્ષિત અને સંસ્કારી હોય ઉપરાંત હાથજીવાળા હોય તો યુવાન ઘણું ઘણું કરી શકે. માણસની આખી જિંદગી કેવી નીકળશે તે તેના બચપણમાંથી જણાવા માંડે છે. યુવાનીમાં માણસના મુળભુત ગુણો અને પોષણ અને વેગ મળે છે. આ વેગને લીધે તે કાર્ય કરે છે. અને એ કર્મનું ફળ તેને મળે છે. આ ફળ તેને જીવનની લીલીસુકીના અનુભવ માટે છે. યુવાનીમાં વ્યક્તીની બને જાતિમાંથી એકમેકને માટે ઈચ્છા ઉપજે છે આ ઈચ્છા એ વાસના છે. વાસનાનું બળ અતિ વિશાળ હોય છે. વાસનાને દબાવનાર વિજેતા છે. વાસનાને પોષનાર પરાજીત છે. એટલે વાસના આખા જીવનનું મધ્યબિંદુ છે. જેની જેવી વાસના તેવો તે થાય છે, યુવાનીમાં ઉપજતી વાસનાના મુળમાં બચપણમાં કુમળા મગજ પર પડેલી Influence છે. અને Influence ઘણુંખરું માતાના સ્વભાવ ઉપર આધાર રાખે છે. બીજું બધી બાબત કરતાં માતાની અસર ઘણીજ પ્રબળ હોય છે.

(એક નોંધપોથીમાંથી)

☆

[ ગીરનાં ગામડાંનું એક ગૌરાંકિત સ્મરણ ]

# ગોવાલણ દુધવાળી!

('ઓલા પાંદડાને ઉડાડી મેલો હો પાંદડું પગેથી!')

તને ગોંદરે ગોંદરે દીઠી, ગોવાલણુ દુધવાળી!
તારી બોલી લાગે બહુ મીઠી, ગોવાલણુ દુધવાળી!
પડે પ્રભાતને બોઘણું લેતી, ગોવાલણુ દુધવાળી!
ગામ લોકોને દુધડાં દેતી, ગોવાલણુ દુધવાળી!
રોજ ફરતી તું મોટી શેરીએ, ગોવાલણુ દુધવાળી!
લેતી પેરૈ'ા હનમાનની દેરીએ ગોવાલણુ દુધવાળી!
ઉંચી હવેલીએ તું જાતી, ગોવાલણુ દુધવાળી!
પય વેચીને પાછી ફરતી, ગોવાલણુ દુધવાળી!
તું ચાલે જાણે મલકાતી, ગોવાલણુ દુધવાળી!
તારી ચૂંદડી લ્હેરાં લેતી, ગોવાલણુ દુધવાળી!
તારે નાકે તે નમડી મોટી, ગોવાલણુ દુધવાળી!
છેડો આડો રાખીને જોતી, ગોવાલણુ દુધવાળી!
ભરી ચણિયામાં મોરલાની ભાત, ગોવાલણુ દુધવાળી!
કામ ઝાઝા ને જરીક વાન, ગોવાલણુ દુધવાળી!
તારી ગોરી તે ગરવી કાયા, ગોવાલણુ દુધવાળી!
બધા રૂપ અહિં છલકાયા, ગોવાલણુ દુધવાળી!
નમે સધ્યાને ઘેર તું જાતી, ગોવાલણુ દુધવાળી!
પછી ગાયોને બેઠી દો'તી, ગોવાલણુ દુધવાળી!
તારાં ઢોરાંમાં ભેંસો શેડી, ગોવાલણુ દુધવાળી!
ચાર ભેંઠાં ને ગાય સાત જોડી, ગોવાલણુ દુધવાળી!
તારે નેસડે નેસડે કૂત્તા, ગોવાલણુ દુધવાળી!
રાતે રખેવાળ, દિવસે સૂતા, ગોવાલણુ દુધવાળી!
તું ગરવા તે ગીરની નારી, ગોવાલણુ દુધવાળી!
લાગે વગડાંને બહુ ખારી. ગોવાલણુ દુધવાંસી!
તારા વડવા તે સેજે ને વેજે, ગોવાલણુ દુધવાળી!
જેનો કરકયો તો ગીરમાં નેજો, ગોવાલણુ દુધવાળી!

જયસિંહ કા. મકવાણા

## ' એક પત્ર '

રામનવમી, '૯૩
તા. ૧૩-૪-૪૩

પ્રિય પૂ૦ બેનશ્રી,

" દેશમાં પૂ૦ બાપુજીની તબીયત વધારે નરમ થયાથી મોમ્બાસાથી ભાઈનો કાગળ આવ્યો. સાથે દેશથી ભાભીનો મારા પર કાગળ હતો એ પણ બીડી આપેલો. એ કાગળોમાંની હકીકતો ધ્યાનમાં લેતાં મારે વિના વિલંબે દેશ જવું એમ અમને ઉચિત લાગ્યું. આ સિવાય તેઓશ્રીને પણ દેશ જઈ હવાફેર કરવાની જરૂર હતીજ. આખરે નિર્ણય પર આવ્યાં દેશ જવું જ, બનતી ઉતાવળે.

હવે આપણે સૌ જાણીએ છીએ કે હાલના રાજકીય પરિસયોગોને કારણે આગબોટનો માર્ગવ્યવહાર સળંગ નથી, એટલે ટૂંક સમયમાં ઊપડતાં વહાણોમાં જવાનું યોગ્ય ધાર્યું અને એમાં ઘણાં ય હિંદી ભાઈ-બેનો જવાનાં છે એ જાણીને તો ખાસ વિચાર ઊપડયો. નૈરોબી, મોમ્બાસા કાગળો લખી વહાણની ટીકેટ મળે તો તેનો બંદોબસ્ત કરવા જણાવ્યું.

ટીકેટો મળી, ઘર સમેટી જોઈતી વસ્તુઓ સાથે લીધી. બાકીની યોગ્ય વ્યવસ્થા કરવાનો ભાર તમારા જેવાં વડિલ સંબંધીઓને સોંપ્યો. રામનવમીનો દિવસ હતો એટલે મંદિરે જઈ દર્શન કરાવી પછીથી વિદાય આપવાનું તમારું મન હતું, એટલે એ મેં માન્ય રાખ્યું. આ સ્થળે મારે જણાવવું પડે છે કે " ઈશ્વરનો ઈનકાર " નામનું પુસ્તક લખી સારાયે જન-સમાજને વિચારમાં મૂકી દેનારા પિતાની પુત્રી હું મૂર્તિપૂજાને માનતી કેમ હોઈશ એમ વાંચકને સહજભાવે પ્રશ્ન થશે. એનો જવાબ: કેટલીકવાર જીવનમાં બને છે કે હૃદયવાદ પાસે બુદ્ધિવાદ પાછો પડે છે. એવો પ્રસંગ ઉપસ્થિત થયો ને સ્નેહીજન પ્રત્યેની સ્નેહભક્તિને વશ થઇ બુદ્ધિ-વાદને બાજુએ મૂક્યો. મંદિરે જઈ આવી.

છેવટે, તમે સૌએ મને સ્નેહભીની વિદાય દી
નિર્દોષ મૃગલાંઓ જેમ મઝાથી સાથે રમે,
તેમ આપણે સૌ ટોળીબંધ લહેર કરતાં એમાંથ
વિખુટી પડી ! મોમ્બાસા જતી ટ્રેનમાં અમો બે

તા. ૧૪ બુધવાર.

આજે સવારે લગભગ નવ સાડા
મોમ્બાસા દેખાયું. માર્ગમાં જંગલ, ડું
અને વળી વચમાં ઝીબ્રા, વગેરે જંગલી પ્રા
ઓ ચારો ચરતાં ચરતાં ટ્રેનનો અવાજ સ
ળી કાન ઊભા કરી આત્મરક્ષણની ખ
દૂર દૂર દોડી જતાં એ જોવાની બને બ
કોને તો મઝા આવતી.

સ્ટેશને ભાઈશ્રી તેડવા આવેલા. સે દિ
વરસાદ બહુ હતો. લોકો કહેતા કે છેલ્લા
માસથી વરસાદ નહોતો આજે જ પ
વહેલો છે, આ કથને ધન્યઘડીમાં જ
મોમ્બાસામાં પગ મૂક્યો. રાતના ઉજાગ
ટ્રેનનો થાક, સ્નેહીજનોનો વિયોગ, આ
કારણે મન ઉપર થતી ગ્લાનિને દૂર ક
ઘેર જઈ સૂઈ ગઈ, અને ખૂબ ઊંઘ લી
ઘરમાં ભાભી હતાં તે હતાં નહિ. એ પૂ. બાપ
સેવામાં હાજર થવા દેશમાં કે'દિવસનાં ઊ
ગયાં હતાં. કેટલાક મિત્રોની કંપનીમાં 
રહેતા હતા. આપણે સૌએ રામનવમી ગઈ
કરેલી, અહિં મોમ્બાસામાં આજે હતી. રા
સાડા આઠે અહિંના હિન્દુ યુનિયન હોલ
શ્રી રામચંદ્રજીના જીવન વિષે પ્રવચનો હ
અમે પણ ગયાં. "શ્રી કેન્યા ડેલી મેલ
વાળા શ્રી અંબાલાલભાઈએ, શ્રી પી.
માસ્તરે અને શ્રી લીલાવતી શાહે પ્રવ
કર્યાં. એમાં શ્રી લીલાવતી શાહે શ્રી લક્ષ્મ
જીની શાણી પત્ની ઉર્મિલા, જેને જનત
ઓળખવાનો પ્રયત્ન સુદ્ધાં નથી કર્યો એ
પર પ્રકાશ પાડતું વિવેચન કર્યું. બહુ
સુંદર લાગ્યું. ઉર્મિલા વિષે એમણે વાપ
શબ્દોમાં કહ્યું: " શરીરનું કષ્ટ સહેવું સહેલું

મનનું મુકરેલ છે. અસલ છે." શ્રી રામચંદ્રજીની સાથે શ્રી લક્ષ્મણજી વનવાસ ગયા. દરમિઆન પતિની ગેરહાજરીમાં માનસિક સંયમ કેળવી, 'તપસ્વીજીવન' કેવી રીતે વ્યતીત કરેલું એવું વર્ણન કરી સારા યે સ્ત્રીસમાજને આ દૃષ્ટાન્ત આપવામાં ખુબી વાપરેલી. મોમ્બાસામાં આ ઠીક છે. અવકાશ મળતાં સ્ત્રીઓને બોધ મળે એવાં વ્યાખ્યાનો સભાઓ અને સેવાધામો છે, જેમાં સમયનો સદુપયોગ કરી શકાય.

સાંભળવામાં આવ્યું કે વહાણુ તા. ૧૫મી ને બદલે તા. ૨૦ મીએ ઊપડશે, એટલે વહાણુ ઊપડવાની વાટય જોવાની રાહ હતી.

તા. ૧૯મો રવિવાર.

આજે બસંત ફીલ્મ જોવા જવાનો કાર્યક્રમ હતો. સવારના નવ વાગ્યે જવાનું હતું. નાહી, ધોઈ ઠરાવેલે સમયે થિયેટરમાં ગયાં. ભીડ તો બહુ નહોતી. શાન્તિથી જોઈ શકાય એમ હતું. પણ ફીલ્મની વસ્તુ મને તો ખાસ ઠીક ના લાગી. બેશક ગાયનો તેમજ કળાની દૃષ્ટિએ નૃત્ય સારાં હતાં, છતાં યે બોધ લેવા જેવું મને ખાસ ના લાગ્યું. સંભવ છે હમેશાં દૃષ્ટિભેદ રહે છે, એમ પણ હોય. મને જે સારું ના લાગ્યું તે બીજાને ઠીક પણ લાગ્યું હોય. ફીલ્મ જોઈ શ્રી. લીલાવતી શાહને ત્યાં જમવા જવાનું નિમંત્રણ હતું. ત્યાં ગયાં. બધાં યે સાથે સહભોજન લીધું. કલાક દેઢ કલાક ખૂબ આનંદ કર્યો. પછી તો એમને ય ફીલ્મ જોવા જવાનું હતું. એટલે એ સીનેમામાં ગયાં. અમે ઘેર આવ્યાં.

તા. ૨૦ સોમવાર.

આજે સાંજે વહાણુ પર ચઢવાનું હતું આ ખબર મળ્યાથી સૌ બંદર પર આવ્યાં. પરંતુ .માં આવ્યાં ત્યારે ખબર પડી કે વહાણુ તો .જે દિવસે ઊપડવાનું છે. એટલે સામાન તો વહાણુ પર ચઢાવી દીધો અને રહેવા સુવા ર પાછાં ગયાં.

તા ૨૧ મંગળવાર.

વળી આજે ખબર પડી કે વહાણુ કાલે સવારમાં ઊપડશે. ઉતારૂઓને સાંજ સુધીમાં વહાણુ પર લઈ લેશે, એટલે ગયે છૂટકો. સૌ બેન વિદ્યુમતી (પી. ડી. માસ્તરનાં પત્ની) વગેરે સંબંધી જનોની વિદાય લઈ પાછાં બંદર પર આવ્યાં. આ બંદર જુના બંદરથી ઓળખાય છે. ત્યાંથી અમે મચ્છવામાં બેઠાં. મચ્છવામાં બેઠાં ત્યારે એમ જ લાગતું કે જાણે માના ખોળામાં બેઠાં. શાથી દરિયામાં બિલકુલ મોજાં નહોતાં. દરિઓ શાન્ત હતો.

વહાણો લગભગ પાએક માઈલ જેટલે અંતરે ઊભાં હતાં. "નરસિંહપાશા" "ગણેશપાશા." "પીરપાશા"—"સાગરપાશા," "દરિઆઈ દોલત," "ઇરાવતી" વગેરે... એમનાં નામ છે. જે વહાણુમાં અમારે બેસવાનું હતું એનું નામ "નરસિંહપાશા" હતું એ વહાણુની નજીક મચ્છવો આવી પહોંચ્યો. દોરડાની સીડીએ થઈ વહાણુ પર આવ્યાં. ચઢતાં જ ખબર પડી કે ઉતારુઓ ભારે સંખ્યામાં હતા. બેસવાની તો શું, પણ ઊભા રહેવાની ક્યાં ય જગા ન મળે. સૌ બિસ્તરા પાથરીને સુતા હતા. તો કોઈ બીચારા જગા ન મળ્યાને કારણે ઊભા ઊભા જગાને માટે તપ કરી રહ્યા હતા. એમાં અમે ચાર જણુ ઉમેરાયાં. સ્ત્રીઓને માટે દીલાયદી જગા ભંડારિયામાં રાખવામાં આવી હતી. વાંકા વળી અંદર જવાય. છત ઊંચી નથી હોતી. અને એ છત પર કપ્તાનનું સુકાન હોય છે. કસાન ત્યાં બેસે છે, નીચે ભંડારિયામાં માલ દાગીના ભરે ને ખલાસી વર્ગ સુઈ રહે એવી વ્યવસ્થા હંમેશને માટે હશે, આજે સ્ત્રીઓને સારુ એમાં જગા ખાલી કરી આપેલી. શુદ્ધ હવાની અને અજવાળાની તો અછત જ; માંકડ, ચાંચડ, મચ્છર તેમજ બીજાં જીવજંતુઓનો ઉપદ્રવ પણ વિશેષ હતો. બફારો થાય બાળકો કંટાળે એ[illegible] રુદનથી [illegible] ત્રાસ [illegible]

ઉતારુઓ લેવા બદલ કપ્તાનને વિષે તેમજ ઉતારુઓની આટલી ભીડવાળા વહાણમાં બેસવું પડ્યું, એવા મારા ભાગ્યની પામરતા વિષે મને તો જરુર અફસોસ થયો, પણ પાછળથી કયા કારણથી દેશ આવવા નીકળી છું એ વિચાર આવતાં કંઈક સ્વસ્થ થવાયું ને સુખે દુઃખે પહોંચી જવાશે એમ કરીને આશ્વાસન લીધું. પહેલેથી મેં નક્કી કરેલું કે સ્ત્રીઓ માટે મુકરર કરેલી જગામાં ન બેસતાં કોઈ સ્વતંત્ર જગા શોધી લેવી. ભલે પુરુષો સાથે બેસવું પડે. પણ કોલાહલ ને ઘોંઘાટભરી જગામાં મારે બેસવું નથી. આ વિચારથી હું ઊભી જ રહી આગળ તો વધી શકાય એમ હતું નહિ. બે બાળકોને સાચવીને બેસાડ્યાં, અમે ઊભાં રહ્યાં. સંધ્યા વીતી ગઈ હતી. રાતનું અંધારું વધવા લાગ્યું. વહાણમાં બત્તીઓ કરવાનો નિયમ નથી. ચાલુ સંજોગોનો એ કાનુન છે. શું કરીશું આ પ્રશ્નો અમે સામસામી પૂછવા લાગ્યાં. પણ કોઈએ પહેલેથી રોકેલી જગાને મેળવવા ફાંસા મારીને બળજબરી કરવી, આ તો અમારા બેમાંથી કોઈથી બને એમ નહોતુ. છેવટે ઉભા રહ્યા! રાત વધી આઠ વાગ્યા, નવ વાગ્યા, વહાણ પર ચડ્યાને ત્રણ કલાક વીત્યા, છતાં જોગ ન ખાધો. તપ ધરતાં ઉભા રહ્યાં. છેવટમાં અમારા પગ નજીક જ પથારી કરીને સુતેલા ચારેક ગૃહસ્થોને કંઈક લાગણી થઈ. એમણે સૌજન્યતા બતાવી, એમની પથારીમાં જ અમને બેસવા માટે કહ્યું. અને મારે માટે સ્ત્રીઓ ભેગા જવાની ભલાભાને સૂચના કરી. પણ આગળથી ત્યાં ન જવાનો મારો નિર્ણય હતો. બહાર ખુલ્લી હવામાં બેસવાનો હેતુથી તેમાં ય બાળકોની રોકકળ તેમજ સ્ત્રીઓનો કચકચાટ સાંભળી મેં પ્રત્યુત્તરમાં તેમને જણાવ્યું: "ભાઈ, આજની રાત અમને બેસવા દો બેશક તમને ય એટલી ભીડ વેઠવી પડશે. પણ લાચાર છીએ. કાલે સવારે જગા શોધી લેઈશુ. બાકી હું તો સ્ત્રીઓને માટે ઘડેલા પાંજરામાં પુરાવા ને ભીડમાં ભીડ કરવા નથી ઈચ્છતી, માફ કરશો...તેમણે ભલાભાને મારી વાત સ્વીકારી. આમ રાત તો સાંકડે મોકડે વિતાવી.

તા. ૨૨ બુધવાર.

મળસ્કે પડ્યો વરસાદ. જરા ભીંજાયાં પણ ખરાં. તો ય માથે Tarpanline બાંધી હતી જ. (જેમ પહેલાંના જમાનામાં ગાડામાં બેસી કાણે જતા માણસો તાપથી બચવા માથે ચાદર ઢાંકે એમ.) વરસાદ બંધ રહેતાં દાતણ પાણી કર્યાં ને સાથે લીધેલા ભાતામાંથી નાસ્તો કરવાની જોગવાઈ કરતાં હતાં, ત્યાં તો બંદરેથી અમારે વાસ્તે ચા-પુરી અને સીગારેટનાં ડબ્બામાં છુંદો ભરીને ભાઈએ એક ભાઈને મોકલ્યા એમની સાથે થોડી વાતગીત કરી, અને એ ભાઈ ગયા બાદ નાસ્તો કર્યો. ચા તો સૌએ વહેંચી લીધી. પાછળથી આ જગાએ જ અડ્ડો જમાવ્યો, એ ગૃહસ્થોએ જ વ્યવસ્થા કરી આપી. એ સૌ આવતા હતા યુગન્ડા તરફથી, પણ પાછળથી એક બીજાનો પરિચય થયો, ઓળખાણુ નીકળ્યાં, "પાટીદાર" માસિકવાળાની દીકરી આ તો, એમણે એમ મને ઓળખી કાઢી. બાકી અમે તો અમારી ઓળખ આપેલી નહિ, એવી ટેવ જ નથી,

નાસ્તો કરીને બેઠાં, ખબર પડી વહાણ ઉપડવાનો સમય થયો છે. ખલાસીઓ દોડાદોડી કરી દોરડાંને આઘાં પાછાં કરવા લાગ્યા. ચારે કોર ધમાલ ચાલી. ઉતારુ ભાઈઓ સામાન શોધવાની ગરબડમાં પડ્યા. અમે તો વિચાર્યું અત્યારે ઉગ્ર બનેલા વાતાવરણમાં ક્યાં ય પત્તો નહિ લાગે પાછળથી સામાન શોધીશુ. જગા મળશે તો તે ય શોધીશું. વહાણને ઉપડવાની થતી વિધિ જોવા લાગ્યાં, રિવાજ મુજબ કાંઠેથી સ્ટીમ લૉંચ આવી. વહાણને રસ્તે ચડાવી એ પાછી વળી, તે પહેલાં એક ઓફીસર વહાણ પર આવી સૌના પાસપોર્ટ તપાસી ગયા હતા.

સ્ટીમલૉચ પાછી ગઇ, એટલે ઊંટની માફક હેલારા મારતું મારતું વહાણુ ઉપડયું. 'ચારે કોર ઉલટીઓ કરતાં ભાઇ-બેનોને જોઇ મારું મન મૂંઝાવા લાગ્યું, મને પણ ઉલટીઓ થવા લાગી. નાનો અનિલ તો ભારે બિમાર પડ્યો, જેની અસર એને બહુ દિવસો લગી રહેલી. વરસાદ ઠીક પડવા લાગ્યો.' જગા તો જેમ તેમ મળી. અને પેલા જે ગૃહસ્થો હતા એની સાથે મળીને ખાવાનો બંદોબસ્ત કર્યો.

વહાણુ સરસ ચાલ્યું, પવન અનુકૂળ હતો. સૌ આનંદમાં આવી ગયાં. પણ રાતના વરસાદ ચાલુ રહ્યો.

તા. ૨૬ રવિવાર.

સવારના આઠ થયા, નવ થયા, દશ થયા. પણ વરસાદનું જોર કેમે ઓછું ના થયું, ઉલ્ટું વધવા લાગ્યું, દરિયો પણ મસ્તીએ ચડયો, વહાણ ડોલવા લાગ્યું, સુકાન કાબુમાં ના રહ્યું, અને મસ્તીએ ચડેલા સાગરની સોબને ચડી વહાણુ ઘુમવા લાગ્યું, કપ્તાને સઢ ઉતારી નાખ્યો. વાદળોનો ગડગડાટ, વીજળીના ચમકારા, ધુમ વરસાદ તેમજ ઉછળતા મોજાં, એવા ભયાનક વાતાવરણથી સૌ ગભરાયાં. કપ્તાને ધીરજથી સમયસૂચકતાથી વહાણુને દિશામાં રાખવાના પ્રયત્નો જાળવી રાખ્યા ખલાસીઓને હુકમ પર હુકમ થવા લાગ્યા.

ગઈ રાતના વરસાદ પડ્યો એટલે પહેલાં તો ધીરજથી સુઈ રહ્યાં પણ વરસાદ વધુ ને વધુ પડવા લાગ્યો એટલે સૌ ભીંજાયાં. બાળકો ભીંજાવા લાગ્યાં એટલે એમને બચાવવા ગઈ રાતના અઢી વાગ્યાથી અમારે ભોંયરાનો આશરો લેનો પડયો, તે ઠેક આજે બપોરના બે વાગ્યા સુધી જ્યાં બેઠાં ત્યાં જ બેસી રહ્યાં. આ સિવાય બીજો ઇલાજ નહોતો.

ઉપર જણાવી ગયા પ્રમાણે જ્યારે વહાણુ તોફાને ચડયું ત્યારે સૌને ગભરાવા જેવું લાગ્યું તો હતું અને સ્ત્રીઓને તો ખાસ મૂળે સ્વભાવથી જ ડરકણુ, ગભરાયેલી, તેમજ સંજોગોમાં નહિ સરખો ય ફેરફાર થતાં 'હાય શું થશે,' એવા વલોપાત કરવાના સ્વભાવાળી, એમાં આવો બનાવ અનુભવવાને સમયે એમની મનોદશા વિશેષ ઉગ્ર બને એ સ્વાભાવિક છે, કોઈ બુમો પાડવા લાગ્યું, કોઈ જુદા જુદા "દેવ" ને સંભારી બાધાઓ રાખવા લાગ્યાં, તો કોઈ તો નાહકની બૂમો જ પાડવા લાગ્યાં. આથી કરી સુતેલાં બાળકો પણ જાગી ઊઠી રોકકળ કરવા મંડયાં, આમ વાતાવરણ ગંભીર બનવા લાગ્યું. ખલાસીઓ કામ કરતાં કરતાં ધારજના બોલ બોલવા લાગ્યા, કોઈ માને શેનું? આખરે મેં સૌને સમજાવ્યાં. અને જણાવ્યું "કોઈ પણ બનાવને આગળથી અશુભ કલ્પી લઈ આપણે આમ ગભરાઈશું, હૃદયને નિર્બળ બનાવી હિંમત ખોઈશું, તેથી તો ઉલ્ટું ન ધાર્યું પરિણામ આવે તેના કરતાં શાન્ત રહો, અને જુઓ શું થાય છે? સૌનું થશે એ જ આપણું થશે, માટે આપણે ધીરજ રાખી ઘોંઘાટ અટકાવીએ, જેથી કરી ખલાસીઓ કામ કરી શકે." આ મારી વાતને બીજાં એકાદ બે સમજુ બેનોએ ટેકો આપ્યો. સૌ કંઈક શાન્ત પડયાં છેવટે બીજી વાતોએ ચડી ગરબડાટ ઓછો કર્યો.

લગભગ બારેક વાગ્યે ઉઘાડ નીકળ્યો, વહાણુ કંઈક રસ્તે પડયું.

સૌના બિસ્તરા ભીંજાઈ ગયા હતા, એટલે સૌ સુકવવાની ધમાલમાં પડ્યા. આ સમયે મને બરાબર સમજાયું કે બિસ્તરામાં ભારે ગાદલાં કરતાં હલકાં ગાદલાં ને ઓઢવામાં રજાઇ વગેરે ન રાખતાં ફક્ત બ્લેંકેટ પૂરતાં હોય છે. બ્લેંકેટ ભીંજાતાં એને સુકવવી ઠીક અનુકૂળ પડે, તેવી જ રીતે ગાદલાં માટે છે, મારાં ગાદલાં સુકવવાને તેમજ બીજો આંટાફેરો કરવા એક ખલાસીભાઈ ઠીક મદદ કરતો, વળી આ સ્થળે મારે જણાવવું ઘટે છે કે વહાણુની સફ-

રમાં મને મુશ્કેલીઓની પરંપરાઓ છે, બેશક એ વર્ષો જૂનું વાહન છે, વળી એ દેશી ગણાય. એને આપણે ઉત્તેજન આપી પડી ભાગતા ધંધાને ખીલવવો એ આપણો રાષ્ટ્રધર્મ છે, પણ એની સાથે એમાં જે જે કાંઈ ગેરવ્યવસ્થા હોય એ સહન કરવાની શક્તિ કેળવીને તૈયાર બન્યા પછી જ મુસાફરી કરવી ઘટે. બાકી તો-વહાણમાં કોઈ જ જાતની સગવડ નથી હોતી, સંડાસથી માંડી રસોડા લેગીની મુશ્કેલી છે, સંડાસ પણ સારાં નથી હોતાં, પાટીયાના એક ખોખાને વહાણની ધારે બાંધવામાં આવ્યું હોય એવો એનો ઘાટ હોય છે. નથી મર્યાદા સચવાતી, શૌચક્રિયા કરતાં માણસ (ખાસ કરીને શરમાળ સ્ત્રીઓ) માણસને દેખાય, તે તો ભારે દુઃખ, બાળકોને બેસાડવાં બહુ અગવડભર્યું લાગતું નાહવા પીવાની પણ અડચણ. ખાવા-પીવામાંય તેમ. ઉપર તાપ પડતો હોય, માલમજી (કપ્તાન) ને આજીજી કરીએ તો ઉપર (Tarpanline) અથવા કંતાન બાંધી આપવામાં આવે, પણ વહાણ એ સઢમાં પવન ભાગવીને-ચાલનારું વાહન, યંત્રનું નામ નહિ. એટલે પવનની ગતિ પ્રમાણે સઢમાં કરવા પડતા ફેરફારને કારણે વાંભરો બાંધેલી ખમણની (મોટાં દોરડાં) છોડબાંધ કરવી પડે, એટલે માથે બાંધેલું કંતાન કે (Tarpaulin) ઝાઝો વખત એક સ્થિતિમાં ના રહે. એમાં પાછી કુદરતી આફત આવે, ભારે કંટાળો આવે ને ત્યારે ગમે એમ થાય પણ ફરી આ પ્રકારની સફર ન કરવી એમ સહેજે થાય.

તા. ૨૭ સોમવાર

સામે ઈટાલિયન સોમાલીલેન્ડનો કાંઠો જણાતો હતો. માલમજીને કંઈક યોગ્ય લાગ્યુ હશે વહાણને કાંઠે લેઈ જવાનું. પણ પવન પ્રતિકૂળ બન્યો વહાણ ખાડીમાં સપડાયું. સોમ, મંગળ, બુધ ને ગુરુ આ ચારે દિવસ ત્યાં જ પડી રહ્યું. સામે કાંઠે દેખાતું 'મોગડીશુ' બંદર દેખાયા કરતું. રાતના એ બંદરમાં ઝળતી બત્તીઓ નજરે પડતી. દેખાવ સુંદર લાગતો.

તા. ૩૦ ગુરુવાર

આખરે આજે બપોરના વહાણને પવન મળ્યો, ગતિમાન થયું. ત્યારપછી ખાસ મુશ્કેલી નડી નહિ. પછીથી તો સૌ આનંદમાં આવી ગયાં. રાતના સૌ પથારીમાં પડયા પડયા હુક્કા લલકારવા લાગ્યાં. ગ્રામોફોન વાગવા લાગ્યો, વાતોના રસ જામવા લાગ્યાં. વળી રામધુન પણ થવા લાગી. આમ મઝા પડતી ને તે વખતે દરેકને એમ લાગતું કે ઉતારુઓની આટલી બેહદ ભીડ ના હોતે તો મુશ્કેલીઓમાં ય કંઈક રાહત મળત. આ પ્રશ્ન વિચારવા જેવો છે. અમુકજ સંખ્યામાં ઉતારુ લેવા માટે વહાણ માલીકે અને અમુકજ સંખ્યામાં બેસવાનો નિર્ણય ઉતારુ ભાઈ-બેનોએજ કરવો ઘટે. આથી કરી થાય શું કે કંઈક શાન્તિ જળવાય, કંઈક વ્યવસ્થા પણ જળવાય. વળી, માર્ગમાં વહાણને પડી રહેવાનું થયુ. અને હજી લાંબી મજલ કરવાની હતી. સાથે લેવાયેલું પીવાનું મીઠું પાણી ખૂટી જવાની દહેશતે પાણી પર અંકુશ મુકાયો. માણસ દીઠ પાંચ (નાના) પ્યાલા આપવાનો કાયદો થયો. આમ પાણીની ખાસ તંગી વેઠવી પડી. માટે જો પ્રમાણસર ઉતારુઓ હોત તો આ સ્થિતિ ના થાત.

આમ દિવસો ઠીક ઠીક વીતવા લાગ્યા. લગભગ તા. ૧૫મીએ સોકોત્રા ટાપુ દેખાયા. મે ધારેલું કે એકજ મોટો ટાપુ હશે, પણ પછી ખબર પડી કે એક નહિ પણ બે ટાપુ હતા. અને ત્યારપછી તો બીજે દિવસે બીજા કેટલાયે નાના મોટા ટાપુ નજરે પડયા. 'સોકોત્રા' ટાપુઓથી પાણી લેવાનું ઉતારુઓ તરફથી કહેવામાં આવ્યું પણ માલમજી સોકોત્રા ટાપુથી અજાણ્યા હતા. વળી ત્યાં પાણી હશે કે કેમ એની ખાત્રી એમને હતી નહિ એમ એમની વાતચીતથી જણાયું.

માર્ગમાં નાના મોટા મચ્છ જોવાની ખુબ મઝા આવતી. એ લગભગ પાંચથી ૭ ફૂટ જેટલા લાંબા ને જબરજસ્ત હતા. વળી ઊડતી માછલીઓ પણ જોવામાં આવતી. આ સુંદર દૃશ્ય જોવા માટે તમે સૌ જો હોત તો ? વધારે લહેર પડત, એમ માનું છું.

હવે તો વહાણ બહુ સરસ ચાલે છે. પવન પણ જોસબંધ ફુંકાય છે. મોજાં બહુ ઊછળી રહ્યાં છે, વહાણ પણ દોડી રહ્યું છે. આપણાથી તો ટટાર ચલાતું નથી. વાસણો, કપડાં જો ચોકસાઈથી મૂકવામાં ના આવ્યાં હોય તો દરિઆમાં ઊછળી પડે છે. અમારી મંડળીમાંથી પણ કેટલાકનાં થાળી, ચમચો દરિઆમાં ગયાં.

તા. ૨૦–૫–'૪૩ ગુરુવાર

બરાબર ઓગણત્રીસમે દિવસે ભારતનો કિનારો નજરે પડયો. જમીનપર વસવાટ કરીને રહેવાને ટેવાયેલ માનવીને ભૂમિ જોવામાં કેટલો આનંદ થાય એ તો અનુભવે સમજાય. ત્યાર પછી પોતાની માતૃભૂમિનાં દર્શનથી કયું હૃદય એવું હોય કે હરખાયા વિના રહે !

લગભગ ૨ વાગે દૂર દૂર કિનારા તરફથી નાનાં નાનાં બે વહાણો પસાર થતાં દેખાયાં, તે પછી જેમ જેમ નજીક જતાં ગયાં તેમ તેમ દ્વારકાધીશના મંદિરની ધજા ફરકતી સ્પષ્ટ દેખાય. બધા હરખઘેલા થયા. ભંડારિયાંમાંથી બેનો, ઓરડાંમાંથી ભાઈઓ બહાર નીકળી જ્યાં અમે બેસતાં ત્યાં આવ્યાં. જાણે દરમાંથી કીડીઓ ઉભરાઈ ! જય પોકારો કરવા લાગ્યાં.

ધીમે ધીમે વહાણ ઓખાબંદરની ખાડીમાં પ્રવેશ્યું અને સાંજના પાંચેક વાગે બંદરથી આશરે પાંચેક માઈલ જેટલે અંતરે લંગર નાખ્યું. "નરસિંહપાશા"એ પોતાનો લાલ વાવટો ફરકાવી ખબર આપી કે અમે સહી-સલામત આવી પહોંચ્યા છીએ.

બીજી એક વાત લખું. જ્યારે વહાણ ખાડીમાં પ્રવેશ્યું ત્યારે બંદરેથી એક કાગડો જાણે સલામ કરવા આવ્યો હોય એમ આવ્યો. સઢના થાંભલાની ટોચે જઈ પાછો ફરી બંદરે જઈ બીજા પાંચ કાગડાને બોલાવી લાવ્યો. તેઓ કા...કા...કા...કા કરી પાછા બંદરે જ ગયા. જળ પખીઓ તો દેખાતાં, પણ ભુમિનાં પખી આજે દેખાતાં મન નાચી ઊઠયું.'

બંદરની કસ્ટમ્સ ઓફીસમાંથી એક હિંદી ઓફીસર ભાઈ પોતાનો મછવો લઈ વહાણમાં આવ્યા. માલમજીને ( કપ્તાનને ) મળ્યા. રિવાજ પ્રમાણે ખબર-અંતર પૂછાયા. માલમજી પાસેના ઉતારુઓના પાસપોર્ટ તપાસી સાથે લીધા. બંદર પર ઠેર ઠેર ઊડતી ધજાઓ વિષે અમને સૌને કુતુહલ ઉપજેલું એ સંબધે પેલા ઓફીસર ભાઈને, અમે પૂછ્યું. જવાબ મળ્યો "ઉત્તર આફ્રિકાનો એક ભાગ ટ્યુનિશીયા બ્રિટીશોએ જીતી લીધો છે, એનો ઉત્સવદીન કાલે ઉજવાવાનો છે, એની એ ધજાઓ છે..."

આ પછી એ ભાઈ અને માલમજી (કપ્તાન) મછવામાં બેસી બંદરે ગયા. માલમજી ગયા બંદર ઓફીસરની પાસે, ઉતારુઓને બંદરે ઉતારવાની પરવાનગી મેળવવા. આ વખતે અમારી સાથે, પૂર્વ આફ્રિકાથી પ્રસિદ્ધ થતું 'ટાન્ગાનીકા ઓપીનીયન'ના તંત્રી પુત્ર હતા, એમને ખાસ કામકાજને કારણે જલદી ઉતરવાની પરવાનગી મળેલી, એટલે એ ભાઈ પણ ઉતર્યા.

બંદરેથી કેટલાક મછવાઓ આવ્યા. એમાં ઊતરી જવાની કેટલાક ભાઈઓએ તૈયારી કરી. આ જગાએ મારે જણાવવું ઘટે છે કે જે માલમજીના ઉપકાર નીચે અમે હતા, એમની પરવાનગી મેળવ્યા વિના ઉતરી જવું યા તો એમને મળવાની દરકાર સુદ્ધાં ના કરવી, એ સભ્યતા વિરુદ્ધની વાત ગણાય. પણ આપણે હિંદી ભાઈ–બેનો સભ્યતાને પીછાણતાં નથી, પીછાણવાની પરવાય નથી કરતાં. આપણે તો અરસપરસ એક ઈંચની જગા માટે લડી–વઢી જાણીએ છીએ, એકમેકનો સ્હેકાર સાધવો કે

સલાહ સંપથી રહેવું એ જાણવા નથી, માત્ર ધીંધાટ, ગરબડ અને એકબીજાથી ઉંચા દેખાવાનો ડોળ કરવો એ જ જાણવા સિવાય બીજું કંઇ જાણવું કે શીખવું નથી. વહાણની સફરમાં મેં આ ખાસ જોયું. દિવસમાં ત્રણ ત્રણવાર લઢાઈ ટંટો થતો એ તો મેં નજરે જોયું છે. આટલી પ્રસ્તાવના પછી જણાવીશ કે ઊતરવાનું વિચારતા હતા. એવા દશ-પંદરેક ભાઈઓ મછવામાં ઊતર્યા ને બંદરે પહોંચ્યા. ત્યાં કસ્ટમ્સ ઓફીસમાં પરવાનગી મેળવી માલ લેવા વહાણમાં પાછા આવ્યા. જ્યારે એ લોક બંદરે પહોંચેલા, ત્યારે તો સાંજના સાડા પાંચ વાગી ગયેલા. કસ્ટમ ઓફીસ બંધ થઈ ગયેલી ત્યારે પરવાનગી કેમ મેળવી શકયા હશે? ગમે એમ, એઓ જ્યારે પાછા ફર્યા ત્યારે એઓ પૈકી એક ભાઈએ મને ખબર આપી કે "વિમળાબેન, તમને કસ્ટમ્સ ઓફીસમાં કોઈ શોધતું હતું." અજાણ્યે સ્થળે મને કોણ શોધતુ હશે એ વિચાર માત્રથી મને બહુ આનંદ થયો. કોણ શોધતું હશે, એ વિચારતાં હતાં. ત્યાં બુમ પડી; "વિમળાબેન—" વહાણની બાજુમાં ઉભેલા મછવામાંથી બુમ સંભળાઈ. આવેલા ગૃહસ્થને અમે મળ્યા. પરિચય માટે નામ પૂછયું. બેંક ઓફ બરોડાની એક બ્રાન્ચ ઓખામાં છે, દ્વારકામાં યે છે. ઓખાની બ્રાન્ચના આ મેનેજર હતા. મારા પૂ. પિતાશ્રીના આ સંબંધી છે, કંઈક સગાયે છે. આગળથી આ સંબંધી ગૃહસ્થને ભલામણ પત્ર લખી અમો એમને ત્યાં ઉતારી જવાની વ્યવસ્થા કરેલી. એટલે ઉતારવા સારૂ એઓ આવેલા. ઉતરવાનું જણાવ્યું. પરન્તુ, અમે તૈયાર નહોતા. વળી પહેલેથી નિશ્ચય કર્યા પ્રમાણે બધાના ઊતરી ગયા બાદ શાન્તિથી ભોંયરામાં પડેલો સામાન શોધ કરી નિશ્ચિંતીથી ઊતરવું. એટલે ઉતરવા જેવી કંઈ જ તૈયારી નહોતી. એમ પણ વિચારેલું કે બીજે દિવસે ઊતરીશું, કારણકે ઊતરવા જેટલો સમય નહોતો. આમ વાટાઘાટને અંતે આવેલા ગૃહસ્થ પાછા ગયા ને જણાવતા ગયા કે કાલે સવારે મછવો લઈને આવીશું.

રાતના વાળુપાણી કરી સુતાં, ઘણે દિવસે છૂટથી સૂતાં. વહાણમાંના ઘણાખરા બધા જ ઉતારુઓ ઊતરી ગયેલા. રહેલાં અમે જ, ચૌદ પંદરેક જણ વાતો કરતાં કરતાં ઊંઘી ગયાં.

તા. ૨૧ શુક્રવાર

વહેલાં ઊઠ્યાં. સામાન શોધ્યો. ભીડને કારણે કેટલોક બાંધેલો છૂટી ગયેલો તે બાંધવામાં જે બીજી રીતે તૈયાર થવામા નવ વાગી ગયા. એટલામાં તો પેલા ગૃહસ્થ આવ્યા. સાથે એમની દોહીત્રી હતી. મછવામાં સામાન મુકાવી માલમજીને મળી વિદાય લીધી. અમે સૌ ઉતર્યાં. અમારી સાથેનાં પણ ઊતર્યાં. કસ્ટમમાં તકલીફ ન પડી. માલ તપાસાયો અને અમે મંઝળીથી છૂટાં પડયાં.

ઘેર ગયાં. બપોરના જરાક આરામ કરી વળી પાછાં બંદર પર આવ્યાં. શંખોદ્ધાર બેટ જવું હતું ત્યાં જવા માટે લગભગ ત્રણેક માઈલની ખાડી ઓળંગવી પડે છે. એટલે મછવામાં બેસવું પડે છે. વળી મછવામાં બેઠાં. સાથે અમારાં યજમાન બેન પણ હતાં. એમણે મને સ્નેહથી દેખાડવા લાયક જગાઓ, પુરાણાં મંદિરો દેખાડયાં. ત્યાં સરકારી દવાખાનું છે, એના દાક્તર અમારા જ ગામના પટેલ છે. ઓળખાણ પણ નીકળ્યું મંદિરોમાં ફૂલ, ચંદન ધૂપ વગેરે સુવાસિત પદાર્થોથી અને ત્યાંની શીતળતાથી બેશક મનને આનંદ થાય છેજ અને આંતરિક ચિંતાઓથી ઘેરાયેલ હૃદય કંઈક આહ્લાદ પામે છે. બપે ફરી પાછાં આવ્યાં, મછવો તૈયાર હતો. પાછાં ઘેર આવ્યાં.

ઘેર આવી વાળુ કરી, આફ્રિકા તમને પત્રો લખવાનાં વચન આપેલાં, એ વચન પાળવા પત્રો લખી સુઈ ગઈ. બીજે દિવસે દ્વારકા જવું હતું.

તા. ૨૨ શનિવાર

વહેલાં ઊઠયાં. સાત વાગ્યે દ્વારકા જતી

ટ્રેનને પકડવી હતી. ચિં૦ અનિલને પગે દુઃખાવો થયો હતો. વહાણની બિમારીમાંથી ઊઠયા પછી ઘટતી સારવાર ન થયાને કારણે ઢીંચણેથી એ જકડાઇ ગયેલો. એટલે એને ઊંચકવો પડયો. વખતસર સ્ટેશને આવ્યાં. ગાડી ઊપડવાની તૈયારીમાં હતી. હાથ આવ્યો એ ડબામાં દોડીને બેસી ગયાં સીસોટી વાગી, ટ્રેન ઉપડી. રસ્તામાં મીઠાપુર આવ્યું. મીઠાપુરમાં સોલ્ટ ફેક્ટરી અને ટાટા કેમીકલ વર્કર્સ એ ટાટાકું. એ દરિઆના ખારા પાણીમાંથી ક્ષાર ખેંચી એને રસાયણોથી સાફ કરી કેટલી જાતના એસીડ બનાવવાનું લાખો રૂપિઆથી બાંધેલું કારખાનું છે એ દૂરથી દેખ્યું. એ કારખાનું જોવાની હાલમાં પરવાનગી નથી મળતી; એટલે જોવા જવાનો વિચાર માંડી વાળવો પડેલો.

એ સ્ટેશનો વટાવી, દ્વારકા આવ્યું ધર્મશાળામાં ઉતારો કર્યો. પછી મંદિરોમાં ગયાં. શ્રીકૃષ્ણનું મંદિર જોયું. એમની આઠ પટરાણીઓનાં મંદિર બાજુમાં છે એ જોયું. વળી ગોમતી નામનો કુંડ છે, જ્યાં અંધશ્રદ્ધાળુ યાત્રાળુ નાહીને પવિત્ર થયાનું માને છે. બાકી નવા વિચારોમાં ને આચારોમાં આગળ વધેલાઓને તો એ કુંડની ગંદકી જોઇ ઉલટી સુગ આવે. બાળકો સંડાશ કરીતે એમાં સાફ કરતાં અને મળમુત્ર એમાં જ ધોતાં જોઈને ખરેજ આપણી ધર્માંધતા પર અફસોસ થાય છે. હા, મંદિરોમાંની પવિત્રતા જો સચવાઇ રહેતી હોય તો એના કરતાં બીજું કોઈ સુંદર ધામ ન ગણાય. અને જો ધર્મને નામે ભ્રષ્ટતા ના થતી હોય તો વૈરાગીને વૈરાગ આવે એવાં મંદિરસ્થાન ગણાય. આ પછી દેશી કારીગરોએ હાથે બનાવેલાં લાકડાનાં રમકડાં, શંખની માળાઓ, બંગડીઓ, ફોટા ફ્રેમ વગેરેની દુકાન હતી. એમાંથી બાળકોને માટે થોડાં રમકડાં ખરીદ્યાં. પછી ધર્મશાળામાં પાછા આવી વીશીમાં અગાઉ કરેલી વ્યવસ્થા પ્રમાણે થાળીઓ આવી. જમી લીધું. છએક વાગ્યે ટ્રેન આવતી હતી. એટલે ઘોડાગાડી કરી સ્ટેશને આવ્યાં. ગાડી મોડી હતી. બેએક કલાક સ્ટેશને થોભ્યાં. અહિં વહાણની મંડળી સાથે હતી. ગાડી આવી. લગભગ નવેક વાગ્યે ઓખા પહોંચ્યાં. પેલા ગૃહસ્થ સ્ટેશને સામા આવ્યા હતા. અંધારી રાતે સ્ટેશને આવવાની તકલીફ લેવા જેટલી એમની પ્રેમાળવૃત્તિ માટે સાચે મને બહુ સંતોષ થયો. ઘેર આવ્યાં. વાળુ તો તૈયાર જ હતું. વાળુ કરી થોડી વાતચીત કરી સવારમાં વિદાય થવાનું હતું એટલે સામાન ઠીક કરવામાં લગભગ એક વાગી ગયો. પાંચ વાગ્યે તો ઊઠવાનું હતું. જોકે અમારા યજમાનનો ને એમનાં પત્નીનો વધુ રોકાવાનો સ્નેહભર્યો અમને આગ્રહ હતો. પણ પૂ૦ પિતાશ્રીની તબીયત નરમ હોવાને કારણેજ વહાણમાં બેસી, દેશ આવવાની મૂળમાં પ્રબળ ઇચ્છા, તો માર્ગમાં વિના કારણે રોકાવું કેમ ગમે? એમનાં દર્શનનાં આતુર અમે, એટલે અમારા અતિથિના સ્નેહભર્યા આગ્રહનો અનાદર કર્યો ને બીજે દિવસે જવુંજ છે એમ નક્કી કરી સુઇ ગયાં.

તા. ૨૩ રવિવાર

સવારે પાંચ વાગ્યે ઊઠયાં. નાહી, ધોઈ ચા પી સ્ટેશને આવ્યાં. સ્ટેશન લગી વળાવવાને એ પ્રેમાળ કુટુંબ આવેલું. અમે રહ્યાં ત્યાં સુધી આ કુટુંબે સારી માયા બતાવેલી. જુવાન પુત્ર ટાઇફોડ તાવને બિછાને હોવા છતાં અમારા તરફ બેદરકારી ન બતાવવા બદલ આ સ્થળે હું એમનો અમારા કુટુંબ તરફથી આભાર માનું છું. એમની સ્નેહભીની વિદાય લીધી. ગાડી ઉપડી. ગાડીમાં ભીડ હતી. રાજકોટ, જામનગર વગેરે આવ્યાં. જામનગરની જાહોજલાલી ખરેખર પ્રશંસાને યોગ્ય છે. રાજકોટ સ્ટેશને તમ સૌની કુશળતા જણાવતો પત્ર પહોંચાડવાનો હતો એ પહોંચાડયો.

તા. ૨૪ સોમવાર

સવારના પાંચ વાગ્યે વીરમગામ આવ્યું.

મુસાફરોના દાગીના તપાસાયા. પણ દાગીના તપાસનારાઓ તરફથી ભારે હેરાનગતી નડે છે. એકે એક ચીજ ખૂબ કાળજીથી ને ચોકસાઈથી તપાસાય છે ને એમાંય મેં જોયું કે હેડ-ઓફીસર કરતાં પોલીસો વધારે કનડગત કરે છે. છતાં લાચારીથી એમનાં અપમાનો સહન કરી, એ લોક કહે એ પ્રમાણે વર્તવું પડે છે, સત્તા પાસે શાણપણ નકામું ગણાય,છે, એ બરાબર છે. અહીં લગભગ દશ કલાક રોકાયાં. વીશીમાં જમી ગામ જોઈ આવ્યાં ત્યા ખાસ વિશેષતા નથી. સ્ટેશન. પર આવેલ એક બાગ, ગામની શુષ્કતા ટાળે છે. ત્રણેક વાગ્યે અમદાવાદ જતી ટ્રેનમાં બેસી અમદાવાદ થઈ લગભગ સાંજે આઠેક વાગ્યે આણંદ આવી પહોંચ્યાં. મારે કહેવું જોઈશે કે અહિં રેલ્વેનાં જાજરૂઓમાં બીભસ્ત લખાણો નજરે પડે છે. એ ઠીક નથી. આમ બરાબર આઠ વર્ષ પૂરા કરી નવમે વર્ષે મેં મારા પુરાણા ગામમા પગ મૂક્યો. દરમિઆન કંઈ કંઈ ઉથલપાથલ થઈ ગઈ હોય તો એ જ કે મેં મારાં વ્હાલાં બાને ના જોયાં બાકી બેન, ભાભી વગેરે સૌ સ્વજનો મળ્યાં. ખાસ કરીને માંદગીને પથારીએ પડેલા મારા વ્હાલા પૂ૦ પિતાશ્રીને જોયા, એમના પગમાં પડી અનેરો આનંદ અનુભવ્યો. પણ હાય મારાં બા, જેમણે મને સ્નેહથી વિદાય દીધેલી, એ મને એવા જ ઉમળકાથી 'આવ' કહેવા ન રહ્યાં ! એજ મને સાલે છે....એજ તમારી સ્નેહાય વિમુના પ્રણામ.

તા. ક. એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. કદિ કોઈ વિપરીત સંજોગોને કારણે વહાણમાં સફર કરવાનો પ્રસંગ ઉભો થયો તો સાથે આટલી ચીજો જરૂર લેવી. સોડા બનાવવાનું માયફન (એની સ્પાર્કલેટસ સાથે) શેક કરવાની કોથળી (Hot water bottle) કવીનાઈન, એસ્પ્રો, 'કોલન વોટર, વોમીટ મીક્ષ્ચર અગર ઉલ્ટીમા રાહત દેતી કોઈ દવા વગેરે ઔષધો તેમજ વાસણમાં તાંબા પીત્તળનાં વાસણ કરતા ઇનેમલ (Epamal)-કોઠી-નાં વાસણ સાફ કરવામાં ઠીક પડે છે. કુકર જેમાં એકી સાથે દાળ, ભાત, શાક બફાય છે. તે તથા ટોર્ચ આ ઉપરાંત જેમણે સફર કરી હોય એવા ભાઈ-બેનનો અનુભવ પુછવો. આટલું જરૂરી જોઉં છું.



☆

# “ જીવન જીવી જાણજોરે લોલ ! ”

(રાસ)

(૧)

મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !
કિરતારની કૃપાનો નહિ પા....ર !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

(૨)

તમે સ્વર્ગને સંસારમાં ઉતારજો રે લોલ !
જીવન સર્વનાં કરી રહે કલ્લો....લ !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

(૩)

મળ્યો માનવીનો દેહ મોંઘો જીવને રે લોલ !
નારીરુપ છો પ્રકૃતિ-અવતા....ર !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

(૪)

બળ્યા ઝળ્યા સંસારીને ઠારવારે લોલ !
બની રહેજો સંસારે શીળી-છાં....ય !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

(૫)

મીઠાં પ્રેરણાનાં નીર પાજો પ્રેમથી રે લોલ !
સુપ્ત ચેતના જગાડજો સુવે....ણ !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

(૬)

જીવન જીવવાં અધુનાં બન્યાં દોહ્યલાં રે લોલ !
જીવન-રસના સૂકાયા પ્રવા....હ !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

(૭)

સૃષ્ટિ-ખોળે ઝંઝાનિલ ઉતર્યાં રે લોલ !
મચ્યો માનવીનો ઘોર હત્યાકાં....ડ !
મળ્યું જીવન સખિરી ! જીવી જાણજો રે લોલ !

ચન્દ્રશંકર ધિરજરામ પંડ્યા.

# કાંતવા-વણવાની કળાનું મહત્ત્વ

લેખક : રા. ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત

મહાત્મા ગાંધીએ આપણા દેશને ચાલુ સમયને માટે જે મહાન્ સંદેશો આપ્યો છે તે વિવિધ દૃષ્ટિબિંદુએ તપાસતાં આપણા ગરીબ દેશને કેટલો મોટો અગત્યનો છે અને ખાસ કરી બ્હેનોને તેની સાથે કેટલું બધું લાગે વળગે છે તેની આ લેખમાં કાંઈક ઝાંખી કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

પ્રથમ દૃષ્ટિએ તપાસતાં આપણને જણાશે કે જિંદગીની મુખ્ય જરૂરીઆતની વસ્તુઓ બે છે. શરીરને અન્નથી પોષણ આપવું, અને તેને વસ્ત્રથી ઢાંકવું. આ બે વસ્તુઓમાં આપણે પરાવલંબન ત્યજી આપણા પોતાના પર આધાર રાખવો એ અતિશય ઈચ્છવા જોગ છે. વાસ્તવિક રીતે જે વસ્તુઓ બનાવવાની છે તેનો કાચો પદાર્થ અહીં ઉત્પન્ન થતો હોય તો તે હજારો ગાઉ દૂર મોકલી તેની તૈયાર થએલી વસ્તુ ત્યાંથી મંગાવી આપણને તે વાપરવાની ન જ પાલવી શકે. જેવી રીતે અહીં પાકતું અનાજ પરદેશ ખાતે મોકલી તેના ખાદ્ય પદાર્થો બનાવી ડબ્બાઓમાં અગર બીજી રીતે સંગ્રહી રાખી દૂર દેશાવરમાંથી અહીં મોકલવામાં આવે અને તેનાપર આપણે ગુજારો કરવાનું હોય તે જેટલું હાસ્યસ્પદ અને પ્રમાદથી ભરેલું લાગે તેટલાજ પ્રમાણમાં 'અહીં પાકતું રૂ પરદેશ મોકલી તેનું સુતર અથવા કાપડ ત્યાં બનાવરાવી અહીં આપણે પહેરવું હાસ્યસ્પદ અને પ્રમાદવાળું લાગવું જોઈએ. અને આ બાબત અતિશય સાદી સમજવાળી અને સ્પષ્ટ હોવા છતાં આપણે ગમે તે કારણને લઈને તેમ કરવાને પ્રેરાયા છીએ અને તેના જ પરિણામે અત્યંત દુઃખ વેઠીએ છીએ. આ બાબત વિષે આપણો પ્રમાદ આપણી પડેલી કુટેવોને લીધે અને વસ્તુને સત્ય સ્વરૂપમાં સમજવાની અનિચ્છાને લીધે એટલી હદ સુધી પણ ગયો હોત કે કદાચિત્ આપણે ખાદ્ય વસ્તુઓની બાબતમાં પણ પરાવલંબી થયા હોત, અને વખતે આપણે વિદેશી ડબ્બાઓમાં સંગ્રહી રાખેલી ખાસ વસ્તુઓ પર આધાર રાખતા થયા હોત, પણ, આપણે કબૂલ કરવું પડશે કે આપણી અતિશય ગરીબાઈ અને ધાર્મિક બંધનો આપણને તેમ કરતાં આડે આવ્યાં છે, અને તે કારણથી આપણે તેવા પ્રકારની અધોગતિમાંથી બચી શકયા છીએ.

વિદેશી દૃષ્ટિબિંદુથી તપાસતાં સ્ત્રીઓ પરત્વે ખાસ જોતાં તેમને માટે રાંધણકળા અથવા પાકકળામાં નિપુણ થવું એ ઘણું આવશ્યક ગણાય છે. ગમે તેવી બીજી રીતે કેળવણી પામેલી અથવા હોશિયાર સ્ત્રી હશે અને કોડીબંધ રસોઇયા રાખવા જેટલી સમૃદ્ધિવાળી તે હશે, પણ તે જો આ કળાથી અજ્ઞાન હશે તો ભાગ્યે જ તે બહુ આદરને પ્રાપ્ત ગણાશે, એ તો સૌ બ્હેનો વિના દલીલે કબૂલ કરશે એમ હું આશા રાખું છું. હવે રાંધણકળા જો આટલી અગત્યની ગણાતી હોય તો કાંતવાની અને વણવાની કળા વધારે નહિ તો તેટલી જ ઉપયોગી ન ગણવાને માટે કાંઈ કારણ નથી અને ગુંથવાની, ભરવાની વિગેરે અનેક કળાઓથી કોઈ પણ રીતે તે ઉતરતી ગણાઈ શકાશે નહિ. તો ખરેખર તેવી કળાને વિસારવાને અથવા હમેશને માટે જતી કરવાને બલ્કે હદપાર કરી આ દેશમાંથી તેને દેશનિકાલ કરવાને કોઈ પણ જાતનું બહાનું આપી

શકે તેમ નથી. વિશેષમાં, આપણા ધર્મનાં પુસ્તકો જેવાં કે વેદ, કુરાન વિગેરેમાં જે કળાને ડગલે ડગલે વખાણવામાં આવી છે, જેનાં યશોગાન અનેક લેખકોએ ગાયાં છે, જેના વડે લાખો માણસો પહેલાના વખતમાં પોતાનું ગુજરાન ચલાવતા હતા તથા જેને પાશ્ચાત્ય સ્ત્રી ગ્રંથકર્તા પ્રખ્યાત મેરી કોરેલીએ પણ આદર્શ નાયિકા થેલમાને રેંટીયાપર કાંતતી વાચકોને પ્રથમ ઓળખાવીને ઉંચું સ્થાન આપ્યું છે, તેવી કળા પ્રત્યે કોઈ પણ મનુષ્ય અવગણના અથવા તિરસ્કાર બતાવે એમ ભાગ્યે જ બને.

હવે, ત્રીજા દૃષ્ટિબિંદુથી જોતાં આપણે મનુષ્યના ભરણપોષણનો યાને આજીવીકાનો પ્રશ્ન લઈએ. એ તો નિર્વિવાદ વસ્તુ છે કે પ્રત્યેક કુટુંબના નિભાવને માટે કાંતો તે કુટુંબમાં સંગ્રહી રાખેલી સંપત્તિ અથવા નવી સંપત્તિ ઉત્પન્ન કરવાને ઉદ્યમની આવશ્યકતા છે. આ બેમાંથી એક ન હોય તો જરૂર તે કુટુંબ ભૂખે મરે. હવે આ બીના કુટુંબ પરત્વે જેટલાં સત્ય છે તેટલીજ પ્રજા પરત્વે પણ સત્ય છે એ કોઈથી ના પાડી શકાશે નહિ. અને તેમાં વળી, પ્રજા પરત્વે તો કુટુંબ પરત્વેની વસ્તુસ્થિતિની સાથે તુલના કરવામાં એટલો ફેર માલમ પડશે કે પ્રજાઓ પાસે તો સમગ્રતાથી ગણતાં સંગ્રહી રાખેલી સંપત્તિ જુજ હોય છે, અને સમગ્ર પ્રજા એક વરસ પણ ઉદ્યમથી વિમુખ રહે તો તે જરૂર દુષ્કાળના પંજામાં સપડાય. આવી વસ્તુસ્થિતિમાં આપણો ગરીબ દેશ કે જે ઉદ્યમનો મોટો આધાર ખેતી ઉપર છે તેને ખેતીની પુરવણીને અર્થે તેના જેવા મોટા ઉદ્યમનું અવલંબન લેવું કેટલું બધું જરૂરનું છે તે કોઈની પણ જાણમાં ઉતરી શકે એવી બાબત છે, કારણ કે જો બરાબર તપાસશો તો માલમ પડશે કે આપણા દેશનો મુખ્ય ઉદ્યમ લગભગ ૯૦ ટકા ઉલો ખેતીનો છે. હવે તે ઉદ્યમ જે જે સ્થળે નહેરો કુવા વિગેરેનું સાધન છે તે બાદ કરતાં આપણા દેશમાં સાધનોના અભાવે ઘણા મોટા ભાગે ખેડુતને બાર માસમાં ચાર માસ મહા મુશ્કેલીથી ધંધામાં નભાવી શકે છે. આવી વસ્તુસ્થિતિથી આપણી પ્રજાનો મોટો ભાગ જે ગામડામાં વસનારો ખેડુત વર્ગ છે તે બાર માસમાં આઠ માસ કામ ધંધા વિના મુદ્દલ બેશી રહે છે. અને તેના પરિણામે દેશ ગરીબાઇ અને ભુખમરામાં સપડાય છે. હવે જો અહીંના ખેડુતને યાને આમ વર્ગને અર્થે અહીં જ નીપજતા રૂમાંથી સુતર કાંતીને અને કાપડ વણીને ખેતીના જેટલો જ જરૂરી અને સર્વ સ્થળે માન્ય થએલો તથા વહેપારી વર્ગમાં "મોટા પેટવાળો" એવા શબ્દોથી જાણીતો થએલો કાપડનો ઉદ્યમ પગભરે થાય તો આ દેશને તેનાથી દુઃખમાંથી કેટલી રાહત મળે, પરાધીનતામાંથી તે કેટલે દરજ્જે ઉગરી શકે, અને સુખ સમૃદ્ધિમાં તે કેટલો બધો આગળ વધે એ અતિશય સહેલાઈથી સમજાઇ શકે એવી બાબત છે.

હવે ચોથી બાબત સુતર કાંતવાના ઉદ્યમની ઉપર ટપકે જણાતી ક્ષુદ્રતા પરત્વેની છે. કહેવામાં આવે છે કે હાથથી સુતર કાંતવાની કમાઈ ઘણી જ જુજ છે. આના સંબંધમાં એટલો જ ઉત્તર હોઈ શકે કે દુનિયામાં આપણે જેટલાં કામ કરીએ છીએ તે બધાં કમાઈની દૃષ્ટિથી હોતાં નથી. દાખલા તરીકે આપણે ઘરમાં હાથે રાંધીએ છીએ તે કાંઈ કમાઈના અર્થે નથી. ઘણાં કુટુંબો જેઓ રસોઈયા નભાવવા શક્તિમાન હોય છે તે બધા રસોઈઆ રાખી રસોઇ કરાવતા નથી. વળી, સ્ત્રીઓ નવરાશના સમયમાં ગુંથવાનું ભરવાનું, વિગેરે જે કામ કરે છે તે પણ એટલું બધું કમાઈના અર્થે નથી કરતી. વિશેષમાં એટલું વિચારવું યોગ્ય છે કે હિંદુસ્તાનમાં ૪૦ કરોડની વસ્તીમાં ૧૬ કરોડ સ્ત્રીઓ ગણીએ અને તે સોળ કરોડ પૈકી એક કરોડ સ્ત્રીઓ જ જો આ ધંધો

શા માટે આપણે ગ્રહણ કરી એકલું વિદેશી કાપડ બંધ કરવું? તમામ વિદેશી માલ શા માટે બંધ ન કરવો? તેનો ઉત્તર કેટલેક અંશે આ લેખમાં સમાઈ ગયો છે, મુખ્ય કારણ તેનું એજ, કે બધો માલ આપણાથી, એક વખતે બની શકશે નહિ, કારણ કે તેમાં વિવિધ પ્રકારના કાચા પદાર્થો તથા વિવિધ પ્રકારની કળાઓ જોઈએ, જે અનેક વર્ષો સુધી રાહ જોઈએ તો પણ આપણે સુગમ્ય નથી આના પરિણામે, બધું એકી વખતે કરવા જતાં જેમ બંગભંગના સમયમાં બન્યું હતું તેમ બધી હિલચાલ સુઈ જવાનો સંભવ છે. વિશેષમાં, કાપડના ઉદ્યોગનું જરૂરીઆતીપણું, તેની સુલભ્યતા, પરાપૂર્વથી આપણે તેનાથી જાણીતા હોવાપણું, તેના કાચા પદાર્થોથી આ દેશમાં નીપજ, ખેતીના ઉદ્યોગની સાથે તેનો ગાઢ સંબંધ, અને તેનું મહાન્ અને સર્વવ્યાપી ક્ષેત્ર એ તેની હાલની પસંદગીનું પૂરતું કારણ છે. જો આ ઉદ્યોગને જ આપણે પૂરતી રીતે પગભેર કરી શકીએ અને તેમાં આપણે પૂરેપૂરી રીતે સ્વાવલંબી થઈએ તો આપણું કાર્ય સિદ્ધ થયું સમજવું.

અંતમાં હવે એટલુંજ જણાવવું બસ થશે કે મહાત્મા ગાંધીજી જેવા દૂરદર્શી પુરુષો વિરલજ હોય છે. હમેશાં સત્ય બાબત પ્રથમ ઘણા થોડા મનુષ્યોને સ્ફુરે છે અને તેને ફેલાતાં સમય લાગે છે, એ દુનિયાના ઇતિહાસમાંથી મળતી અનુભવની વાત છે. મહાત્માજીએ જે સંદેશો આપણા દેશને સંભળાવ્યો છે તે વ્યવહારુ, અતિશય સહેલો, અને જો તેના વિષે વિચાર અને મનન કરીએ તો જલદી આપણા મગજમાં ઉતરી શકે તેવો છે. કલકત્તાના ડો. પ્રફુલ્લચંદ્ર રૉય એ એક બુદ્ધિમાન મહાન્ વ્યક્તિ છે, ને પાશ્ચાત્ય વિદ્યામાં તે પારંગત થયેલા પુરુષ છે. અને એ એવા તો પ્રવીણ વિજ્ઞાનશાસ્ત્રી છે કે તેમના પ્રત્યે જર્મન વિજ્ઞાન શાસ્ત્રીઓ અતિશય આદરથી જુએ છે. અને યુરોપીય વિશ્વ વિદ્યાલયોએ તેમને ડૉક્ટરની માનવંત ઉપાધિથી નવાજ્યા છે. વળી, તેમના વિષે વિશેષ ઓળખાય આપીએ તો તેમણે એક નાનકડા કાર્યથી શરૂઆત કરી ધીમે ધીમે વધી બેંગાલ કેમીકલ અને ફાર્માસ્યુટીકલ વર્કસ જેવા વૈજ્ઞાનિક કારખાનાને, જેમાં ગંધકનો તેજાબ, વૈજ્ઞાનિક ઓજારો તથા વૈદકીય અને રાસાયણિક દ્રવ્યો બને છે તેને જન્મ આપીને બધાને આશ્ચર્યમુક્ત–ચકિત કરી નાંખ્યા છે, અને હિંદી લોકો વૈજ્ઞાનિક કાર્ય માટે નાલાયક છે તેવા અપવાદમાંથી તેમને મુક્ત કર્યા છે. આવા હિંદના મહાન્ પુત્રનું ગૃહજીવન અતિશય સાદાઈ અને દેશભક્તિથી ભરપૂર છે. તે પણ શરૂઆતમાં ગાંધીજીની આ હિલચાલ પ્રત્યે શંકિત મનથી જોતા હતા, પણ જેમ જેમ તેમણે તે હિલચાલનો વધારે ને વધારે અભ્યાસ કર્યો અને ખુલના દુષ્કાળમાં રેંટીઆની મદદથી આપણા ભૂખે મરતા દેશ બંધુઓ અને બ્હેનોનું દુષ્કાળના દુઃખનું નિવારણ કર્યું ત્યારે તેમણે પોતાના બદલાએલા વિચારો બરત લોકમાં જાહેર કર્યા અને રેંટીઆના યશોગાન મુક્ત કંઠે કર્યાં ને અત્યારે હવે હિંદના આ મહાન્ પુત્રે આની પાછળ પોતાનું જીવન અર્પણ કર્યું છે. એમના જેવા બીજા અનેક હિંદના મહાન્ પુત્રો છે જેમણે પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને મહાત્માજીનો આ સંદેશો વધાવી લીધો છે, અને તેને અમલમાં મેલવા પોતાનું જીવન અર્પ્યું છે. ખરેખર, રેંટીઓ આપણા આ આપત્તના પ્રસંગમાં કામધેનુ જેવો છે. આપણે તેને જો સ્વીકારીશું તો તેથી આપણને અને આપણી સંતતિને કાયમનો લાભ છે, અને દેશનો તેના લીધે ઉદયજ થવાનો એ ચોક્કસ છે. મહાત્માજી જેવી મહાન્ વ્યક્તિ ક્વચિતજ દેશના ઉદ્ધારને અર્થે ઉત્પન્ન થાય છે, કે જે દેશની જરૂરીઆત સમજી લેઈ તેને સત્ય સ્વરૂપમાં દેશના સમક્ષ મૂકે છે અને મુક્તિનો પંથ બતાવે છે. જો આપણે તેમના પ્રત્યે દુર્લક્ષ કરીશું, પ્રમાદ દાખવીશું અને આવા મહાન્ સંદેશાનો આદેશ ઝીલવા અસમર્થ નિવડશું તો પછી તેમાં દોષ આપણોજ ગણાશે.

# પરસેવાની કમાણી

અનુ શ્રી. સત્યવતી 'કો વિદ'

કોઇ એક શહેરમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. ઉદર-પોષણ માટે તે દરરોજ લોકો પાસેથી ભિક્ષા માંગી લાવતો અને ઇશ્વર-ભજનમાં લાગી રહેતો જરુરીયાતથી વધારે તે કદી માગતો નહિ ત્યાંનો રાજા ઘણો ધનવાન અને ગૌબ્રાહ્મણોનો મોટો ભક્ત હતો બ્રાહ્મણોને તે કોઈ પણ વખત પોતાને બારણેથી નિરાશ થઈને પાછા ફરવા દેતો નહિ દૂર-દૂરના બ્રાહ્મણો અને સાધુ-સંતો ત્હેની પાસે આવતા અને મોં માંગ્યું દાન મેળવી ત્હેને અશીર્વાદ દઈ ચાલ્યા જતા. એક દિવસ આ બ્રાહ્મણની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું-" દૂર-દૂરના બ્રાહ્મણો તો રાજા પાસેથી મન માન્યુ ધન માગીને લઈ જાય છે અને ત્હમે અહિંના અહિં એક દિવસ પણ રાજા પાસે નથી ગયા. જિંદગી ભર ગરીબાઈ ક્યાં સુધી ભોગવું? આજે ત્હમે રાજા પાસે જાઓ અને કંઈ માંગી લાવો."

બ્રાહ્મણે પોતાની સ્ત્રીને સમજાવીને કહ્યુ-" તૂ તો ગાંડી છે! આપણે બ્રાહ્મણને ધનની શુ જરુર? ભોજન જોગુ રોજ માગીને લાવુ જ છુ. રાજાનુ ધન સારું નથી હોતુ. તે આપણે લેવુ ન જોઈએ.

પણ સ્ત્રીએ હઠ કરી અને કહેવા લાગી "હુ ત્મ્હારા શાસ્ત્રની વાત સાંભળવા નથી માંગતી. ત્મ્હે તો માળા લઈને જપવા બેસી જાઓ છો અને મ્હારા માથા પર તો આખી ગૃહસ્થાઈનો ભાર છે. આ છોકરાં-છૈયાને શુ પહેરાવું અને શુ ખવડાવુ? આખરે તેઓ પણ તો આગ જળની વચ્ચે રહે છે! પોતાની સાથના બાળકોને પહેરેલા-ઓઢેલાં અને જાત જાતની ચીજો ખાતાં-પીતાં જુએ છે ત્યારે ત્હેમનું પણ મન લલચાય છે. આજ ત્મ્હે રાજા પાસે જાઓ. રાજા ભલો માણસ છે. જશો તો જરુર ત્હમને મોં માંગ્યું દાન આપશે."

વિવશ થઈને બ્રાહ્મણ રાજા પાસે ગયો. રાજા તે વખતે શિકાર રમવા ગયો હતો. બ્રાહ્મણ આશીર્વાદના બિલીપત્ર અને ફૂલ ત્યાં મૂકીને ઘેરે પાછો આવ્યો બ્રાહ્મણીએ ત્હેને બીજે દિવસે પાછો મોકલ્યો પણ સંયોગવશ રાજા તે દિવસે પણ ન મળ્યો. બ્રાહ્મણી તો પાછળ જ પડેલી હતી તેણે તો નિશ્ચય કરેલો હતો કે આ વખતે રાજાને ત્યાંથી જરુર ધન માંગવું જોઈએ તેણે ત્રીજે દિવસે ફરી પાછો બ્રાહ્મણને મોકલ્યો.

રાજા બ્રાહ્મણોનો ભક્ત તો હતો જ, બ્રાહ્મણને આવતાં જોઈને તેણે ઊઠીને આદર સાથે પ્રણામ કરી આસન પર બેસાડ્યો. પછી નમ્રતાથી કહ્યું-" મહારાજ, ત્હમે મ્હારી કુટીરમાં પધારી મ્હારા પર ઘણી કૃપા કરી છે. હું બે દિવસ ત્હમને મળી ન શક્યો તેનું મ્હને ઘણું દુઃખ થયુ છે તે માટે હું ક્ષમા યાચુ છુ. હવે આપ બતાવો કે આપનું શુભાગમન શા માટે થયું છે? હું આપની શું સેવા કરું?"

બ્રાહ્મણે કહ્યું-" રાજન્, જો આપ મ્હારી ઇચ્છાનુસાર દાન આપવા સ્વીકાર કરતા હો તો કહું " રાજાએ કહ્યુ-" હા, હા, કહો મ્હારાં મોટાં ભાગ્ય જો હું આપની કંઈ સેવા કરી શકું."

બ્રાહ્મણે કહ્યું-" હું બીજું કંઈ ચાહતો નથી. આપ આપના પરસેવાની કમાણીના મ્હને ચાર પૈસા આપો."

બ્રાહ્મણની આવી વાત સાંભળી રાજા ચક્રાવામાં પડી ગયો. વિચાર કરવા લાગ્યો કે આ ખજાનામાં અખૂટ ધન ભરેલું છે, પણ ત્હેમાં મ્હારી મહેનતની કમાઈ એક કોડી

પણ નથી તો હું બ્રાહ્મણને ચાર પૈસા તો ક્યાંથી જ આપું ? પછી રાજાએ કંઇક વિચારી બ્રાહ્મણને કહ્યું-" મહારાજ, ત્હમે મ્હને એક દિવસની મુદત આપો. હું આપને કાલે મેં માંગ્યું દાન આપી શકીશ." તે સાંભળીને બ્રાહ્મણ બીજે દિવસે આવવાનું કહી ચાલ્યો ગયો.

બ્રાહ્મણને ખાલી હાથે પાછો ફરેલો જોઈ બ્રાહ્મણીએ આશ્ચર્યથી પૂછ્યું-" શું રાજાએ કંઇ પણ ન આપ્યું.

બ્રાહ્મણે કહ્યું-" ના, કાલે આપવા કહ્યું છે."

બ્રાહ્મણીએ વિચાર્યું મ્હારા પતિએ ઘણું બધું ધન માંગ્યું હશે જે રાજા આજે ન આપી શક્યા. કાલે પ્રબંધ કરી દેશે. એમ વિચારીને તે મનમાં ને મનમાં ઘણી ખુશ થઇ.

આ તરફ બ્રાહ્મણના જતાં જ રાજાએ પોતાના રાજવસી કપડાં ઉતારી ફાટેલાં-જૂનાં કપડાં પહેર્યાં, અને પોતાનો મજૂર જેવો વેષ બનાવ્યો, રાણીના પૂછવાથી રાજાએ બધી વાત ત્હેને બતાવી. ત્યારે રાણીએ કહ્યું-"થોડી વાર થોભો, હું પણ આપની સાથે ચાલું છું, હું મ્હારી સાડી બદલી આવું છું." એમ કહી રાણી ગઇ અને એક જૂની ફાટેલી સાડી પહેરીને પાછી આવી.

આ પ્રમાણે વેષ-પલટો કરી રાજા-રાણી બન્ને મજૂરીની શોધમાં શહેરમાં નીકળ્યાં. લુહારના મહોલ્લામાં જઈ રાજાએ બુમ મારી -" કોઈને મજૂર જોઈએ છે મજૂર ?" આખરે એક લુહારે જે ગાડીના પૈડા પર વાટ ચઢાવવાની તૈયારી કરતો હતો, તેણે રાજાને બોલાવીને કહ્યું-" જુઓ, પહેલે તમ્હારે ધમણ ચલાવવી પડશે અને પછી હથોડાથી ટીપવું પડશે," પછી રાણી તરફ ફરી કહ્યું-" ત્હમારે કુવામાંથી પાણી ખેંચીને આ હોજ ભરવો પડશે અને કોયલાવાળા ઘરમાંથી કોયલા ભરી ભરીને આ ભઠ્ઠીમાં નાંખવા પડશે. ત્હમને બે જણને દિવસ ભરમાં બબ્બે બબ્બે આના મળશે. કામ પસંદ હોય તો કરો નહિ તો રસ્તો કાપો."

રાજા-રાણી બન્નેએ લુહારનું બતાવેલું કામ કરવા માંડ્યું. રાજાએ ધમણ ચલાવવા માંડી પણ તેનાથી કામ સારી રીતે બનતું નહોતું. વચ્ચે હાથ અટકી જતો. ત્યારે લુહાર નારાજ થઇને ઠીક કામ કરવાની સૂચના આપતો. વારંવાર બતલાવ્યા પછી રાજા જેમ-તેમ પોતાનું કામ કરવા લાગ્યો. રાણી કુવામાંથી પાણી ભરી ભરીને લાવવા લાગી. બે ચાર ઘડા પાણી ખેંચતાં જ ત્હેના હાથમાં ફોલ્લા પડી ગયા. ઘણી મુસીબતે તેણે પાણીનો હોજ ભર્યો. વચમાં વચમાં લુહારના કહેતાં રાણી ટોપલીમાં કોલસા ભરી લાવતી અને ભઠ્ઠીમાં નાંખી દેતી. કોલસા ભરવાથી રાણીના કપડાં અને ગોરા હાથો કાળા થઇ ગયા. ગરમ થઈ જવા પછી લુહારે પતરું ભઠ્ઠીમાંથી કાઢી એરણ ઉપર ગોઠવ્યું. અને એક હથોડો પોતાના હાથમાં લઇને અને એક હથોડો રાજાના હાથમાં આપી કહ્યું-" જુઓ, વારા ફરતી હથોડા આ પર ઠોકજો. જરા હાથ પણ આમ તેમ જવા ન પામે." રાજા જોર જોરથી હથોડો ઠોકવા લાગ્યો, પણ ત્હેનું નિશાન બરાબર બેસતું નહિ. કવચીત હથોડો વાટ પર પડતો તો કવચીત એરણ પર પડતો. મજૂરોની આવી દશા જોઇને લુહારણ અંદરથી બબડતી આવી અને લુહારને કહેવા લાગી-" ત્હમે આજે આવાં અણઘડ મજૂર ક્યાંથી લગાવ્યાં ? એ લોકોથી કામ થશે નહિ એમને છૂટાં કરી બીજાં મજૂર કામે લગાડો. આ સસ્તાં મજૂર, ત્હમારું કામ બગાડશે."

રાજા-રાણી બન્ને જણાં લુહાર-લુહારણની ટકટકાર રહેતાં રહેતાં પોત પોતાનું કામ ધ્યાન દઇ કરવા લાગ્યાં. હથોડા ઠોકતાં ઠોકતાં રાજાનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ

ગયું અને જોર જોરથી શ્વાસ ચાલવા લાગ્યો. રાણી પણ પાણી ભરી ભરીને અને કોલસા નાંખી નાંખીને થાકી ગઈ હતી. ત્હેના કોમલ શરીરમાંથી પરસેવાની ધારા ચાલી રહી હતી. ઘણી મુશ્કેલીથી પૈડા પર એક વાટ ચઢી. ત્યારે લુહારે ત્હેમને કહ્યું–" જુઓ ભાઈ, આ કામ ઘણી મહેનતનું છે. ત્હમારાથી બરાબર બને એવું નથી. અત્યારે ત્હમે બે કલાક કામ કર્યું છે. ત્હેની મજૂરી લ્યો અને ત્હમારે ઘેર જાઓ."

રાજાએ કહ્યું–" જેવી મરજી. જેટલી મજૂરી આપ આપવા માંગો તેટલી આપો. અમે બીજી જગ્યાએ કામ શોધી લઈશું."

લુહારે રાજા–રાણીને બન્નેને બબ્બે પૈસા આપ્યા જે તેઓ ઘણી ખુશીથી લઈને ઘેરે આવ્યાં. આજે તે લોકોને ખબર પડી કે પરસેવાની કમાણી કેવી હોય છે, અને ત્હેને માટે કેટલી મહેનત કરવી પડે છે. ઘેર આવી રાજાએ ચારે પૈસા પેટીમાં જુદા મુકી દીધા અને બીજે દિવસે બ્રાહ્મણને બોલાવીને દાનમાં દીધા.

બ્રાહ્મણ રાજાને આશીર્વાદ આપી પાછો ફર્યો અને બ્રાહ્મણીને કહ્યું–" લ્યો, હું રાજાને ત્યાંથી દક્ષિણા લાવ્યો છું.

બ્રાહ્મણી ખુશ થઈને દોડી. પાસે આવતા જ તેણે પોતાનો ખોળો પાથર્યો. બ્રાહ્મણે પોતાની પછેડીના છેડેથી પૈસા છોડીને ત્હેમાં નાંખી દીધા. બ્રાહ્મણી મોટી આશા લઈને આવી હતી. પરન્તુ તેણે ફક્ત ચાર પૈસા જોયા ત્યારે તે ઝંખવાઈ ગઈ અને તેણે ત્હેને દૂર ફેંકી દીધા. ખીજવાઈને બ્રાહ્મણને કહ્યું–"તમ્હારા જેવા દરિદ્રથી રાજાને ત્યાં જઈને પણ ન મંગાયું. સમુદ્રની પાસે જઈને પણ તરસ્યા આવ્યા. રાજા એવા ધર્માત્મા છે કે બ્રાહ્મણને મોં–માંગ્યું દાન આપે. આજે ત્હમારી જગ્યાએ કોઈ બીજુ હોત તો એટલું દાન માંગી લાવતે કે ત્હેની સાત પેઢી બેસીને ખાતે પણ ત્હમે તો એવા છો કે ચાર પૈસા લઈને આવ્યા. શરમ પણ નથી આવતી."

આ પ્રમાણે બ્રાહ્મણી ઘણીવાર સુધી બકવાટ કરતી રહી. બ્રાહ્મણે પૈસા ઊઠાવી તુલસીકયારા પર મુકી દીધા અને વિચાર્યું કે બ્રાહ્મણી શાન્ત પડશે અથવા જરૂર પડશે ત્યારે તે ઉપાડી લેશે, પરન્તુ પૈસા ત્યાંના ત્યાંજ પડી રહ્યા અને તે ઉપર ફૂલ અને બિલીપત્રો વિગેરે પડવાથી નીચે માટીમાં દટાઇ ગયા. આ રીતે બ્રાહ્મણ–બ્રાહ્મણી બન્ને જ તે વાત ભુલી ગયાં.

થોડા દિવસમાં તુલસીકયારામાં ચાર છોડવાઓ ઉગી નીકળ્યા. ચારે છોડો લીલા છમ હતા અને દેખાવમાં ઘણા સુંદર હતા. બ્રાહ્મણી તેમને ફૂલોના ઝાડો સમજી કોઈ કોઈ વાર પાણી પાઈ દેતી. ચાર મહિના પછી તે ચારે ઝાડો મોટાં બન્યાં અને તેમને ફૂલો ફૂટવા માંડયાં. એક–એક ઝાડમાંથી ટોપલીઓ ફૂલ ફૂટતાં હતાં. સુકાઇ જતાં તેમાંથી મોતી ઝરતાં મોતીઓની ચમક અને ખુબસુરતી જોવા જેવી હતી. બ્રાહ્મણ અને બ્રાહ્મણીએ કોઈ દિવસ મોતી જોએલાં ન હોવાથી તે લોકો તેમને બીજ સમજતાં હતાં.

દરરોજ એટલા ફૂલો ઝરતાં કે તુલસીકયારો ચારે તરફથી પુરાઇ જતો. બ્રાહ્મણી તેમને એકઠાં કરી એક ટોપલીમાં ભરી લેતી અને ઘરના એક ખુણામાં નાંખી દેતી.

આ પ્રમાણે કેટલાએક મહિના વિતી ગયા. ઘર મોતીઓથી ભરાઈ ગયું. એક દિવસ એક શાકભાજી વાળી આવી. બ્રાહ્મણીને શાકભાજીની જરુર હતી, પણ તે દિવસે ત્હેની પાસે આપવા માટે કંઇ નહોતુ. તુલસીકયારાની આગળ–પાછળથી વીણેલાં મોતી સુપડામાં ભરેલાં હતાં. બ્રાહ્મણીએ તે બતાવતાં કહ્યું–" આ બીયાના બદલામાં થોડુ શાક આપવાનો વિચાર હોય તો આપ નહિ તો જા." શાક-

વાળાએ દૂરથી તે બીયાંનો ચળકાટ જોઈ કહ્યું–'આ છે શું બ્હેન! કાપની ચીજ હશે તો લઈ લઈશ." બ્રાહ્મણીએ સુપડું આગળ સરકાવતાં કહ્યું–તું જ જોઇ લે, આ તુલસીક્યારામાં લાગેલાં ફુલનાં બીયાં છે." શાકવાળીએ પાસેથી જ્યારે જોયું ત્યારે ત્હેને ખબર પડી કે એ તો મોતી છે. તેણે ખુશીથી તે મોતીઓના બદલામાં મનગમતી શાકભાજી આપી દીધી. તે દિવસથી તે લગભગ દરરોજ આવતી અને મોતીઓના બદલામાં શાકભાજી આપી જતી, શાકભાજીવાળી અને બ્રાહ્મણી બન્ને જણ આ આપલેથી ખુશ હતાં શાકભાજીવાળી એ વિચારથી ખુશ હતી કે એક પૈસાની શાકભાજીમાં હજારોની ચીજ મળે છે અને બ્રાહ્મણી એથી ખુશ હતી કે આ બીયાંને બદલે અમારે શાકભાજી વેચાતાં નથી લેવા પડતાં. આ પ્રમાણે કેટલાએક મહિના વહી ગયા.

રાજમહેલમાં કેટલાંક રાજહંસોના જોડાં હતાં, તે મોતી ચણતાં. રાજાનો નિયમ હતો કે જ્યારે રાજહંસો મોતી ચણી લેતા ત્યારે ભોજન કરતું. એક દિવસ મોતી ન મળવાથી રાજહંસોને દાણા ન મળ્યા અને તેથી રાજકુટુંબ પણ ભુખ્યું રહ્યું. આખા શહેરમાં આ વાત પ્રસરી ગઈ. આ સમાચાર બ્રાહ્મણ અને બ્રાહ્મણીએ પણ સાંભળ્યા. તે બન્નેએ વિચાર કીધો કે રાજા ઘણો દાની છે. કદાચ આજે તેણે બધું દાન કરી દીધું હશે એટલે સુધી કે ત્હેની પાસે ખાવાને માટે પણ કંઈ રહ્યું નહિ હોય. આવી દશામાં આપણે ત્હેમને સહાયતા કરવી જોઇએ.

ત્યારબાદ બ્રાહ્મણે સ્રીને કહ્યું: "તું કહે તો આમાંથી થોડાં બીજ રાજાને આપી આવું. કહેતી હતી ને કે એના બદલામાં શાકભાજી કે થોડી ઘણી ખાવાની વસ્તુઓ મળી જાય છે?"

બ્રાહ્મણીએ કહ્યું:–"હા, હું તો દરરોજ બદલામાં ચીજો લઉં છું. તમારી ઈચ્છા હોય તો આપી આવો. કોઈ દિવસ રાજાને ત્યાંથી તેના બદલામાં હજાર ગણું દાન મળી જશે."

એમ કહી બ્રાહ્મણી એક ટોપલી ભરી અંદરથી બીયાં લઈ આવી. તેમાં કચરો હતો તે સુપડાથી સાફ કરી પોટલીમાં બાંધી આપ્યાં. બ્રાહ્મણ પોટલી માથે મૂકી રાજા પાસે પહોંચ્યો. રાજાએ ત્હેનો આદર–સત્કાર કરી પૂછ્યું–"કહો મહારાજ, સેવકને શું આજ્ઞા છે?"

બ્રાહ્મણે કહ્યું–"મેં સાંભળ્યું છે કે આજે આપને ત્યાં રસોઈ બની નથી. હું જાણું છું કે આપ એટલા દાનવીર છો કે આપ આપનું સર્વસ્વ અર્પણ કરી દો છો. એ વિચારીને આજે કામ ચાલે એટલી તુચ્છ ભેટ લાવ્યો છું. અનાજ તો મારા ઘરમાં નથી પરંતુ આ

## ગરબો

### (સાખી)

સ્વર્ગ સદનની ઉતરી કરવા સૃષ્ટી વીહાર
સ્વર્ગ પુષ્પથી આપનો કરે આજે સ્વીકાર
મ્હારી માળા આ મ્હેંક મ્હેંક મ્હેંક઼ ઓ રાજ...
કોઈ સુંઘી જુઓ સુંઘી જુઓ.
ફુલમાળા આ બ્હેક બ્હેક બ્હેકે ઓ રાજ...
કોઈ સુંઘી જુઓ (૨)
સ્વર્ગના તે બાગમાંથી ફુલડાં મેં ચુંટીયા
સ્નેહની તે સોયમાં પરોવી પછી ગુંથીઆ
એકવાર આપો રસીલા રસીકરાજ સુંઘી જુઓ
સુંઘી જુઓ
સુઆ ભમરા લુંટે છે મ્હારાં ફુલડાંની લાજ.
કોઇ૦
પાણી વીના તે પ્રેમ પાંખડી બીડાય છે
માળી વીના તે એની આંખડી રીસાય છે
એક વાર માનો રસીલા રસીક રાજ,
સુંઘી જુઓ સુંઘી જુઓ.
એની કાયા કરમાય ને શરમાય ઓ રસીક
રાજ સુંઘી જુઓ સુંઘી જુઓ.

કનકકુવરબા

**ગરબો**

મમ માયા હરસદ મા સંકટ હરો
સંકટ હરો સૌને રાજી કરો.         મમ માયા.
ઉગમણા ગોખમાં આપ બીરાજો
મહારાજાને શીર છાયા કરો.         મમ માયા.
શણગાર માને અતી ઘણાં શોભતાં
લલાટે જ્યોત ઝળહળે.         મમ માયા.
કલ્લાં ને કાંબી માને અણુવટ વીછુવા
પાયે નેપૂર ઝણઝણે.         મમ માયા.
કુટુંબ પરીવાર મા આનંદ કરાવજો
રૈયત પર અમી દ્રષ્ટી કરો.         મમ માયા.
કરૂણા કરો માજી અમારી ઉપર
રોગ શત્રુઓનો નાશ કરો.         મમ માયા.
અરજ કરું છું માજી તમારે આંગણે
દાસ ઉપર આપ નીઘા કરો.         મમ માયા.

લક્ષ્મીકુવરબા સાહેબ

એક પ્રકારના ફૂલના બીજ છે. જેના બદલામાં શાકભાજી અને ખાવાની વસ્તુઓ મળી રહે છે. આપ મ્હારી આ તુચ્છ ભેટનો સ્વીકાર કરો."

બ્રાહ્મણની વાતો સાંભળી રાજા ઘણો અચરજ પામ્યો. તેણે કહ્યું:-" જોઉં, કેવા બીજ છે?" બ્રાહ્મણે પોટલી ખોલીને રેશ્મી પસેરી મુકી. રાજા તે જોઈને ચકિત થઈ ગયો. અરે, આ તો મોતી છે! આ ગરીબ બ્રાહ્મણ પાસે સાચે જ આટલાં મોતી ક્યાંથી આવ્યાં? શું એ સાચે જ મોતી હશે? મ્હારી આંખોને ભ્રમ તો નથી થયો ને? એમ વિચારીને તેણે એક મુઠ્ઠી ભરી તે દાણા રાજહંસો તરફ ફેંક્યાં. રાજહંસો તરત ચણવા લાગ્યા. તેથી રાજાને પુરો વિશ્વાસ થયો કે સાચેજ એ બધાં મોતીજ છે અને એક એક મોતી સેંકડોની કિંમતનું છે."

હવે રાજાએ બ્રાહ્મણને પૂછ્યું:-"મહારાજ, આપની પાસે આટલાં મોતી ક્યાંથી આવ્યાં? સાચે સાચું બતાવો."

બ્રાહ્મણે કહ્યું:-" આવાં બીજ તો હમારે ત્યાં ઘણાં છે. અમારા તુલસી ક્યારામાં ચાર ફૂલોના ઝાડો છે તેમાંથી રોજ ઝરે છે. વિશ્વાસ ન આવતો હોય તો મ્હારે ઘેર પધારી જોઇ શકો છો."

બ્રાહ્મણની વાતો સાંભળી રાજા ઘણો વિસ્મય પામ્યો. મંત્રી અને બીજા ઘણા લોકોને લઇ તે બ્રાહ્મણને ઘેર ગયો. બધા લોકોએ જોયું કે તુલસી ક્યારામાં ચાર ઝાડ ઉગેલા છે જેનાં સુકાયલાં ફૂલોથી મોતી ઝરે છે. પૂછપરછ કરવાથી ખબર પડી કે રાજાએ બ્રાહ્મણને પસીનાની કમાઈના ચાર પૈસા આપ્યા હતા તેમાંથી આ ચાર મોતીના ઝાડોની ઉત્પત્તિ થઈ છે. ઝાડોના મૂળ ઉખેડવાથી તેમાંથી નીચે એક એક પૈસો વળગેલો મળ્યો.

આજે બ્રાહ્મણ-બ્રાહ્મણીને ખબર પડી કે તેઓની પાસે લાખો-કરોડોની મિલકત છે. જેને તેઓ એક સાધારણ ફૂલનાં બીજ સમજતાં હતાં તેનો એક એક દાણો સેંકડોની કિંમતનો છે. બ્રાહ્મણે વિચાર્યું, આ બધું ધન મ્હારે શા કામનું? મ્હારે તો હમેશાં એક શેર લોટ જોઇએ. એમ વિચારીને બ્રાહ્મણે તે બધાં મોતી કોઈ ધાર્મિક કાર્યમાં ખર્ચવા રાજાને આપી દીધાં. રાજાની પણ આંખો ખુલી ગઈ. પરિશ્રમથી પેદા કીધેલા ધનની કિંમતની ત્હેને આજે ખબર પડી. તે દિવસથી રાજાએ પ્રતિજ્ઞા લીધી કે હું ખજાનાનો એક પણ પૈસો પોતાનામાં નહી વાપરીશ. પોતાનો ખર્ચ જાત કમાઈ પર ચલાવીશ. ખજાનાના અને બ્રાહ્મણના આપેલા ધનથી રાજાએ પ્રજાના હિત માટે કેટલાંએ કામ શરુ કરી દીધાં. જે પ્રમાણે બ્રાહ્મણ અને રાજાએ ધર્મપાલન કીધુ.

(પ્રસીન)

# મારવાડી સ્ત્રીયોના વસ્ત્રાભૂષણ અને તેનો ખર્ચ.

લેખક : રણજીતલાલ ઘેલાભાઈ દલાલ બી. એ.

મુંબઈમાં એક વખત મારે એક મોટા માળામાં જવાનું થયું. માળામાં ઘણી ખોલીઓ હતી અને દરેક ખોલીમાં મારવાડી ગૃહસ્થ કુટુંબ વસવાટ કરી રહ્યું હતું, પણ તેમાં પુરુષોના પહેરવેશ કરતાં સ્ત્રીઓએ પહેરેલાં વસ્ત્રો તથા દાગીના તરફ મારૂં વિસેષ ધ્યાન ખેંચાયું અને મને કાંઈક આશ્ચર્ય પણ થયું. પણ તે વખતે મેં તે બાબત ઉપર લક્ષ આપ્યું નહિ. આજે જ્યારે હું તે બાબત ઉપર વિચાર કરૂં છું ત્યારે તો મને ખૂબ જ આશ્ચર્ય ઉપજે છે. આશ્ચર્ય ઉપજે છે એટલુજ નહિ પણ પશ્ચાતાપ પણ થાય છે. આશ્ચર્ય ઉપજે છે તેનું કારણ એ છે કે આજે જ્યારે સ્ત્રીને પુરુષના જેટલાજ હક્ક આપવાની વાત થાય છે, સ્ત્રીને શિક્ષણ આપવાની સગવડો કરવામાં આવે છે અને સ્ત્રીને સમાજમાં અગ્રગણ્ય સ્થાન આપવાની વિચારણા થાય છે ત્યારે આપણી મારવાડી સ્ત્રીયો ઘુંઘટ કાઢીને જુના જમાનાનો ખર્ચાળ, બેડોળ તથા કઢંગો પહેરવેશ પહેરીને ઘરને ખુણે બેસી રહેવાનું પસંદ કરે છે અથવા તો તેમને ફરજ પાડવામાં આવે છે. આપણી મારવાડી સ્ત્રીયો શિક્ષણનો પુરતો લાભ લઈ શકતી નથી, સમાજ સુધારામાં પ્રગતિ કરી શકતી નથી અને સમાજમાં અગ્રગણ્ય સ્થાન ભોગવી શકતી નથી તેનું કારણ કદાચ તેનો પહેરવેશ પણ હોય એમ હું માનું છુ.

આપણી મારવાડી સ્ત્રીયોના પહેરવેશને મેં જૂના જમાનાનો કહ્યો છે કારણ કે તે જુના જમાનાની રાજસ્થાની રજપુત સ્ત્રીઓના પોશાકને મળતો આવે છે. મોટા ઘેરદાર ઘાઘરો, ટુંકી ઓઢણી અને કાંચળી. આજના જમાનાની કોઈ પણ સુધરેલી સ્ત્રીના સુધરેલા પોશાકને મળતો આવતો નથી.

અસલના વખતની રજપુત સ્ત્રીઓ પડદાનો ત્યાગ કરી ખુલ્લે મોઢે હાથમાં તલવાર પકડી બહાદુરીથી પુરુષની સામે સ્વરક્ષણને સારૂ લડવા નીકળતી, અને આજના જમાનાની સુધરેલી સ્ત્રી સુધરેલો બીનખર્ચાળ પોશાક પહેરીને હિંમતથી પુરુષની સાથે ખભેખભા મિલાવી બહાર ફરવા નીકળે છે, અથવા એકલી પણ બહાર જાય છે. મારવાડી સ્ત્રી બહાર નીકળતા બ્હીએ છે. તેનું કારણ કદાચ પુરુષ પણ હોય. જો મારવાડી સ્ત્રી બહાર નીકળતાં બ્હીએ તો પુરુષ જો તેને હિંમત અને ટેકો આપે તો મારવાડી સ્ત્રીમાં પણ બ્હાર નીકળવાની તાકાત છે એમ સૌ કોઈને કબુલ કરવું પડશે.

આપણે મારવાડી કોમનો મુખ્ય ભાગ ખેતીવાડી તથા વેપારમાં રોકાએલો છે અને મારવાડી આખા હિન્દુસ્તાનમાં કરકસરને માટે પ્રખ્યાત છે છતાં પણ તે પોતાની સ્ત્રીના દાગીના તથા કપડાં પાછળ શામાટે બીનજરૂરી વધારે ખર્ચ કરે છે તે સમજી શકાતું નથી. દાગીના પાછળ ખર્ચેલા પૈસાનું વ્યાજ ઉપજતું નથી અને કપડાં ઉપર ખર્ચેલાં વધારે પૈસા ફોગટ જાય છે. તે કેમ સમજતાં નથી?

મારવાડી સ્ત્રીઓનો પહેરવેશ ઘણોજ ખર્ચાળ છે તેનો હું એકજ દાખલો આપીશ. મારવાડી સ્ત્રીનાં એકજ ઘાઘરામાં ગુજરાતી સ્ત્રીના પાંચ ઘાઘરા થઈ શકે એટલું કાપડ જાય છે. એટલે કે મારવાડી સ્ત્રીનાં એક ઘાઘરામાં ગુજરાતી સ્ત્રીનાં ચાર ઘાઘરા જેટલું વધારે કાપડ વપરાય છે. હવે જો ગુજરાતી સ્ત્રીના એક ઘાઘરા પાછળ ઓછામાં ઓછુ બે વાર અને વધારેમાં વધારે ત્રણ વાર સુધી કાપડ વાપરવામાં આવે છે તો મારવાડી સ્ત્રીનાં એક ઘાઘરા પાછળ ઓછામાં ઓછું (૪×૨) આઠ વાર અને વધારેમાં વધારે (૪+૩) બાર વાર કાપડ વધારે વપરાય છે.

એક વાર કાપડની કિંમત ઓછામાં ઓછી આઠ આના ગણવામાં આવે તો મારવાડી સ્ત્રીના એક ઘાઘરાના ફક્ત કાપડ પાછળ ચારથી છ રૂપીઆ સુધીનો વધારે ખર્ચ થાય છે. દરજીની સીલાઈ ખર્ચ ઉમેરતાં એ ઘાઘરાની કિંમત ઓર વધી જાય છે.

આખા હિન્દુસ્તાનમાં મારવાડી પરણેલી સ્ત્રીની સંખ્યા પચાસ લાખની ગણવામાં આવે છે. અને એક સ્ત્રી આખું વર્ષ એકજ ઘાઘરાથી નિભાવી લે એ વાત તદ્દન અશક્ય છે. એક સ્ત્રીને એક વર્ષ દરમિઆન ઓછામાં ઓછા ચારથી છ ઘાઘરા જોઈએ તો મારવાડી કોમ ઉપર જણાવ્યા પ્રમાણેના હિસાબે એક વર્ષમાં ફક્ત એક ઘાઘરાના કાપડ પાછળ કેટલા કરોડ રૂપીઆ વધારે ખર્ચે છે તેનો સ્હેજે ખ્યાલ આવશે.

પુરુષના શરીર કરતાં સ્ત્રીનું શરીર વધારે નાજુક અને કોમળ હોય છે છતાં પણ મારવાડી પુરુષનાં કપડાંના વજન કરતાં મારવાડી સ્ત્રીનાં કપડાંનું વજન વધારે થવા સંભવ છે. સ્ત્રી એ સૌન્દર્યની મુર્તિરૂપ ગણાય છે. એ સૌન્દર્યની મુર્તિ પોતાની નાજુક અને કોમળ કમ્મર ઉપર હંમેશને માટે આઠથી બાર વાર કફણ કાપડનો બોજો ઉપાડીને અને દોરડાં જેવી કસુનું બંધન બાંધીને રહે તેમાં તેને શું દુઃખ વેઠવું પડતું હશે તેનો વિચાર કરવાનું વિધાતા પણ ભૂલી ગઈ હોય એમ લાગે છે. તેમાં પણ મારવાડી સ્ત્રી ગર્ભવંતી થાય છે અથવા તેને છોકરું ઉચકવાનું થાય છે ત્યારે તો તેની પુરેપુરી કંમબખ્તીજ થઈ સમજવી. મારવાડી સ્ત્રીનાં આવા વજનદાર પોશાકથી સ્ત્રી–સૌન્દર્યનો નાશ થાય છે. સ્ત્રી–સૌન્દર્યતા વિકૃતિમાં લય પામે છે અને મારવાડી પુરુષ–સ્ત્રી સૌન્દર્યતાનો પુરેપુરો લાભ લઈ શકતો નથી.

મારવાડી સ્ત્રીનો પહેરવેશ કેટલો હાસ્યાસ્પદ છે તેનો પ્રત્યક્ષ અનુભવ તો જ્યારે તેને એક ગુજરાતી, પારસી, બંગાલી સ્ત્રીની સાથે ઉભી રાખીને જોઈએ ત્યારેજ થાય. શરીરનાં પ્રમાણ કરતાં ઘાઘરાનું પ્રમાણ વધારે હોવાથી અને કાંચળી તથા ઓઢણીનું પ્રમાણ ઓછું હોવાથી મારવાડી સ્ત્રી ખચિત બેડોળ અને કઢંગી દેખાવમાં લાગે છે.

મુંબઈમાં વસતા મારવાડી ગૃહસ્થોને બારીક, મુલાયમ ધોતીયા, રેશમી કોટ અને નાની મારવાડી પાઘડી પહેરતાં મેં જોયા છે. તેઓ પોતાની સ્ત્રીઓને માટે આવો જૂના જમાનાનો, ખર્ચાળ, બેડોળ, કઢંગો અને હાસ્યસ્પદ પોશાક શા માટે પસંદ કરે છે તેનો ખ્યાલ કદાચ મુંબઈમાં વસતા ગુજરાતી તથા બીજા અન્ય ગૃહસ્થોને નહિ હોય પણ જેઓ મારવાડી રીતરિવાજો અને રૂઢી બંધનોને જાણે છે તેઓને ખબર હશે કે મારવાડી તે બાબતમાં નાઈલાજ છે. સ્ત્રીનાં પોશાકની પસંદગીમાં તેમનો અવાજ નથી. સ્ત્રીનાં કપડાં પીયેરથી આવે છે, અથવા પીયેરથી આવેલાં પૈસામાંથી બનાવવામાં આવે છે. ઘણા સુધરેલા વિચારના મારવાડી ગૃહસ્થોને પોતાની સ્ત્રીનો પોશાક પસંદ પડતો નથી. તેઓ ગુજરાતી અથવા બેન્ગોલી પહેરવેશને પસંદ કરે છે કારણ કે તેઓ જાણે છે કે ગુજરાતી અથવા બેન્ગોલી રીત પ્રમાણે કપડાં બનાવવામાં ખર્ચ ઓછો થાય છે. વળી તે પોશાક સુધરેલો ગણાય છે, અને પોતાની સ્ત્રીના બેડોળ, કઢંગા તથા હાસ્યાસ્પદ દેખાવને ઢાંકી દે એવો છે. પણ મારવાડી સ્ત્રી તેને ગણકારતી નથી અને પોતાની મરજી મુજબ પોતાનાં કપડાં સીવડાવી લે છે. મારવાડી સ્ત્રી આવી રીતે જ્યારે પોતાનાં કપડાં પોતાના ધણીની ઈચ્છા વિરુદ્ધ પોતાની મરજી મુજબ સીવડાવીને પહેરે છે ત્યારે તે સ્ત્રી પોતાના ધણીના દિલને નાખુશ કરે છે અને તેનો પ્રેમ જીતવામાં નિષ્ફળ જાય છે. જ્યારે સ્ત્રી પોતાના ધણીનો પ્રેમ જીતી શકતી નથી ત્યારે તે આ સંસારને સુખરૂપ ભોગવી શકતી નથી અને પોતાની જિંદગી બગાડે છે.

એટલુંજ નહિ પણ પોતાના ધણીનું પણ સંસાર સુખ નષ્ટ કરે છે. આવી રીતે મારવાડી સ્ત્રી અને પુરૂષ એકબીજાના વિરોધી બને છે અને ઈશ્વરે આપેલી શરીર સંપત્તિ તથા ધન સંપત્તિનો કુમાર્ગે ઉપયોગ કરે છે.

મુંબઈ જેવા પ્રસિદ્ધ શહેરમાં વસતા સુધરેલા વિચારના પૈસાદાર મારવાડી ગૃહસ્થ કુટુંબના સ્ત્રી અને પુરુષની આવી કરુણ સ્થિતિ છે તો ગરીબ ગામડાંઓમાં વસતા મારવાડી સમાજનું દૃશ્ય મેં સ્વપ્ને પણ જોયું નથી. પણ જો હું કલ્પના કરું તો તે દૃશ્ય ખરેખર કરુણમાં કરુણ હોવું જોઇએ કારણ કે શહેર અને ગામડા વચ્ચે જેટલો તફાવત છે તેટલોજ તફાવત શહેરીસમાજ અને ગ્રામ્યસમાજ વચ્ચે છે એમ સૌ કોઈ જાણે છે.

આરોગ્ય અને સ્વચ્છતાની દૃષ્ટિએ પણ એ મારવાડી સ્ત્રીનો ઘાઘરો પસંદ કરવા લાયક નથી. મારવાડી સમાજમાં પ્રચલિત અનેક ભયંકર રોગોનું ઉત્પતિ સ્થાન એ ઘાઘરોજ છે. નરમ અને સુંવાળા દેહની સાથે એ વજનદાર અને જાડા કાપડના બનાવેલા એ ઘાઘરાના સતત ઘસારાથી એવા રોગો ઉત્પન્ન થાય છે જેવા કે ખસ, ખરજવું, દાદર, ચળ, ચાઠાં ભગંદર વગેરે, આવા રોગો એકવાર જડ કરી બેસે છે. પછી આખી જિંદગી સુધી અનેક દવાઓ કરવા છતાં નાબુદ થતાં નથી, પણ દિવસે દિવસે વધારે મજબુતાઇ પકડે છે અને તેને પરિણામે બીજા રોગો પણ એની પાછળ પડે છે. જેવા અનિદ્રા, ઉન્માદ, હીસ્ટીરીયા, ગાંડપણ વગેરે માનસિક તથા જ્ઞાનતંતુઓની નબળાઈનો ભોગ બનેલી આવી મારવાડી સ્ત્રી મારવાડીનો ગૃહસંસાર ચલાવવાને અશક્ત બને છે, એટલુંજ નહિ પણ તેને બોજારૂપ થઈ પડે છે. આવી સ્ત્રીને નિભાવવા તેને અનેક યાતનાઓ સહન કરવી પડે છે અને આ દુનીમાથી તે કંટાળી જાય છે.

ઘણા મારવાડી યુવકો કુંવારા રહેવાનું પસંદ કરે છે અથવા તો ફરજીઆત કુંવારા રહે છે તેનું કારણ પણ કદાચ તે ઘાઘરો હોય. અશિક્ષિત, અસંસ્કારિ, બેડોળ તથા કઢંગી દેખાવની, વિચિત્ર વેશ ધારણ કરનારી તથા વિચિત્ર વર્તન ચલાવનારી સ્ત્રીને પરણીને આખી જિંદગી સુધી દુઃખ ભોગવવું અને પસ્તાવું તેના કરતાં પરણવુંજ નહિ એ સિદ્ધાંતને તેઓ વધારે સારો ગણે છે અને તેને ચુસ્તપણે વળગી રહે છે.

જ્યાંસુધી મારવાડી સ્ત્રીના ઘાઘરામાં સુધારો કરવામાં આવે નહિ ત્યાં સુધી મારવાડી સ્ત્રીની છોકરીને પરણવુંજ નહિ એ સિદ્ધાન્તને વળગી રહેવામાંજ તેનું શ્રેય છે. મારવાડી છોકરી, છોકરી મટીને મોટી થાય છે અને પરણે છે અને સાસરે જાય છે ત્યારે તે ઘણું કરીને પોતાની માતાના ગુણ તથા વર્તણુકનું અનુકરણ કરે છે. પરણેલા મારવાડી પુરુષની પીડાનો અનુભવ મારવાડી યુવકને હોતો નથી, પણ તેની કરુણ સ્થિતિ તો તેણે નજરે જોયેલી હોય છે, અને તેની કરુણ કથની કાને સાંભળેલી હોય છે. મારવાડી યુવક પણ શારીરિક તથા માનસિક નબળાઈનો ભોગ બનેલો હોય છે તથા સર્વવ્યાપિ બેકારીના ખપ્પરમાં હોમાએલો હોય છે અથવા તો તેની આવક ઓછી હોય છે. આથી મારવાડી યુવાન પોતાની સ્ત્રીનો ખર્ચ માથે ઉપાડવાને અશક્તિમાન થાય છે અને પરણવાનું પસંદ કરતો નથી.

હવે જ્યારે મારવાડી યુવક મારવાડી યુવતિને પરણવાની ના પાડે છે ત્યારે તે યુવતિનો મારવાડી બાપ તેને પોતાની છોકરી સાથે પરણવાને લલચાવે છે, પહેરામણી અથવા દાયજામાં મોટી રકમ આપે છે તથા છોકરીનાં કપડાં તથા દાગીનાનો ખર્ચ આપવાનું વચન આપે છે. મારવાડી યુવાન લાલચમાં ફસાય છે અને મારવાડી યુવતિ સાથે પરણવાની હા પાડે છે અને લગ્ન કરવામાં આવે છે. છોકરીને

સાસરે મોકલતી વખતે પણ પુષ્કળ કપડાં તથા દાગીના આપવામાં આવે છે. આવી રીતે મારવાડી યુવાન મારવાડી સમાજનાં દુષ્ટ રૂઢીબંધનોથી બધાય છે, અને પોતાની આબરુ સાચવવાને અને ગૃહસંસાર ચલાવવાને અનેક પ્રપંચો ખેલે છે. સ્રી તથા સમાજનો તે ગુલામ બને છે અને પુષ્કળ મહેનત કરવા છતાં પણ તેમાંથી છુટી શકતો નથી.

મારવાડીને પણ આ સંસારરૂપી શેતરંજ ઉપર દાવ જીતવાની હોંશ થાય છે પણ જ્યારે કુદરત તેની વિરુદ્ધ જાય છે અને છોકરીની પ્રજા તેને ઉત્પન્ન થાય છે અને મોટી થાય છે ત્યારે તેને નુકશાની ભરવી પડે છે યાને વેઠવી પડે છે. એક છોકરીનાં માબાપ તો થોડીક નુકશાની ભરીને આ સંસારનો લ્હાવો લીધાનો સંતોષ પામે છે પણ એક કરતા વધારે છોકરીનાં માબાપને તો પુરેપુરી નુકશાની વેઠવીજ પડે છે, કારણકે સમાજનાં નિયમોનો તેઓએ સ્વીકાર કર્યો છે.

મારવાડી સમાજનાં રીતરિવાજો દુષ્ટ અને ઘાતકી છે. સમાજનાં નિયમ પ્રમાણે છોકરીઓનાં કપડાં તથા દાગીનાના ગંજાવર ખર્ચનો ભયંકર બોજો ગરીબ માબાપોને સહન કરવો પડે છે. જમાઈ પણ જો કાંઈ કમાણી કરતો ન હોય અથવા તો તેની આવક ઓછી હોય તો તે પણ અનેક યુક્તિ પ્રયુક્તિ અજમાવીને પોતાનો ઘરખર્ચ છોકરીનાં માબાપ પાસેથી વસુલ લે છે. અલબત્ત, તેમ કરવામાં જમાઈનું નૈતિક બળ ઓછું થાય છે. પોતાની સ્વતંત્ર કમાણીનો જુસ્સો ગુમાવે છે. સ્રીના અથવા સ્રીના માબાપના પૈસાથી તેનો જીવન નિર્વાહ ચાલે છે તેનો વિચાર આવતા તેનો અંતરાત્મા તેને ડંખે છે. કામ કરવાની શક્તિ દિવસે દિવસે ઓછી થતી જાય છે અને પોતાની સ્રી જે પ્રમાણે કહે તે પ્રમાણે કામ કરવાને પ્રેગય છે. છોકરીઓ તથા જમાઈઓનો ખર્ચ કરતાં કરતાં પણ છોકરીઓનાં માબાપની આર્થિક સ્થિતિ દિવસે દિવસે નબળી પડતી જાય છે આબરૂ સાચવવાને દેવું કરે છે અને આખી જિંદગી દેવું ભરતાં ભરતાં પુરી કરે છે તોપણ વારસદારને બાપનું દેવુ ભરવાનું બાકી રહે છે

મારવાડી સમાજની શારીરિક, માનસિક નૈતિક તથા આર્થિક અધોગતિનું મૂળભુત કારણ જો મારવાડી સ્રીયોનાં કપડાં તથ દાગીનાનો ખર્ચ હોય તો તે ખર્ચમાં ઘટાડે કરવામાં આવતો નથી, અથવા તો ખર્ચમ ઘટાડો કરવાને સારૂ હજું સુધી કંઈ રચનાત્મ કાર્ય કરવામા આવ્યું નથી તે જાણીને પશ્ચાતાપ થાય છે.



# સૌ દા મિ ની

લેખિકા સૌ. વિમળાબ્હેન મુકુન્દરાય દવે



**શરદ્પૂર્ણિમાની**, તે રમ્ય અને મનોહર રાત્રી હતી આભ્રના રૂપેરી અબરમાંથી ચમકી રહેલો, ચદ્રમા, સર્વત્ર ઝળહળતી શિતળ ચાદની પ્રસારી રહ્યો હતો સૃષ્ટિપર સુધાની અવિરત વૃષ્ટિ સીંચી રહેલો સુધાકર સમસ્ત સૃષ્ટિને આનદ ઉપજાવી રહ્યો હતો. આ સમયે ગરીન ડ્રાઈવના, એક સુન્દર મકાનમા સાવિત્રી રસોઈ કરી રહી, સુધાકરની, તે આતુર નયને ઝરૂખામા ઉભી રહી માર્ગ પ્રતિક્ષા કરી રહી હતી કુદરતના સૌદર્યથી, તેના હૃદયમાં જરાએ શાંતિ નહોતી, એની દીન મુદ્રાપરથી દેખાતુ સુધાકર, સાજના ચાર વાગ્યાનો ઘણો ભપકા બંધ પોશાક સજી બહાર ગયો હતો, જે રાત્રિના સાડાદશ થઈ જવા છતા, હજુ સુધી ઘેર આવ્યો નહોતો, માણેકઠારી પૂર્ણિમા, હોવાથી આજ સાવિત્રીએ ભાત ભાતની સુન્દર રસોઈ ઘણી હોશથી બનાવી હતી, બેઉ બાળકો, બિચારા નિદ્રાધિન થઈ ગયા હતા, જેમ વખત વહી જતો હતો, તેમ તેમ સાવિત્રીની ચિન્તા વધતી જતી હતી, તેને જરાએ ચેન, પડતું ન હતું મુબઈના ધાંધલીયા ને વિવિધ વાહનોથી, ચિક્કાર ભરેલા, રસ્તાઓનો ભરોસો પડતો નથી, બહાર ગયેલા મનુષ્યોના પાછા ફરતાં સુધી, ઘણી જ ચિંતા રહે છે પરંતુ તે પુરુષો ત્યારે પુરોહિતની હોટેલમાં નિશ્ચિંત હૃદયે, મોજ ઉડાવે છે, સુધાકર પણ પુરો હોટેલમાં તેની સ્ત્રી મિત્રો સાથે, નપાન, ને વાતચિતની મીઠી મઝા માણતો હતો, સ્ત્રીઓની કોમળ લાગણીની પુરૂષોને શુ પડી છે, સાવિત્રી ઘરમાં, ને ઝરૂખામા આટા મારી કટાળી ગઈ, અને સ્વગત બોલવા લાગી, કોણ જાણે શુ થયું હશે? આટલુ બધુ મોડું શાથી થયું હશે? હવે હું શુ કરુ?

એટલામા, એકાએક કમાડ ખુલ્યું અને સુધાકર આવી પહોંચ્યો, સાવિત્રી આનદથી ઉતાવળી બોલી ઊઠી, 'આજે તો આપને ઘણુંજ મોડુ થઈ ગયુ, હું તો ક્યારની રાહ જોઉ છુ' સુધાકર બોલ્યો, 'ક્યારે આવવું, તે હું બરાબર સમજુ છુ, એ વિષય પર તારે પચાત ન જોઈએ, વળી અમુક ટાઇમેજ આવવુ જોઈએ, એવો નિયમ છે નહિ, હુ કાંઈ બીજા નિર્માલ્ય પુરુષ જેવો છુ?'

સાવિત્રી બોલી અમને ચિન્તા નહી થતી હોય?

સુધાકર બોલ્યો હજુ આટલા વર્ષ મુબઈ રહી તો પણ જગલી જ રહી શીકર શાની! સાવ મુર્ખ છે

સાવિત્રી બોલી જમવા ચાલો, રસોઈ ઠરી જાય છે.

સુધાકર બોલ્યો મારે કાંઈ જમવુ નથી, મારુ માથુ સખ્ત દુખે છે

સાવિત્રી અદર ગઈ, અને 'અમૃતાંજન' લાવી સુધાકર પાસે બેસી ગઈ, તેને બોલવાની હોશ રહી નહી

સુધાકર આ જોતાં જ ખીજવાઈને બોલી ઉઠ્યો, 'મારી સામેથી તું જલ્દી દુર થા, તારા દુર થવાથી જ મારા મસ્તકને શાંતિ થશે,' તને આ લાવવા કોણે કહ્યું? તારાથી મને શાંતિ કયા છે? ઘેર આવતા જ કટકટ શરૂ થાય છે.'

(૧)

.. સુધાકરનાં લગ્ન થયાંને દશ વર્ષ વિતી ગયાં હતાં, સુધાકર ઘણો સુંદર અને શ્રીમંત યુવક હતો, હાલ તે બેરિસ્ટર હતો, શરૂઆતમાં તો તે (લગ્ન પછી) રીતસર ચાલતો હતો, 'જો કે હાસ્ય, વિનોદ, કે બીજી વધારે પડતી વાર્તાચિત તે કરતો જ નહિં, ફકત કાર્યવશાત કોઈ બોલતો, સાવિત્રી સાથે સ્નેહ કે ઊર્મીથી કદી તેણે વાર્તાલાપ કર્યો નહોતો.

પરન્તુ ઇંગ્લાંડ, જઈ આવ્યા પછી તે ધીમે, ધીમે ઉચ્ચતાના શિખરે પહોચી ગયો તે જોઈ આશ્ચર્ય ઉત્પન્ન થતું.

સાવિત્રીને, તે તુચ્છ સમજવા લાગ્યો અને વાતવાતમાં તેનો તિરસ્કાર ને અપમાન કરવા લાગ્યો તેના બહારના સુધરેલા મિત્રો વધવા લાગ્યા, સ્ત્રીઓ સાથે તે છુટથી ભળી જતો, રેકોઓ કલબમાં તે જતો, અને ડાન્સ કરતો, બીજની રમત બેટમિંગ્ટન; વિગેરેની રમતોમાં, સ્ત્રી અને બાળકોને ભુલી જઈ મસ્ગુલ બની રહેતો, સૌંદર્યવતી સ્ત્રીઓ સાથે વાતચિતમાં, કલાકો વિતી જતા. તેમને પોતાની જ કારમાં પુરોહિતની હોટેલમાં લઈ જતો ને પૈસાનું પાણી કરી ઘેર આવી વિના પ્રયોજને, કલહ ઉત્પન્ન કરતો.

એક સમયે જાહેર વ્યાખ્યાન આપતો તે બોલ્યો, "પહેલાંની દેવી તુલ્ય સતિ સ્ત્રીઓ, સતિ સીતા, સાધ્વી સાવિત્રી, ક્યાં છે ? સતિ દ્રૌપદી ક્યાં છે, અનસુયા ક્યાં છે, આજ સ્ત્રીઓમાં સ્ત્રીત્વ નથી."

આ સાંભળી એક યુવાન, ઉભો થઈ બોલ્યો, 'તું પણ એજ પુછું છું, એવી સ્ત્રીઓ તો કોઈ હશે, પરન્તુ એક પત્નિવ્રતધારી, એક વચનની ને એકજ બાણથી દુશ્મનને મહાત કરનાર રામ ક્યાં છે ! સત્યવાન જેવો પ્રેમી પતિ ક્યાં છે ? મહારથી પાંડવો આજ ક્યાં છે ! અત્રિ ૠષિ જેવા, તેજસ્વી પુરુષો ક્યાં છે ? તે મને બતાવશો !' આ સાંભળતાં જ તે ગુસ્સામાં સભા છોડી ચાલ્યો ગયો.

(૨)

પ્રભા સાથે એને જુની મૈત્રી હતી, આજે, પ્રભાનો પતિ પુષ્કર અને પ્રભા અને. તેની નાની બ્હેન સૌદામિની તથા બીજા કેટલાક મિત્રોને સુધાકરે જમવા બોલાવ્યા હતા. સાવિત્રીએ, ખાસ ભોજનની વ્યવસ્થા કરી હતી, બાસુદી, પુરી, ખમણ, ઢોકળાં, બટાકા ને, વટાણાની પેટીસ, અને અનેક જાતના શાકો, કચુંબરો ને લ્હેજતદાર ચટણીઓથી ભોજનનો થાળ ચિક્કાર લગી રહ્યો હતો. ભોજનની વ્યવસ્થા મોટા સુશોભિત મેજ પર હતી, સગાં સ્નેહીઓની મર્યાદા ન રાખતાં કોઈ પુરુષ સાથે ગમે તે સ્ત્રી બેસી શકતી હતી.

બિચારી સાવિત્રી ભય અને સંકોચથી થરથરતી ને ધ્રુજતી આવી પીરસી જતી હતી. મહેમાનો હાસ્ય-વિનોદ ને ખીખી, ખાખા, કરી તેને બનાવતા હતા, સુધાકર પણ અનેક છિદ્રો શોધી તેને ગભરાવી રહ્યો હતો, તે બિચારી શું કરે ? એટલામાં પ્રભા બોલી ઊઠી, મી. સુધાકર આવી ઘરની રસોઈ તમે કરાવશો એમ મેતો ધાર્યું નહોતું મને તો ફાવતું જ નથી, એમાં કાંઈ પણ ટેસ્ટકે લ્હેજત આવતી નથી, પરમ દિવસે આપણને પુરોહિતમાં કેટલુ સરસ ખાવાનું મળ્યુ શું ટેસ્ટદાર રસોઈ, શું કેક્સ સુપની લ્હેજત, અને શું સ્વચ્છતા ને વ્યવસ્થા પિરસનારા પણ કેટલા સ્વચ્છ કપડામાં સજ્જ થઈ સભ્યતા ને વિનયથી પિરસે છે, અહિંતો કાંઈ નથી, રસોઈતો લ્હેજતદાર હોય તોજ ઠીક લાગે.

આ બધું સાંભળતો પુષ્કર (પ્રભાનો પતિ) જે ઘણો જ ભલો, મિલનસાર અને વિનયી હતો, તે બોલી ઊઠયો, પ્રભા તમે સાવિત્રીને ઘણો અન્યાય કરો છો, આવી સરસ રસોઈ તો તમે કદી પણ ચાખી નથી, બિચારી

ાકલીએ મહેનત લઈ કીધું, તેની પ્રશંસા ન
રતાં તમે તો ઉલટુંજ બોલો છો, તે ઠીક નહિ.

પ્રભા બોલી: સટઅપ, હું તમને ક્યાં
છું છું, પારકી સ્ત્રીની પ્રશંસા રહેવા દો,
ને તે પસંદ નથી, માત્ર રસોઈ સિવાય બીજું
ને શું આવડે છે? સાવ બોથડ છે.

સુધાકર બોલ્યો, તદ્દન ખરીવાત છે, તમારી
ધાની મૈત્રીનો લાભ મને ન મળ્યો હોત તો
; શું કરત, મારી જિંદગીમાં શું રસ રહ્યો હોત.

(૩)

સાવિત્રીની સુશીલતા, દિવસે દિવસે વધતી
તી, તેનો સંસાર વિષમય બની ગયો હતો;
રહાવું, ને સહેવું, એજ તેનો સિદ્ધાંત હતો.
મહાઃ એક આર્ય સ્ત્રીની પતિ ભક્તિની
પરાકાષ્ટા ક્યાં સુધી જાય છે, જ્યારે અનાર્ય
જેવા અધમ પુરુષો, તેજ ભોળી અબળાના
સદ્ગુણનો લાભ લઈ શીરજોર બની જઈ,
સ્વચ્છંદે બીજી પત્નિ કરી ઘેર લાવે છે, તમારા
આવા અઘોર કાર્યોથી અને બળતા હૃદયની
મુંગી આહથી કોઈ પણ રીતે તમે સુખી થતા
નથી; સ્વરાજ્ય સેવામાં પણ તમારા જેવા
(જે ગૃહજીવન એક સ્ત્રીનું દગ્ધ કરનારા) શું
કરી શકશે આ પ્રજા સુધરી નથી, ત્યાં સુધી
સ્વરાજ્ય ઘણું દુર છે.

સાવિત્રી આ નિરસ જિંદગીથી બહુ કંટાળી
ગઈ હતી, પણ શું કરે? નાના બાળકોને
કોને આધારે છોડી જાય. આમ દિવસો વિતતા
હતા અને સુધાકર તો દિવસે દિવસે સ્વચ્છંદી
ને બેદરકાર બનતો હતો. નાના બાળકો પર
પણ તેને ઊર્મી આવતી નહીં.

એક દિવસ તે વ્હેલો ઘેર આવી બોલ્યો,
તારા પિએરથી તાર આવ્યો છે, તારી મા
મરણ શૈયા પર છે, સાવિત્રી આ સાંભળતાંજ
શ થઈ ગઈ તેને ઊઠાડી આશ્વાસન નહિ
આપતાં તે કહેવા લાગ્યો, હવે આ નાટક બંધ
.! મને આવા સીન જરા પસંદ નથી,
મને વખત પણ નથી, બસ બપોરની ગાડીએ,
ઉપડી જાઓ, સાવિત્રી ધીમેથી બોલી, ઠીક,
તેમજ કરશું, તે જેમ આવ્યો હતો તેમજ
ત્વરાથી ચાલ્યો ગયો.

(૪)

આજના પેપરમાં ભારે સનસનાટી ભર્યા
સમાચાર હતા; સુધરેલા, સ્નેહલગ્નનાં પતિ
પત્નિના તેમાં ફોટા હતા, જે જોઈ જનતા
આશ્ચર્યથી જોઈ રહી. સુધાકર અને સૌદામી-
નીનાં લગ્ન થઈ ગયાં હતાં, એ દ્વિતિય લગ્ન
સ્નેહ લગ્નનાં ઓઠાં નીચે થયું હતું. એક
શિખેલી કેળવાયલી સ્ત્રી, તે આજના ઘણા
બનાવો જોતાં જાત શત્રુ બની શકે છે, અને
અન્યાય કરે છે. જે તેનાં સ્વચ્છંદે વિહરતાં
હૃદયને લાગતું નથી, સમાજનો આ સડો ક્યારે
દુર થશે? સુધાકરે બંગલાને, અપટુડેટ ફેશ-
નથી શણગાર્યો હતો, પુષ્પોની મીઠી પરિમલથી
ત્યાં નંદનવનની શોભા બની રહી હતી, વિવિધ
રંગ બે રંગી રોશનીઓના, ઝગઝગાટથી શોભા
અવર્ણનિય ભાસતી હતી. સાવિત્રીને ગયાનિ,
અઠવાડીઉં થઈ ગયું હતું એના ગયા પછી
તુર્તજ એક ભટ્ટ, ને ધારી રાખી લીધાં હતાં.
બિચારી ભોળી સાવિત્રી તો પતિની ચિન્તામાં
જ દિવસ કાઢતી હતી; પરન્તુ એના ભાઈ
શરદે આવી પેપરમાં વાંચેલી હકીકત કહી,
અને બોલ્યો, આવા દગાબાજ પુરુષોને તો
મારવાજ જોઈએ, બિચારી મારી બ્હેનને,
દગાથી અહીં મોકલી પોતે લગ્ન કીધાં?
હાલની ભણેલીઓ, જો પિતાએ આવાં, ચાળીશ
વર્ષના પતિને શોધ્યો હોય, તો ના કહે છે,
અને પોતે તેટલી જ ઉમ્મરના પતિ સાથે
પરણી, બીજાના સુખનું સત્યાનાશ કાઢે છે,
એના ભણતરને એકને રડાવી હસનારા આખરે
રડે છે. હિન્દુ યુવાનોને દુનિઆની કે સ્ત્રીની
દરકાર ક્યાં હોય છે? અહીં તો રાગ રંગ
રેલાઈ રહ્યો હતો, પાર્ટીને જલસાની પુર ધામ

ધુમ ચાલી રહી હતી. સૌદામીની સાધારણ સૌંદર્યવંતી હતી, પરન્તુ પાઉડર, અને ક્રીમના લેપ કરી હોઠ ને ગાલ રંગી, વધારે ખુબસુરત, દેખાવ કરતી હતી. વળી શરીરને, વિવિધ નખરાંથી ને અંગ મરોડથી, ને બોલવામાં વિવિધ અભિનયો ને નેત્ર પલ્લવીથી, સામા મનુષ્યને આકર્ષી મ્હાત કરતી હતી. તેનામાં ઉચ્છ્રંખલા, અભિમાન અને મગરૂરી સિવાય સર્વ સદ્ગુણનો અભાવ હતો.

કોલેજમાં ભણતી બધીજ છોકરીઓ આવી હોતી નથી, અર્થાત ગ્રેજ્યુએટ થવામાં, અપવાદ નથી, માત્ર દોષ તેઓની અળકલી ને ઉદ્ધત કેળવણીનો છે; અને ઘણા સંજોગોમાં (ઘણી હોંશિયાર ભણવામાં) છોકરીનું પુસ્તકો પરિક્ષા અને રોજના કાર્યક્રમ સિવાય અન્ય સ્થળે ચિત્ત ચોંટતું નથી.

સૌદામિનીને બાલ્યપણના સંસ્કારજ એવા હતા; સ્ત્રી કે પુરુષોને, ઘરનું આસપાસનું વાતાવરણ ને સંસ્કાર પર, તેમના ચારિત્રનો આધાર રહે છે. રેશમી સુશોભિત વસ્ત્રો ને હિરાના ઝગઝગિત દાગીનામાં સજ્જ થયેલી, સૌદામિનીનામાં સદ્ગુણ અને શિલના મુલ્યવાન દાગીનાઓનો ત્યાં સંપૂર્ણ અભાવ દેખાઈ આવતો.

શરૂઆતના પાંચ છ માસ વિતિ ગયા, તે હનીમુન, ને મોજમઝાહમાં સુખરૂપ નિર્ગમન થયા, પરંતુ પાછળથી બેરીસ્ટર સાહેબને ક્ષ્મની તંગી પડવા લાગી. કોર્ટ જવાનું અનિયમિત થતાં, પ્રેક્ટીસ ઓછી થવા લાગી, ખર્ચ વધવા લાગ્યો. તેમજ તેમને અનેક અગવડ પડવા લાગી. સૌદામિની તો એશઆરામ ને મોજમજાહ સિવાય ઘરમાં ધ્યાન આપતીજ નહોતી કે પતિની સગવડ જરાએ સાચવતી નહિ, એ તો નોકરનુંજ કાર્ય છે, એમ તે વારંવાર કહેતી. સાવિત્રી જે સગવડ સાચવતી, જે કરકસરથી ઘર ચલાવતી, અને જાત મહેનતથી અનેક કાર્યો કરતી, તેમાંનું અહીં કાંઇજ નહોતું. પરન્તુ બ્યાજબી નજરે જોતાં, આવી સ્ત્રીની કદર, કે તેના સારા કાર્યનો બદલો તો પતિ દ્વિતિય પત્નિ લાવી કરે છે, એટલે જે થાય છે, તેનાથી જ તે પતિના આતર ચક્ષુ ખુલે છે; જે તેના કરેલાં કાર્યનો યોગ્ય બદલો છે. ચંપાની વેણીથી મઘમઘતી વેણી બાંધેલી સાવિત્રી, તેને વારંવાર યાદ આવતી, અને પાસે બેઠેલી સૌદામીની તેને અકારી થઈ પડી. બોબ્ડવાળી ને પફ પાઉડર લગાડી, કૃતિમ લાલીથી ગાલ રંગી, હોઠ રંગી, ને કૃતિમ સૌંદર્યવાળી તે ક્યાં ? ને સાવિત્રી ક્યાં ? પણ હવે શું થાય? બેરીસ્ટર સાહેબની મોહમદિરા હવે તો સાવ ઉતરી ગઈ, તેનો સ્નેહલગ્નનો મોહ ઉતરી કોણ જાણે ક્યાં ગયો ? ઝાંઝવાના જળ જેવો તે મોહ દેખી ઝંપલાવ્યું હતું.

(૫)

આજ ન્હાના પુત્ર મન્મથની પહેલી વર્ષગાંઠ હતી, સાંજના ભોજન ને ગાનતાનની ધામધુમ થવાની હતી, મહેમાનોને ખાસ આમંત્રણ આપ્યાં હતાં, સુધાકરને સૌદામીની, તરતનાં જ 'બન્ધન'નું સિનેમા જોઈ ઘેર આવ્યાં હતાં, સૌદામીની થાકીને કોચ પર લેટી ગઈ, સુધાકરે કપડાં બદલી ઈંદુને બોલાવી પુછ્યું કેમ ભોજનને હવે કેટલી વાર છે ? રસોઈ બરાબર તૈયાર થઈ ગઈ છે કે ! હમણાં જ મહેમાનો આવી પહોંચશે. ઈંદુ બોલ્યો, ના સાહેબ હજુ કાંઈ પણ થયું નથી, શાકભાજી, ચટણી, કચુંબર, એ બધું તો અમે, ક્યારનું તૈયાર કરી રાખ્યું છે, પણ મહારાજ, બપોરનો ગયો છે, તે હજુ સુધી પાછો નથી આવ્યો; હવે શું થશે ?

સુધાકર બોલ્યો. કોઈ બીજાને પકડી લાવવો હતો, હજુ જા, ને તેડી લાવ, ઈંદુ બોલ્યો, અત્યારે કોણ આવશે ? સુધાકરે સૌદામીનીને જઈ કહ્યું, મહારાજ તો ... છે. ...

કેમ કરશુ ? સૌદામીની "તું આગે બઢે જા, આફતસે લઢે જા ?" લલકારતી હતી, તે પુરુ કરી બોલી, એમા મને શુ પુછવાનું હતું ? અને હું એમા શું કરવાની હતી ? તમે પુરોહિતની હોટેલમાં ટેલીફોનથી ઑર્ડર આપી દો, કે પચ્ચીસ મહેમાનો જમવા આવશે, બીજુ શુ થાય ? આટલી સાધારણ બાબત પણ તમારા ધ્યાનમા આવતી નથી ? સુધાકર બોલ્યો ? બધુ તૈયાર છે, તું ફક્ત કરવા માડ, તારી મદદ વગર નહિ થાય, કંઈ તને ઉપયોગી આપવા સુચનાનુ કરશે, સૌદામીની બોલી, તમે શુ અનાડીની માફક એકની એક વાત પુછ્યાં શુ કરો છો ? એ કામ નારુ છે ? એક સુધરેલી, ગ્રેજ્યુએટ થયલી સ્ત્રી, સ્નેહલગ્નની સુન્દરી કદી પણ આવા કાર્ય માટે સર્જાએલી નથી, તમારી પહેલી સ્ત્રીને બોલાવો.

સુધાકર આવા સખ્ત શબ્દોના બાણથી ઘણો ગુસ્સે થઈ ગયો, પરન્તુ શુ કરે ? તે લાચાર હતો

આ કાંઈ સાવિત્રી જેવી નમણી, કહ્યાગરી સ્ત્રી નહોતી તે ચુપચુપ ટેલીફોન કરી જેમ તેમ ગોઠવણ કરી, પરંતુ ચાર ગણા પૈસા ખરચતા પણ જોઈતી ને મનમાની વ્યવસ્થા કે ભોજન નહતું જેથી મજાહ ન આવી સૌદામીનીને તેની કયા પરવા હતી ? રાતના અગિઆર વાગે ભોજન કાર્ય સમાપ્ત થયુ, જેની કીમત ઘણી ભારે પડી ગઈ ઘરમાં રસોઈની તૈયાર કરેલી વસ્તુના નુકશાનનો તો પાર જ નહોતો; જ્યા શોકાણી રસોડામા ફરકતી જ ન હોય, ત્યા નોકરો શુ કરે ?

સુધાકર આજે જલ્દી સુઈ ગયો, તેના અશાન્ત હૃદયને આજ શાંતિ નહોતી, સાવિત્રીને તે હવે જ યાદ કરવા લાગ્યો, તેના સદ્ગુણ, અને આની ઉછ્ૃંખલતાની હવે જ તે તુલના કરવા લાગ્યો તેના વ્યવસ્થિત કાર-ભારમા, તેને જગએ દુ ખ કે સતાપ નહે છતાં શા માટે દ્વિતિય પત્નિના મોહમા ફસા પુરુષોને આ શું થયું છે પાછળથી પસ્તાવ હવે કોઇ પણ અર્થ નથી બીજાને ! આપી, હુ શી રીતે સુખી થાઉ ? ર નિચારી નિર્દોષ અબળા પર મે કેટના રિ ગુજાર્યા ? આના રૂપમા અધ બની તેનો ત્યાગ કર્યો, તે પણ દગાથી ? મારો ' મુર્ખ કોણ હશે ?

( ૬ )

*સૌદામીનીને મોજમઝા વીના સુદ્દલ* પડતું નહિ તેના કોલેજના મિત્રો પણ ' ગયા હતા, તેની સાથે ક્લબ, નાટક, સિ ને મરીનડ્રાઈવ પર તે વારવાર જતી હ તેનો નિત્યનો કાર્યક્રમ અવનવો હતો, સભામાં તે પ્રમુખ થતી તો કોઈ કલ ડાન્સ કરવા જતી, તો કોઈ સમય બગીચ તે ફરતી, એક દિવસ, તે શિશિર સાથે બ ચામા ફરતી, ચમ્બેલીના માડવા નજીક અ તે બેઉ હાસ્યવિનોદ ને મોજથી છુટછા વાતચિત કરી રહ્યા હતાં

શિશિર બોલ્યો, સૌદામીની, તે લગ્ન વામા ભુલ કર જુલ્મ ને ઉતાવળ કરી છે ર જેવું રમણી રત્ન તે આ મર્કટને ગળે શો

સૌદામીની હુ કાંઇ એને ચહાતી ન મને તો એના પૈસાનુ જ કામ હતુ અને બધનમા તો, હુ માનતી જ નથી આ દિવસ એને મે ઉલ્લુ બનાવ્યો, પરન્તુ તો એનાથી હુ સાવ કટાળી ગઇ છુ. તે જેવા શોખીન અને રસિક યુવાનથી મને ર સમાન સુખ મળે છે

શિશિર —તો આની સાથે તુ છુટા લઈ લે

સૌદામીની:—હુ તે જ વિચારમા ' એક બે દિવસમાં તેમજ થશે ઉપલી વાતો

સાંભળતો, સુધાકર એક વિશાળ વૃક્ષના ઝુંડમાં બેઠો હતો, સૌદામીની પામરતા, તેમજ નાલાયક વર્તનનો તેને પુરો ખ્યાલ આવી ગયો, શું આ ભણેલી અને સુધરેલી સ્ત્રી?

ન્હાના મન્મથની માવજતના અભાવે તે બિચારો ન્યુમોનિયાના તાવમા જ ગુજરી ગયો સૌદામીનીને છુટાછેડા સુધાકરે ખુશીથી કરી આપ્યા.

સુધાકરને ઘણો આઘાત લાગવાથી તે બિછાનાવશ થઈ ગયો, તેણે સાવિત્રીને સમાચાર લખાવ્યા બીજે જ દિવસે તે આવી પહોંચી જેની સંપૂર્ણ સારવારથી, તેને આરામ થઈ ગયો. સુધાકરની સ્નેહભીની આંખમાંથી આનંદાશ્રુ વહી રહ્યા

સ્ત્રીબોધનું વાર્ષિક લવાજમ : દેશ રૂ. ૫-૦-૦ પરદેશ રૂ. ૬-૮-૦ અથવા શિલીંગ દશ મોકલવા. પો. ઓ. ક્રોસ કરવો નહિ. પરદેશ વી. પી. થતું નથી. 		મંત્રી.

# સ્ત્રીઓ અને નોકરી

પ્રયોજક : રા. રા. રમણીકલાલ જયચંદભાઈ દલાલ બી. એ. એલ એલ બી. વકીલ

આજકાલ આપણા દેશની શિક્ષિત સ્ત્રીઓને પણ નોકરીનો ભારે ચટકો લાગ્યો છે. પરન્તુ એ પરત્વે પાશ્ચાત્યોનો શો અનુભવ છે તે પણ જરા જાણવું જોઈએ. ગયા મહાયુદ્ધના પહેલાં પાશ્ચિમાત્ય દેશોમાં પણ મોટા ઘરની સ્ત્રીઓને માટે રૂપિયા કમાવા એ અપમાન લેખાતું. માત્ર ગરીબ સ્ત્રીઓજ ઘરગથુ કે કારખાનામાં કામ કરી પોતાનું ગુજરાન ચલાવતી. પરંતુ યુદ્ધના દિવસોમાં પુરુષો લડાઈમાં ગયા એટલે દરેક કાર્યમાં સ્ત્રીઓને જોડાઈ જવાની ફરજ પડી. એ રીતે એમણે આર્થિક સ્વાતંત્ર્યનો સ્વાદ ચાખ્યો. પરંતુ જ્યારે યુદ્ધ સમાપ્ત થયું ત્યારે એક વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો. સ્ત્રી પુરુષ બન્ને માટે કામ મેળવવું મુશ્કેલ બની ગયુ ને બેકારોની સંખ્યા વધવા ી

Our freedom and its results (આપણુ સ્વાતંત્ર્ય અને તેનાં પરિણામો) નામક પુસ્તકમાં બ્રીટનના નારી આંદોલનની એક મુખ્ય નેત્રી શ્રીમતી રે સ્ટ્રેચી લખે છે "બ્રીટનમાં જેટલી સ્ત્રીઓ છે તેમાંની ફક્ત સાડત્રીસ ટકાને હજી કામ મળી શક્યું છે. સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાના માર્ગમાં હજી કેટલાય અંતરાયો છે. કેટલાક અંતરાયો તો કુદરતી જ છે એટલે એમાં પરિવર્તનનો સંભવ જ નથી. કેટલાક પરંપરાગત સામાજિક રિવાજોને આભારી છે ને એ રિવાજો દૂર થતાં હજી ઘણો સમય લાગે તેમ છે. ગર્ભધારણ કરવો ને માતા બનવું એ સ્ત્રીઓનો કુદરતી ધર્મ છે, એ અંતરાય પુરુષોને કદી નડવાનો નથી. પરંતુ એની સંભાવનાને લીધે સ્ત્રીઓને કામ મેળવતાં ઘણી જ મુશ્કેલી નડે છે. આ ભાવનામાં થોડુ ઘણું પરિવર્તન તો થયું છે જ. હોટેલમાં જમી લેવાની પ્રથા દાખલ થવાથી મહેનત બચાવનાર મશીનોથી તૈયાર માલ વેચાય છે એટલે સ્ત્રીઓને વધારે વખત ઘરમાં ગુમાવવો પડતો નથી. છતાં પુરુષોએ એ કાર્યો અપનાવી લીધાં નથી. છોકરીઓને સીવવા ગૂંથવાનું કે રસોઈ બનાવવાનું ભલે શીખવાડાય પરંતુ એ કામ માટે તેમને ઘરમાં બેસી રહેવું પડતું નથી; એનું પરિણામ એ આવે છે કે બહાર કામ કરનાર સ્ત્રીઓ પર બમણો બોજો પડે છે. પરિણામે તેઓ પોતાનું સ્વાસ્થ ગુમાવી બેસે છે. સ્ત્રીઓની શારીરિક શક્તિ પુરુષોથી ઓછી હોય છે એ તો જાણીતી વાત છે. ગયા મહાયુદ્ધમાં એટલી તો ખાત્રી થઈ હતી કે જે કામ બે પુરુષો કરી શકે છે તે કરતાં ત્રણ સ્ત્રીઓની જરુર પડે છે. એક બીજી પણ નક્કી વાત છે કે ચાલીસ વર્ષની વય પછી સ્ત્રીઓની શક્તિનો હ્રાસ થવા માંડે છે. આટલું ટુંકું આયુષ્ય હોવા છતાં જેને કામની જરુર છે તેવી વ્યક્તિઓને પણ કામ પૂરું પાડવામાં લોકો આધા પાછા થાય છે. અઢારથી વીસ વર્ષની સ્ત્રીઓને જ વધારે કામ મળી રહે છે એ હકીકત પણ સિદ્ધ થઈ છે. પાંત્રીસ વર્ષની વય થઈ ગયા પછી સ્ત્રીને કામ મળવું ઘણું જ કઠીન બની જાય છે. એઘનું વેતન પણ પુરુષોથી ઓછું હોય છે. એમાંથી તે કાંઈ જ બચાવી શકતી નથી. કદાચ બીજી નોકરી ન પણ મળે એ ભયથી તે મળેલી નોકરી છોડી દેતાં પણ અચકાય છે. બલ્કે તેમાં કચડાઈ પોતાનું સ્વાસ્થ્ય ગુમાવી બેસે છે. સ્ત્રીઓ જે કામ હાથ પર લે છે તે કામમાં તેઓ તલ્લીન બની જાય છે. એ પણ તેમનો એક દોષ છે. મનને અનુકુળ કામ હોય તો તે પ્રકૃતિ એક ગુણ લેખાય છે. પરંતુ જ્યારે એમ નથી હોતુ ત્યારે સ્વાસ્થ પર એની ઘણી જ ગંભીર અસર થાય છે. પુરુષ કરતાં સ્ત્રીઓમાં મમતા પણ ઘણી હોય છે.

ઘરબાર, બાલબચ્ચાં. વૃદ્ધ રોગી કે આશ્રિત જનોને દિલ ચાહે ત્યારે છોડી જતાં તેનો જીવ ચાલતો નથી. આમાંના કેટલાક ભાવ સ્વાભાવિક છે કેટલાક સામાજિક રૂઢીઓ અને અભ્યાસોનું પરિણામ છે. પરંતુ દરેકનું સાચું મૂળ શોધવું મુશ્કેલ છે. સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાનો પ્રશ્ન ઘણો જ અટપટો છે. હજી તો આ પ્રયોગની ફક્ત શરુઆત જ થઈ છે. એની સ્ત્રીઓ અને સમાજ પર શી અસર થશે તે વખત જતાં જ સમજાશે."

– 'The future of morals (સદાચારનું ભવિષ્ય) નામના પુસ્તકમાં લખેલું છે કે અત્યારે સુધી સ્ત્રીઓ નોકરીઓ કે વ્યવસાયોમાં પડવા દોડતી હતી ને તેમાં લ્હેર સમજતી હતી તે હવે નિશ્ચયપૂર્વક પાછાં ડગ ભરવા માંડી છે. યુદ્ધના દિવસોમાં દરેક વ્યવસાયનાં દ્વાર સ્ત્રીઓ માટે ખુલ્લાં થઈ ગયાં હતાં. હવે એ દિવસો પૂરા થયા છે. હવે તો સમાજ તેઓ ઓછાં વેતને જીવવા માગતા હો તો જ કામ આપવા તૈયાર છે મોટી મોટી નોકરીઓ માટે તો હવે કોઈ તેમનો ભાવ પણ પૂછતું નથી. એમના હાથ નીચે કામ કરવામાં પુરુષો પોતાનું ઘણું અપમાન સમજે છે. વિશ્વવિદ્યાલયોમાંથી દરેક વર્ષે હજારો ઉચ્ચ શિક્ષણ લીધેલી સ્ત્રીઓ બહાર પડે છે. એમને લાયક નોકરી કોઈ પણ સ્થળે શોધી જડતી નથી. એકલા લંડનમાં જ મધ્યમ શ્રેણીની 53000 સ્ત્રીઓ નોકરીની શોધમાં ભટકી રહી છે. પરિણામે એમને ફરીથી ઘર યાદ આવે છે. કેટલા ય માલિકોની ધુરકાધુરકી સહન કરવાને બદલે વીવાહ કરી ઘરના માલિક પર રાજ્ય કરવું એ જ વધારે સારું છે એમ તે વિચારી રહી છે. એવા ભાવની પુનઃ જાગૃતિનાં આજ કેટલાંય ચિન્હો નજરે પડે છે. સ્ત્રીઓ હવે શૃંગાર પર ફરીથી ધ્યાન આપતી બની છે. જરા પણ નવરાશ મળે કે તે ટાપટીપ કરવા મંડી પડે છે. આવી નાની નાની વાતોથી પણ હવા કઇ તરફની વહે છે તે સમજ પડશે.

વર્તમાન મહાયુદ્ધ પહેલાંની આ પરિસ્થિતિ હતી, હવે પુરુષો ફરી યુદ્ધમાં ફસાયા છે એટલે સ્ત્રીઓનાં માન વધવા માંડ્યાં છે. ભિન્ન ભિન્ન વિભાગોમાં સ્ત્રીઓની ભરતી કરવાની બ્રીટનમાં હિલચાલ ચાલુ છે, પરંતુ યુદ્ધ સમાપ્ત થયા પછી આ લ્હેર પાછી પલટો નહિ ખાય? સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યનું શું પરિણામ આવી રહ્યું છે તેનું શ્રીમતી આઈરિયન સોલ્હુને પોતાની The free woman (સ્વતંત્ર સ્ત્રી) નામક પુસ્તકમાં દિગ્દર્શન કરાવ્યું છે. " અભ્યાસ કરતાં કરતાં છોકરીઓને નોકરીની ચિંતા થવા લાગે છે. જેને નોકરી મળી જાય છે તેનુ મન ગૃહસ્થાશ્રમની જંજાળોમાં ચોંટતું નથી, આમ પૈસા કમાવા યોગ્ય થયા પછી અને વૈવાહિક બંધનોમાં, સંતાન ઉત્પન્ન કરવામાં, તેમના લાલન પાલનમાં, ને પોતાના શરીરનો મન માન્યો ઉપયોગ કરવા વિગેરે દરેક બાબતોમાં સ્વતંત્રતા સુઝવા માંડે છે; એટલે તેમનામાં એક પ્રકારનો વિદ્રોહનો ભાવ જાગૃત થાય છે એ કોઈ પણ પ્રકારના અંતરાયને સહન કરતો નથી. ગૃહસ્થની સઘળી પ્રવૃત્તિઓને નષ્ટ થઈ જાય છે. 'બેબી'ની અપેક્ષાને બદલે 'બેબી ઓસ્ટીન' આવશ્યકતા એને વધારે જણાય છે. પતિ પત્ની બન્નેને જ્યારે ધન કમાવાની ધુન લાગે છે ત્યારે ઘર અસ્તવ્યસ્ત બની જાય છે એમાં બીલકુલ શંકા નથી. જો પતિને એક સ્થળે નોકરી મળે ને પત્નીને બીજી જગાએ નોકરી જડે ને નોકરીમાં વધારે સમય આપવો પડતો હોય તો ઘરના કામકાજ પર નજર રાખવાનો પણ તેમને અવકાશ મળતો નથી. તેમનાં સંતાનોની સંભાળ લેવાનું પણ નોકરોને માથે નાખેલું હોય છે. એ જીવનમાં પણ શું સુખ છે? આ તે સ્વતંત્રા કે પૂરી પરતંત્રતા! ઘરનું કામ સંભાળવામાં પરતંત્રતાને ઑફીસના નીરસ કામમાં ચકી પીસવી એ સ્વતંત્રતા! પોતાનાં સંતાનોનું લાલન પાલન કરવું,

એમને સારામાં સારું શિક્ષણ આપવું એ સમય ગુમાવ્યો ગણાય ને બીજાની ધાવ બનીને રહેવું કે શાળામાં જઈ બીજાનાં બાળકોને શિખવવું એ સમયનો સદુપયોગ. પતિ પ્રેમપાત્ર છે એની એક કડવી વાત પણ સહન કરી શકાય નહિ ને ઉપરી અધિકારીઓના ધુરકાટ સામે એક શબ્દ પણ ઉચ્ચારવાનું સાહસ થઈ શકે નહિ આ તે કઈ જાતની સ્વતંત્રતા! એને માટે આટલી બધી પળશી કરવાની?

સ્ત્રીઓને નોકરીની લગન લાગે છે એટલે ઘર બગડી જાય છે. એનો પાશ્ચિમાત્ય દેશોમાં પણ અનુભવ થઈ રહ્યો છે. ઇગ્લેન્ડમાં પરિણીત સ્ત્રીઓ શિક્ષિકા તરીકે કે બીજા કોઈ પ્રકારની નોકરી કરી શકતી નથી. કેટલાંય શહેરોની મ્યુનીસિપાલિટીઓમાં એવો નિયમ છે કે વિવાહ થયા બાદ સ્ત્રીઓને નોકરી પરથી દૂર કરવી. સુધારકોની દૃષ્ટિમાં પણ આ સમાજની સંકરતા ને કેવળ રૂઢીપ્રેમ છે. સોવિયેટ રશિયામાં સ્ત્રીઓને આ બાબતમાં પૂર્ણ સ્વતંત્રતા આપી દેવામાં આવે છે. સ્ત્રીઓને ગૃહસ્થાશ્રમના ભારમાથી ને સંતાન સંભાળમાંથી તદ્દન મુક્ત કરી દેવાની લેનીનની માગણી હતી. એમ થાય તોજ સ્ત્રીઓ દેશની સેવા કરી શકે. તેથી જ બાળકોના લાલન પાલન ને વિદ્યાભ્યાસની જવાબદારી રાષ્ટ્રે માથે લીધી. બાળકોના જન્મ માટે સરકારી પ્રસુતિગૃહો ખોલવામાં આવ્યાં. શિશુશાળાઓમાં એમનું લાલન પાલન થવા લાગ્યું ને ઉછર્યા પછી પણ તેમના વિદ્યાભ્યાસનો સંપૂર્ણ પ્રબંધ કરવામાં આવ્યો. આ રીતે માતા પિતા અને ઘરના પ્રભાવથી બાળકોને છેક જ અલિપ્ત રાખવામાં આવ્યા. આ સંસ્થાઓમાં દરેક પ્રકારની સગવડ કરવામાં આવી. એનું સંચાલન નિષ્ણાતોને હસ્તે સુપ્રત કરવામાં આવ્યું દરેક ગામ ને શહેરમાં આવી સંસ્થાઓ સ્થાપવાનું મુશ્કેલ છે. એ સર્વ પ્રકારનો આદર્શ પ્રબંધ કર્યા છતાં પણ ઘરમાં ઉછરેલાં બાળકોમાં જે સંસ્કાર આવે છે તેવા સંસ્કાર એ સંસ્થાઓ દ્વારા ઉછરાયલાં બાળકોમાં જણાયા નહિ. આ અનુભવ લેનીનની પત્ની ક્રુપ્સકાયાએ જાતે કર્યો. શિશુપાલન વિભાગનું નિરીક્ષણ ઘણા દિવસ સુધી એમણે પોતાના હાથમાં જ રાખ્યું હતું. મનુષ્યોમાં સંતાન પ્રવૃત્તિ સ્વાભાવિક છે. એ કદી દબાવી શકાતી નથી જ એ વાત તેમને માનવી જ પડી. જે શ્રમજીવીઓ પોતાનાં બાળકોને સરકારી સંસ્થાઓમાં મોકલવાનો ઇન્કાર કરે છે તેમના મનોભાવ બરાબર સમજી શકાય તેવા છે. મારું જોતાં સત્યવાદી સમાજમાં બાળકોના શિક્ષણનો એવો પ્રબંધ હોવો જોઈએ કે શિક્ષકની સાથે સાથે બાળકનાં માતા પિતા પણ પોતાના સંતાનને શિક્ષણ આપવામાં ભાગ લઈ શકે. આ ખ્યાલ ઘર કરવાથી એવી સંસ્થાઓમાં ઠેર ઠેર પાટિયાં મારેલાં જણાય છે કે "માતાના દૂધ કે પ્યારનું સ્થાન બીજી કોઈ વસ્તુ લઈ શકતી નથી." "જેવી રીતે વાછરડાંને ધવરાવવા માટે સ્ત્રીઓ કામ નથી આવતી તેમ બાળકોને ધવરાવવા ગાયો કામ આવતી નથી." હવે ત્યાં છૂટાછેડાના દાખલા પણ ઓછા થતા જાય છે. ગર્ભપાત અપરાધ લેખવામાં આવે છે. સન્તાન પ્રાપ્તિ વધે તે માટે ઇનામ અને પ્રોત્સાહન આપવામાં આવે છે. એટલે સ્ત્રીઓ ઘરમાં રહી પોતાનાં બાલકોની સાર સંભાળ રાખે એજ યોગ્ય છે એવું આ સર્વથી સ્પષ્ટ થાય છે.

વળી એમ પણ કહેવાય છે કે સ્ત્રીઓ નોકરીઓ પાછળ દોડે છે તે સ્વાતંત્ર્ય કે સમાનતાનો શોખ નથી પણ તેમની આર્થિક વિવશતા છે ઇસ્વીસન ૧૯૩૭માં રાષ્ટ્ર સંઘે ભિન્ન ભિન્ન દેશોમાં સ્ત્રીઓની પરિસ્થિતિનો ક્યાસ કાઢવા એક પ્રશ્નાવલિ કાઢી હતી. તેના જવાબમાં સ્ત્રીઓની સમાનાધિકાર આંતરરા-

"ષ્ટ્રીય સંસ્થાએ એક નિવેદન -મોકલી આપ્યું હતું તે પર વિચાર કરવો આવશ્યક છે. સુરોપની એ પ્રધાન સંસ્થા હતી વીશ મુખ્ય દેશોમાં એની શાખાઓ હતી. તેમાં જણાવ્યું હતું કે સ્ત્રીઓને સામાન ખરીદવાનું, રસોઇ કરવાનું, ઘરની સાફસુફી રાખવાનું, કપડાં સીવવાનું તેમ તેમને બરાબર રાખવાનું. કપડાં ધોવાનું, ઘરના રોગીઓની સેવા સુશ્રુષા કરવાનું, બાળકોનું લાલન પાલન કરવાનું બાળક પાંચ વર્ષનું થાય ત્યાં સુધી તેને શિક્ષણ આપવું ઘરનો હિસાબ રાખવો વિગેરે ઘરનાં બીજાં કેટલાંય કામ કરવાં પડે છે. વળી ગામડાંમાં તો ખેતીવાડી તથા પુરુષોનાં અન્ય કામોમાં પણ મદદ કરવાની હોય છે. આ બધાના બદલામાં કાયદેસર રીતે દરેક દેશમાં સ્ત્રીઓને ઘરમાં રહી ખોરાકી પોશાકી મેળવવાનો અધિકાર આપવામાં આવેલો છે. બાકી તેમને પતિની ઈચ્છા પર આધાર રાખવાનો હોય છે. પતિની ઈચ્છામાં આવે તો સ્ત્રીઓને પૈસા આપે યા ન આપે કાયદો તેમાં વચ્ચે પડતો નથી. એટલે એક મજૂર કરતાં એની સ્થિતિ સારી હોતી નથી. મજૂરને તો ચોક્કસ સમય સુધી જ મજૂરી કરવાની હોય છે રાત્રે એ આરામ કરી શકે છે. મહિનામાં એને થોડા દિવસ રજા પણ મળે છે પરન્તુ સ્ત્રીઓને તો હંમેશાં ઘરકામની ચક્કીમાં પીલાવું પડે છે. એ દશામાં સ્ત્રીઓનું એક નિશ્ચિત વેતન હોવું જોઇએ. ન્યાયમંદિર દ્વારા પણ એ મેળવી લેવાનો તેમને અધિકાર હોવો જોઇએ."

આ નિવેદનથી પાશ્ચાત્ય સ્ત્રીઓની મનોવૃત્તિ પર સ્પષ્ટ પ્રકાશ પડે છે. આ બધાં કાર્યો માટે જો પતિ પાસે નિશ્ચિત વેતન મેળવવાની આવશ્યક્તા હોય તો વેશ્યાઓની પેઠે પોતાના શરીરના ઉપયોગ માટે પણ પતિ પાસે નિશ્ચિત વેતન લેવાનું પણ શા માટે નક્કી ન કરવું જોઇએ. ઘરના વાતાવ-રણમાં આ વ્યવસાય બુદ્ધિને બીલકુલ સ્થાન નથી. કેવળ નોકરીઓ પુરતો જ વિચાર કરીએ તો આ નિવેદનથી આપણને સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીઓની મહેનતનું કેટલું મુલ્ય છે. ઘરમાં પતિ પત્નીનો સહકાર હોય તો પતિ બહાર મહેનત કરી પૈસા લાવે છે ને પત્ની ઘરમાં મહેનત કરી પોતાનો હિસ્સો પૂરો કરી આપે છે. એમાં અન્યાય ક્યાં છે? જો પત્ની પણ બહાર કમાવા જશે તો ઘરનું કામ પૈસા ખર્ચી બીજા પાસે કરાવવું પડશે. ને તેમ કરતાં પણ બધાં કામ પોતાને મનમાનતાં થશે નહિ નવી સ્ત્રી પોતાની કમાણીમાંથી બીજાને મજૂરી આપી પોતાનાં કામ કરાવી કંઇ રકમ બચાવી શકશે?

ગૃહસ્થાશ્રમનો બોજો ઉપાડી લીધા વિના સ્ત્રીઓ દેશની સાચી સેવા કરી શકે છે? બ્રિટનના યુદ્ધોદ્યોગમાં ભાગ લેવાનું સ્ત્રીઓ માટે અનિવાર્ય થઇ પડ્યું છે. ત્રીસ વર્ષથી ઓછી વયની સ્ત્રીઓની નોંધણી કરવામાં આવી છે. સ્ત્રી કામદારોની ભરતી માટે ભાષણ કરતાં હમણાં જ ત્યાંના યુદ્ધમંત્રીએ નિવેદન કર્યું છે, "સાધારણ કામ કરવામાં પોતાનો સમય બરબાદ થાય છે એમ સ્ત્રીઓ સમજે છે પણ એ હકીકત બરાબર નથી, કોઈ કોઇને પણ રસોઈ કરવાનું કે વાસણ માજવાનું કામ કરવું જ પડશે નાનાં નાનાં કામ કરતાં શીખ્યા વિના મોટાં મોટાં કામ કરવાની યોગ્યતા પણ આવતી નથી. બાલ્ય લખવા વાંચવામાં જાય તે જુવાની ઑફીસોનું કામ કરવામાં વીતે તો ઘરકામ શીખવાનો સમય ક્યારે મળવાનો? ભારતની સ્ત્રીઓમાં નોકરીનો શોખ વધવાથી ઘણી જ વિકટ સમસ્યાઓ ઉભી થવા લાગી છે. શાળાની સ્ત્રી ઈન્સ્પેકટરો ખૂબ જ મુશ્કેલીમાં મૂકાય છે. બાળકોને આખો વખત પોતાની સાથે રાખી શકતી નથી અને નોકરીનું કાર્ય પેર કરવાનું

સરકાર તેથી આ પ્રશ્ન પર ગંભીર વિચારણા ચલાવી રહી છે. વિવાહીત સ્ત્રીઓ નોકરી પર ન રાખવાના ઠરાવ પર તે આવવા માગે છે. ત્રાવણકોર કાઉન્સીલમાં પણ આજ વાત છેડાઇ હતી. "નર્સો વિવાહિત હોય તો ચાલે કે નહિ?" ત્યાંના પ્રમુખે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું "યા તો પત્ની તરીકે રહેવું યા નર્સ. બન્ને કામ એક સાથે થઈ શકે નહિ." જો ગૃહસ્થાશ્રમને સારી રીતે ચલાવી, પોતાની માનમર્યાદાની રક્ષા કરીને જો કોઈ ઉદ્યોગધંધા દ્વારા ચાર પૈસા પેદા કરી શકાતા હોય તો ઠીક છે. જો કોઈ સહાયતા કરનાર ન હોય તો આ પ્રમાણે ઘરગથ્થુ ધંધા કરવામાં કોઈ જાતની હાનિ પણ નથી. આ વાત તો મનુ ભગવાને પણ માન્ય રાખેલી છે. "જો પતિ જીવન નિર્વાહનો પ્રબંધ કર્યા સિવાય પરદેશ ચાલ્યો જાય તો સ્ત્રીએ સીવણ ભરત વિગેરે નિંદિત કાર્યો દ્વારા પોતાનો નિર્વાહ કરવો જ જોઈએ."

प्रोषिते त्वविद्यायैव जीवेच्छिल्पैरगर्हितः ॥

જ્યારે ગરીબ ઘરની યા હલકી વર્ણની સ્ત્રીઓ ઘરની બહાર મહેનત મજૂરી કરી શકે છે તો અમીર યા ઉચ્ચ વર્ણની સ્ત્રીઓના પાત્રમાં શા માટે અંતરાયો ઉભા કરવામાં આવે છે? આ માટે બે વાતો પર ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. એક અવિભક્ત હિંદુ કુટુંબની પ્રથા. એમાં દોષ પણ છે. એક યોગ્ય વ્યક્તિ કમાઈ કમાઈ ચક્કીમા પીલાઈ જાય છે જ્યારે કોઈ નઠોર બેઠો બેઠો ખાય છે ને મોજ ઉડાવે છે. વળી ચાર વાસણ ભેગાં મળે તો ખખડયા વિના રહે જ નહિ. આમ છતાં પણ એક લાભ છે કે કોઇ પણ વ્યક્તિ છેક જ નિરાધાર બની જતી નથી. ગમે તે રીતે પણ સર્વનો નિર્વાહ થયેજ જાય છે. દરેકે કાંઇ ને કાંઈ કામ કરવું અનિવાર્ય છે. બાળકોની સાર-સંભાળ રાખવાનો બોજો ઘરની વૃદ્ધાઓ ઉપર પડે છે. એમને પોતાનાં સંતાન સોંપી કામ કરી શકે તેવી સ્ત્રીઓ બહાર મહેનત મંજૂરી કરી શકે છે વળી સામાન્ય રીતે સ્ત્રીઓ પોતાના પુરુષોના કામકાજમાં જ હાથ નાખે છે. ખેડૂતોની સ્ત્રીઓ ખેતીવાડીના કામમાં પોતાના પુરુષો સાથે મહેનત કરે છે. પૈસાદાર યા વ્યવસાયી લોકોનાં કુટુંબોમાં પણ એ જ પ્રથા હોય છે. એમની સ્ત્રીઓ પણ પોતાના પતિના કામકાજમાં યોગ્ય સહાય આપે છે. ઘાંચીઓની દુકાન તો ઘાંચણોજ ચલાવતી નજરે પડશે. દરજી, લુહાર, મનિયાર વિગેરેની સ્ત્રીઓ પણ પતિના કામમાં પુષ્કળ રસ લેતી જણાય છે. કેટલીક તો એ ધંધાઓમાં પણ પારંગત બની ગયેલી હોય છે, ને જરૂર પડે તો પુરુષો વિના પણ પોતાનો ધંધો ચલાવી શકે છે. આ પ્રથાથી બાળકોને પણ છેક નાન-પણથી જ પોતાનાં માબાપના ધંધાનું જ્ઞાન મળતું રહે છે, પ્રત્યેક ઘર 'બેઝીક ટ્રેઈનીંગ સેન્ટર' બની જાય છે. ને બાળકોને પોતાના જીવન નીભાવવા લાયક બનાવવામાં એક પાઈનું પણ ખર્ચ થતું નથી. બનાવટી વાતાવરણ-વાળી સંસ્થાઓથી આવાં લાભ કંઈ મળી શકે? આજકાલ એવી સંસ્થાઓ પાછળ કેટલાં નાણાં નાહક બરબાદ કરવામાં આવે છે! કેવળ પતિપત્નીનું કુટુંબ ને બન્નેનાં જુદા જુદા વ્યવસાયો એ વાતજ તદ્દન આધુનિક છે. કોઈ કુટુંબીજનોને ઘરમાં રાખવાથી સ્વતંત્રતામાં અંતરાય નડે છે. એ પરિસ્થિતિમાં પતિપત્નીનો વ્યવસાય જુદો થાય તો જ બાળકોની સાર-સંભાળ રખાય કે ન ઘરની વ્યવસ્થા સચવાય. આવી વ્યવહારિક અડચણોને લીધે આવા પ્રકારની સ્વતંત્રતા કેવળ ઘરનીજ નહિ પણ સમાજમાં પણ વિસંવાદનાં બીજ વાવે છે. આપણો પ્રાચીન આદર્શ તો એ છે કે સ્ત્રી-પુરુષ ને સંતાન એ ત્રણે મળીને પુરુષ બને છે જે ભર્તા છે તે જ ભાર્યા છે. એ બન્નેમાં કશોજ ભેદ નથી.

एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ।
विप्राः प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृताङ्गना । ( मनु. ९-४५ )

માટે જીવનપર્યંત સ્ત્રી પુરુષ ધર્મ, અર્થ, કામ આદિમાં જુદાં જુદાં ન હોય. બન્નેનો પરસ્પર ધર્મ એકજ છે.

પ્રસિદ્ધ યુરોપી દાર્શનિક પ્લેટોએ કહ્યું છે કે જે દેશમાં 'મારું' 'તારું' એ ભાવના નથી તેજ સૌથી વધારે સૌભાગ્યશાલી દેશ છે. કારણકે ત્યાંના નાગરિકોનો સર્વ મુખ્ય વાતોમાં એકો, સ્વાર્થ હોય છે. આ રીતે વિવાહીત સ્ત્રીપુરુષોની પૂંજી એક જ હોની જોઈએ. એમનામાં પણ 'મારા' 'તારા'નો ભાવ ન જ હોવો જોઈએ. આપણે ત્યાં પણ જુની ઘરેડવાળાં ઘરોમાં હજી પણ એજ રીત છે કે પતિ જે કાંઈ કમાઈ લાવે છે તે પોતાની પત્નીના હાથમાં મૂકી દે છે ને પત્ની પોતાની ઈચ્છામાં આવે તેમ ખર્ચ કરે છે. એ ઘરની રાણી મનાય છે. બેન્કમાં બન્નેનાં જુદાં જુદાં ખાતાં, જુદાં જુદા હિસાબ કિતાબ, જુદાં જુદાં ખર્ચ એ બધાં નવા ભાવ છે. એનું પરિણામ એ આવ્યું છે કે 'સંગઠન', 'સંગઠન'ની આપણે બૂમો પાડીએ છીએ છતાં સર્વત્ર વિસંવાદ વધારતા જઈએ છીએ. વિશ્વમાં શાંતિ સ્થાપવા જે વિદ્વાનોના મનમાં કોઈ નવી વ્યવસ્થાની શોધ કરવાની ઈચ્છા છે તેમાંના ઘણા એમ માને છે કે દેશ યા વ્યક્તિની આર્થિક આત્મનિર્ભરતામાં નહિ પણ 'પરસ્પર નિર્ભરતા'માંજ તેની સાચી માની રહેલી છે. એકલા આર્થિક પ્રશ્નની જ નહિ પણ જીવનના સર્વ વિભાગોમાં પરસ્પર નિર્ભરતાથીજ સહયોગની પ્રવૃત્તિ ચાલે છે પરંતુ જો ઘરમાંજ તેનો અંત આણવામાં આવે તો રાષ્ટ્ર કે વિશ્વમાં સહકારની ભાવના શી રીતે સ્થપાશે ?



## વિદાયની વેળાએ

( શેરનો મુખો ક્યારે આવશે રે...એ ઢાળ )

બ્હેની મંગલ દીન આજનો રે
સુખ્ખે સીધાવ તું સાસરીયે સાહલડી
સુખને સૌભાગ્ય રૂડાં પામજે રે

આજે તું પુષ્પ વસંતનું રે
પરિમલ ત્યાં પ્રસરાવજે સાહલડી
સુખ ને સૌભાગ્ય રૂડાં પામજે રે

ઉમદા ગુણો અહી અંતરે રે
સૌભાગ્ય ચાંદ તું સોહાવજે સાહલડી
સુખ ને સૌભાગ્ય રૂડાં પામજે રે

નમ્ર વચન ને વિવેકથી રે
શાણપણ ધરજે સાસરીયે સાહલડી
સુખ ને સૌભાગ્ય રૂડાં પામજે રે

પ્રિતમ એકલ આશરો રે
હરખે જ્યોતિ તું ઝળકાવજે સાહલડી
સુખ ને સૌભાગ્ય રૂડાં પામજે રે

સ્વામિ સંગે સુખ માણતું રે
આજ્ઞાનો કરજે અમલ રે સાહલડી
સુખ ને સૌભાગ્ય રૂડાં પામજે રે

[ સખી સાસરે પહેલવહેલી જાય છે. તેણે તેની સમવયસ્કા તેને શીખામણ આપે છે. દરેક નવવધુનોં આ અનુભવ છે. આર્યસંસારનાં ઉજ્જ્વલા સંયમ, આજ્ઞાંકિતપણું વગેરે ગુણોનું સોધું સાદું ધ્યાન આ રાસમાં આપણને મળે છે.

# હિંદુ સમાજનો સડો

રા. રા. ગંગારામ ખન્ના

## શુ હિંદુઓ ધ્યાન આપશે?

**આ**જથી ત્રણ વર્ષ ઉપર રતીલાલ કુલચંદ નામના જૈન વાણિયાએ કમળા નામની એક દક્ષિણી છોકરી સાથે તેના બાપને રૂ. ૭૫૦) આપીને લગ્ન કર્યું હતું. આ જોડું કજોડું હોવાથી તેમનો ઘર સંસાર સારી રીતે ચાલતો નહતો. જેના પરિણામે કમળા રતીલાલના એક નજીકના સગા ચંદુલાલ મગનલાલ જૈન વાણિઆ સાથે પ્રેમમાં પડી. આખરે ચંદુલાલ કમળાને નસાડી ગયો રતીલાલ કુલચંદના ભાઈ કાળીદાસ કુલચંદે કમળાને ચંદુલાલ પાસેથી પાછી લાવવા માટે મહંમદ નામના એક મુસલમાનની મદદ માંગી, અને કહેવાય છે કે આ બદલ કાળીદાસે મહંમદને રૂ. ૧૦૦ આપ્યા હતા. કમળાને ચંદુલાલ પાસેથી પાછી લાવ્યા બાદ મહમદ તેને ઉપાડી ગયો તે ઉપરથી કમળાના ધણીએ હિંદુ સભા તથા બીજી હિંદુ સસ્થાઓ ઉપર મદદ માટે કાગળો મોકલ્યા

ચૈત્ર સુદ પુનમને દિવસે હું પ્રચાર માટે ખેડબ્રહ્મા ગયો હતો, ત્યાં મહમદ તથા નવાબ અને ચીમનલાલ નામનો એક ઘાંચી બાઈ કમળાને લઈ ત્યા આવ્યા હતા, આ લોકો હિંદુ પોશાકમાં હતા, પરંતુ એક ધર્મશાળામાં કોઈ સાથે તકરાર થવાથી ગૃહ પ્રવેશના ગુન્હા હેઠળ આ લોકોને બે બે માસની સજા અને રૂ. બસો બસો દંડ થયો. બાઇ કમળાને પોલિસ તરફથી મને સોંપવામાં આવી. તેને લઈ હું અમદાવાદ આવ્યો. અને તેના ધણી તથા સગાવહાલાઓને બોલાવી બધી હકીકત મેળવી. કમળા પોતાના ધણી પાસે તેમજ આશ્રમમાં જવા ના પાડતી હતી. બાઈ કમળાને એક સદ્‌ગૃહસ્થને ત્યાં રાખવામાં આવી, જ્યાં તેના ધણીને વારંવાર બોલાવી બાઈ સાથે સમાધાનની ચર્ચા કરી. આખરે બાઈ કમળાએ પોતાના ધણી પાસે જવાની કબુલત આપી, અને તેના ધણીને તેને લઈ જવાનું કહેવામાં આવ્યું પરંતુ બાઈના ધણીએ બીકને લીધે બાઈને પોતાના ઘેર રાખવા અસમર્થ છે એમ જણાવ્યુ. આ ઉપરથી બાઈના ધણીને છુટા છેડા આપવાનુ કહેવામાં આવ્યું પણ તેની તેમણે ના પાડી. ત્યારબાદ વિકાસ ગૃહમાં આ બાઈને રાખવા સંબંધી વિકાસગૃહના સંચાલકો સાથે વાત કરી. ત્યાંથી એક બહેન આવી થોડા વખત કમળા સાથે વાતચીત કરી. ફરી બીજે દિવસે આવવાનુ કહીને ગયાં. પરંતુ પાછળથી વિકાસગૃહથી કોઈ બહેન આવ્યાં નથી.

આવાં કારણોને લીધે કેટલીક બહેનો હિંદુ સમાજથી કંટાળી વિધર્મી થાય છે. શુ હિંદુ સમાજ આ બાબતમા ધ્યાન આપશે? અને કન્યા વિક્રયની ખોટી રૂઢીને નાબૂદ કરવામાં હિંદુ નવ જવાનો ધ્યાન આપશે?

# માતાની ફરજો—Duties of a Mother

શ. શ. નવીન આર. આચાર્ય

'મા'—'માતા'—આહા ! કેટલો બ્હાલ ભર્યો શબ્દ ! કાને પડતાંની સાથે કોઈ અત્યંત પ્રિય અને પૂજનીય વ્યક્તિ દૃષ્ટિ સમક્ષ ખડી કરે છે. જગતના મહાન પુરુષો—સાક્ષરો, ન્યાયાધિશો કે બાદશાહોનું સ્થાન પણ માતાના સ્થાન પાસે ગૌણ છે. તેઓ દરેક બાબતમાં સ્વતંત્ર અને અધિકારવાળા હશે છતાં પોતાની માતા પાસે એક બાળક જેવા બની જાય છે, આવી રીતે માતાનું સ્થાન સંસારના બધા સંબંધોમાં ખરેખર અનુપમાનીય, અવર્ણનીય અને સર્વોત્તમ છે.

સ્ત્રીઓએ ફક્ત 'માતા' કહેવડાવવાથી કે બનવાથી માતા નથી થવાતુ, પરંતુ માતા બની પોતાના બાળક પ્રત્યેની આદર્શ માતા તરીકેની સઘળી ફરજો અદા કરવાથી માતા થવાય છે. માતાની આ ફરજોના બે વિભાગ પાડી શકાય. (૧) માતા થયા પહેલાં (૨) માતા થયા પછી.

માતા થયા પહેલાં સ્ત્રીમાં પોતે એક ગૃહીણી છે તે છાપ વિશેષ પ્રબળ હોય છે. જ્યારે માતા થયા પછી પોતે એક માતા છે તે વિચાર પ્રબળ હોય છે.

દરેક સ્ત્રી વહેલી અથવા મોડી માતા થવાની છે માટે ભવિષ્યની એક માતાને જરુરી એવું શિક્ષણ તેણે સંપાદન કરવું જોઈએ. આજકાલ કોલેજમાં ભણાતી છોકરીઓ (કે સ્ત્રીઓ)ના ભણતરથી માતૃશિક્ષણ ઘણું નબળુ રહે છે, અહીં માતૃશિક્ષણ એટલે માતાને યોગ્ય અને જરુરી એવું શિક્ષણ એ અર્થ છે. બાળકને જે માવજતની જરુર હોય તે અત્યારે જ શીખી લેવુ આવશ્યક છે. સારાં પુસ્તકોનું નિયમિત વાચન કરવાથી અમુક દૃષ્ટાંતો પરથી પોતાના વિચારો કેળવાય તથા માતા તરીકેની પોતાની જવાબદારીનું ભાન થાય. પોતાની તંદુરસ્તી નિરોગી રાખવા ખાસ કાળજી રાખવી જોઈએ. અમુક સદ્‌ગુણો કેળવવા પ્રયત્ન કરવો જોઇએ. એક સદ્‌ગુણી માતા સો શિક્ષકની બરાબર છે, બલ્કે તેથી વિશેષ છે.

પોતે ગર્ભવંતી બને ત્યારથીજ સ્ત્રીની, એક ભવિષ્યના બાળકની માતા તરીકેની ફરજો શરુ થાય છે. આ સ્થિતિમાં તંદુરસ્તી તરફ દુર્લક્ષ સેવવું જોઈએ નહિ કારણ કે નબળી સ્ત્રીઓ નબળાં બાળકોને જન્મ આપે છે અથવા બાળકના જન્મ વખતે તેને બહુ કષ્ટ સહન કરવું પડે છે. તંદુરસ્તી જાળવવા, નિયમિત આહાર વિહાર, ઉંઘ વિગેરેનું મહત્વ ઘણું છે. બાળકને નુકશાનકારક એવા ગરમ પદાર્થોના સંપૂર્ણપણે ત્યાગ કરવો જોઈએ સારા વિચારોનું સેવન કરવુ જોઈએ. પોતાનું ચારિત્ર ભવિષ્યના બાળકને દાખલા રૂપ બને તેવુ સુંદર હોવું જોઇએ. માતાના વિચારોની અસર ઉદરમાં રહેલા બાળક પર થયા વિના રહેતી નથી.

બાળક અવતર્યા પછી બાળકની સંભાળ તે બહુ અગત્યની વસ્તુ છે. તેને પડતી અગવડતા અથવા દુઃખ મટાડવા યત્ન કરવો જોઈએ આ અવસ્થામાં સ્વચ્છતા તરફ બરાબર ધ્યાન આપવું જોઈએ. બાળકને ઉંઘ, ઝાડો વિગેરે પ્રમાણસર અને નિયમિત જોઈએ. તેમાં કંઈ પણ ફેરફાર માલુમ પડે તો કોઈ સારા વૈદ કે ડોક્ટરની સલાહ લેવી. પોતાને કંઈ રોગ થયો હોય તો તે પ્રત્યે બેદરકારી રાખવી નહિ.

જેમ જેમ બાળક મોટુ થાય તેમ તેની સારવાર માતાએ કાળજીપૂર્વક કરવી જોઈએ. આ માટે સ્ત્રીઓને મર્વિજતકલા (Nursing) ના જ્ઞાનની થોડી જરૂર છે. A Nurse can be the best Mother. બાળકને દાંત આવતી વખતે બહુ દુઃખ થાય છે. કોઇ વાર તાવ, ઝાડો વિગેરે થઈ આવે છે. આને




જેતપુર પંદર વર્ષની મોચી કન્યા સાથે પાંસઠ વર્ષના વરરાજા મુંબઈથી પરણવા આવેલા જુવાનોએ પીકેટીંગ શરૂ કર્યું, કન્યા પક્ષે પોલીસની મદદથી લગ્ન વિધિ શરૂ કર્યા એટલે જુવાનોએ મેજીસ્ટ્રેટ પાસેથી મનાઈ હુકમ મેળવ્યો, પણ દરમિયાન બે ફેરા ફેરવાઈ ગયેલા પણ મેજીસ્ટ્રેટે છેલ્લા ઉપાય તરીકે દાક્તરી તપાસ કરાવી તેમાં વરરાજા 'ફીટ' જાહેર કરવાથી લગ્ન થઈ ગયા.

× [ફુલછાબ]

સોજીત્રાના ભાઈ શંકરભાઈ ભીમાભાઈ પટેલ સાબરમતી આશ્રમમા, એ આશ્રમ ચાલુ હતો ત્યાં સુધી રહેતા હતા તેમના એક પુત્રીએ અનાવિલ યુવક સાથે લગ્ન કર્યું હતું તેમનાં બીજાં પુત્રી બેન પુષ્પાબેન ગઈ તા ૨૦-૫-૪૬ને રોજ ભાઈ નીલકંઠ જી નાયક નામના અનાવિલ સાથે લગ્ન કર્યું છે

×

બંગાળના સૌથી વયોવૃદ્ધ સ્ત્રી દાક્તર કુ વિધુમુખી બોઝનુ ૮૦ વર્ષની વયે અવસાન થયું છે

×

મુંબઈ, શ્રીમતી પદ્માવતી દેસાઈ અમદા કુ. મૃદુલા એમ. મુનશી મુંબઈ દરેક વર્ષ માટે ચુંટાયા છે રજીસ્ટર્ડ મેન્યુ મતદારો તરફથી શ્રીમતી મણીબેન એન. દે મુંબઈ, કુમારી માર્ગો ભાટવેકર પી એ ચુંટાયાં છે.

×

સુરતના જ્યોત્સનાબેન શુકલના ભત્ નવીની ત્રિવેદીએ અમદાવાદના શ્રી દિ મહેતા સાથે લગ્ન કર્યાં છે

×

શ્રી મનુભાઈ શાહે સુરેખા નામે વિધવા યુવતી સાથે લગ્ન કર્યાં છે રા ભાઈની પ્રથમ પત્ની સવિતાબેન ક્ષય ત બીજી પત્ની ઉર્મિલા અવસાન પામી છે.

×

વાંકાનેરના એક બહાણુ કુાઇવરની ત્ર વારની પત્ની રાજકોટ આગળ પુરુષવેશ પકડાઈ ગઈ છે

×

મોંઘવારીના કારણે સોજીત્રાની એક યુવ સ્ત્રીએ પોતાના વરસના પુત્ર સાથે કુવા પડી આપઘાત કર્યો છે

ભરૂચ જીલ્લા સ્કુલબોર્ડના ચેરમેન તરીકે સુરતના વતની અને ભરૂચની બાઈ મોટલાંબાઇ વાડીઆ ગર્લ્સ સ્કુલના પ્રિ. કુ. આલા ધનજીશા કુપર બી. એ. એમની સર્વાનુમતે ચૂંટણી થઇ છે.

×

બોમ્બે ક્રોનીકલના વ્યાપાર તંત્રીશ્રી ગોરધનભાઇ પટેલ તથા જાણીતા રાષ્ટ્રીય કાર્યકર્તા સૌ. ગંગાબહેન પટેલ એમની પુત્રી કુમારી ધીરેન્દ્રબાળા પટેલ, આ વરસે ઇન્ટર આર્ટસની પરીક્ષામાં પહેલે નંબરે આવ્યાં છે. અને તેમને કેટલીક ખાસ સ્કોલર્શિપો પ્રાપ્ત થઇ છે

×

કુંડલાના ખુંટવડાની એક હિન્દુ શિક્ષિકા એક મુસ્લીમ કારકુન સાથે પરણનાર હતી. પણ તે બન્નેની બદલી થતાં લગ્ન અટકી પડયાં છે.

×

કલોલમાં એક બ્રાહ્મણ યુવતીએ આપઘાત કર્યો છે. સાસરીયામાં કનડગતને કારણે આ અનાથ બ્રાહ્મણ યુવતીનું જીવન પુરું થયું ત્રણ નાના બાળકોને રખડતા રઝળતા મુકી એણે શરીરે ગ્યાસલેટ છાંટીદીવા સળી ચાંપી દીધી.

×

સુરતના મિ. રતનશા મોદીની દીકરી શીરીને હિંદુધર્મ સ્વીકારીને રામપુરના શ્રી. મગનલાલ નરોતમ પટેલ સાથે લગ્ન કર્યાં હતાં. પાછળથી મિ. મોદીએ પોતાની પુત્રીને સુરત પોતાના કબજામાં રાખી હતી. તે પરથી શ્રી પટેલે વધારાના મેજીસ્ટ્રેટની કોર્ટમાં પત્નીના કબજા માટે અરજી કરી હતી. તે ઉપરથી વોરંટ નીકળતાં શીરીન અદાલતમાં હાજર થઈ હતી. ત્યાં મેજીસ્ટ્રેટે તેણે જ્યાં જવું હોય ત્યાં જવાની છૂટ આપી હતી. એ છૂટને પરિણામે શીરીન તેના હિંદુ પતિ સાથે ગઈ હોવાનું જણાય છે.

×

# સાંઇકલ અને ઘોડો

ભાઇલાલ વ બક્ષી.

વિનુના બાપા જોકે અમલદાર હતા તેમને તેમની નોકરીને અંગે સાઇકલ અને ઘોડો બન્ને રાખવા પડતાં મકાનના કંપાઉન્ડમાં ઘોડો બાંધવાની એક ઓરડી હતી તે ઓરડીમાં તેઓ ઘોડો બાંધતા અને સાયકલ પણ ત્યાં જ મૂકતા. ઘોડા માટે એક નોકર રાખેલો હતો. તે પણ ત્યાં જ રહેતો હતો અને ઘોડાની સારવાર કરતો વિનુના બાપાને જ્યારે જ્યારે સાયકલ કે ઘોડાની જરૂર પડે ત્યારે એ નોકર લાવીને હાજર કરતો.

ઘોડો મુસાફરીએથી પાછો આવે કે એ તેને ઓરડીએ બાંધતો અને ઘાસ—દાણો નીરતો તથા ખરેરો કરી ઘોડાનું બદન સાફ રાખતો સાઇકલ પણ કામે ગઇ હોય ત્યાંથી પાછી આવે એટલે લુછી લાછીને સાફસુફ કરતો તથા તેલ પુરતો અને પંચર થયું હોય અથવા તો બીજું કંઇ બગડયું હોય તો તે સુધારી સાઇકલને સાઇકલના સ્ટેન્ડ ઉપર કાળજી પૂર્વક મુકતો

એક દિવસ મુસાફરીએથી આવીને લીલું ઘાસ ખાતાં ખાતાં ઘોડાએ સાઇકલને કહ્યું:—

"અલી સાયકલ, જોને ! તારા કરતાં હું માલિકને કેટલો કામનો છું હમણાં જ હું માલિકને ચાલીસ માઇલની મુસાફરી કરાવીને આવ્યો છું. તારા કરતાં માલિકને હું કેટલો વહાલો અને ખપનો છું. તું તો અમસ્તી જ આ તારા સ્ટેન્ડ ઉપર ઠરી રહી છે માલિકે આવતાં વેત જ ઉતરીને મને સાબાશી આપી હતી અને મારી પીઠ થાબડી હતી."

એટલે સાઇકલ બોલી ઊઠી:—

"ઘોડાભાઇ, અભિમાન કરવામાં મઝા નથી દરેક વસ્તુ સૌ સૌને સ્થાને ઉપયોગી છે તમે એકલા જ માલિકને ઉપયોગી છો અને હું કાંઇ નથી. એમ નથી ઉતાવળ અને ઝડપના કામમાં હું માલીકને ઉપયોગી છું."

"ખોટી વાત ઉતાવળ અને ઝડપના કામમાં તો હું જ ખપનો છું." ઘોડાએ કહ્યું.

"એ તો શી રીતે કહેવાય કોઇ દિવસ આપણે હોડમાં ઉતરીએ ત્યારે જણાય"

"પણ તારે દોડવા સારૂ તો સારો પાકો રસ્તો જોઇએ અને હું તો ગમે ત્યાં માલિકને લઇ જઇ શકું. ખેતરોમાં થઇને, જંગલમાં થઇને, તેમજ ગમે તેવા અને વાંકા ચુકા અને ખાડા ટેકરાવાળા તથા કાચા રસ્તાઓ પર થઇને પણ હું જઇ શકું છું, એટલું ખરું કે એવા રસ્તાઓ ઉપર હું બહુ દોડી ના શકું."

"એ વાત તમે કહો છો તે ખરી છે, મારે રસ્તો સારો જોઇએ પરંતુ એવા દૂરના કામ વાસ્તે લોકો મને ભાગ્યે જ રાખે છે મારો ઉપયોગ તો નજીકમાં અને નજીકમાં ઘડીએ ઘડીએ

પડતા કામ માટે છે. એવા કામ માટે તમે નકામા છો, તેવા કામ માટે ઘડીએ ઘડીએ લોકો ઘોડા ઉપર બેસતા નથી. ત્યાં તો મારું જ કામ." સાઇકલે કહ્યું

"પણ તને પંચર થાય કે કંઇ બગડે તો તું નકામી થઈ રહે" ઘોડાએ કહ્યું.

"એવું હંમેશાં નથી બનતું કાળજી રાખીને મને વાપરવામાં આવે તો હું બગડતી નથી. એ છતાં એ તો સુધરી શકે છે. તમે પણ ક્યાં કોઈ વખત માંદા પડતા નથી અથવા તો પીઠ કે પગ દુખતો નથી."

સાચી વાત પણ વખતો વખત ટ્યુબ-ટાયર અને કંઈ થી કંઈ એમ તારો ખર્ચો કંઇ ઓછો છે? એ તો ઘસાઇ જાય કે ફાટી તુટી જાટ એટલે બદલવું જ પડે-પણ તે કંઇ વારે ઘડીએ નહિ ખરી રીતે તો તમારો જ ખર્ચો વધારે છે. જુઓને! રોજ તમારે ઘાસ-ચંદી જોઈએ છે, તેમજ તમારે લીધે એક નોકર પણ જોઇએ. મુકાબલામાં તો તમે માલિકને પીડા રૂપ છો. સેવાના બદલામાં તમારો ખર્ચો ખૂબ જ ગણાય. જ્યારે બહુ થોડા ખર્ચમાં હું માલીકની ઘણી જ સેવા કરું છું. હરેક પળે હું સેવા માટે તૈયાર જ હોઉં છું વળી મારે નોકરની પણ જરૂર નથી

પણ લશ્કરમાં, રાજદરબારે મારું બહુ માન છે ત્યાં મારું સ્થાન તારાથી ઓછું જ પુરાવાઇ છે?

સૌથી વિશેષ તો હું સજીવ પ્રાણી છું. અને તું એક નિર્જીવ-જડ-યંત્ર છે.

આમ ઘોડા અને સાઈકલની વચ્ચે વાદ વિવાદ ચાલતો હતો, અને તે ખાટો થવાની અણી ઉપર હતો એટલે તેને અટકાવીને અત્યાર સુધી પાટ ઉપર સુઈ રહી સાંભળનાર નોકરે કહ્યું:-

"નકામાં શા માટે વાદ કરો છો? સૌ સૌને સ્થાને ઉપયોગી છે સોયનું કામ પરાઈ નહિ કરી શકે અને પરાઈનું કામ સોય નહિ કરી શકે માટે હવેથી વાદ-વિવાદ કરશો નહિ તમે બન્ને મા લિકને ઓછે વતે અંશે ઉપયોગનાં છો એટલે પછી સાયકલ અને ઘોડો સુપ રહ્યાં અને માલિક વિનુના બાપાને કશે જવાનું થવાથી નોકર સાઈકલને દોરીને તેમની પાસે લઇ ગયો અને સવાર થઇ તેઓ તેમના કામે ગયા.

## એ માને ભુલાયે કેમ!

(બાલ કાવ્ય)

૧ પાળી પોષી મોટા કરીયા
અંતરના તાપોને હરીયા
એ માને ભુલાયે કેમ!
૨ ડગલે ડગલે ટેકા દીધા
હૈયા ના આંસુને પીધા
એ માને ભુલાયે કેમ!
૩ આંસુ પાડી સુખડા દીધા
અમ અપરાધો ઓઢી લીધા
એ માને ભુલાયે કેમ!
૪ બેનીના રખવાળા કરીયા
બાપુના સુખ દુઃખમાં ભળીયા
એ માને ભુલાયે કેમ!
૫ જિંદગી આખી સુખી કરીયા.
મરતાં પણ આશીષો ધરીયા
એ માને ભુલાયે કેમ!

ત્રિલોક

# —: ચા :—

કેમ રજનીકાન્ત આનંદમાં ને ? કેમ લમણે હાથ દીધા છે ?

ચાનું જરા મોડું થયું છે તેથી માથું દુઃખે છે હમણાં ચા પીશું એટલે પાછા તૈયાર.

હા, તમારે ચા પીવાનું વ્યસન હસે ?

જરૂર. ટાઇમસર જોઇએ જો જરા મોડું થાય કે માથું ચડે,

તમે જાણો છો કે ચાં શું વસ્તુ છે

કેમ, ચા એક જાતના છોડનાં પાંદડાં છે

હા એ બરાબર પણ તે પાદડા અહીં લાવતાં શું થાય છે ?

હું એટલું બધું તો જાણતો નથી

ચાના છોડ ઉપરથી પાંદડાં ચુંટી લેવા માટે ઘણા મજુરોને કામે લગાડે છે તે મજુરો ટાઇમ પ્રમાણે કામ પૂરું ન કરે તો તેમને નેતરની સોટીઓ વડે લોહીલોહાણ શરીર થઈ જાય તેટલો સખત માર મારવામાં આવે છે. અને તે મારથી આપણી કેટલીય હિંદી બ્હેનો દિકરીઓનાં લોહી રેડાય છે ને કેટલીયનાં શીયલ લુટાય છે. આવી ભ્રષ્ટ ચા તમે પીઓ છો ?

હા, શું કરીએ ? વ્યસન થયુ

ચામા "ટેનિક એસીડ" ને "થીના" નામનાં તત્વો છે તેથી જઠરનું શ્લેષ્મ પડ સૂજી જાય આંતરડાં અને જઠર મંદ પડે છે. ખાવું ભાવે નહિં. દસ્ત સાફ આવે નહિં, ને પિત્ત વધી જઇ માથું દુઃખે છે આપણા આખા શરીરને ખરાબ કરનારી વસ્તુ ચા છે ચાને બદલે કોઇ-કોઈ વખત જ્યારે બદી થાય કે માથું દુ.ખે ત્યારે તજ, લવીંગ, એલચી, સૂઠ, કે તુલસી નાખી એકાદ ઉકાળો પીશો તો પેટમાં વધુ પચી જઇ ભૂખ લાગશે.

હોટેલોમાં તો કોઇ દિવસ ચા પીશો જ નહિં કેટલાય રોગીએ પીપેલી રકાબીમાં આપણે ચા પીએ તો ચેપી રોગનાં જતુઓ આપણને ચોંટે છે ને રોગ થાય છે. અરે ભાઇ, ચાને બદલે મળે તો સારી અને તાજી છાશ પીઓને, કે તેનાથી મળાવરોધ થતો નથી. તેમ લોહી, માંસ, મેદ, મજ્જા કે વિર્યમાં પણ રોગ થતો નથી વળી છાશમાં શુળ, ચુંક, ખાંસી, છાતીનો કફ, અજીર્ણ ગરબીનો તાવ, મગજની ગરમી, મગજનું ખાલી પડવું, નેત્રની ઝાંખ સ્વરભંમ

પણું, લોહીના ઝાડા, દુઝતા અર્શ, છાતીમાંથી લોહીનું પડવું વગેરે રોગો પર જુદાં જુદાં અનુપાનોથી સારો લાભ થાય છે આવા ખરાબ ગુણોવાળી ચા પીવાથી તમને શું લાભ છે? તાજુ દૂધ કે તાજી છાશ પીઓ ઘણો લાભ થશે.

આ હા!!! ચા આવી વસ્તુ છે તે મેં આજે જ જાણ્યું હવે હું તે ડાકણીને આજથીજ તિલાંજલી આપું છું.

લે, રજનીકાંત હું જાઉં છું. જાય છે.

હિંમતલાલ રામશંકર અધ્વર્યુ

## —રતિભાઇ રાજા—

☆

રતિભાઇ રાજા!
રોજ ખાય ખાજા!
થાય પછી તાજા!
ભાઇબંધ ઝાંઝા!
વગાડે છે વાજાં!

બચુભાઈ ઓખા!
ચાવે કાચા ચોખા!
દીવાસળીના ખોખાં!
પાડી દેજો નોખાં!

ગનુભાઇ માંદા!
રોજ ખાય કાંદા!
પાછા આવે વાંદા!
કપડાં પહેરે સાદાં!
બોલે દાદા દાદા!

નટુભાઈ નાના!
બેસી રહે છાના!
વાંચે ઘણા પાનાં!
પૂછે કોઈ શાણા!
બતાવે છે બ્હાનાં!

—રમણિક વી. મહેતા.—

# —આપકર્મી દીકરી—

એક શાહુકાર હતો. પૈસાનો કાંઈ પાર નહિ ઘેર રાજાના જેવી શાયબી હતી આ શાહુકારને સાત દીકરીઓ હતી એકવાર શેઠને સાત દીકરીઓ દિવાખાનામાં બેઠાં હતાં ત્યાં શેઠને કંઈક વિચાર આવ્યો ને મોટી દીકરીને પૂછ્યું કે 'બેટા, તું બાપકર્મી કે આપકર્મી.' આમ વારાફરતી છ દીકરીઓએ એક સરખો જવાબ આપ્યો પણ સૌથી નાની સાતમી દીકરીએ કહ્યું કે "હું તો આપકર્મી છું મારૂં નસીબ હું અજમાવી લઈશ મારામાં બુદ્ધિ, શક્તિ ને હિંમત છે. પિતાનું નસીબ એ મારૂં નસીબ નથી."

નાની દીકરીએ તદ્દન સાચી વાત કરી હતી પણ તેના બાપને–શેઠને એ વાત જરાય ન ગમી એને તો નાની દીકરી ઉપર ક્રોધ ચઢ્યો એટલે તેને હુકમ કરી દીધો કે "તું આપકર્મી હો તો મારા ઘરમાંથી પહેર્યે કપડે હાલને હાલ ચાલતી થા, મારા ઘરમાં તારૂં કામ નથી" પાલખી. ઉપાડનાર ચારે ભોઇને બોલાવ્યા પાલખીમાં નાની દીકરી બેસી ગઇ ને પાલખીવાળા ચાર ભોઇને શેઠે કીધું કે "જ્યા કોઇ માણુસ ન હોય તેવા અઘોર જંગલમાં આ દીકરીને મૂકી આવો" ભોઇ તો ચાલ્યા જાય છે ચાલતાં ચાલતાં બસો બાઉ ગયા ત્યાં એક બાઇ સામે મળી એણે ભોઈલોકોને પૂછ્યું કે પાલખીમાં કોણ છે ને ક્યાં જાય છે? ભોઈ લોકોએ વાત કરી તો બાઈ કહે અરે "હું તો એ નાની દીકરીની આયા છું મેં તો એને રમાડી ઉછેરીને મોટી કરી છે. એને એકલીને વનમાં જવા દેવાય? એતો મારી દીકરી ગણાય." શાહુકારની દીકરીએ પાલખીનો પડદો ઉઘાડયો ને આયા સામે જોયું. બન્નેએ એકબીજાને ઓળખ્યાં દીકરીએ કહ્યું "ત્યાં તમારૂં કંઇ કામ નથી. તમે શહેરમાં રહો ને મઝા કરો મારાં જેવાં નસીબ! મારે ખાતર તમારે શા માટે દુઃખ વેઠવું જોઈએ?" આયાને બહુજ

---

## વર્ષા ઋતુ

મનને ભાવતી,
સુંદર દ્રશ્યો લાવતી,
આવી રે વર્ષા.

આનંદ ફેલાવતી,
મમ મન બહેલાવતી,
અનુપમ એ વર્ષા.

કળીઓ વિકસાવતી,
પુષ્પો પમરાવતી,
ઉત્સાહ લાવતી,
દુખડાં ભુલાવતી,
આવી અનેરી વર્ષા.

અબ્દુલશાહ ડી. ખાડીઆની

આગ્રહ ને લાગણી જોઇને તેને પાલખીમાં સાથે બેસાડી લીધી. ચાલતાં ચાલતાં ઘોર જંગલ આવ્યું; જ્યાં માણસની વસ્તી ન હતી કોઈ સામું મળતું ન હતું ત્યાં ઉતારી મૂકીને પાલખીવાળા ચાલતા થયા.

'આયા ને શેઠની દીકરી આવા ભયાનક જંગલમાં એકલા થઈ રહ્યાં સાંજ પડવા આવી હતી. અંધારૂં થઇ ગયું હતું. તમરાંના તમતમાટ, પવનનો ભયાનક સુસવાટ, સાપના ફુંફાડા, ને રીંછના ઘુઘવાટા ચિત્તો, વાઘ સિંહની ત્રાડો સંભળાતી હતી. એકાદ ઝાડ ઉપર ચડીને બન્ને જણાં રાત ગાળવા વિચાર કરતાં હતાં ત્યાં ઝાડના થડમાંથી અવાજ આવ્યો, "બેનો તમે બીશો નહિ. હમણાં મારું થડ હું ઉઘાડીશ તેમાં તમે સંતાઈ જજો નહિતર જંગલનાં વાઘ સિંહ તમને મારી નાખશે. થોડીવારે ઝાડનું થડ ઉઘડયું. આયા ને દીકરી તેમાં સંતાઇ ગયાં. અંદર તો ઘર જેવું ઘર હતું ને સૂવા બેસવાની પૂરતી જગ્યા હતી. ઝાડે તેમને ફળફુલ આપ્યાં ને પાણી આપ્યું. આયા ને દીકરી નિરાંતે ઉંઘી ગયાં.

રાત પડી એટલે જંગલી પશુઓ ફરતાં ફરતાં ઝાડ પાસે ભેગાં થયાં તેને માણસની ગંધ આવી હતી એટલે ત્રાડો પાડતાં હતાં ને થડ આસપાસ ઘુમતાં હતા. ઝાડમાં ન્હોર ભરાવ્યા ને ઝાડની ડાળીઓ તોડી નાખી પણ એથી તેમનું કંઇ વળ્યું નહિ એટલે થાકીને ચાલ્યા ગયા. શેઠની દીકરી ડાહી ને વિવેકી હતી એ ઝાડને કહે "તમારે અમારા માટે કેટલું બધું દુઃખ વેઠવું પડે છે!" ઝાડ કહે એમાં કાંઈ વાંધો નહિ, મારે તો નવી છાલ, નવી ડાળો ને નવાં પાન આવશે માણસનો જીવ જાય તો એ પાછો નથી આવતો. તમે સુખેથી રહો ને મઝા કરો."

સવાર પડી એટલે આયા ને દીકરી દૂર એક ઝરણું હતું ત્યાં નાહી આવ્યાં. ફળફૂલ ને પાંદડાં વીણતાં આવ્યાં. પાછાં આવ્યાં ત્યારે ઝાડે તેમને વાત કરી કે

## તોફાની બાળકો

તોફાની બાળકો ભેગા થઇને,
વિચારો કરતા બહુ ખોટા;
એવી આજે ગમ્મત કરીએ,
હસે જનો સૌ નાના મોટા.

કાનો બોલ્યો, આજે દિવાળી,
કરીએ ગમ્મત ફટાકડાની,
ત્યાં તો છનિયો ઘરમાં દોડયો,
ફટાકડા ઝટ લઇને આવ્યો.

દોડયાં બાળકો પૂર જોસમાં,
ઊંઘતા ભૂરિયા કુતરા પાસે;
બાંધ્યા ફટાકડા પૂંછડીએ,
ચુપકીથી સળગાવી નાસે.

ફુટે ફટાકડા, થાય ભડાકા
ભૂરિયો ચીસો પાડતો દોડે,
લોકો પૂછે, 'આ શું, આ શું?'
દૂર ઊભાં બાળકો સૌ નાચે.

શેઠ ફુલિયા ભરૂચ

અહિંથી થોડે દૂર એક શહેર છે ત્યાં જઇને તમે ઘારી, બરફી, પુરી, સેવ, રસગુલ્લાં, ઘઉં ને જવ એવું બધું લઇ આવો આયાના સાડલાને છેડે પાંચ કોરી રહી ગએલી. એ લઇને બન્ને જણાં શહેરમાં ગયાં. એક બે દુકાનદાર કહે આટલા પૈસામાં તો એક ચીજ માંડ આવશે. ચાર પાંચ ઠેકાણે ફર્યાં ત્યાં એક દયાળુ માણસ હતો તેણે જોઇતું હતું તે બધું અપાવ્યુ આયા ને દીકરી પાછાં જંગલમાં પોતાના ઝાડ પાસે ગયાં. ઝાડે કહ્યું કે "ખાવાનું લાવ્યા છો તેમાંથી અર્ધું તમે ખાજો ને અર્ધું અહીં આસપાસ ચારે તરફ વેરી દેજો એટલે વનમાં મોર ખાવા આવશે." આયાએ તેમ કર્યું એટલે થોડીવારમાં તો હજારો મોરનાં ટોળાં વનમાંથી આવવા લાગ્યાં ચારે તરફ મોર મોર! બીજું કંઇ દેખાય જ નહિ! એવો રળિયામણો એ દેખાવ લાગતો હતો! મોરોએ આનંદથી મિજલસ ઉડાવી, ટહુકા કર્યા, નાચ્યા ને કળા કરી. મોરનાં એટલાં બધાં પીછાં પડયાં કે વાત નહિ! ઝાડે કહ્યું કે "એ બધાં પીછાં ભેગાં કરી લ્યો ને હવે બેઠાં બેઠાં તેના પંખા બનાવો આયા ને દીકરી સુંદર મઝાના પંખા ગુથવા માંડયાં પંખા ગુંથીને શેઠની દીકરી નગરમાં જઇને વેચી આવે આમ કરતાં કરતાં તો એની પાસે ઘણા પૈસા થઇ ગયા મોરને ખાવાનું આપે ને મોર પીછાં આપે પીછાંના પંખા ગુથે ને તેના ખૂબ ખૂબ પૈસા મળે. એક દિવસ એક મોટો ને સુંદર પંખો બનાવ્યો. ત્યાંના રાજકુંવરને આ પંખો બહુ ગમી ગયો, રાજકુંવરે ખાનગી તિજોરીમાંથી લાખ સોનામહોરો ગણી આપી, હવે તો આયા ને શેઠની દીકરી ખાય પીએ છે ને મોજ કરે છે. દીકરીએ તો એક સુંદર મોટો આલેશાન બંગલો બંધાવ્યો ઘેર ઘોડાગાડીઓ. નોકર–ચાકર દાસદાસીઓ ને ગાય ભેંસો રાખ્યાં પંખાઓ તથા બીજો જાતજાતનો વેપાર કરે છે ને ભારે કમાણી કરે છે દીકરીને વિચાર આવ્યો કે એક મોટું તળાવ અહિં બંધાવીએ તો સારૂં આયાએ ને ઝાડે પણ બહુ ખુશી બતાવી એક વિશાળ તળાવ ખોદાવવાનું કામ શરૂ કર્યું. ચારે તરફથી રોજ હજારોં માણસો આવતાં, ને મજૂરી કરી કમાતાં

હવે બન્યું એવું કે દીકરીનો બાપ જે શાહુકાર હતો તેને વેપારમાં ખોટ ગઇ બે ત્રણ વહાણ ડૂબી ગયાં સટ્ટામાં હારી ગયો ને મકાન બળી ગયાં એવામાં દુકાળ પડયો ને ખાવા અનાજ પણ રહ્યું નહિ એટલે ગામ છોડી જ્યા મજૂરી મળે ત્યાં કમાઇ ખાવા ચાલી નીકળ્યાં, ચાલતાં ચાલતાં અહીં તળાવ ખોદાતુ હતું ત્યાં આવી પહોચ્યાં. નામ નોધાવ્યા ને મજૂરી કરવા લાગ્યાં દીકરી જ્યાં કામ જેવા નીકળી ત્યા તેણે પોતાનાં માબાપ તથા બેનોને જેયાં મા બાપે પોતાની દીકરીને જોઇ ને ઓળખી ખાત્રી કરવા પૂછપરછ કરી તો વાત જણાઇ. દીકરીને માબાપની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં દીકરી પોતાનાં મા બાપ તથા બેનોને પોતાના મહેલમાં લઇ ગઇ ત્યાં સૌ ખાય પીએ છે ને મોજ કરે છે. અપૂર્ણ.

## ભૂખના અજન

નાવલીયો નચાવી અમૃત
કટોરા પીવાના કોડ ધરા-
વતી નવયૌવનાએ કસુંબલ
ચૂંદડીના ઘુંઘટમાં શું
જોયું તે .... ...

## ઘુંઘટડે જી રે

મારફત
ડી એ ૧૧૧૬૦
રેકર્ડ પર
શ્રીમતી જ્યોત્સના મહેતા
કહી જાય છે



## જીવનની બેકારીમાં

પણ.........સ્ત્રી
પુરુષ
બાળક
સૌ કોઈને
એકજ લગની
લાગી છે ને તે
'જવાબ' લેવા દેવાની
ડી એ ૧૧૧૫૯
રેકર્ડ પર
અવિનાશ વ્યાસ
'જવાબ એનો લેશે'
સંભળાવે છે

# યંગ ઇન્ડીયા

રજુ કરે છે.

રીસામણું
મનામણું
અને તે પણ...
પતિપત્નીના
એકલડ નહીં પરંતુ...

રસજીવનની લ્હાણ છે
તે
ડી એ ૧૧૧૬૧
રેકર્ડ

## મફતીઓ

ભા ૧-૨
ઉપર
હરિશંકર જાની અને પાર્ટી
સંભળાવે છે




જુલાઈ ૧૯૪૩



જીવતા સાહિત્યના જીવતા
સૂરો સંભળાવી તમામ ઘરને
સૂરીલું અને મધુર શિક્ષણ
આપતી સંસ્થા—

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુ કંપની લિમીટેડ.**

૧૧૦ મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ–૧



# સ્ત્રીબોધ

વર્ષ ૮૭ : અંક ૮



ઑગસ્ટ ૧૯૪૩

તંત્રીઓ :
જરબાનુ કાબરાજી
કેશવપ્રસાદ દેસાઈ

મંત્રી :
ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા
પીરમશા રોડ : અમદાવાદ

## શુક્રવાર તા. ૩૦ માં જુલાઇથી શરૂ
## થઇ ચુક્યું છે.

શહેનશાહ અકબરની આજ્ઞાનું
પણ ઉલ્લંઘન કરનાર મસ્ત ગાયક

# તાનસેન



રંગબેરંગી મોગલ જમાનાના
મનોહર વાતાવરણ સાથે રૂપેરી
પડદાપર આવી પહોંચે છે.

## રણજીત ચીત્ર

— ભૂમિકા —

સાયગલ, ખુરશીદ,
મુબારક, કમલા ચેટરજી,
નાગેન્દ્ર, ભગવાનદાસ, કેસરી.

દિગ્દર્શક—જયંત દેશાઈ
સંગીત—ખેમચંદ પ્રકાશ

# ઓપેરા હાઉસ
[ મુંબઈ ]

બીજો વિભાગ મસ્તક પરથી માનવીને પિછાનવાનો છે. માથામાં પણ માનવીનું ભવિષ્ય છુપાયું છે તેની સચોટતા તમને આ વિભાગમાંથી થયા વગર રહેશે નહિ.

ત્રીજો વિભાગ ચહેરા પરથી માનવીને ઓળખવાનો છે. દરેકના ચહેરા સરખા હોતા નથી. કોઇને કોઈ ચહેરામાં અવશ્ય ફેર માલમ પડી આવે છે. તમારો ચહેરો શું સુચવે છે, નાક, કાન, આંખ, ભવાં, હોઠ, જીભ, ગળુ આદિ કેવાં છે? તેમાં કયા લક્ષણો છુપાયા છે વગેરે જાણવા માટે આ વિભાગ અવશ્ય વાંચવો જોઈએ. સામા માણસને માત્ર ચહેરા પરથીજ ઓળખી કાઢવો હોય, તેના સારા-નરસા ગુણોને, તેની કાબેલિયતને ચહેરા ઉપરથીજ માપી લેવી હોય તો આ પુસ્તક વાંચ્યા વગર તમારો છુટકો નથી.

ચોથો વિભાગ લોકજ્યોતિષનો છે. જે આજના ધાધલીયા અને તેજી-મંદીવાળા યુગમાં જરૂર આવશ્યક છે. આ વિભાગમાં આપણું પ્રાચીન જ્યોતિષ તદ્દન નવીજ ઢબથી સુંદર સ્વરૂપમાં આપવામાં આવ્યું છે, એમાં વર્ષના કોઈ પણ બાર મહિનાનું ભવિષ્ય, અનાજ પાકની ઉત્પન્નની આગાહી, વર્ષા ક્યારે અને કેટલા પ્રમાણમાં થશે, અને તેના ઉપરથી અનાજના ભાવોની વધ-ઘટ, દુકાળ-સુકાળ આદી બધુ જાણી શકાય છે. આ સિવાય જ્યોતિષની દૃષ્ટિથી રૂ, અળસી, તેલ, કપાસ, ચાદી, ચોખા, ઘી, ખાંડ આદિના ભાવોની તેજી મંદી કેવી રીતે જોઈ જાણી શકાય તે સાદી અને સરળ રીતે સમજાવવામાં આવ્યું છે. એમાં આપેલી સુચનાઓ પાળવામાં આવે તો માનવી પોતાનો જીવનનિર્વાહ સુંદર રીતે કરી શકે છે એમાં જરાય શક નથી.

ચાલુ લડાઇને અંગે જ્યારે બધું અચોક્કસ છે તેવે સમયે જીવનને કેવી રીતે કેળવવું તથા કેવી રીતે ધન મેળવી પૈસા કમાઈ લેવા તે જાણવુ અતિ જરૂરનું છે. આ પુસ્તક તે દિશામાં તમને સાચો માર્ગ બતાવે છે.

ભવિષ્યવાણીને ઘણાંએ પોતાના જીવનનો મિત્ર ગણ્યો છે. તમારા જીવનને ઉન્નત બનાવવું હોય, અને યશ, કીર્તિ અને વિશ્વાસપાત્ર કરવું હોય તો ભવિષ્યવાણી જેવો તમારો સાચો અને સલાહભર્યો કોઈ મિત્ર જ નથી. ભવિષ્યવાણી દ્વારા જીવનના ગુપ્ત ભેદો પામો અને તેનો ઉકેલ કરી સુખી અને આનંદી જીવન જીવો.

**માત્ર ટુંક સમયમાંજ આ પુસ્તકની સુધારાવધારા સાથેની નવી આવૃત્તિ કાઢવામાં આવે છે એજ આ પુસ્તકની મહત્તા તથા તેની લોકપ્રિયતા બતાવે છે. એના કર્તા શ્રી. આનંદકુમાર ભટ્ટે આ પુસ્તકની રચના કરવામાં ખરેખરજ કાબેલ બુદ્ધિ તથા પોતાના ઉંડા જ્ઞાનનો અનુભવ કરાવ્યો છે. આવી સુંદર સામગ્રી સાથેનું ૮૦ ચિત્રોવાળું આ પુસ્તક રૂા. ૬-૧૨-૦ માં જરાય મોંઘું નથી. અમે અમારા વાંચકોને એ વાંચવાની ભલામણ કરીએ છીએ. આ પુસ્તક નીચેને ઠેકાણે મળી શકશે. મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ—૨.**

# અનુક્રમણિકા

વર્ષ ૮૭ : ઓગસ્ટ ૧૯૪૩ : સળંગ અંક ૧૦૩૯
છૂટક નકલ આઠ આના. અંકે ૬-૭ મો.





### રાસ લેખક—ભાઈ-બહેનોને

'બોધ'નો દર વર્ષની માફક 'ઓકટોબર'નો અંક 'ગરબા અંક' તરીકે બહાર પડશે દરેક ભાઈ-બહેનોએ પોતાના રાસ-ગરબા મોકલી આપવા

—મંત્રી



વર્ષ ૮૭ : ઓગસ્ટ : ૧૯૪૩ : સળંગ અંક ૧૦૩૯ : અંક ૮મો

# ખોરાક — ખોરાક — ખોરાક

રા રા કેશવપ્રસાદ સી દેસાઇ, બી એ, એલ એલ બી

અત્યારે ચારે તરફથી એક જ વાત આપણે સૌ સાંભળીયે છીયે અને તે ખોરાકની તાણની ખોરાકની મા૫બંધીની અને ખોરાક સબંધી વટહુકમોની સામાન્ય શહેરીઓ ખોરાકના પ્રશ્નથી નાસી ગયા છે, અને ભવિષ્યમા સ્થિતિ કેવી થશે તેનો વિચાર કરીને મૂઝી રહ્યા છે

અનાજ સબંધી જાત જાતની વાતો ચાલી રહતી તે વખતે અનાજના ભાવ એકદમ વધવા લાગ્યા જેઓની પાસે સગવડ હતી તેઓએ અનાજનો જથો ભરી લીધો વેપારીઓએ પણ માલ ભર્યો અને ભાવ વધાર્યા લોકોને રાહત આપવાના હેતુથી સરકારે અનાજનો જથો અમુકથી વધારે ન રાખવા સબધી હુકમ કહાડયો પછી અનાજના ભાવ બાધ્યા મુબઈ શહેરમાં આ ભાવ સબધી પોકાર ઊઠયો અમુક ગદ્દત ના મળે તો વેપારીઓએ બાંધેલા ભાવે માલ વેચવાની ના પાડી પરિણામે સરકારી અનાજ વેચવાની દુકાનો ઉઘાડવી પડી આ દુકાનોમા બિનઅનુભવી અને ઘણાએ દાખલાઓમા ઘરડા માણસો રોકવાના આવ્યા હતા તેઓને દાણાનો કે વેચાણનો અનુભવ નહોતો તેઓમાં સેવાભાવ નહોતો કે તેઓ ઉપર જોઈતી દેખરેખ નહોતી આ કારણોને લીધે દરેક દુકાનો ઉપર લાંબી લ્હાનની લ્હાર લાગવા માડી અને લોકોને પુષ્કળ નાસ પડવા લાગ્યો સરકારે જથ્થાબંધ અનાજની ખરીદીનું કામ હાથમા લીધુ હોવાથી ત્યા પણ બિનઅનુભવ અને બેદરકારીના દર્શન થયા માલખરીદીમા ભાવ વધ્યા તેમજ માલ ઘણો ખરાબ આવવા માડયો સરકારી ગોડાઉનોમાં માલ સડવા લાગ્યો, તેમજ તે ગોડાઉનોમાથી માલ લેવા જનારને અતિશય ત્રાસ પડવા માડયો

આ સૌને પરિણામે કાળા બજારો ઉભા થયા જ્યાં ત્યાથી માલ લાવી લોકોને પહો

ચતો કરનાર સાહસિક માણસો ઉભા થયા. આ લોકોએ જોખમ ખેડીને કામ કર્યું અને બદલામાં મોં માંગ્યા દામ લેવા માંડ્યા.

અંતે મુંબાઈ અને પરામાં અમુક અનાજ તેમ ખાંડ ઉપર નિયમન આવ્યું. ઘઉં, ચોખા, બાજરી, અને જુવાર તેમજ ખાંડ, દરેક માણસને અમુક જ આપવામાં આવશે તેવા ધોરણના "કાર્ડ" વેંચાયા. અને તે પ્રમાણે અનાજ પુરુ પાડવાની દુકાનો ખુલી આ ધોરણથી દુકાનો આગળની લ્હારો જતી રહી છે. પરંતુ માલ તેમજ ભાવ સબંધી ફરીયાદો તો હજી ચાલુ જ છે.

અનાજ સબંધી વિચાર કરતાં એમ લાગે છે કે હિંદુસ્તાન ખેતીવાડીનો દેશ છે. અને એની વસ્તિને પહોચી રહે એટલું અનાજ તો એમાં થાય છે જ. અલબત્ત વસ્તિ વધી છે. તેમ બહારથી લશ્કર આવ્યુ હશે, એ વાત ધ્યાનમાં લઇયે તો પણ તેથી કાંઇ હિંદનું [illegible]નાજ ખુટે તેમ નથી. ઘઉં, બાજરી, અને [illegible]વાર તો આપણા દેશમાં પરદેશથી આવતા [illegible] વર્ષો ઉપર ઑસ્ટ્રેલીયન ઘઉં ઉપર તો આપણે જકાત નાંખી હતી. કારણ કે તેથી આપણા ખેડુતને ઘઉંનો ભાવ સારો ઉપજતો નહોતો. વળી પરદેશ રૂની નિકાસ ઘટવાથી ગઈ સાલ તો રૂનું વાવેતર ઓછું કરી તેને બદલે અનુકૂળ પડે તે અનાજ વવાયું ગયા વર્ષનો પાક પણ સરસ હતો. ફક્ત ચોખા આપણે રંગૂનથી આયાત કરવા પડતા હતા, તે બંધ થયા છે, એટલે ચોખામાં ઘટ પડે. પણ તેને બદલે બીજો પાક વધ્યો છે, એટલે ખોરાક માટે હિંદમાં જે ત્રાસ પડયો છે તેનું કારણ સમજાતું નથી.

આ કારણોમા મુખ્ય તો માલ લાવવા લઈ જવાની મુશ્કેલી હશે, આગગાડીઓ લડાઇના કામમાં રોકાઈ છે, એંજીનના કોલસાની તંગી છે, મોટર લૉરીઓને પેટ્રોલની મુશ્કેલી છે. આ એક કારણ હોવુ જોઈયે, બીજા કારણ સબંધી લોકોમાં બહુ ચર્ચા ચાલે છે. લોકોને વ્હેમ છે કે હિંદનું અનાજ હિંદ બહાર જાય છે. લશ્કરને ચોખા આપવાની વાત તો જાહેર છે. પરંતુ બીજું અનાજ પણ હિંદ બહાર જાય છે તેવો ખુલ્લો આક્ષેપ થાય છે. સરકારી અમલદારો આ આક્ષેપ નકારે છે. પણ યુદ્ધની પરિસ્થિતિ, નિકાસ માટેની મોટી સસ્થા (યુનાઈટેડ કીંગડમ કમરશીયલ કોરપોરેશન) તેમ જાતજાતના વટ હુકમોને લીધે આ સબધી સાચી સ્થિતિ જાણી શકાય તેમ નથી એમ લોકો કહે છે.

આ બધી વાત ખરી, પણ આ બધી મુશ્કેલીઓનું નિવારણ શી રીતે થાય? સરકારની અને પ્રજાના આગેવાનોની ફરજ છે કે આ સબધમાં લોકોનો ત્રાસ ઓછો કરવો. પ્રાંતિક સરકારો અને દેશી રાજ્યો સૌ સૌની મરજી મુજબ ધારાઓ કરે છે. પરિણામે જે પ્રાંતો કે દેશી રાજ્યોમાં પુરતું અનાજ નિપજતું નથી. અને જેઓને પર પ્રાંતો પર આધાર રાખવો પડે છે, તેઓની સ્થિતિ ઘણી જ મુશ્કેલ બની છે. સિંધ અને પંજાબ એ બે પ્રાંતોમાં અનાજનો વધારો છે. પરંતુ તેઓ અન્ય પ્રાંતો સાથે સહાનુભૂતિથી કામ લેવાને બદલે નાણા તરફ દૃષ્ટિ રાખી સોદા કરવા તૈયાર થયા છે. સિંધે પોતાના પ્રાંતમાં ઘઉંનો ભાવ બાંધ્યો છે, અને એક સંસ્થાની સ્થાપના કરી નિકાસ માટે તેને જ પરવાનગી આપી છે, આ કારભારમાંથી સિંધ સરકારે ૭ મહિનામાં એક કરોડ રૂપિયા ભેગા કર્યા છે. આ નાણાં મુંબઈના ખરીદનાર પાસેથી આવ્યા. એકના ચાર આપીને ગરીબ માણસોએ ઘઉં લીધા. ન ઘઉંની જાત જોઈ. ન માલ તપાસી લીધો, ન માપ તપાસી શકાયું, અને પેટની ભૂખ ટાળવા ઘઉં લીધા, તેમાંથી આવો નફો થયો. પંજાબે તો સિંધ કરતાં પણ વધુ નફો કર્યો હશે.

[વધુ માટે જુઓ ૩૭૦]

# સ્ત્રી સ્વાતંત્ર્યના યત્નોના ત્રીસ વર્ષ

મૂળ લેખિકા : મૈલીંગ સુન ચીઆંગ ( મૅડમ ચીઆંગ-કૈ-શેક )
અનુવાદક : રા. રા. રંગીલદાસ એમ. કાપડીયા.

[ વિસ્તારમાં અને માનવધનમાં ભારતથી યે વિપુલ એવો એનો પાડોસી ચીન આજે જાપાન સાથે જીવન મરણનું યુદ્ધ ખેલી રહ્યું છે. આધુનિક સાધન-સામગ્રી વિનાનો એ દેશ સાધન-સંપન્ન જાપાન સાથે વર્ષોથી આથડે છે અને છતાયે પોતાના પગભર ઉભવા શક્તિમાન છે. એણે જાપાન સાથે કોઈ પણ સ્વાભિમાની રાષ્ટ્રને છાજે એવી રીતે બાથ ભીડીને પોતાનું શીર ઉંચું રાખ્યું છે. આપણે ચીનાને અફીણની બદીમાં હમેશાં-અવનત માનવી તરીકે ઓળખીએ છીએ; પણ એ અફીણી ચીનાએ પણ સમય આવે પોતાનુ પાણી દેખાડવાની પોતાની તાકાદ દેખાડી આપી છે એ એના રાષ્ટ્રવિધાતા સદ્‌ગત સુન યાટ સેનની તપશ્ચર્યાનું પરિણામ-હાલના એના રાષ્ટ્ર પ્રણેતા ચીઆંગ-કૈ-શેકની કાબેલીઆત, યુદ્ધ કુનેહ અને ઝળહળતા દેશપ્રેમનું ફળ. ચીનની સંસ્કૃતિ પ્રાચીન છે. ચીનો અફીણી ન્હોતો, પોતાની ઝુંસરી હેઠળ એને રાખવા પરદેશી શાહીવાદે એના ઉપર અફીણ લાદ્યું છે, એને અફીણી બનાવ્યો છે. અને એને અફીણી-બનાવવામાં બીજાં રાષ્ટ્રો સાથે બ્રીટનનું પાપ ઓછું નથી. એ ચીનાએ પોતાના દેશને જગતના ઉન્નત રાષ્ટ્રોની હરોળમાં લાવવા ઓછાં તરફડીઆં નથી માર્યાં. છેલ્લી અડધી સદીનો એનો ઈતિહાસ એ સ્વાતંત્ર્ય માટે ઝઝુમતા દેશની અકથ્ય યાતનાઓનો ઈતિહાસ છે-એ આત્મશુદ્ધિનો વિરલ યત્ન છે. ચીઆંગ-કૈ-શેકના એ અથાગ પરિશ્રમ પાછળ પ્રેરણા છે એક નારીની-મેયલીંગ સુન એ નારીનું નામ છે. મેયલીંગ સુન એ એના પતિની પત્ની-અર્ધાંગના-છે એટલું જ નહિ; એટલામાટે એ ચીનમાં અગ્રસ્થાન ભોગવે છે એમ નથી. એ પોતે છે રાષ્ટ્રઘડતરના યત્ન પાછળ એક અનોખી પ્રેરણા-શક્તિ ! એણે ચીનની નારીને જાગ્રત કરવા અનેરા પ્રયત્નો કર્યા છે-એ ચીનના સ્વાતંત્ર્ય માટે ઝઝુમી છે અને એના વ્યક્તિત્વના પ્રભાવે આજે એ ચીનમાં કોઈ નિગળુ સ્થાન ભોગવી રહી છે. એણે ચીનની નારીના પોતાની ઉન્નતિ માટેના ત્રીસ ત્રીસ વર્ષના પ્રયાસોનું અવલોકન એક લેખ દ્વારા કર્યું છે. એ પ્રેરણાત્મક વર્ણન એવી પરિસ્થિતિમાં મુકાયલા અન્ય દેશો માટે એટલું જ પ્રેરણાદાયી છે. હિંદી નારી જગતને એ બોધદાયક નિવડે એવુ હોઈ "સ્ત્રીબોધ" ના વાંચકો માટે એ લેખનો અનુવાદ અત્રે રજુ કરવામાં આવે છે. રં. મ. કા. ]

ઈતિહાસ એ દેખાડે છે કે-સ્ત્રી ઉન્નતિ માટેના પ્રયાસો એ વિપ્લવી માનસ સાથે ગાઢ સંબંધ ધરાવે છે. દાખલા તરીકે નારી સ્વાતંત્ર્ય માટેની યુરોપની ઝુબેશ ફ્રાન્સના વિપ્લવમાંથી જન્મી, અમેરિકામાં ગુલામોના મુક્તિ યત્નમાંથી અમેરિકાની નારીને પોતાની મુક્તિની પ્રેરણા મળી; જ્યારે રૂસમાં ઑક્ટોબરની ક્રાંતિએ રશીયન નારીની ગુલામીની જંજીરો તોડી. ચીનમાં ઈ. સ. ૧૯૦૦ નાં બોક્ષર બળવા પછી મચુવંશના થયેલા અધઃપતનથી સ્ત્રી સ્વાતંત્ર્ય યત્નના ગણેશ મંડાયા, એણે ૧૯૧૧ નો વિપ્લવ જોયો, મે ચોથીના આંદોલનો વટાવ્યાં, ઉત્તરીય હુમલો ( Northern Expedition ) ઝીલ્યો અને સ્વાતંત્ર્યના આધુનિક રાષ્ટ્ર-યુદ્ધ દરમ્યાન એ પ્રવાહ ચાલુ છે આ બધી મજલો કાપીને અન્ય સામાજિક પ્રવૃત્તિઓ સાથે એણે પ્રગતિને પંથે પ્રયાણ ચાલુ રાખ્યું છે.

સ્ત્રી સ્વાતંત્ર્ય યુદ્ધના મંડાણ મંચુવંશના પાછલા કાળમાં થયેલા રાજતંત્રીય સુધારાના સમયથી થયેલ હોવા છતાં ૧૯૧૧ના વિપ્લવ સુધી એ પુરાણી નૈતિક પ્રણાલીગો અને વિચારો સામેના બળવાના સ્વરૂપમાં જ પરિચિત હતું. ઇ. સ. ૧૯૧૧ ના "ઇંન્કલાબ" પછી જ એ વિચાર વિપ્લવે ઉગ્ર સ્વરુપ લીધું- એ વિચાર વિપ્લવ સ્વર્ગગ્રાહી બન્યો અને ચીનની નારીએ પોતાની શક્તિ અને નિશ્ચયનું રાષ્ટ્રને ભાન કરાવ્યુ. આ સ્ત્રી-સ્વાતંત્ર્ય યુદ્ધનું પૃથક્કરણ કરવામાટે-વિચારમાંથી ક્રિયામાં થયેલો એનો વિકાસ અને એની પ્રગતિમાં જુદાં જુદાં તત્ત્વોએ ભજવેલો ભાગ નિહાળવા એ આંદોલનની નિરનિરાળી મજલો-વ્યુચાગ વિપ્લવ પહેલાં અને પછીની-અવલોકવી રહે

૧-ઇ. સ. ૧૯૧૧ના વિપ્લવ પહેલાનું નારી-આંદોલન.

૧૮૯૪ના ચીન-જાપાનના યુદ્ધ અને ...મોનો શેકીની સંધિ પછી ચીનમાં વધુ ને વધુ સંખ્યામાં પરદેશીઓ આવવા લાગ્યા તેમજ ચીને પણ વધારે મોટી સંખ્યામાં એલચીઓ અને વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા માંડ્યા. આ વધતા જતા સંપર્કના પરિણામે યુરોપીઅન અને અમેરિકન સંસ્કૃતિ, રહેણી કરણી, વિદ્યા અને વિચારો ધીમે ધીમે ચીનમાં પ્રવેશ પામ્યા. આને પરિણામે રાજતંત્રમાં બંધારણીય ફેરફાર માટેના પ્રયાસો ગતિમાન થયા.

જનતામાં ક્રાંતિકારી વિચારો પસરવા લાગ્યા. સ્ત્રી-પુરુષ વચ્ચે સમાનતાની ચર્ચા જાગી. ચીનની સ્ત્રી-સમાજને પોતાની જવાબદારીઓની મહત્તાનું ભાન થયું. આ સમયે સ્ત્રીઓ પોતાના જાતીય પ્રશ્નો કરતાં બહોળા રાજકીય પ્રશ્નો તરફ વધુ લક્ષ આપતી. એમની પ્રવૃત્તિઓ ખાસ કરીનેઃ—

૧: વિપ્લવમાં ભાગ લેવો અને સ્ત્રી-દળો ટુકડીઓ-ઉભાં કરવાં-મંચુ વંશના સમ્રાટ કયુઆંગ સુના શકના ૨૯ મા વર્ષમાં ક્રાંતિને સફળ બનાવવા વધુમાં વધુ આત્મબલિ આપનાર પ્રથમ ત્રણ નારીઓ હતી. ચાઉ-હુ-ચેન, માઉ ચીહ-સીઆંગ અને લ્યુ હયુ-ફુંગ. એ વર્ષ બાદ સ્ત્રીઓનું પ્રથમ વર્તમાન પત્ર બહાર પાડયું, પછી તો પેકીંગ અને શંઘાઇમાં એમના અનેક પત્રો પ્રગટ થવાં લાગ્યાં.

"ચીનીનારીને આવ્હાહન્" (A call to chinese women) નામના ગ્રંથમાં એના કર્તા ચીન-યી એ એમને માટે ૭ અધિકારોનો દાવો કર્યો. શાળાઓમાં જવાનો, મિત્રો કરવાનો, વ્યાપાર કરવાનો, નાણાંનો વહીવટ કરવાનો, ઘરની બ્હાર હરવા ફરવાના સ્વાતંત્ર્યનો અને લગ્ન-સ્વાતંત્ર્યનો, સ્ત્રીના સામાજિક આંતર વ્યવહાર, લગ્ન, રાજતંત્રમાં ભાગ અને કેળવણીની બાબતોમાં એ ગ્રંથકાર નારીએ નવીન્ જ વિચારો રજુ કર્યા અને એ ગ્રંથનો તાત્કાલીન સ્ત્રી સમાજના વિચારો પર અનેરો પ્રભાવ પડયો.

સમ્રાટ કયુઆંગ સુના ૩૦ વર્ષમાં ક્રાંતિકારી નારી અને શહીદ ચ્યુચીન ટંગ મેન હયુમાં જોડાઇ, એ સ્ત્રી કેળવણીની હિમાયતી થઇ ને મીંગ ટાઓ કન્યાશાળાનો પોતે કબજો લીધો; ટા ટંગ વ્યાયામ મંડળ પણ એણે કબજે કર્યુ. પાછળથી એ મંચુવંશ વિરુદ્ધના રાજપ્રથાના વિરોધી વિપ્લવી આંદોલનને અંગે શાઉશીંગ મુકામે એક શહીદના મૃત્યુને વરી. ચીનની જનતા અદ્યાપ એની સ્મૃતિને માનાંજલિ આપે છે.

૨: સ્ત્રી કેળવણીપ્રથાની સ્થાપનાઃ—સ્ત્રી કેળવણીમાં રસ લેનારા ઘણાઓએ સ્ત્રીઓ માટે શાળાઓ સ્થાપવાની હિમાયત કરી. હેચાઉની હયુ સીંગની ખાનગી કન્યાશાળા સરકારી શાળા બની. ઘણા સ્ત્રી કેળવણી મંડળો સ્થપાયાં; બાદ મંચુ સરકારે એક કેળવણી ખાતું ખોલી અને "હોમ એડયુકેશન લૉ"માં શાળાઓ માટે સ્ત્રીઓને અંગેના ખાસ નિયમો બનાવ્યા

[ વધુ માટે આગળ જુઓ ]

# સુખી સંસાર?

લેખક: શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

વિનોદ અને સરલા બંને કોલેજમાં ભણતા હતા. વિનોદ B. A. ના કલાસનો તેજસ્વી વિદ્યાર્થિ હતો. અર્થશાસ્ત્રનો એ શોખીન હતો. શરીરે નિરોગી પણ આકર્ષક, દેખાવ ગૌરવર્ણ અને છટાદાર ચાલથી એને બીજા વિદ્યાર્થિઓમાં જુદો પાડી દેતા હતા. પોતાના અભ્યાસ પાછળ એ એકચિત્તે લક્ષ્ય આપી રહ્યો હતો. એની બુદ્ધિ તિક્ષ્ણ અને યાદ શક્તિ સારા હોવાથી અભ્યાસમાં એની પ્રગતિ સુંદર કહી શકાય તેવી હતી. જે કામમાં એનું ચિત્ત પરોવાય તે જ કામ ઉપર તે પોતાની સર્વ શક્તિઓ રેડતો હતો. એ કામ સિવાય બીજા બધા કામો ઉપર એ તદ્દન બેદરકાર બની રહેતો, રમત ગમત, ક્રીકેટીંગ, નાટકો અને પ્રવાસો પાછળ એ પોતાની શક્તિઓ અને સમય રોકવા માટે નારાજ રહેતો, છતાં પોતાના વાળ ઓળવા, વસ્ત્રો સુંદર ઢબે પહેરવામાં અને શરીરની સુઘડતા સાચવવામાં એ પુરતી સંભાળ હરવખત રાખતો હતો.

સરલાનો સ્વભાવ ભાવ પ્રધાન હતો. કાંઈક ઉતાવળો અને આનદની અંહી તંહી શોધ માટે ભટકે તેવો હતો. એ વારંવાર ઊર્મિવશ બની ઉતાવળા નિર્ણયો બાંધી લેતી. પરંતુ હૃદયના એના બીજા ગુણો ઘણાં શ્રેષ્ઠ હતા. નિખાલસ અને શુદ્ધ હૃદયના પવિત્ર ભાવોથી એ મિત્ર મંડળમા માનીતી હતી. જેની સાથે મૈત્રિ બાંધતી તેની સાથે નિષ્કપટ ભાવે વર્તતી. પોતાની સર્વે વસ્તુઓ આવી મૈત્રિને સમર્પી દેતી હતી. હૃદયની ભારે માયાળુ હતી બીજા મિત્રોને માટે આત્મભોગ આપવા એને બહુ ગમતા હતા. ઇન્ટર કલાસમાં એનો અભ્યાસ પ્રશંસા યુક્ત નહોતો. બહુ જ નીચી શ્રેણીમાં એ પાસ થઈ શકતી હતી. એને નાટકોમાં ભાગ લેવાનો ઘણો શોખ હતો. કવિતાઓ વાંચવાનો અને બનાવવાનો ઘણો અભખરો હતો. કોઈ કોઈ માસીકમાં એની કવિતા પણ પ્રકટ થતી હતી. છતાં એનો એ શોખ ક્યારેક ખૂબ જોસથી અને ક્યારેક બિલકુલ મંદો ચાલતો હતો. સરલા આકર્ષક યુવતિ હતી. એને વસ્ત્રો આકર્ષક રીતે પહેરવાનો અને ટાપટીપ કરવાનો પણ શોખ હતો. સીનેમા જોવાને માટે એ અઠવાડિયામાં બે વખત જતી હતી.

વિનોદના માતા પિતા આ બાળકને દશ વરસની ઉંમરનો મુકીને સ્વર્ગમાં નિત્ય વસવાટ કરવા ગયા હતા. એના કાકા રામરાય અને કાકી કાશીબાએ એને પુત્ર વત ઉચ્છેરી મોટો કરી ભણાવ્યો હતો. પોતાના સંતાન વગરના સંસારમાં વિનોદ પુત્ર અને વારસ તરીકેના કાકા કાકીના અભાવને દૂર કરી એ મહાન પદવીના પદવીધર તરીકે ઓળખાવતો હતો. સરલા માત-પિતાની લાડકી ત્રણ પુત્રીઓમાં પહેલી પુત્રી હતી. એમની આર્થિક સ્થિતિ પણ સારી ગણાતી હતી.

વિનોદ અને સરલાની પ્રકૃતિ અને સ્વભાવ વિલક્ષણ હતા. બનેના શોખના માર્ગો પણ ભિન્ન ભિન્ન દિશાઓમાં વહેતા હતા. છતાં વિધાતાના કોઈ ન સમજી શકાય તેવા સંકેતથી સરલા અને વિનોદનુ પરસ્પર આકર્ષણ થયુ. સરલા ઇન્ટરમાં પાસ થઈ. વિનોદ B. A. મા પ્રથમ શ્રેણીમાં આવ્યો. વડીલોની સંમતિ અને પરસ્પરના પ્રેમથી આ જોડું પતિ પત્ની રુપે જોડાઇ મુંબઈના ફેશનેબલ નેપીઅનશી રોડ ઉપર એક નાના બંગલામાં રહેવા લાગ્યુ. એ પતિ પત્નીને સંસારમાં જે જોઈએ તે સર્વે મળ્યું હતુ. સારી અને ઉચ્ચ આર્થિક હાલત, વિદ્યાનો ઉચ્ચ પ્રકાશ. બંગલો, નોકરો, બગીચો, નાટકો, સારા મિત્રો, પુસ્તકો

નાર મિત્રો ઉન્નત માર્ગે લઈ જનાર સાહિત્યનું સેવન, દીન, અપગ અનાથની સેવા, ગૃહસ્થ જીવનની હુફ, સત્કાર્યોથી મેળવેલ સાત્વિક શાંતિ એ સર્વેનો અભાવ હતો ત્યાં ધાંધલ હતી ધમાલ હતી જાહોજલાલી હતી આંજી નાખે એવો ભપકો હતો પરતુ ખરુ સાત્વિક સુખ નહતુ સગનાને પણ હૃદયમાં ઉણપોથી ઉત્પન્ન થયેલી નિરાશા હતી. એને પતિનો હુફાળો સહવાસ નહતો, સખીઓનો શુદ્ધ પ્રેમ નહોતો સગીત અને સાહિત્યથી ઉત્પન્ન થયેલા માનસિક તાપ હરવાનાસાધનો નહોતા. ગૃહકામથી મળતી કસરત નહોતી, ગરીબોની શુદ્ધ સેવા નહોતી, સમાજ સેવાનો આદર્શ નહોતો, સ્ત્રીઓના જીવન વિકાસ કરવા તરફ લક્ષ્ય નહોતુ, કોન્ગ્રેસના લોકહિતના કામમા રોમાણ કે પ્રવૃત્તિ નહોતા ધન, ઐશ્વર્ય, ભાકો દોડાદોડી જાહોજલ્લાલી ખુશામત પ્રશસા છતાં સરલાને કોઈને કાંઇ નિગશ જીવનનો અનુભવ થતો હતો

સુખી જીવનનં ચિત્ર આપતા અકમાં

[ પૃ ૩૬૪ નુ અનુસધાન ]

પણ ત્યાની સરકારે કાંઈ નથી કર્યુ ફક્ત વેપારીઓના જ હાથમાં આ નફો ગયો હશે

આવી સ્થિતિ ચલાવી લેવી જોઇયે નહિ દીલ્હીની વડી સરકારના નાણા પ્રધાને સટો ડીયા વેપારીઓને ખૂબ વખોડયા છે તેમને રાજ્ય તેમ પ્રજાના શત્રુ કહ્યા છે, ત્યારે આ પ્રાંતિક સરકારો સબધી તેમણે કેમ કાંઇ કહ્યુ કે કર્યુ નથી ખોરાક અને કપડાનો પ્રશ્ન હિંદનો સર્વ સામાન્ય કરી નાખવો જોઈયે તે માટે જરૂર હોય તો ગવર્મેંટ ઑફ ઈન્ડીયા એકટમા પણ સુધારો કરવો જોઇયે અને હિંદમાં પેદા થતું સર્વ અનાજ આખાયે હિન્દની વસ્તિને સરખી રીતે મળે તેવી વ્યવસ્થા કરવી જોઇયે અનાજ, રાધવાનો કોલસો દીવાસળી, ખાંડ જાડુ, કાપડ, વગેરે સૌ કોઈને મળે જ, તેવાં પગલાં ભરવાં જોઈયે

આ કાર્યમાં રાજકીય, પક્ષાપક્ષી અળગી મુકીને પ્રજાના આગેવાનોએ સાથ આપવો જોઈયે નેશનલ ફ્રડના આગેવાનો નહિ, પણ પ્રજાનો જેમનામાં વિશ્વાસ હોય તેવા આગેવાનોનો સાથ સરકારે મેળવવો જોઈયે માલની લાવ લઇજા માટે અન્ય યોજનાઓ સાથે લશ્કરી મોટર લારીઓની મદદ પણ મેળવવી જોઈયે વેપારીઓએ પણ અનાજ વગેરેમાથી મોટા નફાનું ધોરણ ના રાખતા વેપાર અને સેવાની ભેગી ભાવનાથી કામ કરવુ જોઈયે સરકાર તેમજ પ્રજાની આ કસોટી છે, તેમાંથી પાર ઉતરવુ જ જોઈયે નહિ તો યુદ્ધના સહાર કરતા વધુ સહાર અનાજની અવ્યવસ્થાથી થશે

## લીઓપોલ્ડ કોમ્પસ નામના યહુદી લેખકની

### એક યહુદી વાર્તાનો અનુવાદ

# પ્રાયશ્ચિત

અનુ:-રા. રા. રંગીલદાસ કાપડીઆ

દીવાઓના ઝગઝગાટ વચ્ચે એ નાનકડા શહેરના એક મહોલ્લામાં લગ્નોત્સવ ઉજવાઈ રહ્યો હતો. એ રાત્રિએ આનંદોત્સવની કોઈ ગજબ લહેર લહેરી રહી હતી. શરદની એ અંધારી રાતે ગરમી પડતી હતી. લગ્ન એ સારા માઠાની અનેક શક્યતાઓથી ભરેલો પ્રસંગ હોય છે. ભૂતકાળમાં લોકો માઠા પ્રસંગોની અવગણના કરતા. આપણી માફક જ એમને પણ આપત્તિઓનો ભેટો તો કરવો જ પડતો; નસીબ એમને પણ એટલુ જ સતાવતું; છતાં એ ભરતીના પાણીમાં કુશળ તારાઓની માફક આનંદની ભરતીમાં એ આનંદ પ્રસંગો પૂર બ્હારથી મ્હાલી જાણતા. એ રાત્રીએ લગ્નમાં હાજર થએલા પરોણાઓ પણ એ પ્રસંગે  ।જ કોઈ અનેરો આનંદ માણતા હતા.

"આજે મારી આખી તિજોરી ખાલવી પડે તો ખાલવીશ" એ શબ્દો કન્યાના પિતા રૂએન હ્લેટનના મોંમાંથી નિકળ્યા. અને ખરે જ જાણે તે દિવસે એ પોતાની તિજોરી ખાલી કરવા બેઠો હતો. ભોજનમાં ભાતભાતની મીઠાઈઓ, જાત જાતની વાનીઓ પીરસાઈ હતી. મધ્યરાત્રિ સુધી નોકરોની દોડાદોડ ચાલુ હતી. ભોજન સમારંભ સાટે વિપુલ સામગ્રી તૈયાર કરવામાં આવી હતી. સામગ્રીઓ ખુટતી ન્હોતી અને ખાનારાઓ એ ખાએ જ જતા હતા.

મ્હેમાનોના વિનોદ માટે એક મશ્કરાને ખાસ પ્રેમનગરથી બોલાવવામાં આવ્યો હતો. એના હાસ્ય વિનોદ વડે હસી હસીને એમનાં પેટ દુ:ખવા આવ્યાં. ગમગીન આદમી પણ એ વિનોદ તરંગોમાં ખેંચાયા વિના ન રહ્યો.

પણ પછી તો લોકો સંગીતનો જલસા તરફ વળ્યા. ભાતભાતના વાદ્યત્રોના તાર પર સંગીતકારની અંગુલિઓ રમવા માંડી, સંગીતના સુરો વડે વાતાવરણ ઝણઝણી ઊઠયું માથે ફુલવાડી નાંખી લગ્ન-ચુંદડીમાં સજ્જ થયેલી કન્યા પણ હાજર થઈ. એણે મ્હેમાનોનું મનોરંજન કરવા એકાદ બે ગીતો ગાયાં. પરંતુ એ તો ભોંય ભેગી જ નજર માંડી રહી હતી, એણે ન તો ઉંચું જોયું કે ન કોઈ તરફ મીટ માંડી; દ્વાર નજદીક ઉભેલા વરરાજા પ્રતિ સુદ્ધાંયે નહિ! એની ધ્રુજધ્રુજતી હથેલીઓ કે ભારે શ્વાસ લેતુ એનુ હૃદય કોઈ જોઈ શકયું નહિ; કોઈ જોત તો પણ એ સ્થિતિ સ્વાભાવિક મનાત અને કોઈ ને આશ્ચર્ય થાત નહિ. મ્હેમાનોએ માંહોમાંહે વાર્તાલાપ અને હાસ્યચેષ્ઠા કરવાં શરુ કર્યાં હતાં. આમ એક બાજુ સંગીતના નાદથી દીવાનખાનું ગુંજી રહ્યું હતું મ્હેમાનો વાર્તાલાપમાં ગુંથાયા હતા ત્યાં સ્ત્રી મંડળે ઓરડામાં પ્રવેશ કર્યો અને એ કન્યાને ઘેરી વળ્યું. પછી તો ધીમે ધીમે એ સંગીતના સરોદ ધીમા પડ્યા. મ્હેમાનો ભરેલે પેટે ઝોકાં ખાતાં ખાતાં વીખરાવા લાગ્યા; હોલમાં વખત જતાં પૂર્વવત્ સૂનકાર ફેલાયો.

નીચેના દીવાનખાનામાં એકા એક એક ચીસ સંભળાઈ અને રહેલા સહેલા વીખરાતા મ્હેમાનો એકદમ ટોળે વળ્યાં.

"અરે! પરમાત્મા" એ ગુંચવાડામાં જ બોલી ઊઠ્યા, "શું થયું? શું થયું? ઘરને આગ તો નથી લાગી?"

"ગઈ, ગઈ, એ ચાલી ગઈ," નીચેથી એક સ્ત્રીની ચીચીઆરી સંભળાઈ.

"પણ કોણ...કોણ ગઈ?" તેમણે પૂછ્યું.

"એ ચાલી ગઈ," ઉપર ચઢતાં વળી તેણે ચીસ પાડી એ હતી સેલ્ડા ફલેટનરની કન્યાની માતા! એના મ્હોં પરથી લોહી ઉડી ગયું હતું. આંખો બેબાકળી બની હતી, એના હાથમાં એક બળતી મીણબત્તી હતી.

"પણ તું કહે તો ખરી, સેલ્ડા કે થયું છે શું?"

એની આસપાસ બધા ફરી વળ્યા. જાણે શરમથી મુંઝાતી હોય તેમ એમની સામે જોઈને એ કંઈક બબડી.

"કંઈ જ થયું નથી, અને થવાનું પણ શું હતું!"

"ત્યારે તમે ચીસ કેમ પાડી, મીસીસ ફલેટનર? કોઈકે પૂછ્યું.

અને વળી એકાએક એનાથી ચીસ પડાઈ ગઈ-હૃદયને કંપાવે એવી એ ચીસ ... "એ ગઈ, મને લાગે છે કે એ ન કરવાનું કંઈ કરી બેઠી છે."

એ સાચું હતું. કન્યા ગુમ થઈ હતી.

જ્યારે વરરાજા એને ગોતવા એના ઓરડામાં ગયો ત્યારે એ ત્યાં નહોતી. પ્રથમ તો એને લાગ્યું કે 'એ શરમાળતાનું પરિણામ હોય કે પછી એ ટીખળ કરતી હોય પરંતુ જ્યારે સમય થતાં પણ એ ન દેખાઈ ત્યારે એણે પોતાની સાસુને બોલાવી. એની પત્ની ગુમ થઈ હતી! એ વાતની ખબર પડતાં જ મ્હેમાનોએ ઘરનો ખૂણેખૂણો શોધ્યો. એ અનેક બીજી સ્ત્રીઓના અપહરણની વાતો કરવા મંડયા પરંતુ સેલ્ડા સશંક મને એ વાતો ગળે ઉતારવા ના પાડતાં કહેતાં, "ના, ના, મારી "પર્લ" તો ક્યાંક પોતે જ ચાલી ગઈ છે."

મ્હેમાનોએ-ખાસ કરીને માતાઓએ-પોતાના ફાનસો મંગાવીને ચાલતી પકડી; માત્ર રૂબેન ફલેટનર બારણે ઉભા ઉભા એક પણ શબ્દ બોલ્યા વિના એમને મૂક વિદાય દઈ રહ્યા હતા. છેલ્લો જનાર હતો પેલો મશ્કરો." બધા ગયા બાદ એણે સેલ્ડા પાસે જઈને ધીમેથી પૂછ્યું:-"કહો, પર્લ એને ચાહતી હતી ખરી-એને વાંચ્છતી હતી!"

"કોને વાંચ્છતી હતી કહ્યું?" સેલ્ડાએ એ મશ્કરા સાથે પોતાને એકલી પડેલી જોઈ ભયભીત બનીને કહ્યું.

"મારું એમ કહેવું છે કે તમારી છોકરીને આ લગ્ન કરવાની ફરજ તો ન્હોતી પાડીને?"

"ફરજ પાડી? અમે એને ફરજ પાડીએ?" સેલ્ડાએ અનિશ્ચિત અવાજે કહ્યું.

"ત્યારે તમ્હારે એને શોધવાની જરુર નથી." એ મશ્કરાના અવાજમાં દયા ભર્યું હાસ્ય તરી આવતું હતું. "એ જ્યાં ગઈ હોય ત્યાં જ છો રહેતી." આટલું કહીને એણે પણ વિદાય લીધી.

આ દરમાન આ ગભરાટ ફેલાવનાર એ પોતાને નિશ્ચિત સ્થાને પહોંચી ગઈ હતી.

મંદિરની પડોસમાં એક સાંકડી શેરીમાં પ્રચંડ ઝાડોની ઘટાથી આચ્છાદિત એ ધર્મગુરુનું ઘર આવેલું હતું. દિવસે પણ એ નજરે માંડ પડતું, રાત્રીએ તો નહિં જ. કાયર આત્માઓને રાતે તો એ સ્થાનમાં ભૂતના ભણકારા જ વાગતા. આ શેરીમાં કન્યા-પર્લ-દોડે જતી હતી; એ આખરે એ ધર્મગુરુ-નેપથલી એનું નામ હતું-ના ઘર આગળ થંભી અને કોઈ પોતાની વાંસે પડયું છે કે કેમ તે જોવા એણે પાછા વળી જોયું. ચોમેર શાંતિ છવાઈ હતી. ઘોર અંધારું હતું. માત્ર મંદિરના માળીઓની એક બારીમાંથી દીવાનો આછો પ્રકાશ-એકાદ ઝાંખું કીરણ-આવતું એણે ભાળ્યું-જાણે કોઈ દૈવી નેત્રો એને જોઈ રહ્યાં ન હોય. ગભરાઈને એણે ત્યાં પડેલો

## જાણું ના—

(આષાઢી......ગાજે-ને મળતો ઢાળ)

જાણું ના આજ કેમ હૈયું મલકે,
હૈયું મલકે...પ્રેમ બેડું છલકે,
જાણું ના આજ કેમ હૈયું મલકે...૧

આવી અણજાણ્યું કોઈ નેનો દાબે,
નેનો દાબે, પ્રીતિ રીતિ દાખે,
જાણું ના......૨

આવી પછવાડે કોક ચીમટી ચૂંટે,
ચીમટી ચૂંટે, મુખ મીઠું હસે,
જાણું ના......૩

છાનુંમાનું ગ્રહી કો કરતલ ચૂમે,
કરતલ ચૂમે, ઉર હેજે ઝૂમે,
જાણું ના......૪

આવી ચુપચુપ કોક કંકર મારે,
કંકર મારે, વિરહાગ્નિ ઠારે,
જાણું ના......૫

આવી અંબોડલે વેણી મૂકે,
વેણી મૂકે, શિર ભારે ઝૂકે,
જાણું ના......૬

જાણું એ 'કોક' કોણ અંતર દેખે,
અંતર દેખે, આંખ અધી પેખે,
જાણું ના......૭

આવી રસરાજ યદિ મળતો પલકે,
પ્રોઢું ભગવાન ભલો ત્યારે ખલકે!
જાણું ના આજ કેમ હૈયું મલકે!
જાણું ના કેમ પ્રેમ–બેડું છલકે!...૮

"સેનાની"



લાકડાનો ટુકડો લઈ બારણું ઠોક્યું, એને દ્વાર પર પડતા હથોડાના અવાજ કરતાં પોતાના હૃદયના ધબકારા વધુ અવાજ કરતા લાગ્યા.

નેપથલી આ એકાંત ઘરમાં એના પૂર્વગામીના મૃત્યુ બાદ થોડા મહિના રહેવા જ રહેવા આવ્યો હતો એ આવ્યો ત્યારે યુવાન હતો–સાૈ અણજાણ્યુ સાથે હતી માત્ર એની માતા. એના યૌવનનું સાટું એણે પોતાના ખાનદાની ભર્યા વર્તાવ વડે અને વિદ્વતાથી વાળ્યું હતું. આ મોડી રાતે પણ એ પુસ્તકમાં ઉધું ઘાલી વાંચનમગ્ન હતો; બારણા પરના ટકોરા સાંભળી એણે સાદ દીધો, "કોણ એ?"

"એ તો હું છું, મહારાજ." સામો અસ્પષ્ટ જવાબ મળ્યો.

"મારાથી સાંભળી શકાય એમ મોટે સાદે બોલોને!" ધર્મગુરુએ પ્રત્યુત્તર વાળ્યો.

"એ તો હું હલેટનરની દિકરી" પછી જવાબ દીધો.

ધર્મગુરુ એ નામ ઓળખી શક્યો નહિ. એ પોતાના અનુયાયીઓને બધાને હજી ભાગ્યે જ ઓળખતો અને થોડા કલાક પહેલાં તે દિવસે પોતે લગ્ન કરાવેલા એજ એ છોકરી છે એ એકદમ પામી ન શક્યો.

"આટલી મોડી રાતે શું કામ પડયું!" પાદરીએ પૂછ્યું. કંપતે અવાજે પછી જવાબ દીધો, "બારણું જલ્દી ખોલો, હું મરું છું."

એણે બારણાનો આગળો ખસેડ્યો અને કોઈ ચકચકતી સાડીમાં એ અંધારામાં એના વાંચનગૃહના બારણામાંથી અંદર સરકી ગયું. આશ્ચર્યમાં ગરકાવ થએલા નેપથલીએ આગલું બારણું વાસ્યું, અને એની પછવાડે ગયો. જુએ છે તો એક યૌવના એની ખુરશીમાં બેઠી હતી. એનું નીચું નમેલું મસ્તક એણે રબ્બી (ધર્મગુરુ માટે યહૂદી ભાષામાં વપરાતો શબ્દ) તરફથી ફેરવી લીધું. દૃઢ ધાર્મિક મનોબળ છતાં પાદરીએ કંપ અનુભવ્યો.

"તું કોણ છે, બ્હેન ?" એણે મોટે સાદે કહ્યું. એની દૃષ્ટિ સમક્ષ કોઈ ભૂત ખડું થયું હોય અને તેને હાંકી કાઢવાનો પ્રયાસ કરવા એણે જાણે પોતાના સાદને એટલો મોટો કર્યો ન હોય!

એ ઉભી થઇ ગઈ અને માનવ આત્માની સારીયે વેદનાઓ ભરી હોય એવે અવાજે ઉત્તર આપ્યો, "થોડા જ કલાક પહેલાં આજે કોઇ પતિ જોડે મ્હાંયરાંમાં લગ્ન ગ્રંથીએ તને જેને જોડી એ બાળાને ન ઓળખી ?"

પાદરી એકીટસે બાળા તરફ જોઈ રહ્યો. જો એ ભૂત ન હોય તો ચિત્તભ્રમ માનવી તો જરૂર હોવું જ જોઇએ.

આખરે એણે થડકતે અવાજે કહ્યું, "જો તું તે જ હોય તો પછી તારે સ્થાને હોવાને બદલે અત્યારે અહિં શા માટે છું ?"

કંપભર્યો ઉત્તર મળ્યો. "આ સ્થળ સિવાય મારું હોય એવું હું અન્ય સ્થળ જ ... જાણતી."

સ્થી તો બિચારો સાંવ ગુંચવાઈ ગયો .. . ખરેખર એ કોઈ ગાંડી સ્ત્રી તો ન્હોતી? "બેટા, તારું સ્થાન તો તારા પિતાના ઘરમા હોય, પણ આજે તું પરણી છું તો હવે તેનું ઘર તે તારું ઘર." એણે નમ્ર સાદે કહ્યું

એ કંઈ અગમ્ય એવુ ગણગણી.

છતાં પણ એને ગાંડી માનીને એણે વધુ નમ્રતાથી પૂછ્યું, "બેટા તારું નામ શું છે ?"

ભારે વેદના સહ એ પોકારી ઊઠી. "અરે! પરમાત્મા, આજે તો મારું નામ પણ ખબર નથી."

માફી માંગતો હોય એવા અવાજે એણે કહ્યું, "પણ હું શી રીતે જાણું? આ સ્થળમાં હું સાંવ અજાણ્યો નથી ?"

પર્લના ઉશ્કેરાટ પર એના શાંત વર્તાવની ભારે અસર થઈ.

## ઝંઝા—

તું તો અલી ! મિલન કારણ છેક ધીરી,
સંતોષવા ચટપટી ઉર ના અધીરી ?
તૃષાર્ત ચાતકી સમે વરષા સરીખી
ધીરી તું ! તેથી અવ છે શું અધીરી સખીરી !
......૧

પ્યારા પિયુ ! ગુલફૂલે વીચિ પાથર્યો છે,
મેં આજ પન્થ વણુ સ્પન્દન આદર્યો છે;
ઠંડી સમીર લહરી, નવ કો ઝલા છે,
ના વા બીજી પ્રણય આવરતી બલા છે!
......૨

આવું છ, આવું, શકું પીટવી કેમ દૂંડી ?
હું તો છું ને રહીશ પ્રાણ ! સદૈવ રૂડી !
કિન્તુ ખરૂં કથિત તે સુણવા બધિરી,
છે વેરલયોગ, શીદ ઠાલી બનું અધીરી ?
......૩

તોફાન ત્યાં પ્રબલ વાયુ અટંક વાય,
કંપાયમાન અતિ દિશ દશેય થાય;
પ્રસ્વેદ બિન્દુ થકી અંગ – ઉપાંગ ભીંજે
ને ચિત્ત વિહ્‌વલ બને, પ્રણયિની ખીજે...૪

જાગે ત્યહીં હૃદયમાં રમખાણ જોર,
જાગી ઉઠે પ્રણયનું ઘમસાણ ઘોર;
ને નાગફેણ સમ - ચેતન વિહ્‌વલા એ
દોડી ઢળે, વણફલે - પિયુ કેરી ગોદે....૫

* *

ઝંઝા ખરે પ્રણયનો અતિરેક અંશ.

"સેનાની."



થોડીક પળો બાદ એણે શાંતિથી કહ્યું, "મારું નામ છે પર્લ." રબીને લાગ્યું કે પોતે એની સાથે જે અવાજે વાત કરવી જોઈએ એજ અવાજનો ઉપયોગ એ કરી રહ્યો હતો.

"બોલ, પર્લ, તું મારી પાસે શેની ઈચ્છા રાખે છે?"

"ગુરુદેવ," એણે બે પરવાહથી ઉત્તર વાળ્યો. "મારા આત્મા પર સદા પાપનો ભાર છે. મને સમજ નથી પડતી કે મારે શું કરવું?"

એણે હસતાં હસતાં પૂછ્યું. "તેં તે એવું શું પાપ કર્યું હોય? એ માત્ર તારી કલ્પના જ હશે."

"ના, ના," પર્લે આવેશ મયતાથી કહ્યું, "એ કલ્પના જ નથી. હું સારી રીતે જાણું છું, હું જોઈ શકું છું કે મને શું સતાવી રહ્યું છે. હું હવે તો જાણે મારા હાથો વડે એને પકડી શકું છું. એ મારી સમક્ષ છે, શું એ કલ્પના હોઈ શકે?"

રબીને લાગ્યું કે એને પોતાનું અંતર ખોલવા જ દેવું જોઈએ. એણે કહ્યું. "ઠીક ત્યારે, હું કબુલું છું કે તું કલ્પનામાં વિહરતી નથી. હું એ માની લઈશ કે તે ઘોર પાતક કર્યું છે. તું શું એ પાપનો એકરાર કરવા ઈચ્છે છે? તારા માત પિતા એ જાણે છે? તારો પતિ!"

"મારો પતિ કોણ!" એનાથી બોલાઈ જવાયું.

તોફાની સમુદ્રના તરંગોની માફક રબીના આત્માને વલોવી નાંખતા વિચારોએ એના મનમા ઉછાળા માર્યા. કોઈ પશ્ચાત્તાપ કરતા પાપી જેમ, એ સ્રી સાથે એ વર્તી શકે?

"તને આ લગ્નમાં બંધાવાની ફરજ પાડવામાં આવી હતી?" શક્ય એટલી સર્વ નમ્રતાવડે એણે બહુ જ આસ્તેથી પૂછ્યું.

પર્લે આંસુઓ રોકવાનો પ્રયાસ કર્યો પણ એ ડુસકાં વડે ધ્રુજી ઊઠી.

"બોલ, બેટા, બોલ!" રબી આખરે બોલ્યો.

રબીએ કોઈ દિવસ નહિ સાંભળેલા એવા વિચિત્ર અવાજે પર્લ બોલી, "જો કે એ કહેતાં મારા પ્રાણ નિકળી જાય છે છતાં હું એ કહી નાંખીશ. જો પ્રાણ નીકળી જતા હોય તો તો સારુંજ. મને આ લગ્ન કરવાની ફરજ પાડવામાં ન્હોતી આવી. મારા માતપિતાએ ક્યારેય કહ્યું નથી કે "તારે લગ્ન કરવા જ પડશે. મેં એ સર્વ સ્વેચ્છાથી કર્યું છે. મારો વિવાહિત પતિ એ આખી કોમમાં ધનાઢ્યમાં ધનાઢ્ય આદમી છે, અને એની પત્ની થતાં મને મળતા દરજ્જાથી હું અંજાઈ ગઈ. ગુરુદેવ! એ માત્ર મોહ સિવાય કંઈ જ ન્હોતું. એ મને વધારેને વધારે ચ્હાતો, હું એને વધારેને વધારે ધિક્કારતી. એના સુવર્ણનો વિજય થયો અને મને જોઈતો હતો એ આપી શકે દરજ્જો!"

"ચલાવ, આગળ ચલાવ," એને થાકેલી અને અટકતાં જોઈ રબીએ કહ્યું, "એના અવાજે, એના વિચિત્ર અવાજે એના પર જાદુઈ અસર કરી હતી.

"વધુ શું કહું, ગુરુદેવ," એણે કહ્યું, "હું કદી જૂઠું બોલી નથી, બચપણમાં કે પછી, પરંતુ મારું લગ્ન આખુયે એક ભીષણ જૂઠાણાં સમું ભાસે છે, પરંતુ આજે જ્યારે લગ્નમંડપમાં ઉભા રહી અમે પ્રતિજ્ઞાઓ લીધી અને સપ્તપદી ફર્યા ત્યારેજ એ અસત્યનું મને ભાન થયું – અને પછી – જ્યારે એ મને દોરી ગયા –." આ નિખાલસ અને કરુણ એકરારને અંતે એણે એક નિઃસાસો નાંખી પોતાનું શીર વક્ષસ્થળ પર ઝુકાવી દીધું.

રબી એને જોઈ રહ્યો. ખરેજ આ કોઈ ચિત્તભ્રમ સ્રીની વાણી તો ન્હોતીજ; એ હતો

આત્માનો પ્ર...

એના દીલમાં જાગેલો ભાવ દયાનો ન્હોતો પરંતુ મમતાભરી સમજનો. પિતાના ઘરમાંથી આટલી મોડી રાતે ભાગી આવવાનું કારણ સ્પષ્ટ હતું. એને કહેવાનું મન તો થયું કે "બેટા, હું તને સમજી શકું છું." પણ એ એટલું જ કહી શકયો, "આગળ ચલાવ, પર્લ !"

કન્યાએ પોતાનું મોં ફેરવી લીધું. હજી રબીએ ચુંદડીમાં ઢંકાયેલું એનું મોં જોયું ન્હોતું.

સહેજ તિરસ્કારયુક્ત અવાજે એણે પૂછયું, "મેં તમને કહેવાનું સર્વ કંઈ કહી નથી દીધું ?"

"બધું જ ?" રબીના અવાજમાં ગુંચવાડાનો ભાસ થતો.

"હવે તારે કંઈ કહેવું જોઈએ," એણે આવેશમાં આવી જઈ કહી નાંખ્યું, "બોલને, મારે હવે શું કરવું ?"

એના અવાજથી ભડકીને રબીથી બોલાઈ જવાયું, "પર્લ ! પર્લ !"

"હવે તારો વારો છે," એણે પુનઃ કહ્યું: અને રબી અટકાવે તે પહેલાં તો એ એને ચરણે પડીને એના પગો બાથમાં લઈ આલીંગન દઈ રહી હતી. એની ચુંદડી માથા પરથી ખસી ગઈ, એના અનુપમ સૌંદર્યે રબીને-નેપથલીને બનાવ્યો અને જાણે વિદ્યુતના ચમકારાથી અંજાઈ ગયો ન હોય તેમ એણે પોતાની આંખો પર હાથ દઈ દીધા.

"મારે શું કરવું, કહે" એણે પૂછ્યું. "તું માને છે કે મને સહાય મળે ત્યાં સુધી મારે મારા પિતાને ત્યાં પાછા જવું ? આખા વિશ્વમાં તું એકલોજ એ તને આપી શકશે. મારી સામે જો ! ઈશ્વરે આપેલ સુંદર વાળની લટો હજી મારા શીરપર છે. શું મારે મારા કહેવાતા પતિ ખાતર એ કાઢી નાંખવી ? હું એની પત્ની નથી; હું એની પત્ની થઇ શકીશ નહિ. કહે, કહે મારે શું કરવું ?"

"ઉભી થા, ઉભી થા," નેપથલીએ ભગ્ન અવાજે કહ્યું.

"પહેલાં તું કંઈક કહે, જ્યાંસુધી તું બોલે નહિ ત્યાંસુધી હું ઉભી ન થાઉં."

"હું શું કહું ?" એનો અવાજ અસ્પષ્ટ હતો.

બિચારો ગુરુ લથડીઆ ખાતો હતો. ઓરડામાં ચોમેર પ્રકાશ થયો ન હોય એમ એને લાગ્યું. ઘાયલ થયેલા આદમીની માફક એ શ્વાસ ઘુંટતો હતો. એ બાળાની બાથમાંથી એ બળ વાપરીને છૂટયો—અને બળ પણ એટલું કે એ ભોંય પર પછડાઈ પડી.

"નેપથલી, નેપથલી," એ ફરી બૂમ મારી ઉઠી.

"ચૂપ !" એણે કહ્યું. હજી એણે એનું મોં હાથો વડે ઢાંકયું હતું. પુનઃ પર્લે એને નામથી સબોધ્યો, પરંતુ આ વેળા દુઃખને બદલે એના અવાજમાં આનંદનો ધ્વનિ હતો. એક વખત ફરીથી નેપથલીએ એને ચૂપ રહેવા ફરમાવ્યું. પર્લ તો ડઘાઈજ ગઈ.

ભારે ઉશ્કેરાટમાં રબીએ આમતેમ આંટા દેવા માંડયા. એ નિઃસાસા લેતો સભળાયો; અને એણે પાછા ઝપે એ શાંત ઓરડામાં આંટા દેવા શરૂ કર્યા. આખરે એ એ બાળા પડી હતી ત્યાં પાસે. ગયો-પૂર્ણ શાંતિથી—યુદ્ધ પછીની એ શાંતિ હતી ! મનમાં અનેક વિચારોનું દ્વંદ્વ ખતમ થયું હતું.

"જો પર્લ સાંભળ, મારે તને કંઇ કહેવું છે." એણે ધીમે સાદે કહ્યું.

"હું સાંભળું છું, નેપથલી." એણે પણ એટલાજ ધીમા સાદે ઉત્તર વાળ્યો.

"હું કહું તેમ તું કરીશ,' સામનો ન કરે ? મારે તને એક ભયંકર ફરમાન કરવું છે."

"તું જે કહેશે તે કરીશ, નેપથલી." તેણે કહ્યું, "હું સોગંદ લઉં છું. માત્ર તું બોલ."

"અત્યારથી શપથ લેવાની જરૂર નથી. પ્રથમ તું સાંભળી લે. મારી ઇચ્છા તને ફરજ પાડવાની નથી."

તે મૂક રહી.

એ પણ લાંબો વખત મૂંગો રહ્યો. આખરે બોલ્યો, "ત્યારે રૂબેન કલેટનરની દિકરી પર્લ! તું સાંભળ. તેં એવડું પાપ કર્યું છે. એનું પ્રાયશ્ચિત પણ એટલુંજ ભારે હોઈ શકે! પ્રથમ તો તું સુવર્ણથી અંજાઈ-તારા હૃદયને-તેં એ ભયંકર અસત્ય સ્વીકારવા દીધું. અને એ જૂઠાણા વડે તારામાં અખૂટ વિશ્વાસ રાખનાર એક આદમીને તેં છેતરવા ધાર્યો. અસત્ય એ મહા પાપ છે – મહાનદો પણ એ ધોઈ ન શકે. મનુષ્ય એ વડે પોતાનીજ આંખોમાં હલકો પડે છે. આ એક પાપ."

એ રડતી હતી. "હું જાણું છું, જાણું છું."

"પણ એ પૂર્ણાહુતિ ન્હોતી," થોડુંક થોભી રહીએ આગળ ચલાવ્યું. એના અવાજમાં કંપ હતો. "એથી પણ વધુ ખરાબ બીજું પાપ તેં કર્યું છે. તેં તારા પતિને અસત્ય કહ્યું એટલું જ નહિ પણ તેં અન્ય કોઈને દુઃખ ઉપજાવ્યું છે તારે એ પહેલાં જ કહેવું જોઈતું હતું અને તેં એ ન કહ્યું. આજે જ્યારે એ આદમીને પોતે શું ગુમાવ્યું છે એનું ભાન થાય છે ત્યારે એ કરી પણ શું શકે!"

"નેપથલી."

"ચૂપ, ચૂપ, પુનઃ એ નામનો ઉચ્ચાર ન કરીશ. એ નામનો જેટલો વધારે વખત ઉચ્ચાર કરે છે એટલું તારૂં પાપ વધે છે. જ્યારે તું સહેલાઈથી એ કહી શકત ત્યારે કેમ કહી ન નાંખ્યું? તારા એ મૌનની માફી ઇશ્વર તને સહેલાઈથી ન દે. તેં એ આદમીનું હૃદય એવું ભાંગ્યું છે કે એ કદિ સુખ શું એ જાણી શકશે નહિ."

"બસ, બસ," એ ગણગણી.

"નહિ, પર્લ, હવે તું મને બોલવા જ દે!" તે બરાડી ઊઠ્યો, "તું ઇચ્છતી હતી-કે હું બોલું. હવે સાંભળ જ! આ એવડું પાપ ભારે પ્રાયશ્ચિત માંગી રહ્યું છે. ઇશ્વર દયાળુ છે, એ તારા દુઃખ પર દયા લાવી એને ચોપડેથી તારુ પાપ ભુસી નાંખશે. તારે પ્રાયશ્ચિત તો કરવું જ રહ્યું." અને એ... એ થંભ્યો. પોતાના જીવનમાં ક્યારેય ન કહેતી કડવી વસ્તુ કહેવા જતો હતો. એણે આગળ ચલાવ્યું, "તારે જ્યારે કહેવું જોઈતું હતું ત્યારે તું મૂંગી રહી. આજથી હવે તું દુનિયા સમક્ષ સાવ મુંગી રહેજે. આ ઘર છોડે તે ઘડીથી હું રજા આપું ત્યાં સુધી તું મૌન ધરજે, એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ. તું આ સરતનો સ્વીકાર કરે છે?"

"તું કહીશ તે સર્વે કંઈ કરીશ," એણે ડસકું લીધું.

"આ સહન કરવા જેટલી તારી શક્તિ છે?" એણે પૂછ્યું.

"હું મૃત હઉં એવી મૂક રહીશ," પર્લે વચન આપ્યું.

"એક બીજી વાત તારૂં સ્થાન તારા પતિનાં ઘરમાં છે. જા અને એક સાચો પત્ની બની રહે."

"હું સમજું છું–" એણે રડતાં રડતાં કહ્યું.

"ઘેર જા અને તારા માત પિતાને તારા પતિને સુખી કર. એક દિવસ આવશે જ્યારે તારા પાપ ધોવાશે-તું ફરી બોલીશ. ત્યાં સુધી તારા પર લાદવામાં આવેલ આ પ્રાયશ્ચિતનો ભાર વ્હેવો જોઈ શું–"

એણે શીર ઉંચું કર્યું, "હું હવે એક વખત ફરી બોલી શકું?"

"હા."

"નેપથલી!"

એક હાથે પોતાની આંખો ઢાંકતાં બીજે હાથે પર્લને બોલતાં અટકાવી. પર્લ પોતાના બેઉ હાથો વડે એ હાથ પકડી લીધો અને

પોતાના હોઠોએ દાબ્યો. એના ઉના આંસુઓથી એ ભીંજાયો. રૂબીએ આખરે પર્લને જવા સૂચવ્યું, એના આત્માના કચડાઈને ભૂકા થયા હતા. પર્લે એ હાથ છોડયો. નેપથલીએ મીણબત્તી હાથમાં લીધી પણ એ પહેલાં તો એ સરકી ગઈ હતી. એ પછવાડે ગયો, બારણું વાસ્યું અને અડાગરો દીધો.

*

જેવી કોઈની નજર ચઢયા વિના આવી હતી એવી પર્લ પિતાને ઘેર પાછી ફરી. એની માતાને જાણે આઘાતથી પક્ષાઘાત થયો હોય એમ ઢગલો થઈને ખુરશીમાં પડી હતી, થોડા કલાક પહેલાં લગ્નોત્સવનો કોલાહલ આજે હમણાં સ્મશાન શાંતિ !

પર્લ પાછી ફરી ત્યારે માતાએ એટલુંજ કહ્યું, "તું આખરે આવી પહોંચી બ્હેન !" રડવાને પણ એનામાં શક્તિ નહોતી, પર્લ નિરુત્તર રહી. એ બોલી શકતી નહોતી. એમ લાગતાં માતાનો ભય વધ્યો અને ઘરમાં કોલાહલ મચ્યો. રૂએનકલેટરન અને પર્લનો પતિ પણ શોધ પછી પાછાં ફરતાં એ બાળામાં આ ફેરફારથી ગભરાયા. એમને લાગ્યું કે એ ઈશ્વરનો શાપ હતો.

આ હતી પર્લના પ્રાયશ્ચિતની શરુઆત. આસપાસના લોકો ઉપર પણ આ સ્થિતિની વિચિત્ર અસર થઈ. સંગીતના જલસામાં એના સંગીતના મધુર સૂર સાંભળનારા સર્વ આ મૂકતાથી ચોંકી ગયા. આવી રૂપ રૂપની પૂતળી સૌંદર્યનો ભંડાર–સરોવરનું સરોજ–સમુદ્રનું અખોડ મોતી ! જરૂર, કોઇની નજર આગળ હતી. એણે રાતે કંઈ જોયું તો નહોતું ! અનેક તર્કવિતર્કો દોડાવાયા. બધાએ માન્યું કે એ કોઇ ભયની મારી આમ મૂક થઈ ગઈ હતી અને કયારેક બોલશે. સ્ત્રી જ્યારે મૂક હોય છે ત્યારે એનું મૌન પ્રચંડ વકતવ્ય કરતાં પણ વધુ અસરકારક નીવડે છે. એવી સ્ત્રીઓ હોય છે કે જે નિર્જીવમાં નિર્જીવ પજવણી સહન કરવા અશક્ત હોય છે, આત્માના અગમ્ય દર્દને છુપાવવા એના હોઠ સદાયે બંધ થયા હોય છે. પર્લ એ પ્રદેશમાં "મુંગી સ્ત્રી" તરીકે ઓળખાવા લાગી.

પછીના એના જીવનની તો રૂપરેખા જ આપી શકાય. જે ઘરના ભભકાથી એ અંજાઈ હતી તે ઘરમાં વસવા એ એના ધણી સાથે ગઈ. એ ધનિકની પત્ની તરીકે જે દરજ્જાનો એને તલસલાટ હતો તે પદવી એને સાંપડી. "આપણને/માંગી બધી વસ્તુઓ થોડી મળે છે, કોઈકને કંઈ અને કોઈકને કંઇ." તેઓ કહેતા. અને તે સાચા પણ હતા. પર્લ ખરેજ સુંદર સ્ત્રી હતી. એની પ્રતિજ્ઞા–પ્રાયશ્ચિત છતાં એને કંઈ સંતાપ હોય એમ લાગતું નહિ, એનું સૌંદર્ય જરા પણ ઓછું થયું ન્હોતું. એ હસતી, આનંદતી પણ મૂંગા રહેવાનું કદિ ભૂલતી નહિ.

પરંતુ આ સુખી દિવસો તો ઝડપે વહી ગયા. ભવિષ્યમાં આવતા હતા કસોટી અને પ્રલોભનોના દિવસો. શરુઆત તો ઠીક પણ મધ્યકાળ અને અંત કાઢવો ડોહ્યલો હતો. પ્રથમ તો કંઈ સંતતિ ન થઈ એટલે લોકો કહેતા કે એ ઠીક જ થયું છે. મા છોકરાં સાથે બોલે ન તો કેમ ચાલે ? પણ પછી એક પુત્રીનો જન્મ થયો, ગર્ભમાં રહેલ બાળક જ્યારે સ્તને વળગી ધાવણું થયુ ત્યારે પણ એ તો એનું વ્રત ન ભૂલી–મૂંગી જ રહી.

બાળક સુંદર હતું. એ ઉછરતું ગયું તોપણ એ તો મૂંગી જ રહી. બાળક મોટું થવા લાગ્યું. માતાના તરફ હાથ લંબાવી એના હાથ ખેંચવા લાગ્યું તાવે સેકાતા હાથો હાથમાં આપે તોયે એ તો મૂક જ રહે. માંદું હોય ત્યારે એ બાળકની સુશ્રુષા કરતી – એને ચીડાવતી પણ એ કદિ પોતાનું પ્રાયશ્ચિત ભૂલતી નહિ. વખત જતાં બીજું બાળક અવતર્યું; એ હતો પુત્ર. એને પણ બ્હેનની મીફક માતાના સૌંદર્યનો

વારસો મળ્યો હતો. લોકો કહેતાં કે આવા બાળકોનું કોઈ પણ માતાને અભિમાન થાય; અને ખરેજ પર્લ પણ એ બાળકોની માતા હોવાનું ગૌરવ માણતી; પરંતુ બીજી માતાઓ બાળકોના વખાણ કરી કરીને થાકતી હોય ત્યારે આ માતા રખે પોતાની પ્રતિજ્ઞાભંગનો શાપ બાળકો ઉપર ઉતરે એ બ્હીકે સદાયે પોતાની પ્રતિજ્ઞાની રખેવાળ બનતી. એના જીવનના સર્વોત્તમ વર્ષો વહી ગયા. એ હજી એટલી જ સુંદર હતી – એની સુકુમાર પુત્રી—કળી આગળ જાણે ખીલેલું ગુલાબ. એ પુત્રીને માટે અસંખ્ય માંગા આવતાં. બીજી માતાઓનું મોં આવે સમયે ખુબ જ ખુલે પણ આ માતા ત્યારે પણ મૌન સેવતી. એક સુરતીઆંની પસંદગી થઈ, સર્વ કોઈ એ યુગલની પ્રસંશા કરવા લાગ્યા. પણ એ અરસામાં એ પ્રદેશમાં ભયંકર કોગળીઉં ફાટી નિકળ્યું. ત્રણ દિવસની માંદગી બાદ પર્લની દિકરીને મૃત્યુએ ઝડપી લીધી.

પર્લે ત્યારે પણ પોતાનું મૌન ન તોડયું. જ્યારે શબને સ્મશાનમાં લઈ જવામાં આવ્યું ત્યારે પણ એણે એક ચિચયારી પાડી – એ કદિ ન વિસરાય એવી હતી – પણ શોકનો શબ્દ સરખોયે એના મોંમાંથી ન નિકળ્યો. શોકના દશ દિવસો દરમ્યાન એ એક સ્ટુલ પર બેસી રહેતી. રબી દરરોજ આવતો, એના ધણીને આશ્વાસન આપતો—પર્લને કદિ નહિ. એ ઊઠતો ત્યાંસુધી એ ઉંચું જોતી નહિ. નેત્રો મળતાં પણ એક શબ્દ બોલ્યા વિના એ ચાલ્યો જતો.

પુત્રીના અવસાન પછી એનો આત્મા ભાંગી ગયો, એનું સૌંદર્ય કરમાયું, ગાલમાં ખાડા પડ્યા, વાળ સફેદ થવા લાગ્યા આવો કારીઘા એ સહન શી રીતે કરી શકે એનું લોકોને આશ્ચર્ય થતું; પરંતુ એનું વ્રત એનું વજ્ર બન્યું; એ એને ટકાવી રાખતું હતું. એને વળી પુત્ર હતો જેને એ પ્રાણથી અધિક ચ્હાતી હતી. પુત્ર હતો તો માત્ર ૧૩ વર્ષનો; પણ એણે ધર્મશાસ્ત્રના અભ્યાસમાં નામના મેળવી હતી. એ નેપથલીનો શિષ્ય હતો અને નેપથલી એના તરફ એક પિતાની મમતા દાખવતો. નેપથલીએ એનું બહુ ઉજ્જવળ ભવિષ્ય ભાખ્યું હતું. એક વિદ્વાન ધર્મવેત્તાના હાથ હેઠળ શિક્ષણ લેવા એને પરદેશ મોકલવા નક્કી થયું હતું. પર્લનું દીલ દુઃખાયું તો ખરું, પુનર્મિલન થશે કે કેમ એ જાણતી ન્હોતી પરંતુ એણે આશીષ આપી. મૂગે મોંએ વિદાય દીધી. સાત વર્ષ વહી ગયા, પુત્ર પાછો ફર્યો. એ ઉંચો સુરેખ યુવાન બન્યો હવો. પુત્રના પુનરાગમન પછી એમ લાગતું હતું કે પર્લનું સૌંદર્ય પાછું ખીલતું હતું. એ સુવિખ્યાત બન્યો હતો, જ્યાં જાય ત્યાં એની વિદ્વતાની પ્રશંસા થતી સંભળાતી.

એના પુનરાગમનના રવિવારે એ વિદ્યાપીઠમાં એની વિદ્વતાનો પુરાવો આપવા પ્રવચન આપવાનો હતો. લોકો ખુબ ભેગા થયા હતા. સ્ત્રીઓ અટારીમાંથી એને નિહાળી રહી હતી; પર્લ આગલી હરોળમાં- જોઈ શકાય એ રીતે બેઠી હતી. એ બહુ ફિક્કી પડેલી લાગી, બધાં એને જોઈ રહ્યા હતા પરંતુ એનું એને ભાન નહોતું. બહુ થાંકતી હોય તેમ એના અંગો દુઃખતા હતા. એને ઝોકાં આવતાં હોય એમ લાગ્યું. પણ પોતાના પુત્રને વ્યાખ્યાન પીઠ ઉપર ચઢતો નિહાળતાં વેંત એનામાં અવનવું ચેતન આવ્યું. એના પ્રથમ શબ્દો અને એના ગાલે શેરડા પડવા લાગ્યા; એ ટટાર બેઠી થઈ અને એનું હૃદય ધડકવા લાગ્યું. પુત્રની વાક્ધારા ચાલુ હતી, છતાં એ શું બોલતો હતો એ એણે ભાગ્યે જ સાંભળ્યું; એને કાને માત્ર પડતા હતા પ્રસંશાના નાદો અને તાળીઓનો ગડગડાટ. વક્તાના ઉમદા વિચારો અને વાક્ પ્રવાહમાં શ્રોતૃજનો તણાતા હતા, એ થોભતો એટલે તાળીઓની ગર્જનાથી હોલ ગાજી ઊઠતો, સ્ત્રીઓની આંખમાંથી આંસુઓ ટપકતા હતા,

માત્ર પર્લની આંખો સુકી હતી એના હૃદય-માંથી કોઈ ઉંડા વ્રણની ચિચિયારી હોઠ સુધી પહોંચી, અંતરમાંનું કોઈ બળ બહાર પડવાનો માર્ગ શોધી રહ્યું હતું. સભામંડપ આખો અવાજ વડે ગાજતો હતો, પર્લને લાગ્યું કે જાણે પોતે એ બધા અવાજોને દાબી દે.

વ્યક્તવ્ય પૂરું થયું. પોતે શું કરતી હતી તે જાણ્યા સિવાય એ કઠેરા પર ઢળી પડી અને બરાડી ઊઠી, "હે પરમાત્મા ! હવે પણ હું ન બોલું ?"

એ બૂમ પછી મૃત્યુ-શાંતિ પથરાઈ. એ અવાજ હતો "મુગી ઓનો" એ સર્વ કોઈ જાણતું હતું. કોઈ ચમત્કાર બન્યો હતો.

"બોલ, બોલ," નીચેથી નેપથલી જવાબ આપતાં બોલ્યો, "હવે તું અવશ્ય બોલી શકે છે.

ઉત્તર ન મળ્યો. પર્લ પોતાની બેઠકમાં પાછી પછડાઇ પડી હતી, એના હાથ એની છાતી સાથે ભીંસાયલા હતા. આસપાસ બેઠેલી સ્ત્રીઓએ માન્યું કે એને મૂર્છા આવી હતી; પરંતુ એ તો મૃત્યુ પામી હતી. એ એના પ્રથમ શબ્દો છેલ્લા શબ્દો નિવડયા.

નેપથલી પછી ઘણા વર્ષ જીવ્યો. એની મૃત્યુશય્યા પરથી એણે લોકોને પર્લના પ્રાય-શ્ચિતની અદ્‌ભૂત કથા કહી સંભળાવી. આજે તો એ કથા એ પ્રદેશની દરેક છોકરી જાણે છે.



# અટકાવ - ઋતુશ્રાવ ( Menstruation )

લેખકઃ ડૉ. રવિશંકર દયાળજી ઉપાધ્યાય, L. A. M.

અટકાવ કે ઋતુશ્રાવ તે ભાવી પ્રજોત્પત્તિનું ચિન્હ છે. જેને માટે આપણા વિદ્વાન શાસ્ત્રકારોએ અમુક પ્રકારના ચોક્કસ નિયમો બાંધેલા છે, તે પ્રમાણે યોગ્ય વર્તન કરવાથી નિરોગી અને સદ્દગુણી બાળકો પેદા થાય છે. પરંતુ તેનાથી વિરૂદ્ધ અર્થાત સ્વચ્છંદી અને સ્વતંત્રપણે વર્તવાથી ઘણી જાતના અકથ્ય પરિણામો આવે છે.

સ્ત્રીઓને આપણા દેશમાં સાધારણ રીતે ૧૨ થી ૧૪ વર્ષની ઉંમરે પહેલો અટકાવ આવે છે. તેમ જ ઘણીવાર ૧૬ થી ૧૮ વર્ષની ઉંમરે પણ અટકાવ આવવાનો શરૂ થાય છે. આમ છતાં ઋતુશ્રાવના સંબંધમાં દેશ અને તેની આબોહવા પ્રમાણે ફેરફાર જોવામાં આવે છે. એ રીતે ઠંડા પ્રદેશની સ્ત્રીઓ કરતાં ગરમ પ્રદેશમાં સ્ત્રીઓને વહેલો અટકાવ આવે છે.

સ્ત્રીઓને કુદરતી રીતે દર મહીને, ગર્ભાશયમાંથી અને તે પછી યોનીમાર્ગમાંથી જે લોહી વહે છે તેને આપણે અટકાવ કહીએ છીએ. જુદા જુદા દેશોમાં અટકાવને જુદા જુદા નામથી ઓળખે છે. જેવા કે અભડાવું, લુગડાં મેલા થવાં, બહાર બેસવું, ઓપટી આવવી, માસિક માંદગી, ( મેન્સ્ટ્રયુએશન ) કહે છે.

અટકાવ આવવાની પ્રથમ શરૂઆત એ છોકરીના શરીરમાં જુવાનીની શરૂઆત થવાનો કાળ છે. ગામડામાં રહેનાર ગરીબ અને ઉદ્યોગ કરી જીવન ગુજારનાર સાદા, શાંત વાતાવરણમાં ઉછરેલ બાળાઓને ઋતુ અથવા રજોદર્શન મોડી વયે દેખાય છે. ત્યારે શહેરમાં કામધંધા વગર મોજશોખ અને એશઆરામમાં દિવસ ગુજારનાર ધનવાન માબાપોની બાળાઓ કે જેમને સ્વતંત્ર છુટ મેળવેલી છે. નાચ, નાટક, સીનેમા, પ્રેમ ભરેલ નવલકથાઓની નિત્ય અભ્યાસી અને રમતમાં આનંદ માનનારી બાળાઓને વહેલું ઋતુ આવે છે.

રજોદર્શનની શરૂઆત પહેલા ચાર પાંચ અઠવાડીયા આગળ એક બાળાનાં શરીરમાં જુવાનીના ચિન્હો દેખાવા માંડે છે. તેમાં ખાસ કરીને છોકરીની ચાલમાં ભારેપણું દેખાય છે. આંખમાં શરમના છાંટણા, છાતી વધવા માંડે છે. પેઢુ ઉપર તથા બગલ (કાંખ)માં વાળ ઉગવાની શરૂઆત થાય છે. ઋતુ આવવાનું હોય તે અગાઉ એકાદ, બે દિવસ શારીરિક થાક જણાય, સાંધાનો દુઃખાવો, અશુતમો. સ્તન, કમર, પીઠ અને પેઢુમાં વેદના થાય છે. આ રીતે જુદા જુદા ચિન્હો થતાં અટકાવ આવવો શરૂ થાય છે. સાધારણ રીતે દર ચોથા અઠવાડીયાના આખરમાં એટલે કે ૨૮ દિવસે સ્ત્રીને અટકાવ આવે છે. અને ઘણી વખત તો ઘણો જ નિયમિત રીતે અટકાવ આવે છે કે તેનો ચોક્કસ દિવસ અને ટાઈમ પણ નક્કી કરી શકાય છે. અને એજ પ્રમાણે ઘણી સ્ત્રીઓમાં વખોજ અનિયમિતપણે અટકાવ આવે છે. એટલે કે ચારથી સાત મહીના સુધી પણ અટકાવ આવતો નથી. એવા પણ દાખલા જોવામાં આવે છે કે રજોદર્શન થયા વગર ગર્ભાધાન થાય છે. સાધારણ રીતે ઋતુશ્રાવ ૩ થી ૪ દિવસ કે વધારેમાં વધારે ૫ થી ૬ દિવસ સુધી દેખાય છે એમ વિદ્વાનોનો મત છે. જ્યારે પ્રાચીન આચાર્યોનો એવો મત છે કે સ્ત્રીને અટકાવ આવ્યા પછી બાર રાત્રી સુધી અટકાવ દેખાય છે તે માટે. ત્યાંસુધી ઋતુકાળ ગણવો.

અટકાવ કે રજોદર્શન સમયે ગર્ભાશયની અંદરની રસત્વચા ઉપરી ત્વચા લોહીથી ભરેલ

રસપડ બંધાય છે. જે ઓળ (placenta)ના રૂપમાં ફેરવાઈ જાય છે, અને ગર્ભાશય ધોઈને સાફ થઈ જાય છે. રસત્વચામાંથી સાધારણ રીતે તંદુરસ્ત સ્થિતીની સ્ત્રીમાં ૩ થી ૪ ઔંસ એટલે કે ૧૦ તોલા જેટલું લોહી બહાર આવે છે. આમ છતાં દેશ, અવસ્થા, શીતોષ્ણ કે ઉષ્ણ કટીબંધ પ્રદેશ, શારીર સ્થિતિ અને આહારવિહાર પ્રમાણે ઓછા વધતા પ્રમાણમાં રક્તસ્રાવ થાય છે. અટકાવનું લોહી કેવુ હોવું જોઈએ તેના માટે આયુર્વેદ નીચે પ્રમાણે જણાવે છે. "અટકાવનું લોહી સસલાંનાં લોહી જેવું એકદમ લાલ અથવા ચણોઠી કે મખમલીઆ જીવડા જેવું લાલ રંગનું હોય છે, તેમાં કોઈ પણ જાતની દુર્ગંધ હોતી નથી, કપડા ઉપર તેનો ડાઘ પડ્યો હોય અને સુકાઈ ગયો હોય છતાં તેને જરા ચોળીને ધોવાથી તે ડાઘ જતો રહે છે."

ઋતુમતીના લક્ષણો માટે સુશ્રુતાચાર્યે નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલ છે. "જેનો ચહેરો ફૂલેલો અને આનંદી હોય, છાતી અને નિતંબ ફરકતા હોય, શરીર, મોઢું અને દાંત જાણે હમણા જ ધોઈ ને સ્વચ્છ કર્યા હોય એવાં ફીકા અને મૃદુ થઈ ગયા હોય, તેનું મન આનંદગા હોય, પુરુષની ઈચ્છાવાળી અને પુરુષ સબંધી વાતોમાં રસ લેનારી, જેની આંખ, કુખ અને વાળ ઢીલા હોય એવી, વળી જેની ભુજાઓ, છાતી, નાભી, સાથળ અને કુલા ફરકતા હોય છે, આનંદી અને ઉત્સાહી દેખાય છે."

ઋતુમતી અથવા અટકાવવાળી સ્ત્રીઓએ નીચે પ્રમાણે નિયમોનું પાલન કરવું (૧) ઋતુકાળમાં પહેલા ત્રણ દિવસ બ્રહ્મચર્ય પાળવું. (૨) દિવસે ઉંઘવું નહી. (૩) આંખમાં આંજણ આંજવું નહી. (૪) આંસુ પાડવા નહીં. (રડવુ નહી) (૫) સ્નાન કરવુ નહિ. (૬) ચંદનાદિ લેપ કરવો નહિ. (૭) શરીરે તેલનો અભ્યંગ (માલીસ) કરવો નહિ. (૮) નખો કાપવા નહિ (૯) બહુ ઉતાવળથી દોડવું નહિ, (૧૦) જોરથી હસવું નહિ કે બોલવું નહિ. (૧૧) બહુ મહેનતનું કામ કરવું નહિ. (૧૨) પાંદડામાં, માટીનાં વાસણમાં અથવા હાથમાં જમવું. (૧૩) દર્ભની પથારી ઉપર સુવું. (૧૪) ઉત્તેજક કે કેફી પદાર્થોનો ત્યાગ કરવો.

આ પ્રમાણે યોગ્ય નિયમોનું પાલન કરવાને બદલે આજની સાસુઓ તો જાણે કે વહુને વશ કરવી અને આજ સમયમાં (ઋતુકાળમાં) દળવું, ખાંડવું, ગારમાટી, લુગડાં ધોવાના ગાંસડા વગેરેની અગાઉથી તૈયારી કરી રાખે છે. તેને આ વખતે શિક્ષારૂપી કામ કરવું પડે છે, કે જેમાં કપડા ધોતાં કલાકોના કલાક પાણીમાં બેસવું પડે છે અને અતિ શ્રમનું કામ કરવાથી તે ઋતુવાળી સ્ત્રીની શી દશા થાય છે કે તેને કેવા જીવલેણ વ્યાધિ લાગુ પડે છે તેનું આજની સાસુઓને થોડું જ ભાન હોય છે. તેઓ તો એમ કહે છે કે નવરા તે કેમ બેસી રહેવું ગમે. આવું આવું કામ કરીને તો અમો ઘરડા થયા. આટલાથી આજની સાસુઓને સંતોષ થતો નથી તેથી શીયાળા જેવી ઠંડક હોય છતાં પુરતું ઓઢવા કે પાથરવાનું પણ આપતી નથી તેથી એકાદ કામળાથી અટકાવવાળી સ્ત્રીને ચાર દિવસ સુધી નિભાવી લેવુ પડે છે. આ રીતે પાણીમાં રહેવાથી અને ઠંડી સહન કરવાથી ઋતુ આવતું અટકાઈ જાય છે અને ગર્ભાશય જેવા કોમળ અંગમાં ગ્રંથી બંધાય છે.

રજોદર્શન વખતે સ્ત્રીસહવાસ કરવો તે મોટામાં મોટો ઈશ્વરી ગુન્હો છે. જે ગુન્હો ઈશ્વર માફ કરતો નથી કે જેના પરિણામમાં સ્ત્રી અને પુરુષ બન્નેને પ્રદર અને પ્રમેહ જેવા ચેપી અને અસાધ્ય દરદો ભોગવવા પડે છે. તે સિવાય રજોદર્શન સમયે સહવાસ કરવાથી પુરુષના આયુષ્યની હાની થાય છે અને ગર્ભ જન્મતાં મરી જાય છે જો જીવે છે તોપણ અલ્પાયુષી અથવા અપૂર્ણ અંગવાળો થાય છે. આ રીતે રજસ્વલા સ્ત્રી સાથે સહવાસ કરવાનો નિષેધ છે. માટે આ સમયે સ્ત્રી પુરુષ બન્નેએ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું ખાસ આવશ્યક છે.

# ગામડે

(સખી પડવે તે પથે ચાલ્યા રે–એ રાગ)

પહેલા હતાં પૈસાદાર બધા રે,
ન્હોતાં અન્નપાણીનાં વાંધા રે,
એ હુન્નરો હજાર વધ્યાં—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !
ડુંગર સીમે તે મોટી બાડી રે,
ગોધન ચરે એમાં દા'ડી દા'ડી રે,
હરિયાળિ ગામો ગામ વાડી—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !
હવે ઝાડી તો કાપી નાંખી રે,
બાંડી બાડી સીમ ઊભી રાખી રે,
ભાસે દૂરથી એ તો બહુ ઝાંખી—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !
થાય ચોરી, લૂંટફાટ ઝાઝી રે,
આપ મેળે બની બેઠા કાઝી રે,
બુરૂં બીજાનું દેખીને રાજી—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !
દૂર કરો એ કુસંપો કાળા રે,
ગામે ગામ ચલાવો શાળા રે,
તોડો આભડછેટનાં પાળા—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !
હરિજનોની વ્હારે ચડજો રે,
ખોટી નીતિ સામે તમે લડજો રે.
લોકસેવાનાં મેદાને પડજો—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !

રૂઢિ રિવાજ હવે નથી ખપનાં રે,
તજો વિલાસ વૈભવનાં સપનાં રે,
પાડો તેજ સેવાં તણાં તપનાં ...
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !

કરો કાર્ય કિસાનોની સાથે રે,
સેવા કરો સહુ મળી હાથે રે,
હળ હાંક્યા મીથિલાનાં નાથે—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !
સજો ગરવી ગુણિયલ ખાદી રે,
ભારતવર્ષની જેમાં આબાદી રે,
ગ્રહો ગત વર્ષોની આઝાદી—
  ગ્રામોદ્ધારનું કર્મ અપનાવી લેજો રે !

જયસિંહ કા૦ મકવાણા.

## સ્ત્રી સ્વાતંત્ર્યના યત્નોના ત્રીસ વર્ષ [ પૃ. ૩૬૬ નું અનુસંધાન ]

આ રીતે ચીનની શિક્ષણ પ્રથામાં એ દેશની મહિલાઓને ચોક્કસ સ્થાન આપવામાં આવ્યું.

(૩) જાપાનમાં ચીની વિદ્યાર્થીનીઓની પ્રવૃત્તિઓ-પોતાના દેશમાં મળતી કેળવણીની સગવડોથી અસંતોષ પામી ઘણી ચીની મહિલાઓ અભ્યાસ માટે જાપાન ગઇ. એ દેશ એ વેળા પ્રગતિને પથે પ્રયાણ કરતો હતો; અને ઘણા ચીનાઓ એમ માનતા કે બેઉ દેશો કોમીય અને સંસ્કૃતિની બાબતોમાં એક સરખા હોઈ ત્યાં અભ્યાસ કરવાથી એમને લાભ થશે. સંસ્કૃતિ સંબંધે એમની માન્યતા સાચી હતી કારણકે જાપાને એની સસ્કૃતિ ચીન પાસેથી મેળવી હતી. કોરીઆ મારફતે એ સંસ્કૃતિ જાપાન પહોંચી હતી, અને જાપાનના લોકોએ લેખનપ્રથા, ઇતિહાસ લેખન અને વર્ષની દિવસોની ગણત્રી (calendar) ઇત્યાદિ ઉપયોગી બાબતો ગ્રહણ કરી લીધી હતી.

૩૨ મા વર્ષમાં ચીનની મહિલાઓએ જાપાનમાં ચીની મહિલા વિદ્યાર્થી મંડળની સ્થાપના કરી અને એ મંડળને નામે કેટલાક ગ્રંથો પ્રગટ કર્યા.

ટુંકમાં ૧૯૧૧ ના વિપ્લવ પહેલાં ચીનમાં નારી આંદોલનની પ્રેરણા પાશ્ચાત્ય દેશો તરફથી મળી હતી. કન્યા કેળવણી માટે શાળાઓની સ્થાપના વડે શરૂ થઇને એ પ્રવાહ મંચુ વંશ સામેની ક્રાંતિકારી હીલચાલ તરફ વળ્યો. એના ઉપર મીશનરી શાળાઓનો અસરકારક પ્રભાવ હતો અને ચીનની જનતા અને ખાસ કરીને ચીની મહિલાઓ એમના ભારે ઉપકાર હેઠળ છે.

મહિલાઓ માટે આધુનિક કેળવણીના હિમાયતીઓ હોઇ એ મીશનરીઓ ઘસાઇ ગયેલા ભૂતકાળની બેડીઓમાંથી મેળવેલી મુક્તિના ધ્યેય તરફ ચીની મહિલાઓએ કાપેલી

[૨] ઈ. સ. ૧૯૧૧ ના વિપ્લવથી ચોથી મેના યુવક-આંદોલન ( youth movement) સુધીની મજલ.

ઈ. સ. ૧૯૧૧ ના વિપ્લવથી માંડીને ચોથી મેના યુવક આંદોલન સુધીના સ્ત્રી-સ્વાતંત્ર્ય વિગ્રહને બે ભાગમાં વહેંચી શકાય. વિપ્લવ દરમ્યાન એમની સઘળી પ્રવૃત્તિઓ એ ક્રાંતિકારી આંદોલનોમાં સક્રિય ભાગ લેવામાં સમાઈ હતી; પરંતુ એ વિપ્લવની સફળતા પછી સ્ત્રીજીવનના વિધવિધ અંગો તરફ એ પ્રવૃત્તિઓ વિસ્તાર પામી.

**(૧.) ૧૯૧૧ના વિપ્લવ દરમ્યાન સ્ત્રી આંદોલન**—ઇ. સ. ૧૯૧૧માં વિપ્લવના ગણેશ મંડાતાજ ચીની મહિલાઓએ એમાં ઝંપલાવ્યું-વિચાર સ્વાતંત્ર્યના સ્વરૂપમાં પણ પ્રથમ એની ઝાંખી થઈ. એમણે તરત જ સંગઠન કરવા માંડ્યું અને મોખરે રહી એ વિપ્લવમાં ભાગ લીધો. આ તબક્કા દરમ્યાન એમની પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે હતી.

**મહિલાઓની લશ્કરમાં ભરતી**—વુચાંગનો કબ્જો લીધા પછી બળવાખોર લશ્કરે પોતાનું બળ વધારવા ભરતી માટે હાકલ દીધી. એના ઉત્તરમાં મહિલાઓ મોટી સખ્યામાં લશ્કરમાં જોડાઈ; સેંકડો રણશૂરી મહિલાઓના દળનું નેતૃત્વ કુમારિ વુ સુ-ચીંગે લીધુ ચેકીઆંગની બાળાઓએ હેંગચાઉના યુદ્ધમાં ભાગ લીધો. પછી "મરણીઆ મહિલાઓની" ટુકડી (Women's Dare to Die Corps), મહિલાઓની કુમીન સુન, લડવૈયા મહિલાઓનું મંડળ ( Women's Warrior's society ). અને મહિલા કતલ ટુકડી ( Women's Assassination Corps ) હસ્તીમાં આવ્યાં + આ સઘળાઓએ વુચીંગ,

+ સ્ત્રી સસ્થાઓને આપવામા આવેલી

તંત્રમાં હિસ્સાનો અધિકાર મેળવવા માટેનું મહિલા-મંડળ-ટંગ મેન હુઈ. વીમેન્સ એઈડ ધી રીઅર એસોસીએશન, રણશુરી મહિલાઓનું મંડળ ( Women's Warrior Association ), નેન્કીંગની મહિલાઓનું ટંગ મેન હુઈ, અને હુનાન મહિલા નાગરિક મંડળ એ એની ઉપ-શાખાઓ હતાં. ટંગ મેન હુઈએ એક અરજ ઘડી એમાં સ્ત્રીઓ માટે પુરુષ જેવા જ મતાધિકારની બંધારણમાં જોગવાઈ કરવા માગણી કરી. એ ન સ્વીકારાય તો એ અરજે બીજો ઉપાય એ સૂચવ્યો કે બંધારણમાં "ચીનના નાગરિકો" તરીકે વર્ણવાયલા વર્ગમાં ઉભય જાતિનો સમાવેશ થાય છે એવી જાહેરાત જનતાની માહિતી માટે પ્રગટ કરવી; કે જેથી રાજતંત્રમાં ભાગ લેવાના પોતાના અધિકારનો દાવો કરવા મહિલાઓ સરકારી દફતરે એ જાહેરાતની નોંધનો ઉપયોગ કરી શકે. પરંતુ બંધારણ જાહેર થયું ત્યારે એમાં સ્ત્રી-પુરુષ વચ્ચેના સમાન અધિકારો માટે કોઈ ગોઠવણ ન્હોતી. બધી સ્ત્રી સંસ્થાઓએ આ સામે સખ્ત વિરોધ અને રોષ પ્રગટ કર્યો.

**કેળવણી અને બુદ્ધિના ક્ષેત્રોમાં પ્રગતિ માટેની સંસ્થાઓઃ**—૧૯૧૧ના વિપ્લવ પછી જાહેર મત રજુ કરવાના સાધન તરીકે વર્તમાનપત્રોએ પુષ્કળ ધ્યાન ખેંચ્યું. જાહેર પ્રશ્નો પર પ્રજામત દર્શાવવા માટે વર્તમાનપત્રોના મહત્વનું ભાન થતાં અનેક મહિલાઓ એ ધંધા તરફ વળી. સ્ત્રીકેળવણીની પ્રગતિ, સ્ત્રી-અધિકારોની હિમાયત, પ્રજાતંત્રને સહાય, મહિલાઓમાં રાજકીય જ્ઞાનનો ફેલાવો, અને રાજતંત્રમાં ભાગ લઈ શકે એ માટે આવશ્યક અસ્મિતાનું ભાન પેદા કરવાના ઉદ્દેશ સાથે વર્તમાનપત્રો, સામાયિકો અને પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યા.

**ઔદ્યોગિક અને અન્ય સંસ્થાઓઃ**—શંઘાઈ વીમેન્સ ઈન્ડસ્ટ્રીયલ કંપનીની સમસ્ત વ્યવસ્થા કેવળ સ્ત્રીઓ કરતી; એમાં સ્ત્રી નોકરોજ હતા. એનો હેતુ સ્ત્રીઓના ઉદ્યોગોના વિકાસાર્થે સ્વદેશી વસ્તુઓ બનાવવાનો હતો. નેન્કીંગમાં એક "મહિલાઓનું કળા-ઉદ્યોગ કારખાનું" અને "ચીની મહિલા બેન્ક"ની સ્થાપના માટે પણ તૈયારીઓ કરવામાં આવી હતી.

[ વધુ માટે આવતો અંક અવશ્ય જોવો ]

☆

## ઉષાદર્શન

એક દિ' વહેલી સ્હવારે હિમગિરીના શૃંગપર,
ઉભો હતો હું એકલો : ચોપાસ ફેરવતો નજર.
ઘેરી ગુહા આકાશની અન્ધાર ત્યાં સુતો હતો,
દૃષ્ટિ અફલ થાતી હતી દૂરે નજર પહોંચાડતાં !

પહાડો અને ખીણો તણું અંતર ડુબે અંધારમાં,
ને કરુણ માનવતા તણાં ઝરણાં સુણાવે સંગીતોઃ
અનિલ પણ સુતો હતો ના પાંદડું પણ ફરકતું,
એવી અનુપમ શાંતિમાં અન્તરશ્રુતિ જાગૃત થઈઃ

ક્ષણવારમાં અન્ધારનો પડદો તહીં ઊંચો થયો,
સંધિસમય પામ્યો ઉદય ત્યાં દૃષ્ટ ને અદૃષ્ટનોઃ
ક્ષણવારમાં વાદળતણા થર ત્યાં વિખેરાઈ ગયા,
સૌંદર્યમય પ્રગટી ઉષા-તપ તેજભર કો યોગિની.

રંગેલ સાળુ ગેરૂથી ભગવો ઝડપથી વિસ્તરે,
એનો; અને પ્રતિભા ભરી મૂર્તિ અનેરી શોભતી !
મનહર ઉષાના તેજથી પહાડો તરુ જાગી ઊઠયાં,
ને પંખી પણ જાગૃત થઈ લાગ્યાં પ્રભુને પ્રાર્થવા !

લાગ્યો વહેવા મન્દ મન્દ સમીર પામી ચેતના,
સોના કૂંચીથી ઉષા ઉઘાડે આમ દ્વારો પૂર્વનાંઃ
પણ આગમન આદિત્યનું થાતાં ઉષા શરમાઈને,
વીજળી તણા ચમકારથી પળવારમાં ઊડી ગઈ !

જનાર્દન પ્રભાસ્કર

## ..... ૭. જ્ટરાન મા. શ્રી મોહનલાલ દેસાઈના પત્નીનો તેમના પિતાજી ઉપરનો અંતિમ પત્ર.

પુ. પિતાશ્રી,

તમો જરા પણ રડશો નહિ. ઈશ્વરે નસીબમાં જે લખેલું તેજ બન્યું છે. પ્રભુ અમને જાણે છે અને તેજ અમને ત્યાં સુખ આપશે. એમણે (મોહનલાલે) મને ના પાડી હતી પણ મારે તો એમની સાથે જ જવુ છે.

એમના જેવો પ્રેમાળ ધણી બીજે કોઈ ઠેકાણે મળશે નહિ. મરવાનું તો મોડુવહેલુ હતું જ, જે બન્યું તે ઉપર વધારે વિચાર કરશો નહિ. પ્રભુનું એ જ ધારેલું હતું.

× × ×

મારી ઉષાને સંભાળશો. હું હતી તેવી જ રાખશો અને સારી જગાએ પરણાવશો અને સુખી કરશો.

હવે તમે જ એના માતા-પિતા છો. અમે તો બિચારીને સુખી ન કરી શક્યાં પણ તમે હવે સુખ આપશો.

મારૂં તો માગતું તમારી પાસે હતું તે તમોએ પૂરું કર્યું છે તેથી હું તો હવે જાઉં છું. પણ એનું માગતું હજી તમારી પાસે હશે તે તમારી પાસે લેવા રહી છે, માટે મને જેટલા લાડથી ઉછેરી અને સારી જગાએ પરણાવી તેમ તેને પણ ઉછેરી પરણાવી સુખી કરશો જેથી અમારા આત્માને પણ શાંતિ થાય.

× × ×

તમે મારા કરતાં વધારે સમજવાળા છો એટલે વધુ લખતી નથી. તેવી જ રીતે મારી બેબીને સારી જગાએ પરણાવી ગુલાબદાની ઉપર નામ પડાવી એ જ્યારે પરણે ત્યારે ભેટ આપજો.

બેબી બહુ જ યાદ આવે છે અને મારી ઉષાને ઉછેરવામાં મારા કરતાં એ વધારે ચોક્કસ છે અને હજુ રહેશે. મેં તો ઉષાને કંઈ જ કર્યું નથી, પણ મારી બબુએ ઉષાને લાડ લડાવ્યાં અને હજુ લડાવશે.

× × ×

બબુ તો મોટીબેનને જરા પણ ભૂલશે નહિ. આટલી નાદાન છે પણ મારા ઉપર તો તેને બહુ જ પ્રેમ છે. છેલ્લું છેલ્લું હું મરોલીથી આવી ત્યારે રહી કે તરત જ એને બહુ જ ગમતું લુગડું તરત આપ્યું એટલો બધો પ્રેમ છે.

તે બહુ જ યાદ આવે છે. મારી બબુ, ઉષાને જરા રડવા દેશો નહિ.

મોડું વહેલું દરેકને પ્રભુના દરબારમાં જવાનું છે. મારા ભાઈને મારા પ્રત્યે બહુ જ લાગણી હતી પણ તેને આ સાંભળી ઘણું જ લાગશે અને દુઃખ થશે. એને જરાપણ રડવા દેશો નહિ

× × ×

મારા આફ્રિકાવાળા ભાઈઓને કાગળ લખશો તે સુખી થાય એવું હું ઇચ્છું છુ અને જરાપણ આ બાબતની ચિંતા કરવાનું લખશો નહિ. માસીબાએ મારા માટે બહુ જ દુઃખ દીધું જે તેને જરા લાગશે તો ખરૂં. તે સુખી થાય.

એટલુ હું માગું છું મારા કપડાં અને જણસ પેટીમાંથી લઈ જશો કાકીને બોલાવશો. સવીતા બુને આશીષ. બધા સગાંઓને છેલ્લા પ્રણામ. અમારા ગયા પછી, રડવાનો રીવાજ માંડી વાળશો.

(નનાદીલ પોકારમાંથી) તમારી પુત્રી નિર્મળા

# કસુવાવડ—ગર્ભપાત ( ABORTION ).

લેખનઃ—ડૉ. રવિશંકર દયાળજી ઉપાધ્યાય, એલ. એ. એગે.

આપણા હિંદુસ્તાનમાં દરેક જ્ઞાતિઓમાં કસુવાવડથી દરવર્ષે હજારો જીવોની હત્યા થાય છે. તેમાં પણ અત્યારના સુધરેલા જમાનામાં કસુવાવડનો ચાલ વધી ગયેલ છે. જે સ્ત્રીઓને ઘણા છોકરા થયા હોય છે. તેમને પૂછીશું તો આપણને જરુર માલમ પડશે કે તેઓની જિંદગીમાં એકથી બે વાર તો કસુવાવડ જરુર થઈ હશે. આ ઉપરથી એટલું તો જરુર કબુલ રાખવું પડશે કે દરેક જુવાન સ્ત્રીને ગર્ભ રહે ત્યારે કઈ રીતે વર્તવું અને ક્યાં ક્યાં કારણોથી અને પોતાની અજ્ઞાનતાથી કસુવાવડ થાય છે તે જાણવાની ખાસ આવશ્યકતા છે. વળી તેમને ભુલી જવાનું નથી કે એક કસુવાવડથી તેઓની પાછલી જિંદગી પર્યંત દરદ અને દુઃખ ભોગવતાં થવાનો સંભવ રહે છે, અને સાથે એટલું પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે એક બે વાર ગર્ભપાત થવાથી નિયમિત રીતે થવાની ટેવ પડી જાય છે. આ ઉપરથી દરેક સ્ત્રીએ નક્કી કરવું જોઈએ કે કસુવાવડ થવાના જે કારણો છે તે જાણ્યા પછી જે જે કારણો ઉપર પોતે કાબુ ધરાવી શકે અથવા પોતે બનતી કોશીષે દુર કરી શકે તે સર્વે કારણો પુરેપુરી સાવચેતી રાખીને દૂર કરવા હંમેશાં કોશીષ કરવી ઘટે છે. પણી બ્હેનો આ બાબતને સાધારણ માની કંઈ પરવા રાખતી નથી, પણ તેમણે જાણવું જોઈએ કે, આ બાબત તરફ બેદરકારી રાખવાથી મોટામાં મોટું જિંદગીનું જોખમ સમાયલું છે.



હવે ગર્ભપાત કે કસુવાવડ એટલે શું?

સ્ત્રીને ગર્ભ રહ્યા પછી ચોથા મહીનાથી સાતમાં માસની અંદર કોઈ પણ કારણ સર ગર્ભ પડી જાય તેને ગર્ભપાત કહી શકાય. સાતમા માસથી દશમાં માસની અંદર મરેલું બાળક આવે તેને કસુવાવડ (પ્રીમેચ્યોર લેબર) કહેવાય. કસુવાવડ ઘણુંકરીને અટકાવ બંધ થવા આવે તે ઉમ્મરે ( એટલે કે ૪૪ થી ૪૫ વર્ષની ઉંમરે) થાય છે. છતાં પણ નીચે જણાવેલા સંજોગોમાં ઘણી નાની ઉમ્મરે પણ કસુવાવડ થાય છે.

કસુવાવડ કે ગર્ભપાતના પૂર્વ કારણો અને ઉત્તેજક કારણોઃ—

ગર્ભાશયની રસત્વચાનો વરમ કસુવાવડનું આદિ કારણ છે. ગર્ભાશયની સ્થાનચ્યુતિ, ગર્ભાશયનુ પાછલ ફરી જવુ, ગુરદાનો વરમ અને ઉપદંશ એ કારણોથી આવો વરમ થાય છે.

ઘણી વખત આદિ કારણ ન હોય પણ ઉત્તેજક કારણથી ગર્ભપાત થઈ જાય છે. તેમાં પણ મુખ્ય કારણો નીચે મુજબ છે.

(૧) આઘાતઃ—કોઈ પણ વાતથી મનને અતિશય સખ્ત ધક્કો લાગે છે, એકાએક કંઈ બ્હીક લાગવાથી અથવા એકદમ કંઈ આફત કે દિલગીરીનું કારણ આવી પડવાથી.

(૨) અતિશય શ્રમઃ-કંઈ ભારે વજનની ચીજો ઉંચકવાથી, અતિશય લાંબુ પગે ચાલીને જવાથી, ઘોડા ઉપર કે ગાડીમાં બેસીને લાંબી મુસાફરી કરવાથી, પડી જવાથી, પેટને ઈજા થવાથી અથવા પેટ ઉપર ધક્કો લાગવાથી, જગ્યા, જેવી કે અભેરાઇ ઉપર મૂકેલી ચીજ પગના અંગુઠા ઉપર ઉભા રહીને લેવા જતા આવું પરિણામ આવે છે.

(૩) માનસિક ઉશ્કેરણીઃ-ગર્ભવાળી સ્ત્રી વારંવાર સીનેમા, મેળાવડા, નગ્ન ચિત્રો જોવે તો, અથવા પ્રેમની લાગણી ભરેલા પુસ્તકો વાંચવાથી, બહુ જ એશઆરામ અને વિષયવાસના વાળુ જીવન ગાળવાવાળીને પણ કસુવાવડ થાય છે.

(૪) એકદમ લાગુ પડતો સખત તાવ પણ મુખ્ય કારણ છે. શીતળા, ઓરી, સમીટંટ, વિ. ફાટી નીકળતા તાવો (એપીડેમીક ડીઝીઝ) કસુવાવડ કે ગર્ભપાત કરાવે છે.

(૫) ભારે જુલાબ:-ગર્ભવંતી સ્ત્રીને ભારે (કડક) જુલાબ આપવાથી ગર્ભને નુકશાન પહોંચે છે અને ગર્ભપાત થાય છે.

(૬) ગરમ દવાઓ જેવી કે કારબોલિક એસીડ, સેવીન, અર્ગટ, કેન્થારેડીન જેવી વિલાયતિ દવાઓ તથા ચિત્રકનાં મુળ, ગાજરના બી, વછનાગ વગેરે ઝેરી દવાઓ ઘણા ડૉકટરો અને વૈદો અજ્ઞાન સ્ત્રીઓને પોતાના સ્વાર્થ અને વિષયવાસનાને તૃપ્ત કરવા માટે આપે છે. આથી ગર્ભસ્થાનના અવયવોનો વરમ (સોજો) થઈ આવવાથી કસુવાવડ કે ગર્ભપાત થાય છે. ઘણી વાર દવાનો ઉપયોગ કરવા છતાં તાતકાલિક અસર ન થવાથી સ્ત્રી અને બાળક બંન્નેની જિંદગી જોખમમાં આવી પડે છે. માટે આ સુધરેલા જમાનામાં (બર્થકન્ટ્રોલ Brith controi) જેવી દવાઓની જાહેર ખબરોથી લોભાઇ જઈને સ્ત્રીઓની જિંદગી ખરાબ કરવી નહિ

(૭) અતિશય વમનઃ-ગર્ભકાળની શરુઆતમાં વારે ઘડી થતી ઉલટીથી પણ કસુવાવડ થવા સંભવ છે માટે ગર્ભવંતી સ્ત્રીને ઉલટી વિશેષ હોય અથવા જણાય તો તુર્ત ડોક્ટરની સલાહ લઈને ઉલટી બંધ કરાવવા પુરની કોશીષ કરવી.

(૮) શરીરની તંદુરસ્તીઃ-ઘણી સ્ત્રીઓનો પહેલેથી જ નબળો બાંધો હોય છે. આથી ગર્ભસ્થાનનાં અવયવો સંપૂર્ણ ખીલી શકયા હોતા નથી તેથી ગર્ભને પુરેપુરુ પોષણ મળતું નથી કસુવાવડ થઈ જાય છે. આ સિવાય શરીરમા કોઇ પણ જાતનું ચેપી દરદ જેવાં કે ચાંદી, પરમો. વિસ્ફોટક વગેરે થવાથી પણ ગર્ભપાત થાય છે.

(૯) પેટના કૃમિઃ-ઘણી વાર સ્ત્રીને અતિશય મીઠા પદાર્થ ખાવાથી પેટમાં ચરમીયા (કૃમિ) થાય છે. અને આનો આકાર ઝીણા

દોરા જેવો હોય છે તેથી તેને અંગ્રેજીમાં (ક્રડ-વર્મ) (Tuved worm) કહે છે. આ કૃમિ ગુદા વાટે બહાર આવી યોની માર્ગમાં દાખલ થઈ જાય છે. અને યોનીમાં એક જાતની ચળ-વળ પેદા કરે છે. તેથી જ્ઞાન તંતુઓ ઉપર અસર થવાથી ગર્ભપાત થાય છે. એ જ પ્રમાણે અતિશય કબજીયાતથી પણ જ્ઞાનતંતુઓ વિકૃત થાય છે અને કસુવાવડ થાય છે.

(૧૦) દાંતના દર્દથી પણ ઘણી વાર ગર્ભ-પાત થાય છે માટે ગર્ભકાળમાં દાંતની પુરેપુરી સંભાળ લેવી.

આ બધા કારણો ઉપરથી જણાશે કે આમાના ઘણા ખરા કારણો પુરેપુરી સાવ-ચેતી રાખવાથી સહેલાઈથી દુર કરી શકાય છે.

કસુવાવડ અને ગર્ભપાતનાં લક્ષણો:— પ્રથમ રક્તશ્રાવ થાય છે. તેમાં થોડુ લોહી દેખાય છે. ને પાછું બંધ પડી જાય છે. આ પ્રમાણે લાંબો વખત ચાલે છે, અને ગર્ભાશય સંકોચ પામવા માંડે છે. અને વેદના શરૂ થાય છે. અને ... વેદના વધતી જાય છે અને છેવટે ગર્ભ- ... કે કસુવાવડ થઈ જાય છે. જો ગર્ભવંતી સ્ત્રીને અતિશય નબળાઈ લાગી હોય પગ કળી પડતા માલમ પડે, જીવ ઘણો બેચેન રહે, થાપા, કમ્મર અને જાંગમાં કળતર થયા કરે, પેટમાં આંકડી આવ્યા કરે તો તેણે સાવચેતી રહીને ડોક્ટરની સલાહ તુર્ત લેવી જોઈએ નહિતર કસુ-વાવડ થાય છે. વાન નરમ અને ન્હાના થતા જાય, પેટમાં ઠંડક અને ભાર લાગ્યા કરે, દુધ સુકાઈ જાય, પેટ દિવસે દિવસે વધતું જાય, છોકરૂં ફરકતું બંધ પડે. સ્ત્રીને સુતા, ઊઠતા અને બેસતા પેટમાં જાણે એક ભારે ગોળો એક બાજુ ઢળી પડતો લાગે અને યોનીમાંથી દુર્ગંધ મારતી રસી જણાય તો પેટમાં છોકરૂં મરી ગયું છે, અને ગર્ભાશયની સાથેનો સબંધ તદ્દન તુટી ગયો છે. એમ સમજવું.



સારવાર:—કસુવાવડની સારવારને ત્રણ ભાગમાં વ્હેંચી શકાય છે.

(૧) કસુવાવડ થતા પહેલા તેના યોગ્ય પગલા લેવા અને ઉપર જણાવેલા કારણોને દુર કરવા પ્રયત્ન કરવો. (૨) કસુવાવડ થઈ ગયા પછી કરવાની સારવાર (૩) વારંવાર થતી કસુવાવડને અટકાવવા માટે લેવાતી માવજત.

ઉપર જણાવેલા કારણોમાંથી આપણાથી બની શકે તેટલા કારણો બ્હેલામાં બ્હેલી તકે દુર કરવા પ્રયત્ન કરવા તે સિવાય ગર્ભવંતી સ્ત્રીને બિછાના ઉપર સુઈને સંપૂર્ણ આરામ લેવા માટે કહેવું. દવાદારૂ કરતા પણ આરામની ખાસ આવશ્યકતા છે, એ જ પ્રમાણે ખોરાકમાં પણ બધો ખોરાક (પ્રવાહી તથા નક્કર) ઠંડો આપવો. જે ઓરડામાં સુવારવામાં આવે તે ઓરડામાં હવા તથા ઉજાસ પુરેપુરા પ્રમાણમાં આવવા દેવો, ખોરાક હલકો અને પુષ્ટિકારક આપવો. કોઈ પણ જાતનો દારુ કે ગરમ વસ્તુ આપવી નહિ.

(૨) આપણામાં ઘણી સ્ત્રીઓ ગર્ભકાળમાં બહુ જ બેદરકાર રહે છે. અને આથી કસુવા-વડ થઈ જાય છે. વળી કસુવાવડને કંઇ લેખમાં

ર ગણતી નથી. અને તેની યોગ્ય સારવાર રતી નથી. પણ વર્ષો પછી તેમને પુષ્કળ ઃખ અને દરદ વેઠવું પડે છે, અને ત્યારે ર તેમની આંખ ઉઘડે છે અને પોતાની ભુલ સમજાય છે. કસુવાવડ થયા પછી તે રફ બેદરકાર ન રહેતા પ્રસુતિના જેટલી જ ાાવજત કરવાની ખાસ આવશ્યકતા છે. તે ાટે કસુવાવડ થયેલ સ્ત્રીને સંપૂર્ણ આરામ લેવો જરુરનો છે, તે પણ ઓછામાં ઓછા ૧૫ દિવસ આરામ લેવો જોઇએ. ખોરાકમાં ણ હલકો અને જલદી પચી જાય તેવો ખોરાક લેવો.

(૩) જે સ્ત્રીને વારંવાર કસુવાવડ થઈ જતી હોય અને તેનું કારણ અશક્ત પણું હોય તો તેવી સ્ત્રીને શક્તિ વધે એવો ઇલાજ કરવો જોઇએ, એને માટે સર્વથી સરસ ઇલાજ હવાફેર કરવાનો છે, અને તે માટે ગ્રામ્ય જીવન પસંદ કરવું અથવા દરિયાકિનારે જવું. હવાફેર સાથે દવાનો પણ ઉપયોગ કરવામાં આવે તો જલદી આરામ થાય છે, અને તે માટે શક્તિની વા તરીખે ક્વીનન અને લોહ જે દવામાં ધારે હોય તેવી દવાનો ઉપયોગ કરવો. જેવી કે ફેરીઝ સીરપ, ઇસ્ટરન સીરપ વિગેરે ખોરાકમાં દુધ, માખણ વાળો પૌષ્ટિક અને હલકો ખોરાક લેવો.

રહેવાની જગ્યા તદ્દન ખુલ્લી તથા હવાની આવજાવ વાળી ઉજાસ વાળી પસંદ કરવી. વધારેમાં વધારે સાત કલાક નિંદ્રા લેવી. સવારે વ્હેલા ઉઠી કસરત પોતાની પ્રકૃતિને માફક આવે તેવી કરવી. કસરત ન કરી શકાય તો લાંબુ ચાલવું. પણ શરીરને હલણ ચલણની ક્રિયા ચાલુ રાખવી. હંમેશા પેટ સાફ રાખવું હમેશા પોતાને માફક આવે તેવા સાધારણ ઉષ્ણ પાણીથી સ્નાન કરવું. જેથી શરીર હલકુ રહે અને શરીરમાં સ્ફુર્તિ રહે, હવાફેર દરમ્યાન સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું, એટલે કે પોતાના પતિથી દૂર રહેવું.

આ સિવાય ગર્ભ ન રહ્યો હોય તો જે વેળાએ અટકાવ આવે તે સમય દરમિયાન તો ઘણી જ સંભાળ અને સાવચેતી લેવાની જરુર છે. આ સમય દરમિયાન કસુવાવડ થવાનો સંભવ ઘણો વધારે હોય છે, માટે ખાવા પીવામાં તથા આહાર વિહારમાં પુરેપુરી સંભાળ રાખવી.

## પ્રણય-ઘેલી

(પ્રતિ કાવ્ય)

લેખિકાઃ-શ્રીમતી કાદમ્બરી વૈકુંઠલાલ દેસાઇ

ઉભી'તી હું આંગણા સમીપ,
વ્હાલમની વાટ જોતી.
સમી સાંજે દૂર મીટ માંડતી,
વ્હાલમની વાટ જોતી.
હૈયા સુની ને એકલી અટૂલી,
વ્હાલમની વાટ જોતી.
અંતરે આગમનની ઘડીઓ રે ગણતી,
વ્હાલમની વાટ જોતી.
દૂર દૂર ટાવરના ડંકા રે સુણતી,
વ્હાલમની વાટ જોતી.
રે આવતા નીરખ્યાં મુજ કાંત
ઊર્મિઓ અંગે ઊભરાતી.
શરમાતી ચાલી ગૃહે એકાંત,
વ્હાલમની વાટ જોતી.

ઇતિ

# વિવિધ વાનીઓ

આમ્રપાક—કેરીનો રસ (પાકી) ૧ શેર, સાકર ૦ાા, કેશર, એલચી પ્રમાણુસર કેરીનાં રસને અનેક રીતે ઉપયોગી બનાવી શકાય છે. પેણીમાં ૦ાા શેર ઘી નાંખી, સગડી પર મુકવું દેવતા સાધારણ રાખવો, અને પિત્તળની ઝારી કે તવેતાથી ( કલાઈવાળા ) હલાવતા રહેવું, જ્યારે માવાના જેવું બની જાય, ત્યારે ખાંડ નાંખી હલાવ્યાં કરવું, અને હલવા જેવું થાય, પછી કેશર વિગેરે મસાલા નાંખી દેવા, અને થાળીને ઘી લગાડી, પાથરી દેવું અને ઉપર ચારોળી, બદામ અને પિસ્તાંની ચીરી ભભરાવવી, બીજે દિવસે કટકા પાડવા, જે ઘણા સ્વાદિષ્ટ લાગે છે.

કેરીના રસના પુડા—કેરીના રસને, થાળીમાં ઘી લગાડી પાથરી તડકે મુકવું. જે મુજબ પાતળા કરવાં હોય, તેમ પાથરવા, મીઠું, મરચાં, હીંગ, નાંખીને હલાવી પાથરવું, બરાબર સુકાય, પછી તેલમાં તળી ખાવામાં લેવું.

રસગુલાબ—૧ શેર દુધ, ૦ાા શેર ખાંડ ૦)॥ માવો, એલચી.

શેર દુધને અડધું ગરમ થાય, પછી છાશ, અથવા ૦ાા લીંબુ નીચોવી ખુબ ગરમ કરી હલાવ્યાં કરવું, પછી નીચે ઉતારી એક કપડામાં બાંધી લટકાવી રાખી ૧ કલાક રાખી પાણી નીતરી જાય પછી, રહેલા માવાને ખુબ મસળી, માવો ગોળ ભેળી લુવા કરવા (એલચી જાડી ખાંડી મેળવવી) અને ૧ તારી ચાસણીમાં ગોળ લુવા નાંખતા જવું, ચાસણી સગડી પર જ રાખવી, ને વેનીલાનું એસન્સ નાંખવું. દોડળીની માફક ઉકળશે તેમ ઉપર આવશે, પછી નીચે ઉતારી ખાવામાં લેવું.

વિમળાબહેન મુ૦ દવે.



# ભયંકર મોંઘારત

લેખક : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ.

હિંદભરમાં ભયંકર મોંઘારત ચાલે છે. જગતના મહાયુદ્ધને લીધે આ સ્થિતિ ઉભી થઈ છે, વસ્તુઓના ભાવો કૂદકે અને ભૂસ્કે વધ્યાં જાયછે. જિંદગીની જરૂરિયાતની વસ્તુઓ અત્યંત મોંઘી થતી જાય છે, હિન્દી સરકારના અર્થશાસ્ત્રિય સલાહકાર મી. ગ્રેગરીએ જે ભાવ ટકાવારી તૈયાર કરી હતી તે ૧૯૪૨ ના ઑગસ્ટમાં ૧૦૦ થી વધીને ૧૬૦ જેટલી થઈ હતી. તે પછી તો મોંઘારત અતિ વધી પડી છે. વસ્તુઓના ભાવો અત્યંત વધી ગયા છે. અનાજ ખોરાકીના પદાર્થો, રસકસ અને પહેરવાના વસ્ત્રો એ સર્વે ખૂબ મોંઘા થઈ ગયા છે. અનાજના ભાવો બેથી ત્રણ ગણા થયા છે. દૂધ, ઘીના ભાવો પણ ૨।। ગણાં થયાં છે. કપડાના ભાવો પણ ત્રણ ગણા વધ્યાં છે; ભાડાં વધ્યાં છે. તેલના, સોનું, ચાંદી, ધાતુઓના વાસણો, માટીના વાસણો, લાકડું, લોઢું એ સર્વેના ભાવો ઘણાં વધી ગયાં છે.

જિંદગીની જરૂરીયાતની સર્વે વસ્તુઓના ભાવો અત્યંત વધી ગયા છે. હમણાં ટકાવારીની કોઈ સપ્રમાણ આંકણી બહાર પડી નથી પરંતુ તે ૧૦૦ ટકાના ૨૨૫ થી ૨૫૦ સુધી જરૂર પહોંચી હશે એમ મારું અનુમાન છે. અમુક વસ્તુઓમાં તો આપણે ખૂબ મોટા ભાવો આપવા પડે છે. આથી વેપારની દરેક વસ્તુઓના ભાવોમાં એક સામટો ચાલુ વધારો સાર્વત્રિક

થયો છે. થોડી વસ્તુઓ જો કે એવી છે કે એમના ભાવો અછતને લીધે વધ્યાં છે કેટલીક વસ્તુઓ પરદેશોથી આયાત કરાતી હતી તે તો એટલી મોંઘી થઈ પડી છે કે તેનું નામ પણ લેવાય નહિ. હિન્દમાં નહિ બનતા પદાર્થો જેવાં કે રસાયનના પદાર્થો પોલાદના પદાર્થો, યંત્રો, કાચના પદાર્થો, રંગો, ઘડીયાળો વિગેરેના ભાવો તો ઘણાં જ વધી ગયાં છે. કોઈના પાંચ ગણા કોઈ કોઈના દશગણા ભાવો વધી ગયા છે.

અનાજની અછત પણ અત્યંત મોટા પ્રમાણમાં દેખાય છે. મુંબઈ, કલકત્તા જેવાં મોટાં શહેરો અનાજની બાબતમાં પરાધીન છે. એમની વિશાળ વસતિને ખાદ્ય ખોરાકી સર્વે દુરદુરના પ્રાંતોમાંથી ખેંચાઈને પુરી પડે છે મુંબઈને સિંધ અને પંજાબ ઘઉં પુરાં પાડે છે. બરમા મુખ્યત્વે ચોખા પુરા પાડતું હતું ચણા પણ પંજાબ અને સંયુક્ત પ્રાંતોથી મુખ્યત્વે આયાત કરાય છે. ઘી પણ અનેક પ્રાંતોથી આવે છે. આથી આ યુદ્ધના સમયમાં રેલ્વેનો વ્યવહાર સંકુચિત હોવાથી મુંબઈને પુરા અનાજ અને ઔશકીના પદાર્થો મળતા નથી કયારેક તો અછતના પાંચ છ ગણા કે તેથી પણ વધારે ભાવો આપવા પડે છે બ્રહ્મદેશમાંથી મોટી રકમ ચોખા ગરીબોને માટે આયાત કરાતા હતા તે બંધ થયા છે. યુદ્ધને લીધે વાહનવ્યવહાર અવ્યવસ્થિત થયો છે. આથી મોટા શહેરોને પહોંચાડવી ભોજન-સામગ્રીનો નિયમિત પ્રવાહ ખૂબ અનિયમિત બન્યો છે

આપણા કુટુંબોનો ખર્ચો બેવડાયો છે. પેદાશ બેવડાઈ નથી. આપણા અર્થશાસ્ત્રનો મુખ્ય વિભાગ મધ્યમ વર્ગ છે એ મધ્યમ વર્ગને બાંધેલા પગારો મળે છે. કયંક કયાક મોંઘારતના ભથ્થાં શરુ થયાં છે. પરંતુ તે ઘણાં જ ઓછાં છે. પરિણામે આપણો મધ્યમ વર્ગ અને કારીગર વર્ગ ઘણો દુઃખી છે. ઘરમાં જે કાંઈ કસ હતો તે ચવાતો જાય છે. ખર્ચ બેવ-

પો છે. ભાડાં વધ્યાં છે. છતાં પેદાસમાં ગણવા જોગ વધારો થયો નથી, ખેડુતોને અનાજની કિંમત ઘણી સારી આવે છે. પરંતુ જેટલા પ્રમાણમાં જિંદગીનો ખર્ચો વધ્યો છે એટલા પ્રમાણમાં એમની પેદાશ વધી નથી. મધ્યમ વર્ગના પાંચ વ્યક્તિઓનાં બનેલા ગુજરાતી કુટુંબનો ખર્ચો કરાચીમાં નીચે પ્રમાણે છે. જેની માસિક પેદાસ ૫૦ રૂપિયાની છે.

| ખર્ચ | યુદ્ધ પહેલાંનો રૂપિયા | હમણાંનો રૂપિયા |
| --- | --- | --- |
| ઓરડીનું ભાડું | ૭ાા | ૧૦ |
| પાંચ જણને માટે અનાજ મણ (૧ા) તથા કોલસા બળતણ મળી | ૯ | ૧૬ |
| દૂધ, ખાંડ, ચહા માટે (૦ાા શેર દૂધ, ખાંડ,ચહા) | ૪ | ૭ |
| વીજળીનું બીલ (બત્તી) | ૧ | ૧ |
| ઘી, તેલ, | ૪ | ૭ |
| કપડાં, ટોપીઓ | ૫ાા | ૧૨ |
| ચમરખા, ચંપલો | ૧ાા | ૩ |
| છોકરા-છોકરીનો સ્કુલ ખર્ચો | ૪ | ૬ |
| શાકભાજી | ૩ | ૫ |
| મીઠું મસાલો | ૧ાા | ૨ |
| વાસણો કલઈ | ૧ | ૨ |
| પરચુરણ સોપારી વિગેરે | ૨ | ૪ |
| | ૪૪ | ૭૫ |

મેં આવાં વીશેક ઘરોનાં બજેટો મેળવી જોયાં. કોઈ બજેટ પુરું થતું જ નથી. ઘરમાંથી થોડું ઘણું સોનું હોય તે ધીમે ઓગળી જાય છે. આ લોકોને દૂધ તો કયારેય મળતું નથી. ઘી વનસ્પતિનું ખાય છે. તેના ભાવો પણ વધી ગયાં છે. યુદ્ધ પહેલા દરમાસે પાંચ-૭ રૂપિયા વધારો થતો હતો. તેથી બે ત્રણ વરસે દેશ પણ જઈ શકાતું હતું. હવે તે થઈ શકતું નથી. દવાદારૂનો ખર્ચો પણ કયારેક થઈ શકતો હતો. તે પણ થઈ શકતો નથી. ચારે તરફથી મોંઘારતનો દૈત્ય એમને ભયંકર રીતે પીડે છે, કયારેક સીનેમા, હોટલનો લ્હાવો લેવાતો તે પણ બંધ થઈ ગયો છે વૃદ્ધ માબાપને દેશમાં કોઈ મોકલતું નથી. વિવાહાદિ સાંસારિક ખર્ચા પણ થઈ શકતા નથી. સામાજિક ખર્ચા પણ થઇ શકતા નથી.

અમારી થોડે દૂર મજૂરોના ઝુંપડાઓ છે. તેમાં તપાસ કર્યા સિવાય પણ મોંઘારત સંપૂર્ણપણે નડવાની બૂમ છે. મજૂર દરરોજ

રૂ. ૧ એક લાવે છે. તેની સ્ત્રી રૂ. ૦ાા લાવે તે. દરમાસમાં એમની કમાઈ ૪૦ રૂપિયા છે. એક મહિનામાં છવ્વીસ દિવસ કામ મળે છે. મારીક ખર્ચાના બે પાસા કેમ પુરાં કરવાનો સવાલ એમને ભારે મુંઝવે છે. કપડાં ફાટી ગયાં છે. સાંધા કરી પહેરે છે. કપડાની કિંમત ત્રેવડી થઈ ગઈ છે. સ્ટેન્ડર્ડ ક્લૉથ એમને મળતું નથી એમના બજેટો જોયા તો દરમાસે બહુ જ કરકસરથી પણ ૧૦ રૂપિયા લગભગ તુટે છે. ૭ સાત બજેટો તપાસી જોયા છે. એઓને બાળકોના શિક્ષણનો ખર્ચ નથી, ઘી કે દુધ બીલકુલ વાપરતા નથી. પગમા કાટારળા પહેરતાં નથી તમાકુ પીએ છે. અગાઉ સીનેમા અને હૉટલોની ચહાની ક્યારેક ક્યારેક મોજ કરાતી પણ હમણા તે બની શકતું નથી

આપણા ગુજરાતીઓમાં મોટો ભાગ નોકરીઆત•વર્ગનો છે. કરાચીમાં આસરે ૧ લાખ ગુજરાતીઓ છે. તેમા ૪૫૮ વેપારી, ૪૫૦૦ દુકાનદારો, ૨૫ ઉદ્યોગપતિઓ અનુમાને છે. ૩૫૦૦૦ મધ્યમ વર્ગના કારકુનો, કારીગરો અને-કસબીઓ આસરે છે ૬૦ હજાર જેટલા મજુર અને મહેનતુ વર્ગના છે, આમા પહેલા વર્ગના અતિ ધનવાન વર્ગના વેપારીઓની પેદાશ તો મોટા ભાગે કરો તરીકે સરકારનું ઇન્કમટેક્ષ ખાતું લઈ જશે મધ્યમવર્ગના રૂ ૧૫૦ થી રૂ ૩૦૦ ની માસિક પેદાશવાળાને ખર્ચ વધ્યું છે. પરતુ તેઓને મોંઘવારી પાયમાલી ઉપર મુકતી નથી. પરતુ માસિક રૂ. ૧૦૦ થી નીચેની પેદાશવાળાઓને આભરૂભેર રહેવું છે. સામાજિક ખર્ચા કરવા છે તેમને માટે તો આ યુદ્ધસમય ભય કર છે. ૩૦ રૂપિયા અને ૫૦ રૂપિયા વચ્ચેની પેદાશવાળાને માટે તો આ સમય પાયમાલીનો છે યુદ્ધ ક્યારે પુરું થશે એમ સૌ પૂછે છે, પણ યુદ્ધનો અંત પાસે દેખાતો નથી. બે વરસે પુરું થાય તો પણ પરમાત્માની કૃપા સમજવી કરાંચીની કરાંચીની પેઠે બધાં હિંદના શહેરોની સ્થિતિ છે

યુદ્ધનો ઉપદ્રવ અહીં કરતાં યુરોપમાં વધારે છે. યુરોપના લગભગ ૨૫ દેશો જર્મનના કબજા નીચે છે. જર્મનીએ ભારે શાસ્ત્રીય યુક્તિઓ અને યોજનાઓથી પ્રજાના સર્વે ભાગોને સૈન્યોમાંથી બચેલ વસ્તુઓની વહેંચણી કરવાનો માર્ગ યોજ્યો છે, અંગ્રેજોએ પણ જે વસ્તુઓના ભાવો ૧૯૨૯ માં ૧૦૦ ટકા હતા તે સર્વે સખ્ત અંકુશો નીચે સુનિયમન કર્યું છે, અમેરિકનોએ પણ તેવું જ નિયમન કર્યું છે.

હિંદની વસતિ મોટી છે. ૩૯ કરોડની વિશાળ પ્રજા માટે ભાવનિયમન અતિ કઠીન છે એ વાત સ્વીકારવા જેવી છે. પરંતુ હિંદમાં આ ભાવનિયમન બહુજ શાસ્ત્રિય અને સુવ્યવસ્થિત રીતે દાખલ થયું નથી. હિંદમાં બનતા પદાર્થો તેમાં પણ ખોરાકી–પોશાકીના પદાર્થોની ભયંકર મોંઘવારી નિયમિત રીતે હળવી કરી શકાય છે. પ્રાંતિય સરકારોને બીજા પ્રાંતોને જે મોંઘા ભાવે અનાજ વેચીને મોટા નફો કરવા દેવામાં આવે છે તે અયોગ્ય ગણાશે. બ્રિટનથી આ બાબતમાં સલાહ આપનાર હિંદમાં આવ્યો છે.

હિંદની સરકાર અંગ્રેજ સરકારના માટે હિંદમાં મોટી રકમ માલ ખરીદ કરે છે. આ માલનાં નાણાં નવી નવી નોટો છાપીને હિંદના માલ વેચનારાઓને ચૂકવાય છે. આથી હિંદમાં યુદ્ધ પૂર્વે ૧૯૫ કરોડ રૂપિયાની ચલણી નોટોનો ફેલાવો હતો તે ફેલાવાનો ભયંકર ફુગાવો થઈને ૧૭ અબજ રૂપિયાથી પણ વધારે થયો છે. બ્રિટિસ સરકાર આના બદલામાં સોનું આપતી નથી. પણ માત્ર પાઉન્ડની ચલણી નોટો (સ્ટર્લીંગ) વિલાયતમાં આપે છે. વિલાયતમાં આ સ્ટર્લીંગનો જમાવ ઘણો થઇ ગયો છે. ફુગાવાથી હિંદમાં રૂપિયાની કિંમત અર્ધો રૂપિયો થઇ રહી છે. વસ્તુઓના ભાવો અસાધારણ ઊંચા થયા છે. રૂપિયાની ખરીદશક્તિ ઘટી જાય છે.

# સૌભાગ્યવતી સ્ત્રીઓના ધર્મ

લેખક: નાનાલાલ ટી વરડાંગર



નવોઢા, મધ્યા તથા પ્રૌઢા એવી સર્વ સૌભાગ્યવતી સ્ત્રીઓએ સમજવું જોઈએ કે આ શરીર પર પ્રથમ કુમારિકાસ્થિતિમાં શરીરને જન્મ આપનાર માતા-પિતાના મમત્વનો અધિકાર હોવાથી તેમના સ્વાધીનમાં રહેવાનુ હતું; તે તેમણે હવે તેજ આ શરીરને લગ્ન વેળાએ હસ્ત મેળાપ કરતાં જમણો હાથ લઈ પતિના જમણા હાથમાં મૂકી, કન્યાદાન કરી પોતાના મમત્વનો અધિકાર ઉતારી સગાંસંબંધી અને જ્ઞાતિ તથા અગ્નિ આદિદેવોની સાક્ષીએ પતિના સ્વામિત્વનો અધિકાર સિદ્ધ કરી આપ્યો છે. તેથી હવે માત-પિતાનો અધિકાર મટી પતિનો અધિકાર થયેલો છે. માટે મારે નિરંતર તેમના જ વશ થઈ રહેવું જોઈએ. મારું શરીર સ્વામીનું ને શરીર સાથે તેને પ્રેરનારૂં મારું મન પણ સ્વામીનું, તેમ જ તે શરીરના નિમિતથી પોતાને આવી મળેલાં વસ્ત્રાલંકાર અને ધન પણ મારા સ્વામીનાં છે એ હરવખત સ્મરણમાં રાખી તન, મન અને ધનથી તેઓ પોતાના પર નિરંતર પ્રસન્ન રહે એવું વર્તન રાખવું એ કુલીન વહુઓનું કર્તવ્ય છે. સ્ત્રીઓએ પરણ્યા પછી પિતાનું ઘર એ પર ઘર અને પતિનું ઘર એ જ પોતાનું ઘર જાણવું. પરણેલી સ્ત્રી જેવી પોતાના સાસરામાં રહીને શોભે છે તેવી તે ગુણના ભંડાર રૂપ હોય તોપણ પીયર કે મોસાળમાં રહેવાથી શોભતી નથી. સ્થાન ભ્રષ્ટ થયેલા રાજા, પ્રધાન કે કોઇ અધિકારી તથા બ્રાહ્મણ, મેષ, દંત. કેશ. (વાળ) ને નખ જેથી શોભતા નથી તેમ કુલીન સ્ત્રી પણ પતિના ઘરરૂપ સ્થાનથી ભ્રષ્ટ થઈને બાપ, ભાઈ કે મામાને ઘેર રહેવાથી શોભતી નથી, સહસ્ત્ર સદ્ગુણી હોય, પરંતુ પતિવિમુખતાનો (પતિથી અણબનાવનો) એક જ અવગુણ જો સ્ત્રીમાં હોય તો તેના બધા ગુણો પણ કેવળ દોષરૂપ મનાય છે. પરંતુ સ સ્ર દોષો હોય, ને પતિ સેવાનો માત્ર એક જ ગુણ જો તેનામાં હોય તો તે સહસ્ત્ર દોષોને ડાહ્યા માણસો ગુણરૂપ ગણે છે, માટે ક્યારે પણ પોતાના સ્વામી અસંતુષ્ટ થાય એવું આચરણ સ્ત્રીઓએ આચરવું નહિ. લગ્ન ક્રિયામાં સપ્તપદીના કર્મ સમયે વરકન્યા સામ સામી સાત પ્રતિજ્ઞાઓ કરે છે. તેમાં કન્યાની સાત પ્રતિજ્ઞાઓ આ નીચે આપી છેઃ-

કન્યા વરને કહે છેઃ-હે સ્વામી! મેં આ મોટું સૌભાગ્ય આપનાથી મેળવ્યું છે, (૧) માટે આપ જે રળી લાવશો તેમાં હું ઘરનો નિર્વાહ કરી સંતોષ માનીશ. (૨) તેથી જ હું આપની આજ્ઞા નિત્ય પાળીશ, (૩) તથા હું પવિત્ર થઈ, સારા શણગાર ધારણ કરી, મન વચન અને કર્મવડે આપની સાથે રહીશ (૪) દુઃખમાં ધીરજ રાખનારી ને સુખમા પ્રસન્ન થનારી હું આપના સુખદુઃખની ભાગિયણ છું, તેથી હું આપની આજ્ઞા વિના હું કોઈ સ્થળે જઈશ નહિ. (૫) સુખેથી હું આપના ઘરનાં બધા કામ કરીશ, સાસુ સસરાની સેવા ને બંધુઓનો સત્કાર કરીશ. અને જ્યાં આપ ત્યાં હું ને જ્યા હું ત્યાં આપ એવી આપની સાથે એકતાથી વર્તીશ. હું પ્રતિજ્ઞા ભંગ કરીને

આપને કદાપિ ઠગીશ નહિ, ને આપ પણ મને ઠગશો નહિ. (૬) હું હોમ યજ્ઞાદિના કામમાં નિત્ય આપને સહાય કરીશ, તથા ધર્મ, અર્થ અને કામ * સબંધી કાર્યોમાં આપના મનની ઇચ્છા પ્રમાણે વર્તીશ, (૭) આ મારી પ્રતિજ્ઞાઓના બ્રાહ્મણ, અગ્નિ, દેવ, મારા માતા-પિતા અને સબંધી વર્ગ એ સર્વ સાક્ષિરૂપ છે.

સૌભાગ્યવતી સ્ત્રીએ ઉપરની સાત પ્રતિજ્ઞા, વચનોનો નિત્ય પાઠ કરી, તેને સ્મરણમાં રાખી તે નિયમોનું સારી રીતે પાલન કરવું; પણ પ્રતિજ્ઞાભંગ થવાય એવું અયોગ્ય આચરણ સમજુ સ્ત્રીઓએ કદી પણ કરવું નહિ

પતિની પ્રસન્નતા માટે ઘર અને ઘરના સઘળાં સાહિત્યો સ્વચ્છ તથા સુશોભિત રાખવાં. ને સ્વામીના સાનિધ્યમાં પોતાનું શરીર પણ શણગારયુક્ત સુશોભિત રાખી આનંદમાં રહેવું;

* ધર્મ, અર્થ તથા કામ. આ માટે આ પેપરના ટાઈટલના ચોથે પાને ન.ખ. છે તે જુઓ.



રીસ, ક્રોધ કે ઉદાસીનતા પોતાના સ્વામીને બતાવવા નહિ.

સંસારમાં સ્ત્રીઓને સર્વ સુખના સ્થાનરૂપ તથા સર્વસ્વરૂપ પોતાનો સ્વામી છે, માટે તેમને તે પરમ પૂજ્ય છે. તે માટે જ સ્વામીના શરીરને પ્રકટાવનાર ઘણાં વાત્સલ્ય તથા પ્રેમ પૂર્વક પાલનપોષણ કરનાર, તેને ભવિષ્યના સુખ માટે વિદ્યા, વ્યવહાર અને ધર્મ જ્ઞાનમાં પ્રવીણ કરનાર, તથા ઘણાં કષ્ટે સંપાદન માન નાર, પુત્રના દુઃખે દુઃખી ને સુખે સુખી થનાર તથા તેને નિરંતર જોઈ પ્રેમાશ્રુ પાડનાર અને અહર્નિશ પોતાના પુત્રનું શુભ ચિંતન કરનાર કે જેના બદલામાં જોતાં આખા વિશ્વમાં કોઈ મળે નહિ એવા પોતાના સાસુ અને સસરા તેના તરફ અત્યંત પુજ્ય ભાવ રાખી, તેમને કદાપિ દુભવવા ન દેતાં પ્રસન્ન રાખીને તેમની સેવા કરવી, પતિના શરીર, ચાતુર્ય, વિદ્યા જ્ઞાન, ઘર અને ધનાદિ અલંકાર આદિથી જે જે સુખો સ્ત્રીઓને મળે છે. તેનો સઘળો પ્રતાપ વૃદ્ધોનો છે એમ માની કુલવાન માતાપિતાની પુત્રીઓએ નિર્મળભાવે સાસુ સસરાની યોગ્ય સેવા કરવા ચૂકવું નહિ. કદાપિ તેઓ તામસી જાડી બુદ્ધિના, અણસમજુ, ચીડીયાં સ્વભાવના, અદેખા, જુના વિચારના, ગ્રામ્ય આચારવિચાર તથા વર્તનવાળા ને વઢકણા હોય, તથાપિ ચતુર સ્ત્રીઓએ તે વૃદ્ધોના દોષો ન જોતાં પોતાના શાણપણથી, વિવેકથી તથા બુદ્ધિ ચાતુર્યથી તેમને વશ કરી આ પ્રથમ તેમના સ્વભાવને મળતાં રહી, તેમની પ્રીતિ મેળવી લેવી, કે જેથી તેઓ પોતાને વિરુદ્ધ જણાય નહિ. ચતુર સ્ત્રીઓની ચતુરાઈ, વિદ્યા, ડહાપણ અને સદ્ગુણોની ખરી કસોટી ત્યારે જ થાય છે કે જ્યારે પારકાં પોતાના કરી સાસરીયામાં પોતાનો સમાવેશ કરી શકે છે.

પ્રયોજન વિના બહાર જવું નહિ, માર્ગમાં ઉભા રહીને પોતાના સબંધી વર્ગના પરપ

# પોંડીચેરીના અરવિન્દ આશ્રમમાં અમેરિકાના ભૂતપૂર્વ પ્રેસિડેન્ટનાં પુત્રી

"ન્યુયોર્ક ટાઇમ્સના ચર્ચાપત્રી મી. હર્બર્ટ મેથ્યુઝ લખે છે કે હિંદુસ્તાનમાં દક્ષિણ તરફ કોરોમાંડલ કિનારા પર આવેલા પોંડીચેરી શહેરમાં અમેરિકાના મશહૂર પ્રેસિડેન્ટ વુડરો વિલ્સનનાં પુત્રીનો મને અચાનક ભેટો થયો. ફ્રેંચ લોકોના (હાલમાં દ ગૉલીસ્ટો) તાબાના પોંડીચેરી શહેરમાં મીસ માર્ગરેટ વુડરોવિલ્સન આવીને વસ્યાં છે. તેમણે મેથ્યુઝને જણાવ્યું કે હિંદી ધર્મગુરુ શ્રી. અરવિન્દનાં સાધક તરીકે ત્યાં રહી તેમને ઘણું સુખ પ્રાપ્ત થયું છે. આવો સંતોષ તેમને અગાઉ કદી મળેલો નહિ.

માર્ગરેટ વિલ્સનની ઉંમર હાલ ૫૬ વર્ષની છે. તેઓએ પોતાના કુટુંબમાં ચાલી આવેલા સ્કોટિશ-આઇરીશ પ્રેસ્બીટીરીઅન સંપ્રદાયનો વર્ષો પૂર્વે ત્યાગ કર્યો હતો અને દેવાલયમાં ચાલતી ક્રિયા દરમિયાન દેવળ છોડી ચાલ્યાં જઈ તે પ્રત્યે પોતાનો વિરોધ દર્શાવી દીધો હતો.

ન્યુયોર્કના જાહેર પુસ્તકાલયમાં પુસ્તકોની યાદીના એક કાર્ડમાં શ્રી. અરવિન્દ ઘોષના ગીતા પરના નિબન્ધો તેમણે જોયા. હિંદના આ સુપ્રસિદ્ધ અને બહુમાન્ય તત્ત્વચિંતનના ગ્રંથ પરની ત્રણસો પાનાંની ટીકા વાંચવી તેમણે શરૂ કરી. તેમાં મનુષ્યજીવનનું સમતોલપણું સાચવવા માટે શું આવશ્યક છે તે વાંચતાં તેમના મનનું એટલું આકર્ષણ થયું કે સાંજે પુસ્તકાલયના દેખરેખ રાખનારાઓએ મકાન બંધ કરવાનો વખત થતાં તેમને બહાર જવાની

ફરજ પાડી. બીજે દિવસે તે પોતાનું અધૂરૂં રહેલું વાંચન પૂરૂં કરવા પાછા આવ્યાં.

હિંદુસ્તાન દેશમાં સામાન્ય મનુષ્યોથી પર એવા સંત પુરુષોના અનેક આશ્રમો છે અને તે માંહેનો એક અરવિન્દ આશ્રમ છે. મહાત્મા ગાંધીનો આશ્રમ પણ તે જ પ્રકારનો છે. અરવિંદ. ઘોષે તેત્રીશ વર્ષ ઉપર પોતાનો આશ્રમ સ્થાપ્યો હતો. આ આશ્રમ બ્રિટન તરફ સારી લાગણી ધરાવે છે અને સંસાર પ્રત્યેનો વૈરાગ્ય તેમાં ઓછો છે. અહીં માર્ગરેટ પોતાને દિષ્ટયા (જેણે પોતાના દિવ્ય આત્માને ઓળખ્યો છે) નામે ઓળખાવે છે. એટલે કે પોતાનું એ નામ પાડયું છે.

શ્રી. અરવિન્દ સીતેર વર્ષની ઉમરના છે. તેમણે પોતાનુ શિક્ષણ કેંબ્રીજ યુનિવર્સિટીમાં લીધેલું. વર્ષમાં ચારવાર તેઓ આશ્રમવાસીઓને દર્શન દે છે. તે સિવાયના સમયમાં કોઈને કાંઈ પૂછવું હોય તો તેમના પર પત્ર લખી પુછાવી શકાય છે. તેનો જવાબ તેમની ઈચ્છા હોય તો આપે નહીં તો નહીં. મેડમ અલ્ફાસા (મીસીસ પૉલરિશાર) નામનાં ફ્રેંચ વયોવૃદ્ધ બાઇ આશ્રમની બધી દેખરેખ રાખે છે. તેમની ઉમર છાસઠ વર્ષની છે અને આશ્રમવાસીઓ તેમને વિશ્વમાતાને નામે ઓળખે છે.

આશ્રમની અંદર થોડાં માણસ રહી શકે તેમ હોવાથી ઘણાં ભક્તો શહેરનાં સારાં મકાનોમાં વસે છે. માર્ગરેટ પણ તેવા જ છેલ્લી ઢબના ઘરમાં રહે છે. દેહને કષ્ટ આપવાની ખાસ જરૂર આ ધર્મમાં મનાએલી નહિ હોવાથી માર્ગરેટ અમેરીકન વસ્ત્રો પહેરે છે, વર્તમાન પત્રો અને માસિકો વાંચે છે, સીગારેટ પણ પીએ છે હિંદમાં આવીને તેમણે વનસ્પતિ આહાર પર રહેવાનો આરંભ કરેલો પરંતુ તેમનું વજન ઘટી ગયુ, જેથી માતાજીએ તેમને તે બંધ કરાવ્યો. માર્ગરેટ પોતાનો સર્વ સમય મનની શાંતિ મેળવવાના પ્રયાસ પાછળ ગાળે છે. દરરોજ સાંજે આશ્રમમાં અડધો કલાક જઈ આ પ્રયાસને સિદ્ધ કરવા મથે છે પરંતુ આ શાંતિ પ્રાપ્ત કરવી અતિશય મુશ્કેલ કાર્ય છે એમ તેમને લાગે છે.

(જ્યોતિધરમાંથી)




**શ્રીમતી** રામેશ્વરી નહેરૂને મનાઈ હુકમનો ભંગ કરી જાહેર સભાઓમાં ભાગ લેવા માટે લાહોરના મેજીસ્ટ્રેટે રક્ષણ ધારા અન્વયે ત્રણ માસની સખત કેદ અને હજાર રૂપીયાના દંડની સજા કરી છે. શ્રીમતી નહેરૂનો કેસ સ્ત્રી જેલમાં ચાલ્યો હતો.

\+ + +

જલાલપોરની બાઈ ભાણી નામની ડોકટરે મુંબઈના પ્રેમરાજ પોખરાજ નામના ઉચ્ચ કોમના યુવાન સાથે હિંદુ ધર્મ પ્રમાણે લગ્ન કર્યાં છે.

\+ + +

નર્મદા નદીમાં પુર આવવાથી ખેંચાઈ ગયેલાં લાકડાં લેવા જતાં ભરૂચની રાણા કોમની પાંચ સ્ત્રીઓ તણાઈ ગઈ હતી. તેમાંથી બેને બચાવી લેવાઈ હતી. ત્રણનો પત્તો લાગ્યો નથી.

\+ + +

રાજકોટના એક જાણીતા વેપારી જેની ઉંમર આશરે પંચાવન વર્ષની છે, તેઓએ પોતાના ઘરમાં એક મજૂરણને ઘાલી હતી. તેની જાણ તેની ધણીઆણીને થતાં તેણે પોલીસમાં તેની ખબર આપી હતી. પોલીસે આવી તેના કાગળીયાં કર્યાં છે.

\+ + +

ભરૂચમાં ચીંગસપરાના રજપુત ફતેસીંગ હીંમતની યુવાન પત્ની બાઈ ચંદાએ સાસુના મેણાથી કંટાળી કુવામાં પડતું મૂકી આપઘાત કરવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ પોલીસ અને આજુબાજુના લોકો દોડી આવતાં તેણી બચી જવા પામી હતી. આપઘાત કરવાની કોશીષ માટે બાઇ ચંદા પર પોલીસ કેસ થતાં એક માસની સજા અગર રૂ. ૫૦) નો દંડ થયો છે.

\+ + +

ઉપલેટામાં વરસાદની હોનારતમાં એક સગર્ભા સ્ત્રી જીવ બચાવવા ઝાડ પર ચઢી ગઈ, પાણી તેને સ્પર્શી ન શકે એટલે ઉંચે તે પહોંચી શકી, પણ નીચે પાણીનું તાંડવ જોઈ તેને ત્યાં જ સુવાવડ આવી ગઈ. બચ્ચું પાણીમાં ગયું, બાઈ બચી ગઈ. [ફૂલછાબ]

ભયંકર ભૂખમરો માનવદેહની મામુલી કિંમત કરાવવા જેટલી હદે પહોંચ્યાનો એક બનાવ બુરહાનપુરમાં બન્યો. ત્યાંના બજારમાં એક સ્ત્રીને વેચાણ માટે લાવવામાં આવતા એકજણે માત્ર વીસ રૂપીઆમાં એને ખરીદી હતી. [ફૂલછાબ]

\+ + +

કાપડની કારમી મોંઘવારીએ દાહોદમાં એક કુમારીકાની આહુતી લીધી છે. દશ વરસની એક છોકરીએ પોતાના રંગવા આપેલ કપડાં માટે રંગરેજને ત્યાં ખૂબ આંટા ખાઇને કંટાળવાથી કપડાં લઇને જવાની એક દિવસ હઠ કરી. બોલાચાલીને પરિણામે ભાનભૂલીને એ રંગરેજે એ દશ વર્ષની કોમળ બાળાને છૂરી ભોંકી દીધી. [ફૂલછાબ]

\+ + +

હમણાં લડાઇને લીધે ઉભી થએલી વીમેન્સ ઓકઝીલીઅરી કોરમાં ઘણી પારસી બાનુઓ ફરજ બજાવવા જોડાઇ છે. અને તેઓ કેટલી ઉપયોગી થઇ પડેલી હોવી જોઇએ તેનો ખ્યાલ એટલા જ ઉપરથી આવશે કે એ કોરની નો. ૪ થી પ્લેટુનના એકટીંગ કમાન્ડરનો ઓદ્ધો મીસીસ બચામાયા ધનજીશા પસ્તાકીયાને આપવામાં આવ્યો છે.

કરાંચીમાં પારસી બાનુને લશ્કરી ખાતામ કેપ્ટનનો ઓદ્ધો મળવાનો આ પહેલો જ છે.

[પારસી સંસારમાંથી

# ઘરમાં વસાવવા યોગ્ય નવાં ઉત્તમ પુસ્તકો: પૈસાને બદલે પુસ્તકોનો સંગ્રહ કરો:

મુંબઈની મેસર્સ એન એમ ઠક્કરની કંપની (ઠે. ૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨) તરફથી કાગળની સખત મોંઘવારી છતાં નવાં નવાં વૈવિધ્યભર્યાં જીવનનું ઘડતર ઘડતાં પુસ્તકો આપનામાં આવે છે તે વસાવવાની અમારા વાંચનારાઓને અમે ભલામણ કરીએ છીએ. દરેક ઘરમાં નીચેના ગ્રન્થરત્નો અવશ્ય હોવાં જોઈએ... ... ... ... ... ... ...

## ભવિષ્યવાણી

(ભાગ ૧ : ૨ : ૩ : ૪ સાથે)

...સો ટકા સાચા પડતા આ પુસ્તકમાંના ...વ્યદર્શનનો અનેકે લાભ ઉઠાવ્યો છે. આ ...માં તમારી જન્મ તારીખ ઉપરથી તમારૂં ...ષ્ય દીવા જેટલું સ્પષ્ટ રીતે આપવામાં ...લ છે. આ ગ્રન્થના વિદ્વાન કર્તાની ...મા ગાંધીજીના ઉપવાસ સમયની આગાહી ...સો ટકા ખરી પડી હતી. પૈસા મેળ... ...ઇચ્છનારા દરેકે આ પુસ્તકમાંથી પોતાનું ...ત જાણી લઈ તે મુજબ ધંધો કરવો ...એ. કિંમત રૂ. ૯-૧૨-૦ ...વી પી. ખ. દસ આના જુદું.

## ...ાત્સ્યાયન કામસૂત્ર :

...માં સ્ત્રી પુરૂષોને કામશાસ્ત્રના સાચી ...તી તથા કામકળાના ૨૫૦ પ્રકારો દર્શા... ...આ અમુલ્ય પુસ્તક વાંચી લગ્નજીવનનો ...ાનંદ મેળવો. ને રસમય જિંદગી જીવો. ... રૂ. ૬-૧૨-૦. ...ી. પી. ખર્ચ બાર આના જુદું.

## સંસ્કાર લક્ષ્મી

(ભાગ ૧ : ૨ સાથે)

જાણીતા વિદ્વાન લેખક શ્રી. ડુંગરસી ધરમસી સંપટનું આ પુસ્તક એટલું તો લોકપ્રીય બન્યું છે કે ફક્ત પાંચ માસમાં તેની ત્રણ આવૃત્તિઓ થઈ છે. આ પુસ્તક માટે વિશેષ કહેવું તે સોના પર ઢોળ ચઢાવવા બરાબર છે. સવાસો ઉપરાંત ચિત્રોને ત્રિરંગી બોકસનાં પુસ્તકનાં ૬૫૦ પાનામાં ૭૫૦ ગૃહઉપયોગી વિષયો આપવામાં આવ્યા છે. કિંમત રૂા. ૬-૧૨-૦ વી પી. ખર્ચ દસ આના જુદું.

## ભાતભાતનું ભરતકામ :

(શ્રીમતી, ભદ્રા દેસાઈના કલામય ત્રિરંગી કવર ચિત્ર સાથે).

બહેનો ફુરસદના સમયમાં ઘેર બેઠાં ભરતકામ કરી શકે તેવાં પુષ્કળ ચિત્રો સાથેના અનેક પ્રકારો આ ગ્રન્થમાં આપ્યાં છે. કિંમત રૂા. ૧-૦-૦ વી. પી. ખર્ચ પાંચ આના જુદું.

# પુસ્તક પરિચય

**રા. રા. કેશવપ્રસાદ સી. દેસાઇ, બી. એ. એલએલ. બી.**

**રસપાન :** લેખક · મોહનલાલ પાર્વતિશંકર દવે. પ્રાપ્તિસ્થાન : ગાંડિવ સાહિત્ય મંદિર. સુરત. પાકું પુંઠું. પાનાં ૨૧૪ કીં રૂા. ૧–૮–૦.

શિષ્ટ લેખકોના છુટા લેખો અથવા વિદ્વાનોનાં ભાષણોના સંગ્રહો પ્રસિદ્ધ થાય તો તેથી સાહિત્યને તેમજ પ્રજાને લાભ થાય તે આ સંગ્રહ જોયા પછી સૌ કબુલ કરશે આ પુસ્તકમાં પાંચ સાક્ષરો સાહિત્યકારો સબંધી લેખ છે. અને અર્વાચીન યુગનું કાવ્યસાહિત્ય એ વિષય ઉપર કરેલું વ્યાખ્યાન પણ છે. "સ્ત્રીશક્તિ" પત્રમાં મહાભારતમાંની શકુંતલા ઉપર લખેલો લેખ પણ છે. સાહિત્યકારોમાં "ભક્ત કવિ દયારામ" સબંધી આપેલા બે વ્યાખ્યાનો છે. "વીર નર્મદ" ઉપર આપેલા બે વ્યાખ્યાનો છે. "નવલરામ" સબંધી કરેલું વ્યાખ્યાન છે "સાક્ષર શ્રી નરસિંહરાવ" અને વિદ્દદ્વર્ય કમળાશંકર" આ બે અર્વાચીન સાહિત્યકારો સંબંધી પણ લેખો છે. દરેકે દરેક વ્યાખ્યાન કે લેખમાં આપણે લેખકની વિદ્વતાના દર્શન કરી શકીયે છીયે. નવું શિક્ષણ પામેલા આપણા ગ્રેજ્યુએટોમાંથી જેઓ ગુજરાતી ભાષા પ્રત્યે શરૂઆતથી જ પ્રેરાયા હતા તેઓમાંના શ્રી. મોહનલાલ દવે એક છે. તેમની સરળ ભાષા અને વહેતી ગદ્ય લેખન પદ્ધતિ આપણે આ પુસ્તકમાં જોઈ શકીયે છીયે. દયારામ ભક્તકવિ હતો, કેવળ કવિ ન હોતો એ તેમણે પ્રતિપાદન કર્યું છે. અને તેમ કરતાં શુદ્ધાદ્વૈત સબંધી તેમણે સામાન્ય જ્ઞાન તેમના પ્રથમ જ લેખમાં આપ્યું છે, તે ઉપરથી તે વિષય ઉપરનો તેમનો અભ્યાસ જણાઈ આવે છે. નર્મદ અને નવલરામના લેખોમાં જ્ઞાન ઉપરાંત લાગણીના દર્શન થાય છે. નરસિંહરાવ ઉપરના લેખમાં તેમણે તેમનો સુંદર પરિચય આપ્યો છે. કમળાશંકર વાળો લેખ હકીકતથી પૂર્ણ હોઇ કાંઇક શુષ્ક થઇ ગયો છે. શકુંતલા વિશેનો લેખ આ સંગ્રહમાં ન હોત તો ઠીક થાત એમ લાગે છે. મોટે ભાગે મહાભારતનું શકુંતલા આખ્યાન જ તેમાં છે, તે ઉચ્ચકક્ષાના બીજા લેખો સાથે હોત નહિ તો કાંઈ હરકત નહોતી. આવા સંગ્રહો દ્વારા આપણા સાહિત્યકારો સબંધી જ્ઞાન જગતમાં પ્રસરશે, તે લાભ કાંઈ જેવો તેવો નથી.

**વહાલા પતિદેવ, અને અખંડ સૌભાગ્યવતી,** લેખક : સોપાન, પ્રકાશક : કસોટી કાર્યાલય, રાવપુરા, વડોદરા. કીં દરેકના ૦–૯ ૦.

સંસાર્ગ્યક ગ્રંથાવલીની પ્રથમ બે પુસ્તિકાઓ ઉપરને નામે પ્રસિદ્ધ થઈ છે પુરુષ અને સ્ત્રી એ બન્નેને લગતા પ્રશ્નો આમા ચર્ચ્યા છે. લેખન પદ્ધતિ અંગત પત્રના રૂપમાં હોવાથી તેમાં નિબંધની શુષ્કના નથી આવતી. અલબત્ત નિબંધમાં જે દલીલો આપી શકાય તે બધી આવી જાતના પત્રોમા ના આવે તે સમજી શકાય એમ છે. પરંતુ પત્ર પદ્ધતિ હોવાથી વાચનાર તેના હાર્દમાં ઉતરીને તે સમજી શકશે જલદી, અત્યારના ગુર્જર સમાજમાં ચર્ચાતા ઘણા પ્રશ્નો, ખાસ કરીને પતિ-પત્નીના સબંધને સ્પર્શતા પ્રશ્નો આ બન્ને પુસ્તિકામાં છણાયા છે. બન્ને તરફના દૃષ્ટિબિંદુઓ બે પુસ્તિકામાં થઈને આપણી સામે આવે છે. આમાં કેટલીએક નાજુક બાબતો પણ ઘણી સારી રીતે ચર્ચાઈ છે આ બન્ને પુસ્તિકાઓ સંભાળથી વાંચવા યોગ્ય છે. અને તેમાં ચર્ચેલા વિષયો ખરેખર વિચારવા જેવા છે.

**ટપાલપેટી :** પ્રકાશક : જદુભાઇ મહેતા. પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. કાચું પૂઠું પાનાં ૧૬૭ કીં. રૂા. ૧–૮–૦

પ્રગતિ ગ્રંથમાળાના અંગનું આ પુસ્તક છે. તેમાં સાત લેખક મિત્રોની રચેલી ચૌદ ટુકી વાર્તાઓ છે. વાર્તાઓમાં વિવિધતા છે. લેખકો જુદા હોવાથી ભાષા અને શૈલિ પણ વિવિધ હોય તે સ્વાભાવિક છે મુદ્રાલેખમાં જણાવ્યું છે કે "અગર રહો પ્રગતિની કૂચ." વાર્તાઓમાંથી આ સૂત્રને અનુરૂપ શું છે તે જડતું નથી. આ પુસ્તક સામાન્ય સરળ વાચન પુરુ પાડશે:

**રસિકાના રાસ** : લેખક : કેશવલાલ ચતુરભાઈ પટેલ. ડભોડા. પ્રાપ્તિસ્થાન : જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. પાનાં ૩૨. કીં. ૦-૪-૦.

જુદા જુદા માસિકોમાં લેખકે લખેલા રાસોનો આ સંગ્રહ છે. નવરાત્રીમાં સ્ત્રીઓને ગાવા માટે વિવિધ રાસોની જરૂર પડે છે. તે માટે આવા સંગ્રહો ઉપયોગી થઈ પડશે

**યુગ પ્રવાહ** :–લેખક : અંબાલાલ નૃ. શાહ. "ખડાયતા જ્યોતિ" પત્રની ભેટ.

ટુંકી વાર્તાઓનો આ સંગ્રહ છે. તેમાં સોળ સામાજીક વાર્તાઓ છે. બહુ જ સામાન્ય કોટીની આ વાર્તાઓ છે.

**"પાયોરિયા દિગ્દર્શન"** : લેખક : વૈદ્ય, આયુર્વેદિક કેટલ, ફીઝીશીયન. મુબઈ નં. ૪. પાનાં ૭૯ કીં. ૧-૦-૦.

આયુર્વેદને આધાર દંતરોગ પાયોરિયા સંબંધી આ પુસ્તકમાં વિવેચન છે. તેમાં ચર્ચેલો વિષય કેવળ વૈદ્યોને જ નહિ પણ સામાન્ય પ્રજાને ઉપયોગી છે. લેખક દંતરોગોમાં નિષ્ણાત હોય તેમ લાગે છે. દંતસત્ર એટલે કે દાંતના રોગીઓને એક જગાએ ભેગા કરીને દંત રોગોના ઉપાય તેમણે ગામડાઓમાં કર્યા છે. તેઓએ ભાવનગરમાં કરેલા ત્રની છબી આ પુસ્તકમાં છે. ઓજારોના ઉપયોગ વિના તેઓ ફક્ત આંગળાથી દાંત કઢાડી શકે છે. એવો તેમનો દાવો છે. આ પુસ્તક ખાસ વાચવા જેવું છે. આપણા જેવા ગરીબ દેશમાં જો દંત રોગો થોડા ખર્ચમા મટાડી શકાય તો તેથી જનતાને મોટો લાભ થાય.




વર્ષ ૨૪ મું : ઓગસ્ટ ૧૯૪૩ : અંક ૮ મો

# "રાજા બનું"



રાજા: અશ્વ ઉપર થાઉં સ્વાર;
સજું ભાલો તરવાર,
વસું ડુંગરની ધાર રે.
એવો રાજા બનું આજ હું.

વનરાજા: મસ્ત ધીમી ચાલ ચાલું;
રાજ જંગલનું વા'લું,
સિંહ કેસરી થૈ મા'લું રે.
એવો વનરાજ બનું આજ હું.

મેઘરાજા: ઉંચા આભમાંથી આવું;
સાથે વીજળીને લાવું,
રેલ જળની રેલાવું રે.
એવો મેઘરાજ બની આજ હું.

વરરાજા: વાગે પડઘમ ને વાજાં;
જમું મિષ્ટાન્ન તાજાં.
તાજ વિનાનો રાજા યે.
એવો વરરાજા બનું આજ હું.

બાળારાજા: ગીત રાજાના ગાઉં;
બાળરાજા કહેવાઉં,
હસું સૌને હસાવું રે.
એવો બાળરાજા આજ હું.

મહીપત જોષી

# મારો બાગ

શ્રી નરહરિપ્રસાદ ભટ્ટ



મારું એક નાનું ઘર છે તેની આગળ મોટો બાગ છે મેં મારી મેળે બાગ બનાવ્યો છે. હું માળી રાખતો નથી. તેમાં મેં શાક વાવ્યું છે. ફૂલ વાવ્યાં છે, અને ફળ વાવ્યાં છે, મેંદીની વાડ બનાવી છે. બાગમાં પાણી છાંટવાને મેં એક ઝારો લીધો છે. હું રોજ વહેલો ઊઠું છું ને છોડને પાણી પાઉં છું. પછી હું એક વડના ઝાડ નીચે બેસીને લેસન કરું છું. ત્યાર બાદ હું જમવા જાઉં છું. બાગમાંથી થોડાંક ફૂલ મારા દોસ્ત સુરેશને આપું છું. મારા બાગમાંથી હું રોજ તાજાં શાક તોડી લાવું છું ને બાને આપું છું બા તે શાક રાંધે છે

સાંજે હું નિશાળેથી ઘેર આવું છું. પછી મારા મિત્રો બિપીન, રમેશ, પ્રવીણ, બાબુ બધા રમવા આવે છે અમે બધા હીંચકા ખાઈએ છીએ. એક વાર અમે મારા બાગમાં ગરબી ગાતાં હતાં, એટલે મારા બાપાજી આવ્યાં ને મને કહ્યું કે " ચાલો તમને હું ગરબી શીખવું." મારા બાપુજી દાંડિયા લાવ્યા ને અમે ગરબા ગાયા પછી અમે હીંચકા પર બેસીને ખૂબ હીંચકા ખાધા પછી મારા મિત્રો સૌ સૌને ઘેર ગયા

રાત પડી ને અમે જમ્યાં મારા બાગમાં રોજ બુલ બુલ પક્ષી આવે છે. તે ગીત ગાય તે સાંભળવાની અમને ખૂબ મજા પડે છે. તે ગીત સાંભળીને અમે ઉંઘી જઈએ છીએ

સવાર પડે ને હું રોજ ઊઠું, બાગને પાણી છાંટું મેં મારા બાગમાં એક તળાવ બનાવ્યું છે તેમાં કમળ ઉગે છે તે કમળને તોડી લઉ છું ને એની બનાવી હું ગળામાં પહેરું છું.

એવો અમારો બાગ છે જોવો હોય તો જરૂર જરૂર આવજો.

卐

બાપા આવ્યા એટલે બધી દીકરીઓ ખુશ થઇ. બેનોને મનગમતી વસ્તુઓ મળી. નાની દીકરીને પેટી આપી. નાની દીકરીને થયું કે રાતે નિરાંતે એકલી જોઇશ. નાની દીકરી રાતે પોતાના સૂવાના ઓરડામાં એકલી હતી, રંગ બેરંગી પ્રકાશવાળો ઝાંખો દીવો બળી રહ્યો હતો. સળગતી મીણબત્તીઓ ને અગરબત્તીમાંથી સુગંધની ભાભક આવતી હતી. નાની દીકરીએ પેટી ખોલી તો અંદર પંખો જોયો. પંખો હાથમાં લઈ પોતાને પવન નાખ્યો ત્યાં તો નવાઈની વાત બની. પોતે જરાએ ડરી નહિ, થડકી નહિ, પણ ભારે નવાઇ પામી. કોઇ અજાણ્યો રાજકુંવર જેવો જણાતો યુવક પોતાની સામે આવીને ઉભો રહ્યો. કુંવરીએ તેનું નામ ઠામ પૂછી લીધું ને બધી હકીકત જાણી લીધી. " તમારા મંગાવવાથી મેં આ જાદૂઇ પંખો–મોકલ્યો છે ને જ્યારે જ્યારે પંખો હલાવશો ત્યારે હું હાજર થઇશ " શેઠની દીકરીની રીતભાત, હિમ્મત વિવેક ને રૂપગુણ જોઇને રાજકુમાર ખુબ ખુશ થઈ ગયો. પછી તો શેઠ કુંવરી રોજ કુમારને બોલાવતી. આમ કરતાં બન્નેની ભાઇબંધી જામી ને બન્નેએ લગ્ન કરવાનું મનથી નક્કી કરી નાખ્યું.

એક દિવસ રાજકુમાર પોતાનો ત્ર ને બંડી ત્યાં ભૂલી ગયો એ એ જોયું ને તેને વહેમ પડયો. ક રાત્રે છાનામાના જોઇને બધી વાત જાણી લીધી. બેનોએ નાની બેનના સુખની અદેખાઈ આવી એટલે કાચનો ઝીણો ભુકો કરી આખી પથારીમાં છાટી દીધો. રોજના નિયમ મુજબ રાજકુમાર આવીને જેવો પથારીમાં સૂતો કે તરત જ રાડ પાડી. તેના આખા શરીરે પગથી માથા સૂધી કાચની બારીક કણીઓ ચામડીમાં-ઉતરી ગઇ હતી. આખી રાત રાજકુમારને ઉંઘ આવી નહિ. સવારે રાજાને ખબર પડી કે રાજકુમાર કોઇ દર્દથી પીડાય છે ને રાડ રાડ પાડે છે. રાજાએ દેશ પરદેશના હકીમો, વૈદો દાક્ટરો, બાવા સાધુ ને ફકીરને ભેગા કર્યા પણ કોઇની દવા લાગુ ન પડી. શું દર્દ છે તેની જ કોઇને ખબર ન પડી. રાજકુમારનું આખું શરીર દુઃખથી કળતું હતું ને બળતરાથી રાત કે દિવસ જતા ન હતા.

શેઠની દીકરી રાજકુમારના નગર તરફ હકીમનો વેષ લઈને ચાલી નીકળી. ચાલતાં ચાલતાં ઘોર જંગલમાં આવી પહોંચી, ભયાનક જંગલ હતું. ઉંચા ઉંચા ઝાડ હતાં. ભયંકર અંધકાર હતું. ભલભલા મરદ ડરી જાય તેવી મેઘલી જામી હતી ને તમરાં તમ તમ કરીને લાંબે સાદે વાજાં વગાડી ભયંકરતામાં વધારો કરતાં હતાં. પરાક્રમી પુત્રી થડની એક ડાળે ડાળે જાગતી બેઠી છે ત્યાં નીચે ફું ફું એમ ફુત્કાર સાંભળ્યો ને બે ચમકતી આંખો જોઇ. મોટો લાંબો ને ભયંકર કાળો નાગ સડસડાટ કરતો પાસેની ડાળી ઉપર થઈને ઉંચે ચડતો હતો. હવે આ ઝાડની ઉંચી ડાળ ઉપર ગેંડુ પંખીનો માળો હતો ગરૂડ પંખી ને ૫.

ચારો ચરવા ગએલાં. સર્પ બચ્ચાને રેઢાં જોઈ ખાઈ જવા ઉપડેલો. બચ્ચાંની કારમી ચીસો સાંભળીને શેઠની દીકરી જબ કરતી ઊઠી ને ડાળ ઉપર ચઢી ઉંચે ચડતા સાપના ત્રણ કટકા કરી નાખ્યા થોડી વારે ગરૂડ-નરમાદા આવ્યાં એટલે બચ્ચાંએ તેને બધી વાત કરી. ગરૂડે વાત શરૂ કરી કે આપણાં બચ્ચાંને બચાવનાર પુરુષના પોષાકમાં બાઈ છે એ વિજયનગરના રાજકુમારને દવા કરવા જાય છે. એ કુંવરના દર્દની દવા આ જંગલમાં છે. ઉગમણી દિશાએ હિંગળી વર્ણા ફૂલનાં ઝાડ છે એ ઝાડનાં પાંદડાં વાટીને ત્રણવાર લેપ કરે ને હરેક વખતે દૂધના ને પાણીના દસ દસ ઘડાથી નવરાવે તો રાજકુમાર તરત સાજો થઇ જાય. સવાર થયું એટલે શેઠ દિકરીએ ઘણાં બધાં પાંદડાં ચૂંટી લીધાં. ગરૂડ એને પોતાની પીઠ ઉપર બેસાડીને થોડીવારમાં તો વિજયનગરમાં પહોંચી ગયો. હકીમના વેશમાં શેઠ પુત્રીને કોઈ ઓળખી ન શક્યુ. બધાને બહાર કાઢી ત્રણ વાર પાંદડાં વાટીને બારીક લેપ કર્યો ને હરેક વખતે દશ દશ દૂધના ને પાણીના ઘડાથી સ્નાન કરાવ્યું. રાજકુમાર સ્ફુર્તિમાં આવી ગયો, તેનું દુઃખ જેતું રહ્યું ને તાજો માજો બની ખુશખુશાલ બની ગયો. રાજાએ હકીમને ભારે ઇનામ ને કેટલાંએ ગામો આપવા માંડયાં પણ હકીમ કહે મારે તો રાજકુમારના હાથમાં વીંટી છે તે જ જોઈએ રાજકુમારે પોતાના હાથમાંથી વીંટી કાઢી આપી.

શેઠપની ગરૂડ ઉપર બેસીને તરત પોતાને ઘેર પહોંચી ગઇ. રાત્રે અગાઉની જેમ પંખો હલાવ્યો ત્યાં રાજકુમાર હાજર થયો. કુમારીએ થોડા દિવસો કેમ ન આવ્યા તે પૂછયું એટલે રાજકુમારે પોતાના વીતકની વાત તથા હકીમની વાત કહેતો હતો ત્યાં કુંવરીની આંગળી ઉપર તેની નજર પડી પોતાના હાથમાં હાથ લઈને જોયું તો પોતાના જ નામ વાળી પેલા જુવાન હકીમને આપેલી વીંટી ! રાજકુમાર વાતનો ભેદ સમજી ગયો. કહે "શાબાશ, રંગ છે તને ધન્ય છે તને. ભારે જબરા કિમિયાગર જાણ્યો છો.'

બીજે દિવસે રાજાએ રાજકુંવરના લગ્નની વાત કરી, એટલે કુંવરે કહ્યું કે મેં લગ્નની પસંદગી કરી લીધી છે. કહીને બધી વાત કરી, રાજાના હરખનોએ પાર ન રહ્યો ભારે ધામધુમથી લગ્ન કર્યાં. રાજકુમારને જુદો બંગલો બંધાવી આપ્યો. અદેખી બેનોના લગ્ન કર્યા ને ઘણી ઘણી પહેરામણી આપી. તેમને રાજી કરી સાસરે વળાવી, આયાને પણ જુદો બંગલો બંધાવી આપી નોકરચાકર ને દાસીઓ આપી. રાજકુમારને રાણી ખૂબ સુખી થયા તેના દીકરા. દીકરાના દીકરાને તેના દીકરાઓએ ખાધુ પીધું ને રાજ કર્યું હજી આપકર્મી રાણીને સૌ સંભારે છે.

## —:ખાલી જગા પૂરો:—

રસોડામાં_______થાય છે.
કેરી_______પર થાય છે.
માંખણમાંથી_______બને છે.
તલમાંથી_______નીકળે છે.
સરસીયું_______માંથી કાઢે છે.
ગોળ_______માંથી બનાવે છે.
તજ_______ઝાડની છાલ છે.
ગોટલી ખાઇ___પીએ તો___લાગે
___ખાઈ___પીએ તો___લાગે.
સોનાના દાગીના___ઘડે.
મજૂર___પેટી ઉપાડી ચાલ્યો.
માણસના શરીરમાં___હાડકાં છે.
માણસને_______પગ હોય છે.
ગાયને_______શીંગડાં છે.
ઉંટને શીંગડાં___
વાઘ_____ને મગર_____માં રહે છે.
સાપ___ને ઉંદર___રહે છે.
લોંકડી ને નોળિયો_____માં રહે છે
લીંબોળી_____ઉપર થાય
પપૈયાં_______ઉપર થાય.
મધ_______બનાવે.

હિંમતલાલ રા. અધ્વર્યુ.

## વાંદરાભાઈ કૂદતા'તા

(૧)

ઝાડની ડાળે
કે લાંબી લાંબી ફાળે
કે વહેલી સવારે
વાંદરા ભાઈ કૂદતા'તા,
વાંદરા ભાઈ કૂદતા'તા.

(૨)

રોજ સવારે
કે સામે ચબુતરે
કે આવીને ઉતરે
મોરભાઇ નાચતા'તા
મોરભાઇ નાચતા'તા.

(૩)

નાનકડા માળે
કે ઘરને મોભારે
કે પાંખો પ્રસારે
કબુતર ઘૂ....ઘૂ કરતું'તું
કબુતર ઘૂ....ઘૂ કરતું'તું..

કુલશંકર બ્રહ્મભટ્ટ

## વિનુભાઈ ને ટોપી ઓઢાડી દો.

વનરાવન ને ગોકુળ
ગોકુળમાં તો રહે શ્રીકૃષ્ણ
કૃષ્ણ ને બે ગોપી
ઓઢે વિનુભાઇ ટોપી.

હેમુભાઈ

# લોક સેવક

લેખક : ચંદુભાઇ ના. મીસ્રી.

એક સાધુબાવા હતા. સાવ આંધળા, ભજન કરે, ચપટી મળે તે ખાય પીએ ને મઝા કરે. એકવાર વસોમાં આવી પહોંચ્યા. વસો નાનું એવું મઝાનું ગામ છે. સાધુબાવા ભજન કરે છે રામનામની ધૂન મચાવે છે, બિચારાને રસ્તો જડતો નથી. આમતેમ 'ડાફળીયાં' મારે છે. કોઈ રસ્તો બતાવો! નો જાપ જપે છે, પણ ભલા! એવા ફકીરને-એવા બાવાને રસ્તો કોણ બતાવે! એવો વળી નવરો કોણ હોય? અથડાતો કુટાતો બાવો આગળ વધે છે, સાદ પાડે છે. એક જુવાનને કાને એ સાદ પડે છે, 'બાવાજી જરા ઉભા રહો. હું રસ્તો બતાવું છું હોં! તમારે જ્યાં જવું હશે ત્યાં તમને લઇ જઈશ' એ જુવાન ભણેલો ગણેલો હતો એ બાવાજીને જ્યાં જવું હતું ત્યાં લઇ ગયો બાવાજીએ પુછ્યું ભાઈ! તમે કોણ છો? તમારું નામ કહેશો? એ જુવાન શરમાઇ ગયો, એ કહે બાવાજી! નામને શું કરશો? તમારું કામ થઇ ગયું. હવે બીજું કામ હોય તો બતાવો, પણ નામ તો નહિ આપું! એ જુવાન બાવાજીના આશીર્વાદ લઈ પાછો વળ્યો, એવો એ જૂવાન હતો, એણે વળી એક'દી ખાસડાંની પરબ બનાવી. કેમ હસવું આવે છે? ખાસડાંની પરબ હોં! હા! વળી! વાત એમ છે કે ગામમાં પાટીદારની સ્ત્રીઓ હતી. મલાઝો-શરમ પુરી પાળે. પગમાં ખાસડાં પહેરાય નહિ ધોમ ધખતો તાપ પડે એટલે. આ જુવાને ખાસડાં ભેગાં કરી ટોપલામાં ભર્યાં. રોજ સ્ટેશને જાય, જોઇએ તેને ખાસડાં આપે ગામ આવે પાછાં લઈ લે, આ તો મઝાનું ખરું ને? એને વળી એને એક દિ' વિચાર આવ્યો ઉનાળામાં ઠેરઠેર સ્ટેશન પર પાણીની પરબની જેમ છાશની પરબ માંડીએ તો?' પણ એવું કંઈ બને છે? આવો એ જૂવાન હતો, તમે એને ઓળખો છો? એ જુવાન તે બીજો કોઇ નહિ પણ ચરોતરનો મુંગો લોક સેવક મોતીભાઈ ન. અમીન પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા

એ મહાપુરૂષને મરી ગયે ચાર વર્ષ પુરાં થાય છે વંદન હો એ લોકસેવકને!

# ગરીબનું નસીબ ગરીબ

લાભશંકર એક ગરીબ વૃદ્ધ બ્રાહ્મણ હતા. ઘેર એક પત્ની અને પુત્રીનું ભરણ પોષણ કરવાનું હતું. ગરીબાઈ દિવસે ને દિવસે વધતી જ જતી હતી. યજમાનવૃત્તિથી હવે જીવન ટકાવવું મુશ્કેલ હતું. અંતે કંટાળીને તેમની પત્નીએ કહ્યું, 'હવે આ ગામમાંથી તો કંઇ મળે તેમ લાગતું નથી, બહારગામ જઈ કંઈ મેળવો તો સારૂં.'

ભાવનગરમાં એ વખતે તખ્તસિંહજી મહારાજ રાજ્ય કરતા હતા. તખ્તસિંહજી બહુજ ભલા, ઉદાર અને ધાર્મિક માણસ હતા.)શ્રાવણ માસમા દરરોજ ૧૦૦૦ સોના મહોરો બ્રાહ્મણોને આપવાનું તેમનું વ્રત હતું. લાભશંકરે આ વાત સાંભળેલી; તેથી તેણે પણ ભાવનગર જવાનું નક્કી કર્યું.

લાભશંકર ભાવનગર પહોંચી ગયા શ્રાવણ મહીનો શરૂ થઈ ચુકયો હતો. અને તખ્તસિંહજીએ પણ પોતાનું વ્રત અમલમાં મૂકવાનું શરૂ કરી દીધું હતું. દરરોજ સવારે પાંચ વાગે મહોર વહેંચવાનો રીવાજ હતો બીજે જ દિવસે લાભશંકરભાઇ પણ સવારના પહોરમાં ... દરબારમાં પહોંચી ગયા. પણ ...જે તે પહેલી જ વખત આવતા ... મહોર વહેંચવાનું શરૂ થઈ ગયું હતું. છેલ્લે ઉભા હોવાથી, તેમને ભાગે ...ર ન આવી, મહારાજાને વિનંતી કરતાં જવાબ મળ્યો, "મારૂં વ્રત ૧૦૦૦ સોનામહોર આપવાનું જ છે અને તમારી જગ્યા ૧૦૦૧ મી હતી, તેથી તમારા ભાગ્યમાં આજે મહોર નહી લખી હોય, કાલે વહેલા આવજો".

બીજે દિવસ થયો. આજે તો આપણા લાભશંકરભાઇ ચાર વાગ્યામાં ઊઠીને, સૌથી પહેલા જઇને ઉભા. પરંતુ આજે બન્યું એમ કે તખ્તસિંહજીને વિચાર થયો કે કાલે પેલો બિચારો પરદેશી બ્રાહ્મણ છેલ્લો ઉભેલો ને મહોર વિના રહી ગએલો. તેથી આજે છેલ્લેથી વહેંચવાનું શરૂ કરીએ એમ માની તેમણે છેલ્લેથી મહોર આપવાનું શરૂ કર્યું, પરંતુ આજે તો આપણા લાભશંકરભાઇ પહેલ્લા જ ઉભા હોવાથી, આજે પણ તે રહી ગયા. ઘણી કાકલુદી કરી પણ વ્યર્થ.

બીજે દિવસે લાભશંકરભાઈ આગલા બે દિવસના અનુભવથી બરોબર વચમાં આવીને ઉભા. આજે તો તેમને મહોર મળવીજ જોઇએ.' એવી તેમની આશા હતી. પરંતુ તેમના નસીબમાં મહોર લખી ન હતી. આજે એમ બન્યું કે આગલા બે દિવસના પેલા પરદેશી બ્રાહ્મણને મહોર વિના ખાલી હાથે જવાથી, તખ્તસિંહજીને લાગી આવ્યું હતું, અને આજે તો એ બ્રાહ્મણને મહોર આપવીજ એવો તેમણે નિશ્ચય કર્યો હતો.

પારેખ ત્રિલોવન

(અપૂર્ણ)

# યંગ ઇન્ડીયા

ના

સંચાલકો

રજુ કરે છે.




ઑગષ્ટ ૧૯૪૩

●

## કવિકુલ ગુરૂ

## કાલીદાસે

લખેલ

અને

મહાન દિગ્દર્શક

**વ્હી. શાન્તારામે**

જેને કચકડાની પટીમાં

મઢ્યું છે તે

# શકુંતલા

ના ગાયનોની રેકર્ડો

**યંગ ઇન્ડીયા રેકર્ડ**

પર

સાંભળવા તૈયાર રહો.

**આર્યનૈતિક નાટક સમાજ**

ના

સફળ નાટ્ય પ્રયોગ

# ભાવના બી. એ.

ના સુમધુર પાત્રોએ

ગાયેલા ગાયનોની

રેકર્ડ

●

જીવતા સાહિત્યના જીવતા

સૂરો રજુ કરી તમારા ઘરને

સુમધુર બનાવતી સંસ્થા—

## ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ

## મેન્યુ. કંપની લિમીટેડ.

૧૧૦ મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ—૧

પ્રકાશકઃ—ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, 'ઓબોધ' કાર્યાલય, પીરમશા રોડ-અમદાવાદ

મુદ્રકઃ—મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ—અમદાવાદ

# સ્ત્રીબોધ

: ૮૭ સપ્ટેમ્બર
: ૯ મો ૧૯૪૩



●

" માસનો ૬૨ વર્ષની માફક "ક" બહાર પડશે. સંજોગોવસાત અંક દળદાળ થઈશું નહિ માટે ક્ષમા ચાહીએ

—મંત્રી

હિન્દુ-પારસી-મુસલીમ વગેરે બહેનોનું ૮૭ વર્ષથી ચાલતું માસિક પત્ર

# સ્ત્રીબોધ

વર્ષ ૮૭ સપ્ટેમ્બર : ૧૯૪૩ : સળંગ અંક ૧૦૪૦ : અંક ૯મો

## હિંદ મહિલા વિદ્યાપીઠ

લેખક શ્રી કેશવપ્રસાદ સી. દેસાઇ

હિંદ મહિલા વિદ્યાપીઠનો સત્યાવીસમો પદવીદાન સમારંભ ત્રીજી ઓગસ્ટે ઉજવાયો હતો આ પ્રસંગે મુખ્ય વક્તા મુંબાઇ વિદ્યાપીઠના આગલા વાઇસ ચાન્સેલર ડૉ સર ચીમનલાલ સેતલવાડ હતા તેમના જ્ઞાન અને અનુભવને લીધે તેઓ જે કાંઈ કહે તે સંભાળપૂર્વક વિચારવાની આપણી ફરજ છે

આ વિદ્યાપીઠના ચાન્સેલર–કુલપતિ–સર સીતારામ પાટકરે શરૂઆતમા સંસ્થાનો ઇતિહાસ આપીને જણાવ્યુ હતું કે ગયા વર્ષમા એટલે ૧૯૪૨-૪૩મા સંસ્થા તરફથી ચાલતી અને તે સાથે જોડાયલી કૉલેજોમાં ૨૫૦ કન્યાઓ અભ્યાસ કરતી હતી, જ્યારે હાઈસ્કુલોમા આશરે ૪૫૦૦ કન્યાઓ ભણતી હતી શિક્ષણવિકાસના ચાલુ યુગમા આ સંખ્યા કાંઇ મોટી કહેવાય નહિ, છતાયે સંસ્થાને અંગે કૉલેજો ફક્ત ચાર જ છે તે જોતાં સંખ્યા સંતોષકારક છે

સર સીતારામે આ વિદ્યાપીઠની ચાર વિશેષતાઓ દર્શાવી હતી. (૧) તેમા શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામા આવે છે (૨) સંસ્થાનો અભ્યાસક્રમ સ્ત્રીઓને ખાસ ઉપયોગી તેમ જ સમય થઇ પડે તે દૃષ્ટિથી રચાયો છે. (૩) જે સ્થળે હાઈસ્કુલો અને કૉલેજો



શ્રી ચીમનલાલ સેતલવાડ

ન હોય તે સ્થળોની કન્યાઓને ઉચ્ચ શિક્ષણનો લાભ મળે તે હેતુથી આ સંસ્થામાં એવી યોજના રાખવામાં આવી છે કે કોલેજોમાં હાજરી આપ્યા વિના પણ, ખાનગી વિદ્યાર્થી તરીકે આ વિદ્યાપીઠની પરીક્ષાઓમાં બેસીને ડીગ્રી મેળવી શકાય. (૪) વિદ્યાપીઠમાં શિક્ષણ માતૃભાષા દ્વારા અપાય છે. પણ અંગ્રેજી ભાષા શીખવાનું ફરજીયાત છે.

ડૉ. સર ચીમનલાલ સેતલવાડના વ્યાખ્યાનમાં આ ચારે મુદ્દાઓની ચર્ચા કરી છે તે ધ્યાનમાં રાખવા જેવી છે. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓ પોતાના વિષયમાં તલ્લીન થઈને તે સંબંધમાં પોતેજ વિચાર કરવાની શક્તિ કેળવે એવો આશય છે. પરંતુ આ આશય સધાયો છે કે? એવો પ્રશ્ન તેઓ પૂછે છે. અમારૂં કહેવું એમ છે કે જો આ આશય સધાયો હોય નહિ તો તેમાં દોષ સિદ્ધાંતનો નથી પણ તેના પાલનમાં ખામી હોવાનો સંભવ છે. ડૉ. સર ચીમનલાલ, આ પદ્ધતિથી લાભ થયો છે એમ સાબિત કરવાનું ઉચ્ચ શિક્ષણના હીમાયતીઓને માથે નાખે છે. ગૌરવવાળી ભાષામાં એઓશ્રીએ આ સિદ્ધાંત સબંધી સંદેહ ઉભો કર્યો છે. પરંતુ જો આ સિદ્ધાંતનો લાભ જોઈયે તેટલો મળ્યો ન હોય તો તે ઉપરથી સિદ્ધાંત સબંધી સંદેહ ઉભો કરવા કરતાં લાભ ન મળવાના કારણો શોધવાની જરૂર છે. પરંતુ લાભ મળ્યો નથી એ કથનજ પ્રથમ તો પુરવાર થવાની જરૂર છે. અત્યારની પરિસ્થિતિ ખામી વિનાની છે એમ તો કહી શકાય તેમ નથી. આપણી એક મૂખ્ય ખામી તો ઉચ્ચ... સઘળા વિષયોમાં ઉપયોગી થાય ... માતૃભાષાઓમાં લખાયલા પાઠ્ય પુસ્તકો ...ની છે. આવા પુસ્તકો દરેક વિષયોમાં અનેક હોવા જોઈએ. તેમ હોય તોજ વિદ્યાર્થીઓ તે સંબંધી માતૃભાષામાં ઉંડા વિચાર કરી શકે. આ ખામી દૂર કરવાનો ધર્મ આ વિદ્યાપીઠના સંચાલકો ઉપરાંત માતૃભાષાના પ્રેમીઓને પણ છે. નિષ્ણાતોએ પોતપોતાના વિષયોમાં પુસ્તકો લખી આપવા જોઈએ, અને વિદ્યાપીઠે અથવા તો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થાઓએ તે પ્રગટ કરવાં જોઈએ.

બીજી વિશેષતા સબંધી સર ચીમનલાલનું મંતવ્ય એવું લાગે છે કે આ વિદ્યાપીઠના ક્રમમાં જે વિષયો છે તે જીવનમાં સ્ત્રીઓનું જે કાર્યક્ષેત્ર છે તેનેજ લગતાં નથી અલબત્ત આ વાત ખરી છે. પરંતુ સર સીતારામનું કહેવું તો એટલુંજ છે કે સ્ત્રીઓને તે રસ પડે તેવા અને ઉપયોગી થાય તેવા વિષયોનો આ વિદ્યાપીઠના ક્રમમાં સમાવેશ છે. ભાષાજ્ઞાન અને ઇતિહાસ તો પુરુષ અને સ્ત્રી માટે સામાન્ય હોઈ શકે.

ગૃહ વિજ્ઞાનનો વિષય આ વિદ્યાપીઠમાં ફરજીયાત છે, તે સ્ત્રીઓને વધારે ઉપયોગી થાય તે સ્વાભાવિક છે. અને સંગીત તથા ચિત્રકળાને એચ્છિક વિષયોમાં સ્થાન છે. આ લલિત કલાઓમાં સ્ત્રીઓને વિશેષ રસ પડે તે પણ સ્વાભાવિક છે. છતાંયે એટલું તો કબૂલ કરવું જ જોઈએ કે આ સર્વ વિષયોમાં મરદ-વિદ્યાર્થીઓ પણ રસ લઈ શકે. તો પણ આ વિદ્યાપીઠ કેવળ સ્ત્રીઓ માટેજ છે, અને સહ-શિક્ષણનો લાભ અહિંની કન્યાઓને મળતો નથી. આ બાબતની થોડી ચર્ચા કરીને સર ચીમનલાલ જણાવે છે કે જ્યારે દલીલો કાર્ય-સાધક નિવડે નહિ ત્યારે પ્રેરણા અને પરંપરાનો આશ્રય લઈ શકાય.

સહશિક્ષણનો પ્રશ્ન આ વિદ્યાપીઠમાં સંભવનોજ નથી. પરંતુ તેનો અર્થ એ નથી કે આ વિદ્યાપીઠની કન્યાઓ પરદો પાળે છે અથવા તો પુરૂષોના સંપર્કથી વિહોન રહેવાની તેમને માથે ફરજ છે. આ સંપર્ક કેવળ અભ્યાસ ખંડમાંજ સાધી શકાય, એવું કાંઈ નથી. અન્ય વિદ્યાપીઠની પાઠશાળાના વિદ્યાર્થીઓ-પરૂષ

તેમજ સ્ત્રી-વિદ્યાર્થીઓ-સાથે સંપર્કમાં આવવા માટે, રમતગમતો, ચર્ચા કે ભાષણો, તેમજ પર્યટનો ગોઠવી શકાય છે. આ રીતે સંપર્ક ઉપરાંત મનુષ્ય સ્વભાવના જ્ઞાનનો અને દૃષ્ટિની વિશાલતાનો લાભ પણ કન્યાઓને મળી શકે. આ કાર્ય વિદ્યાપીઠનું પોતાનું પણ અધ્યાપકોનું છે.

ત્રીજી વિશેષતા-કૉલેજમાં ગયા વિના પરીક્ષાનાં બેસી શકાય, તેના - સબંધમાં પણ સર ચીમનલાલને શંકા છે, તેમનું કહેવું એમ છે કે જેમને નિયમિત શિક્ષણનો લાભ મળે છે તેમના કરતાં ખાનગી અભ્યાસથી પરીક્ષામાં બેસનાર-કાંઈક કાચા રહેવાનો સંભવ છે. દલીલ તરીકે આ વાત, બરાબર છે, પણ ખાનગી વિદ્યાર્થીઓ બધાંજ કાંઈ શિક્ષણ વગરનાં નથી હોતાં, નિયમિત પાઠશાળાનો તેમને લાભ નથી મળતો તે ખરું પણ તેમને સ્થાનિક દોરવણીનો લાભ મળે છે. વળી પાઠશાળાઓનું અત્યારનું સ્વરૂપ, કેવળ ભણતર માટેજ થોડા કલાક પાઠશાળામાં જવાની પદ્ધતિ, અને જે કોટીના અધ્યાપકો આપણને મળી શકે છે તે બધું ધ્યાનમાં લેતાં, આપણે પાઠશાળામાંની હાજરીને વધારે પડતી અગત્ય આપીએ છીએ કે કેમ તે પણ વિચાર કરવા જેવી બાબત છે. આ ઉપરાંત ખરો અગત્યનો પ્રશ્ન તો એ છે કે નાનાં ગામોમાં જે કન્યાઓ વસે છે, અથવા તો અમુક સામાજિક પરિસ્થિતિને લીધે જે કન્યાઓ નિયમિત પાઠશાળાઓમાં હાજરી આપી શકતી નથી, તેમને ઉચ્ચ શિક્ષણ આપવું હોય તો ખાનગી વિદ્યાર્થીઓને પરીક્ષામાં બેસવાની પદ્ધતિ રાખ્યા વિના છુટકોજ નથી. વિદ્યાપીઠ આ સબંધમાં એટલું કરી શકે કે આવા ખાનગી વિદ્યાર્થીઓને વિદ્યાપીઠ સાથે સંપર્કમાં રાખવા, વિધવિધ શિક્ષણને લગતાં વિષયો ઉપર લેખો અને ચર્ચા કરતું સામાયિક પત્ર પ્રસિદ્ધ કરે અને તેનો પ્રચાર આવા વિદ્યાર્થીઓમાં થાય તેવા પગલાં લે.

ચોથી વિશેષતા-અંગ્રેજીના ફરજીઆત શિક્ષણ-સબંધમાં તો સર ચીમનલાલ ઘણાજ ઉત્સાહી છે. એ સબંધમાં સૌ એકમત છે તે સંતોષવાની વાત છે, એક ખાસ ઉપયોગી મુદ્દો સર ચીમનલાલ ચર્ચે છે, તે ખાસ વિચારવા જેવો છે. વિદ્યાપીઠ માટે સરકારી મદદ મેળવવા સબંધી તે છે. આ બાબતમાં તેઓ ચેતવણીનો સૂર કહાડે છે. તેમના જેવા અનુભવી પીઢ અને વળી વિનિત રાજદ્વારી વિચારો ધરાવનારના આ સૂર હોવાથી તે તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. તેમનું કહેવું
ખાસ ધ્યાન આપવાની જરુર છે. તેમનું કહેવું
એમ છે કે સરકાર જો મદદ આપે છે તો સંસ્થામાં ડખલ કરવાની વૃત્તિ પણ ધરાવે છે. ગમે તે રાજદ્વારી પક્ષ સત્તામા હોય છે તો પણ નાણાંની મદદ આપવા સાથે સંસ્થા ઉપર પોતાની સત્તા જમાવવાનો પણ તેમને લોભ હોય છે. માટે આ સબંધી પૂર્ણ સાવધાની રાખવાની જરૂર છે. જે આદર્શોથી પ્રેરાઈને આ સંસ્થાની સ્થાપના થઈ હોય, તે આદર્શોને કેવળ પૈસાની મદદથી કે અન્ય એવાજ લાભથી અળગા કરવા ન જોઈએ. સત્તાધિશો, પોતાની સત્તા જમાવ્યા વિના આર્થિક સહાય આપ્યાનું જાણમાં નથી ડૉ. સર ચીમનલાલની આ સલાહ ઉપર પૂરો વિચાર કરવો ઘટે છે.

ગુજરાતમાં અને ગુજરાતી બોલનારી સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણના પ્રચાર માટે આ વિદ્યાપીઠનો વધારે લાભ લેવાય તે જરૂરનું છે. મેટ્રીક પસાર થઈને આગળ અભ્યાસ ન કરવાના સંજોગો ઘણીએ ગુજરાતી બેનોને આવે છે. તેઓએ આ વિદ્યાપીઠનો ક્રમ સંગાવી આગળ અભ્યાસ ચાલુ રાખવો જોઈએ.

# સ્ત્રી સ્વાતંત્ર્યના યત્નોમાં ત્રીસ વર્ષ

મૂળ લેખિકા : મૌલીગ સુન ચીઆંગ ( મૅડમ ચીઆંગ-કૈ-શેક )

અનુવાદક : રો. રા. રંગીલદાસ એમ કાપડીયા.

( ગતાંકથી ચાલુ )

૩. ચોથી મેના આંદોલનથી તે કુઓમીંટન્ગની પુનર્રચના સુધી:—ચીનના વિદ્યાર્થીઓના સ્વદેશાભિમાનમાંથી જન્મેલી ૧૯૧૯ ની ચોથી મેની યુવક પ્રવૃત્તિ કેવળ રાજકીય અગર સંસ્કૃતિના વિકાસ માટેની હીલચાલ તરીકે ન લેખી શકીએ. એ એક વિરાટ સામાજિક આંદોલન હતું; તે વેળા રાષ્ટ્ર સામે જે વિધવિધ પ્રશ્નો ખડા હતા એનો ઉકેલ એ એનો મુખ્ય હેતુ હતો. એના રાજકીય અર્થમાં એ હીલચાલ પુરાણી જાગીર પ્રથા અને લશ્કરવાદના ઉચ્છેદ માટે સર્જાવવામાં આવી હતી. પુરાણા અને જર્જરિત વિચારો અને પ્રણાલિકાઓને ફગાવી દેવાનો એનો હેતુ હતો; એમાં વ્યક્તિવાદની હિમાયત હતી.

સ્ત્રીસમાજની દૃષ્ટિએ એ યુવક પ્રવૃત્તિ એ એમની સ્ત્રી-સ્વાતંત્ર્ય માટેની મુંબેસની એક વધુ મજલ હતી. એ વેળા પ્રજામત સ્ત્રીઓને રાજતંત્રમાં હિસ્સો આપવાની તરફેણમાં હતો; પ્રેમ અને લગ્નની બાબતોમાં, તેમજ સામાજિક વ્યવહારમાં અને "ન્હાનકડા ગૃહો" રચવાની સ્વતંત્રતા આપવાની હિમાયત કરતો. ("ન્હાનકડા ગૃહો" એટલે કે પુરાણી પ્રથા પ્રમાણે માતપિતા અને વડીલો સાથે સંયુક્ત કુટુંબ પ્રથા હેઠળ જીવન ગાળવાને બદલે યોગ્ય-વયે પોતાનું જુદું ઘર માંડવાનો અધિકાર.") એમાં આર્થિક સ્વાતંત્ર્યનો પણ સમાવેશ થતો.

આ ચોથી મેના આંદોલનના વિકાસને નીચેના ચાર સ્વરૂપમાં વર્ણવી શકાય.

(૧) કેળવણી વિષયક : આ આંદોલન પહેલાં સ્ત્રીઓની ઉચ્ચતર કેળવણી માટે ચીના તરફથી ચલાવવામાં આવતી સંસ્થાઓ હસ્તી ધરાવતી હતી. પરદેશી મીશનો તરફથી ચલાવવામાં આવતી સંસ્થાઓમાં પેકીંગમાં "પેકીંગ યુનીઅન કોલેજ ફોર વીમેન," નાનકીંગમાં "જીન્લીંગ કોલેજ ફોર વીમેન ! અને ફુચાઉમાં "સાઉથ ચાઇના કોલેજ" મુખ્ય હતી. આ સંસ્થાઓમાં જ ચીનની મહિલાઓ ઉચ્ચતર કેળવણી લઈ શકતી ચીનના પ્રજાતંત્રના છઠ્ઠા વર્ષમાં (૧૯૧૭) પેકીંગની વીમેન્સ નોરમલ સ્કુલ તરફથી ચીનની સંસ્કૃતિના અભ્યાસ માટે ખાસ વર્ગ ઉઘાડવામાં આવ્યો; અને ૧૯૧૮ માં બીજો એક વર્ગ કળા, ચિત્રકળા અને ડ્રોઇંગના શિક્ષણ માટે ખોલવામાં આવ્યો. પાછળથી કેન્ટોનના 'વિદ્યાપીઠે મહિલાઓ માટે પોતાનાં દ્વાર ખુલ્લાં મુક્યાં બીજે વર્ષે "પેકીંગ મહિલા શિક્ષક પાઠશાળા"ની સ્થાપના થઈ. ત્યારબાદ ઘણીખરી પાઠશાળાઓ અને વિદ્યાપીઠોમાં સહશિક્ષણ પ્રથા દાખલ કરવામાં આવી છે. સ્ત્રીઓને ઉચ્ચતર કેળવણી લેવામાં સહાય કરતા સહશિક્ષણના બીજ આ રીતે ચોથી મેના આંદોલને વાવ્યાં ગણાય.

(૨) મહિલાઓના અધિકારો : ચોથી મેના આંદોલને દેશભરમાં સ્ત્રી સ્વાતંત્ર્ય માટેના આંદોલનને ગતિમાન કરી મુક્યું શાળાઓના સંગઠિત શિક્ષક મંડળો ઉપરાંત, શેંઘાઈ, ક્વાંગટુન્ગ, ચેકીઆંગ, હુનાન, શેચ્યુઆન અને કીઆંગ્સીમાં રાજતંત્રમાં હિસ્સા મેળવવાના સામાન્ય

હેતુસર સ્ત્રીમંડળો સ્થપાયાં. ઈ. સ. ૧૯૨૪ ની વસંતમાં મહિલાઓના ટંગ ચીહ હુઈ (Comradss Society), શેંઘાઈમાં વીમેન્સ સુત્રેમેન્ટ કમિટિ, અને એવી, સ્ત્રી-સ્વાતંત્ર્ય અધિકારમાટેની સંસ્થાઓની સ્થાપના થઈ જુદા જુદાં નામો હેઠળ સ્થપાયલી આ સંસ્થાઓનો હેતુ એકજ હતો : કાયદા હેઠળ, કેળવણીના ક્ષેત્રમાં અને મતાધિકાર અને પુરુષ સાથે સમાનતા મેળવવાનો.

(૩) **ધંધાઓમાં :** ચોથી મેના આંદોલન પછી શિક્ષિત મહિલાઓ માટે શિક્ષકનો ધંધો સામાન્ય થઇ પડયો. સાથે સાથે કારખાનાઓમાં અને વ્યાપારમાં પણ મહિલાઓએ મોટી સંખ્યામાં પ્રવેશ કરવા માંડયો.

(૪) **સમાજ સેવા :** આજ વેળા દેશમાં વાઈ. ડબ્લ્યુ સી. એ. (Young women's Chinese Associations) એ સમાજ સેવાનું કાર્ય ઉપાડી લીધું. એમાં સ્ત્રી અને બાળ મજદૂરોના અધિકારોના રક્ષણનો અને સ્ત્રીઓ માટે શયનાલયોનો સમાવેશ થતો હતો. ધી વીમેન્સ ક્રીશ્ચીઅન ટેમ્પરન્સ યુનીઅન નામની મીશન સસ્થાએ દેશભરમાં પથરાયલી પોતાની શાખાઓ દ્વારા ગૃહસુધારનો પ્રશ્ન હાથ ધર્યો. એના તરફથી સ્ત્રી કેળવણી સંસ્થા અને મહિલા છાત્રાલય ખોલવામા આવ્યાં, એકંદરે સ્ત્રીઓની ઉન્નતિ માટે એણે અતિ સુંદર કાર્ય કર્યું. આ બધાનું પરિણામ એ આવ્યું કે મહિલાઓની સમાજ સેવાના કાર્યપ્રદેશ પ્રતિ પ્રજાનું લક્ષ દોરાયું.

(૪) 'ક્યુમીંગટન્ગની પુનર્રચનાથી મકદન ઘટના સુધી—"ક્યુમીંટન્ગ" પક્ષની નીતિમાં સ્ત્રીઓના અધિકાર સંબંધી નીચે પ્રમાણે સ્વીકાર કરવામાં આવ્યો છેઃ "કાયદામાં, અર્થશાસ્ત્ર, કેળવણી અને સામાજિક બાબ- [illegible]

ચળવળની પ્રગતિને ઉત્તેજવાની અને માર્ગદર્શન દેવાની નીતિ પ્રથમથી જ ક્યુમીંગટન્ગ પક્ષે સ્વીકારી હતી ૧૯૨૮ માં નાન્કીંગ ખાતે રાષ્ટ્રી સરકારેની સ્થાપના થઈ અને ત્યારથી એ આંદોલન એ પક્ષની સીધી દોરવણી હેઠળ આવ્યું. એટલુંજ નહિ પરંતુ બધી સ્ત્રી-સંસ્થાઓ એની દેખરેખ હેઠળ મુકાઈ. ક્યુમીંગટન્ગ પક્ષના માર્ગદર્શન હેઠળ એમની પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે વર્ણવી શકાય.

(૧) **ક્યુમીંગટન્ગ પક્ષ હેઠળ મહિલા-વિભાગ (ખાતાની) સ્થાપના :** મધ્યસ્થ અને સ્થાનિક ક્યુમીંગટન્ગ કારોબારીને સ્ત્રી-વિભાગ ઉઘાડી આપવામાં આવ્યો હતો ત્યારે શેંઘાઈ અને કેન્ટોનમાં સ્ત્રી-આંદોલન કમિટિઓ રચવામા આવી હતી, એમનું કાર્ય પુરુષો સાથે સમાન હક્કો મેળવવાનું અને સ્ત્રી-મજૂરોમાં મજૂર શિક્ષણ ફેલાવવાનું રહેતુ.

(૨) **સ્ત્રી મંડળોની રચના :** નાન્કીંગના મ્યુનીસીપલ ક્યુમીંગટન્ગના મુખ્ય મથકની પુનર્રચના માટેના મહિલા વિભાગ (ખાતા) અને રાષ્ટ્રીય સૈન્યના સેનાપતિના મુખ્ય મથકના રાજકીય શિક્ષણ ખાતાના આશ્રય હેઠળ સ્ત્રી-નેત્રીઓની એક સભા બોલાવી નાન્કીંગ વીમેન્સ એસોસીએશનની સ્થાપના કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો, પાછળથી શેંઘાઈ, પેકીંગ, ટીએન્ટશીન અને કુચાઉની સુધરાઇઓમાં અને આન્હવે અને હોનાન પ્રાંતોના

કેન્દ્રમાં એવાં મંડળો સ્થાપવામાં આવ્યાં, એમનું કાર્યક્ષેત્ર લગભગ સમાન હતું. સ્ત્રીઓને જાગૃત કરી એમની ઉન્નતિ માટે આવશ્યકતા અને એમના દુઃખોનું એમને ભાન કરાવવા ઉપરાંત તેમણે પોતપોતાના વિભાગોમાં જુદા જુદા વર્ગોને એમની દેખરેખ હેઠળ કામ કરવા નોંધ્યા અને પોતાની સંસ્થાઓને સબળ બનાવી. વધારામાં એમણે સ્ત્રીઓને વધારાની કેળવણી આપવા ટુંક-સમયી શાળાઓ અને સ્ત્રી-નોકરોના શિક્ષણ માટેની ફલિયાદી શાળાઓ ચલાવવા માંડી. સ્ત્રી-મજૂરોના લાભમાં એમણે પુરુષ મજૂરોને મળતી સગવડ તે સ્ત્રી-મજૂરોને મળે એ માટે ઝુંબેસ ઊઠાવી. રાજકારણ, કાયદો, કેળવણી અને અન્ય ક્ષેત્રોમાં સ્ત્રીને સમાન અધિકારો મળે એ માટે એમનાથી બનતું સર્વ કંઈ કર્યું. એમાં લગ્નના કાયડાના ઉકેલ માટેના એમના પ્રયાસો પ્રસંશનીય પણ હતા.

**૩. રાષ્ટ્રીય મહિલા મંડળની રચના :** ૧૯૨૯ ની વસંતમાં દેશના જુદા જુદા ભાગોમાંની સ્ત્રી-સંસ્થાઓના પ્રતિનિધિની એક પરિષદ બોલાવવામાં આવી એનો હેતુ રાષ્ટ્રીય મહિલા મંડળ ( National Women's Assocation )ની રચના માટે સરકારને અરજ કરવાનો હતો. આ પરિષદમાં કીઆંગસુ, કવાંગટુન્ગ, મેચવાન, શેંઘાઈ, ચેકીઆંગ, નાન્કીંગ, હોનાન અને અન્હાવેથી પ્રતિનિધિઓ આવ્યા હતા, કમુમીંટન્ગ મધ્યસ્થ કારોબારીની સામાન્ય બેઠક અને સુપરવાઇઝરી સમિતિઓ આગળ રજુ કરવાના ઘણા ઠરાવો કરવામાં આવ્યા, જો કે એનો અમલ કરાવવાના પ્રયાસો નિષ્ફળ ગયા.

**૫. મકદન ઘટનાથી ૧૯૩૭ જુલાઇની ૭ સુધી :**—મકદનની ઘટના પછી આખા દેશની પ્રજા દુશ્મન સામે રોષ અને તિરસ્કારથી સળગી ઉઠી હતી, અને દેશભરમાં મહિલાઓ, પછી તે શિક્ષકો કે વિદ્યાર્થીઓ હો, ગૃહમાં ગૃહિણીઓ કે કન્યાઓ હો, કે ધંધામાં લાગેલી મહિલાઓ હો, શત્રુનો સામનો કરવાના રાષ્ટ્રોદ્ધારના કાર્યમાં જોડાઈ ગઈ. રાષ્ટ્રીય વિગ્રહના આજપર્યંતની મજલ સુધી સ્ત્રીઓને ખાત્રી થઈ છે કે એમનો ઉદ્ધાર, એમની ઉન્નતિ અને મુક્તિ સમસ્ત ચીનની રાષ્ટ્રીય મુક્તિ સાથે સંકેલાયલી છે. જો કંઇ વિરોધાભાસ દેખાતો હોય તો એનું કારણ એ છે કે એ વિગ્રહ પૂર્વે મહિલાઓની પ્રબળ રીતે સંગઠિત સંસ્થાઓ નહોતી. આ સમય દરમ્યાન સ્ત્રીઓના આંદોલને નીચેના ક્ષેત્રો હસ્તગત કર્યાઃ—

૧. રાષ્ટ્રોદ્ધારની પ્રવૃત્તિઓઃ (National Salvation activities )—મકદન ઘટના પછી શત્રુઓનો મુકાબલો કરવા રાષ્ટ્રોદ્ધારક મંડળોની રચના થઈ એમાં શેંઘાઇ ટીએન્ટસીન, પેઈપીંગ, કેન્ટોન હેન્કોના મંડળો બહુજ ઉત્સાહી હતા. એવીજ ટુકડીઓ અન્ય નગરોમાં પણ હસ્તીમાં આવી, જ્યારે ૧૯૩૨ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે પ્રથમ શેંઘાઇ 'વિગ્રહ' ફાટી નીકળ્યો ત્યારે કારખાનાંના મહિલા મજૂરો, વિદ્યાર્થીનીઓ અને ગૃહિણીઓએ યુદ્ધપ્રયાસના કાર્યમાં મોટી સંખ્યામાં ભાગ લીધો. સૈનિકો માટે વસ્ત્રો બનાવવાના કાર્યમાં, ઘવાયલા સૈનિકો માટે, ઇસ્પીતાલો ઉભી કરવામાં, વ્હારે ધાનારી અને પ્રાથમિક મદદ આપનારી ટુકડીઓ ઉભી કરવામાં, સૈનિકોને ઉત્તેજન અને પ્રેરણા આપવામાં, ફંડો ઉઘરાવવામાં તેમજ પ્રકાશન કાર્યમાં એ મંડી પડયાં. " વિરાટ દિવાલ " (Great Wall) આગળના યુદ્ધમાં, સ્યુયાનના વિગ્રહોમાં અને અંતે હાલના રાષ્ટ્રીય યુદ્ધમાં એજ સ્વદેશાભિમાનની લાગણી વડે સ્ત્રીઓએ યુદ્ધપ્રયાસોમાં સક્રિય ભાગ લીધો છે.

(૨) દુષ્કાળ નિવારણ : ૧૯૩૧ ભયંકર રેલના ઝપાટામાં બે તૃતીયાંશ પ્રજા સપડાઈ. પીડિતોને સહાય કરવાનું કાર્ય હાથ ધરવા

સરકારે રેલ સંકટ નિવારણ સમિતિ નીમી. ચીની મહિલાઓએ પોતાનું સંકટ નિવારણ મંડળ ઉભું કર્યું. અને શેંઘાઈ, અને ઉત્તર ચીનના મહીલા મંડળોએ લગભગ ૧૦,૦૦૦ જેટલાં સિવાણુ વસ્ત્રો અને ઓઢવાના પીડિતોને વહેંચ્યાં. નિરાશ્રિતો માટે છાવણીઓ અને મહિલાઓ માટે કામચલાઉ સુતિકાગ્રહો પણ ઉભાં કરવામાં આવ્યાં.

(૩) સ્ત્રી અધિકારો માટેનું આંદોલન: જ્યારે ૧૯૩૧ મે માસમાં લોકસભા ( People's Assembly )નું અધિવેશન ભરાયુ ત્યારે નાન્કીંગના મંડળોએ દિવાની અને ફોજદારી કાયદાઓમાં અમુક ફેરફારની માંગણી રજૂ કરી, જેનો અંતે સ્વીકાર કરવામાં આવ્યો.

-સ્ત્રી અધિકારના સ્વીકાર અંગે : બીજા ચાર મુદ્દાઓ રજુ કરતી અરજ મધ્યસ્થ કારોબારી અને સુપરવાઈઝર કમિટિની પાંચમી સામાન્ય બેઠક આગળ રજુ કરવામાં આવી (૧૯૩૫ માં) એ લોકસભાના પ્રતિનિધિઓની ચુંટણી સંબધે નિયમ ઉપનિયમોની જ્યારે જાહેરાત થઈ ત્યારે એ જોવામાં આવ્યું કે સ્ત્રીઓ માટે ચુંટણીમાં સફળતા મેળવવાનું કાર્ય કઠણ હતું. પાછાં સ્ત્રી પ્રવૃત્તિઓના ચક્રો ગતિમાન થયાં અને સરકાર પાસે વધુ પ્રતિનિધિ માટે માંગણી રજુ કરી. તે વેળા આ માંગણીએ ભારે સણુસણાતી ફેલાવી.

આ હીલચાલના નિરનિરાળાં કાર્યક્ષેત્રો હાથ ધરતી સંસ્થાઓ ઉપરાંત મહિલા સહાયક સભાઓ અને મંડળોની દેશભર પર જાળ પથરાઈ હતી. સર્વનો હેતુ સ્ત્રીઓની મુક્તિનો હતો.

(૬) ચાલુ વિગ્રહના ચાર વર્ષ દરમ્યાનઃ—૧૯૩૭ ના જુલાઈની ૭ મી તારીખે ફાટી નીકળેલા ચીનો–જાપાનીઝ ( ચીન–જાપાન વચ્ચેના ) વિગ્રહ પછી ચીનની સમસ્ત જનતા રાષ્ટ્રની મુક્તિ માટેના સંગ્રામના ધ્વજ હેઠળ નવીનજ સ્વરૂપ ધારણ કર્યું. એમની પ્રવૃત્તિઓએ વધુ વિશાળ અને વ્યવહારૂ રૂપ લીધું. એમના કાર્યના નીચેના અંગોની નોંધ લેવી ઘટે.

(૧) સ્ત્રી સંસ્થાઓનું અકય જોડાણ : રાષ્ટ્રીય વિગ્રહ પરનો પરદો ઉંચકાતાં વેંતજ આખા દેશની મહિલાઓએ એક થઈ જઈને સ્ત્રીઓનું રાષ્ટ્રીય વિગ્રહ સહાયક મંડળ યોજ્યું. ૧૯૩૮ ના મે માસમાં ૧૩ પ્રાંતોમાંથી પચાસ કરતાં વધારે સ્ત્રી નેત્રીઓ કુલીંગ ખાતે એક અતિ મહત્ત્વની સભામાં હાજરી આપી. અમે એ પરિષદમાં મળ્યાં ત્યાં સુધી ઉપર જોવામાં આવ્યું છે તેમ સ્ત્રીઓની સ્થિતી સુધારવા માટે ભારે શક્તિ અને શ્રમ ખર્ચવામાં આવતાં, પરંતુ એ સંસ્થાઓ અને મંડળો જુદા જુદા પ્રદેશોમાં વેરાયલાં હતાં અને એ સર્વ વ્યક્તિગત સંસ્થાઓ હતી. એમના નિયમન માટે કોઈ મધ્યસ્થ સંચાલન–હેતુ–ન્હોતાં. ટુંકમાં એમની વચ્ચે કંઈ સાંકળ–સહકાર ન્હોતી અને એ જરૂરતું હતું કે એ બધી સંસ્થાઓ અને મંડળોને એકત્ર કરવામાં આવે, એમની પ્રવૃત્તિઓ વચ્ચે સહકાર સધાય, અને એમને એક સામાન્ય ધ્યેય વડે પ્રેરણા દેવામાં આવે. કુલીંગની આ સભામાં અમે એ કાર્યની રેખા દોરી–રાષ્ટ્રના વિગ્રહ અને પુનરોદ્ધારના કાર્યમાં ભાગ લેવા સ્ત્રીઓએ એકત્ર થવાના સિદ્ધાંતોની એ રૂપરેખા ! એ વાતની ખાત્રી થઈ કે સ્ત્રી-



ઓની ભરતી માટે કેળવણીના ધોરણની વૃદ્ધિ, એમના જીવન નિર્વાહનો સુધાર, એમના આર્થિક સ્વાતંત્ર્યનું રક્ષણ અને જનતાનાં શિક્ષણ પ્રચાર માટે શિક્ષિત અને બુદ્ધિશાળી મહિલાઓના સંગઠનની જરૂર હતી. એ પણ ઠરાવવામાં આવ્યું કે દેશની બધી મહિલા સંસ્થાઓને ન્યુ લાઇફ મુવમેન્ટ (નવજીવન આંદોલન) ની સલાહકાર સમિતિમાં કેન્દ્રિત કરવી. આ રીતે આ સભાએ એ હીલચાલની છેલ્લાં ત્રીસ વર્ષોની તવારીખમાં સ્ત્રીઓ માટે નવયુગ રચ્યો. આ કેન્દ્ર મંડળના માર્ગદર્શન હેઠળ સહકાર સબળ બન્યો અને કાર્યદક્ષતા વધી

(૨) કાર્યનો અવકાશ:—

*(અ) કાર્યકરો-નેતાઓનું ઘડતર*:—છ સત્રોમાં કુલે ૯૪૧ મહિલાકાર્યકરો તૈયાર કરવામાં આવ્યાં. એમને ગ્રામ્ય વિભાગોમાં, કારખાનાઓમાં, ઘવાયલા સૈનિકો માટેની ઇસ્પીતાલોમાં અને અનાથાશ્રમોમાં કાર્ય સોંપવામાં આવ્યુ છે.

(બ) માલની ઉત્પત્તિ માટેનાં સાહસો:- જ્યારે સરકારનું મથક હેન્કોમાં હતુ ત્યારે મેડમ એચ. એચ કંગે સુંદર ઉત્પત્તિ કેન્દ્રનો પાયો નાંખ્યો. છેલ્લાં થોડાં વર્ષોના સ્વતંત્ર ચીનમાં સ્ત્રીઓએ આ કેન્દ્રમાં અગત્યનો ભાગ લીધો છે. મોખરે રહીને રાષ્ટ્રીય પ્રયાસોમાં સહાય કરનાર મહિલાઓ માટે પેદાશના કયા કયા ઉપયોગી ક્ષેત્રો છે એનો નિર્ણય કરવા જોઈતી માહિતી એકત્રિત કરવા મેડમ કંગે હેન્કોના કારખાનાઓની મુલાકાત લેવા માંડી ને એ નિર્ણયપર આવી કે રેશમની પ્રક્રિયામાં સુધાર અને સુતરાઉ કાપડના વણાટ જેવા ગૃહઉદ્યોગો એમને અનુકૂળ બને. ત્યારથી અન્ય ક્ષેત્રોની સાથે સાથે ઝેન્ચુઆનના રેશમ- ઉદ્યોગના પુનરોદ્ધારની પાછળ એ પ્રેરણાશક્તિ બની રહી છે એના કારોબારી અધિકારી તરીકે એણે ઝેન્ચુઆનના અગીઆર પરગણાંઓમાં રેશમના કીડાના ઉછેરની નવી પદ્ધતિ દાખલ કરી છે. છેલ્લા વર્ષ દરમ્યાન આ નવી પદ્ધતિના પરિણામે આગલા વર્ષ કરતાં સીત્તેર ટકા વધુ સારી પેદાશ થઈ છે, રેશમના સહકારી મંડળો (ઉત્પત્તિ ખાતા હેઠળ.) હેઠળ ૧૨૦૦૦ કુટુંબો આવ્યાં છે. એની હવે ખાત્રી મળે છે કે નજદીકના ભવિષ્યમાં ઝેન્ચુઅન ચીનના રેશમ ઉત્પાદન કેન્દ્રોમાં અગ્ર કેન્દ્ર તરીકેનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરશે.

મેડમ કંગે માત્ર રેશમ તરફજ લક્ષ આપ્યું નથી. એમની પ્રેરણા વડે ઝેન્ચુઆનમાં ચાર સાહસો હાથ ધરવામાં આવ્યાં.—(૧) સ્પીનીંગ એન્ડ વીવીંગ ફેક્ટરી, હાથ બનાવટના ઉપયોગ માટેનું કારખાનું, રેશમના કીડાના ઉછેરનું કેન્દ્ર અને એના કાંતણ અને વણાટના અખ્તરા માટેનું કેન્દ્ર. પ્રજાની અને લશ્કરની જરૂરીઆત પુરી પાડવા અડધી પેદાશ દેશમાં વેચવામાં આવે છે જ્યારે અડધી બહારના માલના બદલામાં પરદેશ ચઢાવવામાં આવે છે. આ માટે નિષ્ણાતોનું દળ તૈયાર કરવામાં આવ્યું છે અને ઉત્પત્તિ પ્રવૃત્તિઓમાં ગ્રામ્ય વિભાગની સ્ત્રીઓને માર્ગદર્શન કરાવવા સહકારી મંડળો અને સલાહકાર સમિતિઓ યોજવામાં આવ્યાં છે.

(ક) બાળરક્ષણ:—ચાઈનીઝ વીમેન્સ નેશનલ વૉર રીલીફ એસોસીએશન (ચીની મહિલાઓનું રાષ્ટ્રીય યુદ્ધ નિવારણ મંડળ) ના આશ્રય હેઠળ નિરાશ્રિત બાળકોના રક્ષણ માટે એક મંડળ કાઢવામાં આવ્યું. એની શાખાઓ પ્રાંતોમાં પણ હતી અને એનું કાર્ય યુદ્ધ દરમ્યાન બાળરક્ષણ કરવાનું હતું. અદ્યાપ ૫૪ અનાથાશ્રમોમાં ૨૪૯૯૭ અનાથ બાળકોની સંભાળ લેવાય છે.

(ખ) સૈનિકોને ઉત્તેજન આપવાનું કાર્ય: ચીની મહિલાઓની રાષ્ટ્રીય વિગ્રહ સમિતિની સ્થાપના થયા બાદ યુનાન, ક્વાંગ્સ્ન્ગ, કોઆંગસુ, ક્વેઈઆંગ, સેન્સી, કાન્સુ, કોઆંગસી અને કેવેઈચાઉ પ્રાંતોમાં તેમજ ન્યુયોર્ક, લંડન,

પારીસ અને ફીલીપાઈન ટાપુઓમા એની શાખાઓ ખોલવામાં આવી. જુદા જુદા સમયે શિયાળુ વસ્ત્રો (ગરમ) કપડાંના પગરખાં અને મોજાં દવાઓ અને રૂની ગાદીવાળાં કપડાંઓ એકઠાં કરવા પ્રયત્નો કરવામાં આવ્યા. આ પ્રયાસોનાં પરિણામે ૫૦,૦૦૦,૦૦૦ ડોલર રોકડા, ૫૦૦ ઔંસ સુવર્ણ અને ચાંદીના આભૂષણો, ૩૦,૦૦૦ જોડ પગરખાં, સેંકડો જોડી શિયાળુ અને ઉનાળા માટે વસ્ત્રોની અને ૨૦ કરતાં વધુ પ્રકારની દવાઓ એકઠી કરી શકાયાં. રણસંગ્રામ પર અને પીડાતા સૈનિકોને વ્હેંચવામાં, ઈસ્પીતાલોમાં ઘવાયેલા સૈનિકોને બક્ષિસ તરીકે આપવામાં અને સેનામાં જોડા-સૈનિકોના કુટુંબોને વ્હેંચવામાં એનો વપરાશ કરવામાં આવ્યો. ઘવાયલાઓની સારવાર માટે ઇસ્પીતાલો કાર્યકર્તાઓ, સેવિકાઓ રાખવામાં આવી છે.

(ગ) જીવનમાર્ગ અંગે સલાહઃ-આ કાર્ય પ્રદેશનો હેતુ સમાજના પ્રત્યેક વર્ગોની મહિલાઓને નવજીવન સિદ્ધાંતો ( New Life Principles ) હેઠળ એકત્રિત કરવાનો છે. વુહાન નગરોમાંથી ૩૦૦૦૦ કરતાં વધુ સ્ત્રી મજૂરોને એમનું ઉત્પાદન કાર્ય ચાલુ રાખવા માટે અંતર ભાગમાં ખસેડવામાં આવ્યા. લગભગ સઘળાં કારાનખાઓમાં મજૂરોને જ્ઞાન અને સલાહ આપવા માટે નિયમિત કાર્યકરો રોકવામાં આવ્યા છે. વધારામાં દરેક વર્ગની સ્ત્રીઓના જીવનને સ્પર્શતા પ્રશ્નોનો ઉકેલમાં સહાય કરવા માહિતી વિભાગો ખોલવામાં આવ્યા છે.

(ઘ) ગ્રામોદ્ધાર કાર્યઃ-એક બાજુ સ્ત્રીઓના જીવનનું ધોરણ ઉચ્ચ કરવાના હેતુથી અને બીજીબાજુ એમના જીવનની રહેણીકરણી સુધારવા માટે સદાયે ગ્રામ્ય વિભાગોમાં સ્ત્રી અને બાળકો માટે સાહિત્ય વર્ગો ( અક્ષરજ્ઞાન આ કાર્ય યાંગની નદીના પ્રદેશમાં ચાલુ છે. આ કાર્યક્રમનો લાભ ચાર પરગણાંઓને મળે છે-હયુઆંગ્વી, અને હુપે પ્રાંતના શીઆઓક્નને હુઓન પ્રાંતના ટંગન અને હેંગશાન વિગેરે દશ પરગણાંઓને ઝેચ્યુઆન પ્રાંતના ચેકીઆગ અને પેંશુ મળી ૨૮ પરગણાંઓને મેઈટલન અને પીહસીએન મળી બીજા ૫૦ ઝેન્યુઆન પરગણાંઓમાં આ પ્રવૃત્તિ ભારે પ્રગતિ કરી રહી છે, જ્યારે આ પ્રાંતમાં કાર્યકરો સંખ્યામાં વધારો કરી કામ આગળ ધપાવવાના પ્રયાસો ચાલુ છે.

(ચ) સંપર્કો સાધવાનું અને પ્રગતિ કાર્યઃ-આ કાર્યક્રમની પ્રગતિ માટે દેશમાં અને પરદેશમાં મહિલા સમિતિઓ બનાવવામાં આવી છે. આજસુધીમાં આવી સમિતિઓ ઝેચ્યુઆનમાં, હુનાન, કવૈચાઉ, કવાંગટન, કવાંગસી, હોનાન, શેન્સી, પંચમયુદ્ધ વિભાગ અને કાંસુ, સાન ફ્રાંસીસ્કો, સીએટલ, ચીકાગો, બોસ્ટન, વોશીંગ્ટન, ન્યોર્ક, લોસ એન્જેલીસ, સેક્રામેન્ટો, બાલ્ટીમોર અને પોર્ટલેન્ડ વિગેરે સંયુક્ત રાજ્યોના નગરોમાં, તેમજ હોંગકોંગમાં સ્થાપવામાં આવી છે. સાખાઓમાં કેન્દ્ર જેવુંજ કાર્ય ચાલે છે. વધારામાં રાષ્ટ્રીય સરકાર, કારોબારી યુઆ, ધારાસભા યાન અને બીજી સરકારી સંસ્થાઓમાં ન્યુ લાઈફ વીમેન્સ સર્વીસ કોરો ઉભી કરવામાં આવી છે. પ્રાંતોમાં પણ આ પ્રથા અમલમાં છે. દરેક પ્રાંતના પ્રમુખની પત્નિ પોતાના પ્રાંતમાં થતા કાર્ય માટે વીમેન્સ એડવાઈઝરી કૌંસીલની - કારોબારીને સીધા જવાબદાર હોય છે. એ પોતાનું કાર્ય ઉત્સાહ અને એકનિષ્ઠાથી કરે છે અને સ્વાતંત્ર ચીનમાં સઘળે આ ટુકડીઓ વિચારપૂર્વક અને વ્યવહારૂ રીતે સ્ત્રી-આંદોલનની પ્રગતિ સાધી રહી છે.

(છ) સંસ્કૃતિવર્ધક કાર્યઃ-સ્ત્રીઓની સં-

# ૬૦ વર્ષ ઉપરનું 'સ્ત્રીબોધ'

સંપાદીકા : બહેનશ્રી. જરબાનુ કાબરાજી

ગયા મે માસના "કાબરાજી સ્મારક અંક"માં સ્વ૦ પુતળીબાઈનો એક લેખ જુન ૧૮૮૩ ના સ્ત્રીબોધમાંથી ઉતારવામા આવ્યો હતો તે ઉપરથી વાંચનારી બહેનો સહજ જાણવા ઇચ્છે કે ૬૦ વર્ષ ઉપર સ્ત્રીબોધ કેવું હતું? એટલું તો ચોક્કસ કે તે વર્ષમાં સ્ત્રીબોધ વાંચ્યું હોય એવાં ભાગ્યેજ આજના વાંચકોમાં કોઈ રહ્યું હોય. માટે એ વર્ષનાં સ્ત્રીબોધની થોડીક સામટી તપાસ લઈએ તો આપણે શું જોઈએ છીએ?

તે વેળાએ સ્વ૦ કેખુશરો કાબરાજી તંત્રી હતા અને ઘણા ખરા વિષયો તેઓ પોતે લખતા હતા. તે સિવાય એક લાંબી, પારસી સંસારની વાર્તા, "**સોલીને સુધારનારી સુની**" આખું એક સાલ પોતે લખી હતી. તે વેળાએ સ્ત્રી લેખકોના લેખ બહુ જુજ જોવામાં આવે છે. સ્વ૦ પુતળીબાઈના અનેક લેખો ઉપરાંત, ત્રણ બાળકથાઓ સ્વ૦ જરબાનુ નાં નામ પર જણાય છે. એઓ અધિપતિનાં વડા દીકરી હતાં વિજ્ઞાનને લગતા વિષયોમાં સુરજ, પૃથ્વી, વરસાદ, પાણી વગેરે બાબતો છે, જેમાં ૭ લેખ ચોમાસાં વિષે છે. બીજા ૭ લેખ પદાર્થજ્ઞાનને લગતા છે જેમકે "ગરમ થવું એટલે શું,?" "રજકણ તે શું,?" "નાશ અને વધ" વગેરે. દર મહીને એકેક લેખ વૈદક જ્ઞાન તથા આરોગ્યને લગતો છે; જેવો કે, "તુરતનાં જન્મેલાં બાળકની માવજંત" તથા મરહુમ ડૉ૦ જાંહગીર માણકજી પેન્ડીના ૭ લેખ છે, તે "આપણા શરીરમાં શું શું છે", "શરીરમાંનાં તત્ત્વો," "તનદુરસ્તી-તેની વિદ્યા," "હવાની વિદ્યા," "હવા કેમ બીગડે છે." વળી "દરદી બાળકો અટકાવવાં હોય તો પરણ્યા અગાઉ લેવાની સંભાળ," "બાળકના જન્મ અગાઉ માનાં ખોરાકની સંભાળ," "માતાનાં મન અને તન સ્વચ્છ અને સુખી રાખવા વિષે," "સુવાવડનું ઘર કેવું જોઈએ," આ મથાળાંના વિષયો મૂળ બંગાળી ઉપરથી મરહુમ જાણીતા લેખક શ્રી નારાયણ હેમચંદ્રે લખ્યા છે..

સંસારી વિષયોમાં જ૦ ૨૦ મા૦ એવી સહી સાથે "ચાર નોશાકીં ચિત્રો" માં નવસારીના પારસીઓમાં ચાલતા વહેમો વિષે કાંઈક રમુજ આપેલી છે. વળી ઇન્સાફની કહાણીઓ આપી છે, તેમાં "ધર્મગુરુ કે ધર્મઢગ," એ મથાળા હેઠળ ફ્રાન્સના રાજા ૧૪ મા લુઈના વખતની એક ઇતિહાસીક વાર્તા છે. જુના શહેરોનાં વર્ણનોમાં જ્વાલામુખીથી નાશ પામેલા હરક્યુલેનીયમ અને પોમ્પીઆઈ શહેરોના હેવાલ પુષ્કળ ચિત્રો સહિત છે, તેમજ ઈરાન દેશના પરસીપોલીસ શહેરમાં આવેલા પારસી પાદશાહઓના સુંદર મહેલોનાં વર્ણન અને ચિત્રો આપેલાં છે.

ઉપર જણાવેલ બાબતોમાં કેટલીક એવી છે કે જે આજની ભણેલી સ્ત્રી વાંચકોને ઘણીજ સાધારણ લાગે અને તેઓ ધારે કે આ બધું તો આપણે નિશાળમાં નિચલા વર્ગોમાં શીખી ગયાં, પણ આજ દેખાડી આપે છે કે ૧૮૮૩ ની એક હિંદી સ્ત્રી અને ૧૯૪૩ ની એક હિંદી સ્ત્રીના જ્ઞાનમાં કેટલો બધો તફાવત છે. ૬૦ વર્ષ ઉપરની સ્ત્રીબોધની વાંચનારીઓને સાધારણ જ્ઞાન પણ સાદી, સહેલી ભાષામાં પીરસવું પડતું હતું. આજે સ્ત્રી કેળવણી એટલી બધી આગળ વધી છે કે સ્ત્રીઓ અઘરી બાબતો ઉપર લખી પણ શકે છે. "સ્ત્રીબોધ". ના અસલ સ્થાપકો અને પહેલા અધિપતિને આ સુંદર વિકાસની જાણ જો થતી હોય તો તેમના આત્માઓને કાંઈક ખુશાલી, કાંઈક સંતોષ પ્રાપ્ત થતો હશે. કેમકે હિંદ દેશની

# આપણું બાલધન

## ( એક ભાવવાહી સંવાદ )

[ કર્મે અને ધર્મે એક શિક્ષક; એક સમાજસેવક, એક સદ્‌ગૃહસ્થ ( પોષક ) અને એક અધિકારી (રક્ષક) એ ચાર જણનું મિત્ર મંડળ ચર્ચા કરતું ચાલ્યું આવે છે. ]

### દૃશ્ય ૧ લું

શિ૦—તલપદો અભ્યાસ સિવાય બાળકોના પ્રશ્નોનો ઉકેલ નહિ સૂઝે.

ગૃ૦—એ ખરું પણ એ અભ્યાસ પૂરો ક્યારે થાય? અને કોણ કરે?

સે૦—સ્વ. ગિજુભાઈએ એ સંબંધમાં ઘણું વાંચ્યું; વિચાર્યું અને લખ્યું છે.

અ૦—અને બાલમંદિરની સ્થાપના પણ કરી છે.

સે૦—પણ એટલું પરિપૂર્ણ નથી. ગામડે ગામડે અને ઘેરઘેર એ પ્રકાશ પહોંચવો જોઈએ.

શિ૦—એ માટે તો પ્રત્યેક ગામડે ગિજુભાઈ ઉગવા જોઈએ. (જરા આગળ ચાલીને) રહો. પેલા બાળકો આવે છે. તેની બાલલીલા જોઈએ.

(બાજુ પર જાય છે ).

### દૃશ્ય ૨ જું

[ મોઈદાંડીઓ, ભમરડો, ચકરડાં, ગેડીદડો લખોટી, ગોફણ વગેરે રમતનાં સાધનો સાથે કૂદતા નાના મોટા છોકરાઓ આવે છે. ]

૧—હું નો'તો કે'તો, કે એ ભાભો ચોરે રમવા નથી દેતો.

૨—ઈ ભાભો મને ઓળખે છે હોં કે! મારી વાંસે લાકડી લઈને ચર્યો, પણ હું કેવો ભાગ્યો! ભાયડો હાથમાં ન આવે હોં!

૩—હાલો ધર્મશાળામાં આંબલી પીપળી રમીશું.

૧—ત્યાં બાવો ના પાડે છે. તે દી ડાળ ભાંગી ત્યારથી કોઈને ચડવા નથી દેતો.

૪—છુટ દડી રમીશું.

૧—ના ભાઈ ના, એની આંબલીના કાતરા ખાઈ જાય કોક, ને પડે આપણે માથે. ત્યાં નથી જવું.

૩—નદીએ રમવા જઈએ ત્યાં કોઈ ના નહિ પાડે.

૪—બાઈ માણસ નાવા ધોવા આવે, ત્યાં કોણ રમવા જાય?

૧—તે દી મારું પૈડું નદીમાં ગયું, તો લઈ લીધું, પછી માંડમાંડ પાછું દીધું.

૪—ત્યારે હાલો ઝાંપે ત્યાં કોઈ નહિ હોય.

૨—મારે નથી આવવું, ઓલી ડોસીને તારો દડો વાગ્યો. ને મારે ગાળો ખાવી પડી. વળી મારી માએ મને માર્યો.

( ત્રણ મોટા છોકરા આગળ આવે છે ).

૫—હવે અમારે ક્યાં રમવા જવું? ઘેર રમીએ તો કહે છે કે ઘરમાં ન રમાય. ફળીયામાં રમીએ તો કહે છે કે ગોકીરો કરો માં, શેરીમાં બધાં માણસો હાલે ચાલે, એટલે ત્યાં રમવાની જગ્યા ન મળે. ધર્મશાળામાં બાવો ના પાડે. નદીએ બાઈ માણસ વઢે. હવે અમારે ક્યાં રમવા જવું?

૬—મોટા ભાયડાઓ ચોરામાં બેસી ગંજીપતે અને સોગઠાંમાજી રમે, પણ અમને ના પાડે, અમે કાંક બોલીએ તો પેલો ભાભો દાંતીઆ માંડે ને મારવા દોડે.

૭—ઠાકોર મંદિરમાં સ્ત્રીઓ ભેળી થાય. ગીત ગાય ને ગરબે રમે પણ અમને રમવાની રજા નહિ.

૬—નિશાળમાં ભણાવે. ત્યાં સુધી ઠીક પછી દરવાજા કરે બંધ. અમને એકલા એકલાને કમ્પાઉન્ડમાં રમવાની રજા નહિ.

૭—અમારા બાળપુસ્તકાલયમાં પણ એમજ છે, અમે વાંચતાં હોઈએ, ત્યાં મોટા માણસો આવી, અમારા માથા ઉપર ઊભા રહે. કોઈ તો [illegible]

આડા ઉભા ઉભા વાતો કર્યા કરે, ને અમને અંધારું પાડે.

૪—(ભમરડાને દોરી વીંટતો). એલા ! હાલો બધા ઉકરડે. ત્યાં કોઈ આડો નહિ આવે કુંભારનાં ગધેડાંને તગડશું ને કુતરાં હુળદાવીશું.

( જાય છે ).

દૃશ્ય ૩ જું

શિ૦—આ આપણી ઉગતી પ્રજા. આવતી કાલના નાગરિકો.

સે૦—જે ઉકરડાઓ સાફ કરાવવા માટે હું ટોપલા ને પાવડા ઉપાડવાની અરજ કરું છું, એજ ઉકરડા આ બાળકોને રમવાની જગા ! શરમની વાત છે. કુતરાં હુળડાવવાં અને ગધેડાં તગડવાં એ તે કંઈ રમત કહેવાય ?

ગૃ૦—આપણે નાના હતા, ત્યારે આ ગલુડિયાં રમાડતા, એના જેવું આ છોકરાઓ પણ રમતા હશે.

સે૦—શું કહો છો ? ઉકરડે રમવા જવું ? બાળકો એ પ્રભુની થાપણ છે. તેને આમ રઝળતી મુકવી કે સંભાળવી ?

ગૃ૦—સંભાળવી ? એની કોણ ના કહે છે, બાળકોને ખવડાવવામાં, પીવડાવવામાં માબાપ કેટલો ભોગ આપે છે.

સે૦—ધવડાવવા અને ખવડાવવામાં પશુ-પક્ષીનો હીસ્સો ઓછો નથી.

ગૃ૦—કિંમતી ઘરેણાં લુગડાં બાળકોને પહેરાવે છે.

સે૦—નાનાં બાળકોના સંબંધમાં એ દુશ્મનાવટનું કામ કર્યું કહેવાય.

ગૃ૦—ત્યારે માબાપ શું કરે ? આખો દહાડો તેની પાછળ પૂંછડા માફક ફર્યા કરે ! અને એમ કરવું, એ પરવડે ખરું !

શિ૦—હું એમ નથી કહેતો. પણ બાળકોના સંબંધમાં કંઈક વિશેષ કરવું જોઈએ.

ગૃ૦—હોમ-હવન, તપ-તીરથ, દાન-પુણ્ય, મંતરજંતર, બાધા આખડી, એવું ઘણું ઘણું એક માત્ર સંતાન પ્રાપ્તિ માટે માણસો કરે છે.

સે૦—પણ પછી શું ? એથી કંઇ માણસાઇ આવે ? માનસિક વિકાસ થાય ?

ગૃ૦—એ માટે બાળકોને નિશાળે બેસાડે, કોઇ ખાતાં પીતાં માબાપ હોય, તે ટ્યુશન રાખે

શિ૦—નાનાં બાળકો માટે ટ્યુશન એક બદી છે અને...

સંતાનો શાળાને સોંપી, વાલી છૂટી પડે,
એમ ઉતારે અલાબલા, તો કેમ રગશીયું રડે!
વળી—

વાલી થયાં તે વારસો દેવાં, મથી મથી, સીંચે,
પણ વારસના તનનું ન પૂછે, તો મનનું ક્યાંથી પૂછે!

ગૃ૦—હં ! ફરી બોલો તો. ( ફરી બોલાવે છે). હવે હું તમારું કહેવું સમજ્યો. બાળકોના શારીરિક અને માનસિક વિકાસ માટે માબાપોએ બનતું બધુંજ કરવું જોઇએ.

શિ૦—એ માટે તો કહી કહીને મારી જીભના કુચા થયા. ભગવાન વેદ વ્યાસે શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં બાળમહિમા ગાયો છે.

સે૦—પણ પેટભરા, પુરાણીઓ, લાલચુ કવિઓ, અને ઘેવલી ભક્તિવાળાઓએ એને એવો રંગી નાખ્યો છે કે કહેતાંયે શરમ આવે !

અ૦—માતા જશોદાજીએ અને નંદરાયજીએ બાળ શ્રી કૃષ્ણને પોતાનો ગોકુળનો વારસો દેવાની ચિંતા નથી કરી, પણ તેનો વિકાસ સાધ્યો છે. તેમને પગભર થવા દઈ, આપકર્મી બનાવ્યા છે.

શિ૦—સાંદિપની ઋષિના આશ્રમમાં મૂકી, સમાનતા અને સેવાભાવ શીખવ્યા છે.

સે૦—આજનાં ઠાકોર મંદિરો બાલમંદિર બને આજના પૂજારીઓ જીવતા જાગતા બાળ-ગોપળના આચાર્ય બને, તો આજેજ બાલકો પ્રજાસમસ્તનું બાલધન બને.

શિ૦—એ માટે આપ જેવા સાધન સંપન્ન સદ્‌ગૃહસ્થોએ જરૂરીયાત પૂરી પાડવી પડશે. આપ જેવા સંરક્ષકોએ મર્દાનગી ભરી રમતો, વાતો, ચિત્રો અને આદર્શો સરજવા પડશે. અને આપ જેવા સમાજ સેવકોએ દીવે દીવો પ્રગટાવે તેમ ગામડે ગામડે ને ઘેરઘેર એનો પ્રકાશ પહોંચાડવા કટીબદ્ધ રહેવું પડશે.

સે૦—અને તમે!

શિ૦—હું મારી રીતે કામ કરી રહ્યો છું, ચાલો બતાવું. (જાય છે.)

દૃશ્ય ૪ થું

(કન્યાઓ ગરબો ગાય છે.)

બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
ફૂલ્યું ફાલ્યું ભરાય ઉર એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
અહા! અભરે ભરાય ઘર એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
નયી નીરખ્યે ધરાય નેણુ એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
બોલ્યા બોલે સુકાય વેણુ એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
જેના તેજે અંજાય સર્વ એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
જેના જીવ્યે જીવાય જગત એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
નિત નવલાં સવાય થાય એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
મહા દિલથી મપાય કાંય એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
સારા વિશ્વનો સમાય સુખ એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.
મારે મન તો એ ઇશ રૂપ એવડું જો,
બેન! પૂછો શું? બાલધન કેવડું જો.

(કન્યાઓ ગાતી ગાતી જાય છે, શિક્ષક તાળીઓ પછી પ્રોત્સાહન આપે છે.)

શિ૦—સદ્‌ભાગ્ય છે, કે આપણા સમાજમાં કન્યાઓને માતાઓનું પક્ષબળ છે.

સે૦—છતાં આપણાજ સમાજમાં દીકરો જન્મે, ત્યારે થાળી, અને દીકરી જન્મે ત્યારે હાંડલી વગાડવાનો રિવાજ છે.

ગૃ૦—(મંદ હાસ્ય) એ રિવાજ નાબુદ થતો જાય છે. પણ કન્યાના ઉછેરની કુલ જવાબદારી માતાઓ પર છે, એ વાત તો ખરી.

અ૦—તો પછી કન્યાઓના શિક્ષણ સંસ્કારનો યશ એકલો માતાના ભાગે જાય. એ સ્વાભાવિક છે.

ગૃ૦—દીકરી પારકી થાપણ કહેવાય. એટલે એની ચિંતા બાપને જરા કમતી હોય, ને હોય.

સે૦—પણ પોતાની થાપણને વધુમાં વધુ વારસો દેવાની ચિંતા મા અને બાપ બંને ભોગવે છે.

ગૃ૦—દીકરો વારસદાર ગણાય. એટલે પક્ષપાત તો થાય જ.

શિ૦—એ વિચાર કુમાર અવસ્થાનો થયો. આજે આપણે દેવના દીધેલ બાળકો વિષે ચર્ચા કરીએ છીએ. જુઓ એમનું સરઘસ આવ્યું.

સરઘસ.........

[બાળકોને બિવરાવશો નહિ. બાળકોને મારશો નહિ. બાળકોના અંગ ઉપર ઘરેણાં ને લુગડાંનો ઠઠારો કરશો નહિ. બાળકોને રમવા દેજો, બાળકોને રમકડાં દેજો. વગેરે સૂત્રો પોકારતું ].

ગીતઃ—અમે તો નાનકડાં સૌ બાળ;
અમારે માટે આવતી કાલ.
ઝાઝું ઝાઝું રમવા દેજો,
ભુગતે જમવા દેજો.
ભાત ભાતનું ભાથું ભરવા;
ભણતર ભણવા દેજો.
ઘટે કહેવા જેવું કહેજો,
અમોને ઢાલ બની રહેજો.
(સર્વે જાય છે.)

# સેવાભાવી યુવકનો સંસાર

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ



અનિલ કૉલેજમાં અધ્યયન કરતો હતો. એ સાદો અને સરલ પ્રકૃતિનો યુવાન હતો. એનું માનસ વિચારશીલ હતું. એનો પિતા ધનવાન હતો. સારા વેપારી તરીકે નવલરાયે ધન અને પ્રતિષ્ઠા મેળવ્યા હતા. પોતાના પુત્રને સારો વેપારી બનાવવાના એને કોડ હતા. પરંતુ પુત્ર મનથી જ વેપારને ધિક્કારતો હતો. એને પૈસાનું વિશેષ આકર્ષણ નહોતું. એને મોજમજાહમાં આનંદ આવતો નહોતો. એને ઐશ્વર્ય, પ્રતિષ્ઠા, મહત્તા, મહત્ત્વાકાંક્ષા અને પ્રશંસા તરફ સુગ હતી પૈસાદારનો પુત્ર હોવા છતાં એ સાદડી ઉપર સૂતો પોતાના હાથે સાંજે એક નાની ઓરડી (ભાડાની)માં એક વખત જમતો. કદી લેશનનું બહુ દબાણ હોય તો વીસીમાં જમી આવતો હતો એ માત્ર એક ખાદીનું ધોતીયું અને બંડી પહેરતો હતો. પગમાં ચંપલોથીજ ચાલતું હતું. એના ફરનીચરમાં માત્ર એક જોડી કપડાં, પુસ્તકો લખવાની સામગ્રી અને સુવા ઓઢવા માટે સાદડી અને કામળી હતા થોડા વાસણો—રસોઈ માટે હતા. એ પોતાની ઓરડી હાથે સ્વચ્છ રાખતો. એની ઓરડી કે આસપાસના વાતાવરણમાં જરાપણ ગંદકી હતી નહિ.

સવારના વહેલા ઊઠવું શૌચ પતાવી કસરત કરવી-ટાઢે પાણીએ સ્નાન કરી એક શેર દૂધ ગરમ કરી પી લેવું. તે અરસામાં સૂર્યોદય થતો હતો. અનિલ મોટી ઝોળી લઈને સાઈકલ ઉપર બેસી બહાર નીકળતો, એ ગરીબ વસ્તિમાં ફરતો હતો. સૌ એને ઓળખી ગયા હતા. એ સાચા ગરીબોને ઓળખતો હતો, તપાસને અંતે ખરી તંગી ધરાવનારને એ અન્ન, વસ્ત્રો, અને એવી વસ્તુઓ આપતો હતો. કેટલાંક ગરીબનાં છોકરાંઓને તે એમના પાઠ્યપુસ્તકો, પેન્સીલો અને કાગળો પણ લાવી આપતો હતો. કેટલીક વિધવાઓને અન્ન પહોંચાડતો હતો. એમને રેંટીઆ માટે કપાસની પુણીઓ પણ મુફત આપતો હતો. એને અભિમાન કે મોટાઈ નહોતા, ગરીબો સાથે ગરીબ થઈને વર્તતો હતો એની જિહ્વામાં મીઠાસ હતી. એના વર્તનમાં દયા અને એના શરીરમાં સહકાર હતો. આ કામમાં એને બેકલાક લાગી જતા હતા. એને એમાં ખૂબ રસ આવતો. એનું જીવન દીનસેવામાં મહાલતું હતું. ગરીબોના અતિ દુઃખમય અને મુશ્કેલ જીવનના રહસ્યો એ સમજ્યો હતો એને બહુ અનુકંપા આવતી હતી. પોતાના સાધનો એણે ગરીબોની સેવામાં સમર્પણ કર્યા હતા. માસીક એનો ઉદાર પિતા બસો રૂપિયા ખર્ચ માટે આપતો હતો. પરંતુ આ સર્વે રૂપિઆ અનિલભાઈના હાથમાંથી તા. ૩૦–૩૧ ના ખલાસ થઈ જતા.

સવારે નવ વાગે એ ઓરડીએ આવીને રાંધવા બેસતો હતો. સમય ન હોય અને મોડું થયું હોય તો વીસીમાં પણ પતાવી આવતો હતો. એનો આહાર રોટલા દૂધ અને શાક હતા. મોસંબી અને ફળો પણ તે વાપરતો હતો. મરચા મસાલાને એ નજદિક પણ જતો નહિ. મીઠાઈ, ભજીઆ, કચોરી ઉપર પણ એને ચીડ હતી. એની રસોઈ પણ થતી જાય અને સાથે લેશન પણ થતું જાય. રસોઈ તૈયાર થઈ એટલે જમી લે, જમીને સાઇકલ ઉપર બેસીને કૉલેજમાં ચાલ્યો જાય. કૉલેજમાં એણે B. A.માં ઐચ્છિક વિષય તરીકે પોલીટીકલ એકોનોમી લીધી હતી. એ કૉલેજમાં પણ ગરીબ વિદ્યાર્થીઓને શોધી કાઢતો. કોઈને

જાતે શીખવતો. કોઈને પુસ્તક તૈયાર આપતો કોઈને પુસ્તક ખરીદી પણ આપતો. કોઈના ટર્મની ફી પણ એ ભરી આપતો. આવા ખર્ચ માટે એ પિતાથી છાના માતા પાસેથી પૈસા મંગાવતો હતો. દયાળુ માતા એને પૈસા મોકલતી હતી. અનિલ આ સર્વે વાતો અતિ ગુપ્ત રાખતો હતો. એનો જમણો હાથ જે દાન કરતો તે ડાબા હાથ ન જાણે એવી ગુપ્તતા એણે સેવી હતી. એની કીર્તિની મહત્તાને સ્પર્શવી નહોતી.

અનિલ બીજા વિદ્યાર્થીઓ સાથે બહુ મીઠાસથી વર્તતો હતો. પણ કોઈની સાથે વધારે ભેળાતો નહોતો. અનેક વિદ્યાર્થીઓ એના સહવાસને માટે ઝંખતા હતા. પરંતુ એ કોઈની સાથે મૈત્રિવાલાને ઉત્તેજન આપતો નહોતો. કોઈ વિદ્યાર્થીને કાંઈ શીખવું હોય તો શીખવવાની ના પાડતો નહિ. પરંતુ ચર્ચાઓ, સંવાદો, તકરારો, ઝગડાઓ, રમત-ગમતો, નાટકોમાં તે ભાગ લેતો નહિ. એને પૈસાદારના પુત્રો ચોમાવલો ગણતા, સતડો કહીને પણ સબોધતા હતા. કોલેજના પ્રોફેસરો સાથે પણ એ મળતો હળતો નહિ, સામાજિક મેળાવડાઓમાં એ કદી ભાગ લેતો નહિ. પ્રોફેસરોના ઘરના પગથિયા ઘસાવતો નહિ. પોતાને રસ્તે જવું અને કોઈના કામમાં માથું મારવું નહિ એ એના નિયમો હતા. કોઈની કુથળી કે નીંદા કરવાનું તો તે શીખ્યોજ નહોતો. ભણવામાં તે હોંશિયાર હતો. પરંતુ પાસ માર્ક કરતા કદી પણ વધારે તે મેળવતો જ નહિ, કોલેજની પરીક્ષાઓમાં ઉંચે નંબરે પાસ થવાની મહત્ત્વકાંક્ષાને ખોળે એ કદી આશ્રય લેતો નહિ.

કોલેજમાં અનેક વિદ્યાર્થીનીઓ હતી. અનિલ સૌને આદરથી નમન કરતો હતો, પરંતુ કોઇની સાથે સાધારણ વાતચીત સિવાય બીજો આકર્ષક દેખાવનો, ગોરી ચામડીનો કસરતી શરીરનો યુવાન હતો. સાદા જીવન અને સાત્વિક આહારવિહાર અને યોગ્ય પ્રમાણની કસરતથી તેના મોઢા ઉપર યુવાની શોભતી હતી, ઘણી વિદ્યાર્થીનીઓ એના સહવાસને ઝંખતી હતી કોઈ એને રમતગમતમાં આમંત્રણ આપતી, પણ અનિલ આ વાતની ચોકખી ના પાડતો હતો. એની સામે વાંચવાની કેટલીક વિદ્યાર્થીનીઓ ભારે હોંસ દેખાડતી પણ અનિલ એવી હોંસને ઉત્તેજન આપતો નહિ. કાંઈ પણ ફેશન કે ટાપટીપ વગરનો અને એકલતામાં મહાલતા આ યુવાનને મખ્ખીચુસ, મારવાડી વગેરે વગેરે નામો પૈસાદાર વિદ્યાર્થીનીઓ આપતી હતી. એને કોટ, પાટલુન, નેકટાઈ, કોલર, બુટ મોજાં, રેશમી શર્ટસ એ પહેરતા કોઈએ જોયો જ નહોતો એટલે કેટલીક બાળાઓ એને ગામડીઆ તરીકે ગણત્રીમાં લેતી હતી. છતાં એનામાં પણ કાંઇ આકર્ષણ તત્ત્વ છે. એમ સૌ બાળાઓને કબુલ કરવા વગર ચાલતું નહિ. પરંતુ અનિલને આવા વિચારો માટે ફુરસદ પણ નહોતી.

કોલેજમાંથી છુટતો કે એ જાહેર પુસ્તકાલયમાં જઈ ભરાતો હતો. અનિલને બીડી, તમાકુ, સીગારેટ, સોપારી, ચહા, કોફી કે બીજી કોઈ જાતનું વ્યસન નહોતું. પરંતુ એને વાંચવાનો ભારે શોખ હતો. એને ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, હિંદી, મરાઠી, અને બંગાલી ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. કાંઈ ને કાંઈ કરવું એ એને વ્યસન હતું. ભાષાઓ શીખવાનો એને શોખ હતો, વ્યાકરણ લઈ પોતાની મેળે એ ભાષા શીખવા પ્રયત્નો કરતો હતો. કદાચ ક્યાંક ગાંઠ આવી તો તે કોઈ ભોજખાતાને પુછી લેતો હતો. આથી એને ઉપલી ભાષાઓ આવડી ગઈ હતી. એ ભાષાઓના સાહિત્યનું પણ એણે યથાશક્તિ પાન કર્યું હતું. એના વિચારો મહાત્મા ગાંધીજીના લેખો

સાથે વિચારક પણ હતો અને જે કાંઈ વાંચતો તે પરમાત્માની ભક્તિની, કુદરતની સૌંદર્ય પૂજાની દેશભક્તિની કે લોકકથાની હોવી જોઇએ. ઇતિહાસનો એ જબ્બર વાંચક હતો, વર્તમાન પત્ર જરૂર જોતા એ વાંચતો હતો.

અનિલ લેખક પણ હતો. એ હમેશાં માતૃભાષામાં લખતો હતો. ક્યારેક એને કોઈ વાતને ભણેલાના સમાજ માટે લખવી હોય તો તે અંગ્રેજી ભાષામાં પણ લેખો લખતો હતો. છતાં એ હમેશ. "પાગલ" એટલું જ તખલ્લુસ વાપરતો હતો. પોતે લેખો લખે છે એવી કોઈને પણ વાત કરતો નહિ. હું મોટો લેખક છું એવી કિર્તિ તેના માનસને. ગુંગળાવી મારશે એમ તે સમજતો હતો. કોલેજમાં પણ કોઈ વિષય ઉપર એ કદી ભાષણ કરતો નહિ, ચર્ચામાં ઉતરતો નહિ. છતાં એનું .: અને મનને કોઈક પ્રસંગે એના અર્ણ- ..: બહાર નીકળી પડતા ત્યારે પ્રોફેસરો પણ એના જ્ઞાનની વિશાળતા જોઈ આશ્ચર્ય પામતા હતા.

જાહેર પુસ્તકાલયમાં અનિલ બે કલાક વાંચતો હતો. પછી સાઇકલ ઉપર બેસી ચાર પાંચ માઈલનો ચક્કર મારી આવતો. રાત્રે આઠ વાગે ઘરે આવી ભૂખ હોય તો ખીચડી ઓરી દેતો, શાક માટે એક રીંગણું ભુંજવા નાખતો. એ દુધ ખીચડી અને શાક ખાઈ લેતો. ખીચડી થતી હોય તે દરમ્યાન એ કાંઈને કાંઈ લખતો હોય. પાગલ તખલ્લુસથી કોઈ લેખ લખવો હોય. કાગળ લખવો હોય એ સર્વે કામ એ રાત્રે દશ વાગ્યાની અંદર પુરું કરતો હતો. રાત્રે સાદી પ્રાર્થના કરી પોતાની સાદડી ઉપર સુઈ જતો સવારે પાંચ વાગે તો એ જાગી જતો હતો.

વેકેશનમાં એના માતપિતાને મળવા એ મુંબઈથી અમદાવાદ જતો હતો. ત્યાં દશ પંદર દિવસ પણ એના આદર્શ વિરૂદ્ધ એ મન ...કરી ગાળતો ... ત્યાંથી પાછો પ્રવાસનું નામ લઈ તે નીકળી પડતો હિંદના પર્વતો હિમાલય વિંધ્યાચળ, નીલગિરિ. સહ્યાદ્રિ એ એના પ્રિય ધામો હતા. એ દિપની વનસ્પતિઓને પુસ્તકો અને ગામડીઆઓની મદદથી ઓળખતો હતો.

અનિલ B. A. માં પાસ થયો. વેકેશનમાં ઘર તરફ ન જતાં એણે હિમાલય તરફ જવાની પિતાની સંમતિ મંગાવી. વળતો એને પિતાનો પત્ર મળ્યો.—

ચિ. અનિલ!

આ વખતે તારે હિમાલયના પ્રવાસનો કાર્યક્રમ છોડી દેવો પડશે. તારે તરત અમદાવાદ આવવાનું છે. મેં તારો ...ણ સંબંધ સ્થિર કર્યો છે. આપણી ના... મણીલાલને તો તું ઓળખે છે. સુર્યોદય ... માલેક એમની પૂત્રિ જ્યોત્સના સાથે ... સગપણ તારી માતાની સંમતિથી નક્કી ક... વાત ચાલે તું આવીને કન્યાને જો એટ... નક્કી કરી નાંખીએ. વિવાહ પણ તરત ક... રવાના છે. કુ. જ્યોત્સના મેટ્રીક પાસ થઇ... છે. એની ઉંમર સોળ વરસની છે. દેખાવડ... નિરોગી અને આપણા કુટુંબને યોગ્ય કન્યા ... તારી માતાએ આશિર્વાદ કહેવડાવ્યાં છે. તા... ભાઈ બ્હેનો ખુશીમાં છે. તું તરતજ હવે અમદાવાદ આવજે શરીરને સાચવજે.

નવલરાયના આશીષ.

અનિલ આ કાગળ વાંચી વિચારમાં પડી ગયો. એણે થોડો વિચાર કરી પિતાને પત્ર લખ્યો.

પૂ. પિતાજી,

આપનો પત્ર મળ્યો. વાંચી મને અતિ મુંઝવણ થઈ છે. તમે મારા ભલા માટે જે પગલુ લેવા માગો છો તે હું સ્વીકારી શકું તેમ નથી. કારણ કે હું વિવાહિત છુ મેં આપને અને માતુશ્રીને ખબર આપ્યા વગર આ ગંભીર પગલુ ભર્યું છે. તે માટે હું આપની અને માતુશ્રીની ક્ષમા માગું છું. સયોગોવસાત મારે એમ કરવું પડયુ છે. મારી પત્નિ હમણાં આપની પાસે લઈ આવુ એવા સયોગો નથી. એટલે તે માટે પણ ક્ષમા માગી લઉં છું. માતુશ્રીના ચરણોમાં મારું નમન ભાઈઓ અને બહેનોને હૃદયનો પ્રેમ મારી વતી પહોંચાડશો.

લી. પ્રણિત,
અનિલ.

ત્રીજે દિવસે કૉલેજમાં જવાનું નહોતું. પોતાની ઓરડીમાં અનિલ બેસી કાંઈ લખતો હતો. નીચે મોટા ભાઈનો અવાજ આવ્યો. થોડી વારમાં નવલરાય અને સુમિત્રા ઉપર ચઢી આવ્યાં. અનિલે માત પિતાને જોઈ પ્રણામ કર્યા. એમને સાદડી પાથરી ઉપર બેસાડયા.

"અરે અનિલ તું આવી ભુખડી બારેસ ઓરડીમાં રહે છે? એનું કારણ?

"અનિલે કાંઈ જવાબ આપ્યો નહિ.

"ઠીક પણ તારી પત્નિ કયાં? એને જોવા અમે આવ્યા છીએ. પિતાએ ફરી પ્રશ્ન કર્યો.

"પિતાજી હું એને દેખાડી શકીશ નહિ. તે માટે ક્ષમા કરશો. અનિલે ધીમેથી કહ્યું.

"તારા માત પિતાને તારી પત્નિ ન દેખાડાવાય? આ શુ? હું શું સાભળું છું?

અનિલે કાંઈ જવાબ આપ્યો નહિ.

ક્રમશઃ



સોળ શણગારની કળા, સ્નાન કેવી રીતે કરવું. ચહેરાને સુન્દર કેવી રીતે બનાવવો, સૌન્દર્ય પ્રયોગો, વાળ અને તેનું રક્ષણ, વેણીની રચનાના પ્રાચીન તથા અર્વાચીન પ્રકારો. સૌભાગ્ય ચાંલ્લો. ચાંલ્લાની વિવિધ ફેશનો તથા પ્રચલિત પ્રકારો, શૃંગારની વિવિધ સજાવટો, વસ્ત્રોનું સૌન્દર્ય, વસ્ત્રો પહેરવાની કળા તથા તેની ફેશન, અલંકાર અને આભૂષણો, કાન તથા ગળાના આભૂષણોના અર્વાચીન ઢબના નમૂનાઓ તથા ફેશનો, તરેહ તરેહની બંગડીઓ, કંગન, સુવર્ણ કંકણો, શરીરનું આરોગ્ય, વ્યાયામની જરૂર આદિ વિષયો પુષ્કળ ચિત્રો સાથે આ ભાગમાં આપવામાં આવ્યા છે

બીજો વિભાગ પતિને કેવી રીતે પ્રસન્ન રાખી તેને વશ બનાવવો તેને લગતો છે. સ્ત્રી જો ધારે તો પતિને પોતાને અનુકૂળ બનાવી પોતાના ગરીબ ઘરમાં પણ સ્વર્ગ ઊતારી શકે છે. આ માટે સ્ત્રીએ શું કરવું જોઇએ, પતિ કેવી રીતે રાજી થઈ તેને વશ થાય, પુરુષોને શું ગમે છે, પતિને રીઝવવાની જરૂર શા માટે? પતિને મિત્ર બનાવો, વગેરે વિષયો એમાં રજુ કરવામાં આવ્યા છે. આ વિભાગનું સ્ત્રીઓ અધ્યયન કરી તેનો જો અમલ કરે તો અનેક સ્ત્રીઓ પોતાના દુઃખી, તકરારી અને કલેશથી બળતાં ઘરોમાં પણ સોનાનો સૂરજ ઉગાડી શકે છે સ્ત્રીને પતિ સિવાય બીજું કોઇ જ મોટું નથી. એ પતિ જો તેને રીઝી જાય, તેને વશ બની જાય તો. સ્ત્રીના સુખની મણા ન રહે. આ વિભાગમાં પણ પુષ્કળ ચિત્રો મૂકવામાં આવ્યા છે આ બન્ને વિભાગોની વિશિષ્ટતા એ છે કે તે દ્વિરંગી શાહીમાં આકર્ષક ઢબે છાપવામાં આવ્યા છે. ચિત્રો પણ ભરપૂર છે. આ વિભાગોને બરાબર ઊઠાવદાર અને આકર્ષક બનાવવામાં પ્રકાશકે જરા પણ મણા રાખી નથી એ જોઈ શકાય છે

તે પછીનાં ત્રણ વિભાગોમાં જુદા જુદા ઘરોનાં ને કુટુમ્બનાં સંસાર-ચિત્રો રજુ કરવામાં આવ્યા છે. આ સંસાર-ચિત્રો એટલા તો સજીવ અને આકર્ષક ઢબે આલેખાયા છે કે તે વાંચતા એ આપણા–આપણા પાડોશીઓના તથા આપણાં અંગત સગાંઓનાં હોય એવું જણાયા વગર રહે નહિ વઢકણી સાસુઓને પ્રેમથી અને પોતાની કામગીરીથી વશ બનાવી દેતી વહુઓ, સસરા અને જેઠનો પ્રેમ સંપાદન કરનારી વધુઓ તથા ઘર આખાને પોતાને કબજે કરી દેનારી પુત્રવધુઓના રસભર્યા, બુદ્ધિ, શિક્ષણ અને જ્ઞાનથી ઓપતાં સંસારચિત્રો એમાં પાને પાને ભરવામાં આવ્યા છે કુટુમ્બ કલેશને કેવી રીતે દૂર કરી શકાય, સાસુ, નણંદો તથા જેઠ અને દીયરોને પ્રેમથી કેવી રીતે પોતાના બનાવી, ઘરનો કબજો મેળવી શકાય તેની ગુપ્ત ચાવીઓ લેખકે કુશળતાપૂર્વક અંદર બતાવી દીધી છે વઢકણી અને જમાનાની ખાધેલી સાસુઓને પણ વિનયપૂર્વક અને પ્રેમથી વશ બનાવી દેનારી વહુઓની રસભરી વાતો અંદર છે આ ત્રણે વિભાગો સ્ત્રીઓને ખૂબ જ. વિચારશીલ વાચન પૂરૂ પાડે છે અને તેના વાચનથી સ્ત્રી સંસારને લગતું તથા કુટુમ્બજીવનને લગતું ઘણું જાણી શકે છે.

પુસ્તકમાં ૨૫૦ ઉપરાંત ચિત્રો—સુશોભનો છે. ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકારોનો એમાં સાથ છે. શ્રી. કનુ દેસાઈ, શ્રીમતી ભદ્રાબ્હેન દેસાઈ, કુમારી નલિનીબહેન માવાણી, શ્રી. કાન્તીસેન શ્રી. ભાનુ સ્માર્ત, શ્રી. મોરારજી સંપટ, શ્રી. હીરાલાલ પટેલ, શ્રી જગદીશ મીસ્ત્રી, શ્રી. દીનેશ વોરા આદિના ચિત્રો એમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે. પુસ્તકમાં રાસ–નૃત્ય અને ગરબાના ચિત્રો, ગોવન, મેંદી અને ખપોરના ચિત્રો પણ સુંદર રીતે અંકાયેલા છે. પુસ્તકની શરૂઆતના ભાગમાં કુમારી નલિનીબહેન માવાણીનું બંગાળી અલ્પનાનું અને માતૃપ્રેમનું ત્રિરંગી ચિત્ર ખરેખર આપણા મનને મુગ્ધ બનાવે છે. આવી જ રીતે પુસ્તકના અન્ત ભાગમાં પ્રકટ થયેલું શ્રી ભાનુ સ્માર્તનું 'કોન્સર્ટ અને પ્રેક્ષકોનું ' ત્રિરંગી ચિત્ર પણ એટલું જ નયન મનોહર અને મનને આકર્ષનારૂં છે. એમાં ચિત્રની કલા સાથે આજના શિક્ષિત નારી સમાજની કેશ-ગૂંફનની કલાનો પણ રસિક પરિચય કરાવવામાં આવ્યો છે. આ ચારે ત્રિરંગી ચિત્રો આખા પુસ્તકની બે પાંખ જેવા સુશોભિત અને રળીઆમણા બન્યા છે.



અને આ પુસ્તકનું સૌથી વિશેષ આકર્ષણ તો એનું બોકસ છે. જેવી રીતે 'સંસ્કારલક્ષ્મી' ના બોકસ ઉપર ચાંલ્લો કરતી સ્ત્રીનું સુંદર ચિત્ર આપવામાં આવ્યું છે તેવી જ રીતે ઘરની રાણીના બોકસ ઉપર પણ ગુજરાતી કલા અને સંસ્કારિતાનો પરિચય કરાવતી એક ગુર્જર કુલવધુનું સુન્દર આકર્ષક અને નયનમનોહર પચરંગી ચિત્ર આપવામાં આવ્યું છે. આ ચિત્ર શ્રી. કનુદેસાઈની અપૂર્વ કલા રચનાનો સાક્ષાત્ પરિચય કરાવે છે. ચિત્ર એટલું તો સુરેખ, રેખાંકનોથી ભરપૂર અને સજીવ બન્યું છે કે તેને વારંવાર જોતાં પણ મન ન ધરાય બોકસની બીજી બાજુએ શ્રીમતી ભદ્રાબહેન દેસાઇનું ત્રિરંગી ચિત્ર છે. આ ચિત્ર પણ આકર્ષક અને દેસાઈ દંપતિની કલાનો પરિચય કરાવનારૂં બન્યું છે.

આમ 'ઘરની રાણી' એ વહુઓ માટેનું જ નહિ પરન્તુ પુરુષો અને સ્ત્રીઓ માટેનું એક અનોખું અનુપમ અને વિવિધ જ્ઞાનથી ભરપૂર એવું પ્રકાશન છે. સ્ત્રીઓ પોતાનું કહી શકે એવું આ એક જ પ્રકાશન છે. દરેક સંસ્કારી અને શિક્ષિત કુટુમ્બોમાં એ અવશ્ય હોવું જોઇએ. સ્ત્રીઓને શુભ પ્રસંગોએ ભેટમાં આપી શકાય એવું આ એક જ પુસ્તક અમને જણાય છે. અમે આ પુસ્તકને વસાવવાની દરેક કુટુમ્બને આગ્રહભરી ભલામણ કરીએ છીએ. સુંદર સામગ્રી, ૨૫૦ ઉપરાંત ચિત્રો, આકર્ષક બોકસ અને આંખને ઉડી વળગે એવું રૂપાળું મુદ્રણ જોતાં એની કિંમત રૂા. ૬–૧૨–૦ યોગ્ય જ છે. વી. પી. ખર્ચ બાર આના જુદું. પુસ્તક નીચેને ઠેકાણેથી મળી શકશે:—

# એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : પબ્લીશર્સ

## ગોવિંદ બિલ્ડીંગ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ—૨

# વિપર્યાસ

## સવિતાનો કે સમાજનો ?

.....અને એજ વખતે માતરિશ્વાનો એક ભયંકર સુસવાટો થયો, અને એમાંથી અવાજ ઊભો થયો : "મારી ખાતર તમારા દીકરાને નથી મરવા દીધો હો !"

સમાજે છુપાવી દીધેલી—એક યુવતીના આત્મવિલયની વિસ્મૃત કથાને શબ્દ—દેરીમાં સાકાર કરે છે.

–જયસિંહ મકવાણા

"તમારું નામ શું?"

"સવિતા."

"વાહ! નામ પણ ગમી જાય તેવું છે."

"ત્યારે તમારું નામ કહેશો ?"

"અંહ...મારું નામ તો સાદું અને સરળ છે, એ કાંઈ કહેવાની જરૂર નથી."

"તો મારું નામ શા માટે જાણી લીધુ ?"

"લે, એ કાંઈ ગુન્હો છે."...એમ કહીને હસતા હસતા જગમોહને સવિતાનાં મલકતાં મુખ પ્રતિ જોયું. ઇન્દ્ર ધનુષમાં જેમ અવનવા રંગોની અનેરી મિલાવટ અજબ દ્રષ્ય ઊભું કરે છે એવું મનોહર દ્રષ્ય સવિતાનાં વદન પ્રદેશ પર જોઈને જગમોહન પ્રથમવાર જ આ યુવતી પ્રત્યે આકર્ષાયો...એક ઘડીમાં એને અનેક અવનવા વિચારો આવી ગયા. થોડીવાર પછી એ પાછો બોલ્યો : "અને એક ગુન્હો તો સરકાર ય માફ કરે છે !" સાંભળીને સવિતા હસી પડી, પછી જગમોહન પણ હસ્યો... એટલે સવિતા ચૂપ થઈ ગઈ. એને લાગ્યુ કે આ અજાણ્યા યુવક સાથે આમ હસતાં જોઈને કોઈ બોલશે તો ? મારી માને કોઈ ઠપકો આપશે તો ?...પણ બીજીજ પળે એને બીજો વિચાર આવ્યો ને એને લાગ્યું કે...એમા કોઇને શું ? હું ગમે તેની સાથે હસું બોલું એમાં ગામને શું ? અને એ પાછી હર્ષઘેલી બનીને ચૂંદડી સરખી કરીને બોલી "ઠીક ત્યારે તમારે નામ જ નથી કહેવું એમ કહોને ? ...પુરુષ જાતજ આખી સ્વાર્થી..."

"અરે, અરે !...એમ ન કહો !" જગમોહન બોલી ઊઠ્યો,—"બધાજ પુરષો–યુવકો કાંઈ એવા નથી" ...તો." એટલામાં જગમોહનનાં ઘરનો રસ્તો ત્યાંથી આડો વળતો હતો એટલે એ જતાં જતાં બોલ્યો, મારું નામ જગમોહન, ઠીક ત્યારે મળજો..." અને એ અદ્રશ્ય થઈ ગયો.

ઘરે આવ્યા પછી સવિતાને એ યુવકનાંજ વિચારો આવવા લાગ્યા.

સવિતાનાં પિતાએ આજે એ યુવક સાથે એને બજારમાં મોકલી હતી. બજારમાંથી કંઈક વસ્તુ લેવા માટે સવિતાને રોજ જવું પડતું—આજે યુવક સાથે એને જવું પડ્યુ.

એ યુવકની વાક્છટાએ સવિતાના દિલમાં સ્નેહઝરણની સરવાણીઓ જન્માવી. એનાં એકેએક વાક્યોએ સવિતાને વિચારતી ને આનંદતી કરી મૂકી. એની આંખોએ સવિતાની આંખો સાથે સ્નેહસંધી કરી દીધી એની જીભ સવિતાના જિન્હાયંત્રમાં "જોઇન્ટ" થઇ ગઇ ! એના કપડાં અને ચાલવાની ખાસીએત સવિતાને કોઈ અગમ્ય સુખના સોફી મંદિરનાં પગથીઆં સમ ભાસવા લાગ્યા આમ સવિતા જગમોહન વિષે વિચારવા લાગી ઘરનું પાણી હજી નહોતું ભરાયું બાપુજીનાં કપડાં હજી ધોવાનાં પડ્યાં હતાં ચૂલામાંથી રાખ ઉપાડીને ઉકરડે નાંખવા જવું હતું આટલા બધા કામો આજે હજી પડ્યાંજ હતાં એ સવિતાની રાહ જોઈને બેઠાં હતાં; પણ આજેનો સવિતા કોઈ અગમ્ય મિમાંસાની ગૂંચવણી ભરી કેડીઓમાં ચાલી નીકળી હતી—જેથી સવિતાને આજે એનાં કામો યાદ આવ્યા જ નહિ—એનુ મન જગમોહન ફરતું વીંટળાઈ વળ્યું. એની આંખ આડે જગમોહન ઊભો હતો એટલે એ આજે સર્વ કાંઇ ભૂલી ગઈ હતી.

" સવિતા !"

" આવી બાપા "...સવિતાની પ્રેમ સમાધિમાં ઓચિંતા એના પિતાએ સાદ કર્યો ને એ ચમકી ગઈ. એનું દિલ તૂટી પડ્યું. એની વાર્તાવાટિકા વગડામાં પલટાઈ ગઇ...એના મનની માળાના મૌક્તિકો મળ્યા પહેલાં જ પડી ગયા !

"ચાહ તૈયાર કરી ?" એના બાપાએ પૂછ્યું.

" ના, કરું છું, હમણાં." સવિતા ગભરાતાં બોલી.

" જા ઝટ કર ! મારે બહાર જવું છે,... વાસણ હજી માંજ્યા વગરનાં પડ્યાં છે ! અત્યારસુધી શું કરતી હતી ? "

પિતાજીની લાલ આંખો જોઇને સવિતાની જીભ તાળવે ચોંટી રહી.

" જા ઝટ કર !" છેલ્લો ઓર્ડર પૂરો ... અને તરત સવિતા ઉપડી એને હવે યાદ આવ્યું કે વાસણ વગેરે બધુ કામ હજી બાકી જ હતું.

સવિતા ઉંમર પ્રમાણે અનુભવમાં પણ હજી સાવ નાની જ હતી. ખાવું પીવું અને મોજમજાહ કરવી એટલો જ એને એક વખત ખ્યાલ હતો. પછી એને એના પિતાએ પરણાવી તે પછી એને આ વિશાળ જગતનો ખ્યાલ આવ્યો. પોતાનું જીવન મોજમજાહ માટે નહિં પણ સાસુ અને સસરાની હરેક આજ્ઞા અને ઘરનાં કામકાજ કરવા માટેજ છે, એમ એને ખ્યાલ આવ્યો. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું એમ નહિં પણ પતિની ઇચ્છા પ્રમાણેજ વર્તવુ–એજ જીવન ઇચ્છાની સાધનાની સફળતા ! આવા ખ્યાલો એને ધીમે ધીમે ખરી દુનિયાની પિછાન આપવા લાગ્યો.

એનો બાપ જ્ઞાતિનો પટેલ ગણાતો. પંચમાં પટલાઈ કરતી,વખતનાં એના શબ્દો અને ખરું આચરણ એ બન્ને ઉત્તર–દક્ષિણની ઓળ-

આ સવિતાને બે ભાઇઓ હતા. જેઓ એના બાપની સાથે દુનિયાના પ્રત્યેક વ્યવહારુ રસ્તે ચાલવામાં એના પિતાને ટેકો આપતા. અને એને બે બ્હેનો પણ હતી. બન્નેનાં લગ્ન એના બાપુની મરજી પ્રમાણે થયા હતા. અને તે પછી થોડા સમય બાદ બન્ને બ્હેનોએ એક પછી એક જ વૈધવ્ય પ્રાપ્ત કર્યા હતા...બાપુજીની ઇચ્છા પ્રત્યેક શુભાશુભ કાર્યો–લગ્ન, મરણ, વેવિશાળ વગેરે પ્રસંગે પહેલી હાજરી થતી.

પોતાના જમાઇઓ માંદા પડે એટલે આ પાછળથી હેરાન ન થાય એ માટે પોતાની મૂડી આને નામે કરતા અને વાલી તરીકે બાપનું નામ રહેતું.

પોતાની બન્ને વિધવા બ્હેનો અને ભાઈઓનાં મ્હોં કોઈ પણ પ્રસંગે પ્રફુલ કે હસતાં દેખાતાં જ નહિં. એ બધામાં સૌથી નાની આ સવિતાજ હતી. સૌ ત્નેહુકમી કરતા અને આખા ઘરનું કામકાજ આ નાની સવિતાને માથે આવી પડતું. મા તો પહેલેથી જ આવી દશા જોતાં પહેલાં અંતરિક્ષમાં ઉપડી ગઈ હતી.

પેલી બન્ને બ્હેનોની જેમ આ સવિતા બાળ વિધવા તરીકે હવે તો આખા સમાજમાં અપશુકનિયાળ લેખાવા લાગી। પોતાના ઘરમાં પણ એ બહાર જેટલી જ હડધૂત થતી. ઘરમાં કંઈ ભાંગફોડ કે સારુંનરસું બનવા પામે તો એનું નિમિત્ત પણ એને કપાળ જ ચોંટતું.

એક દિવસ તેના બાપુએ એના પ્રશ્નનો 'મહાન' ઉકેલ કર્યો હોય એમ સવિતાને પૂછ્યુઃ

"સવિતા ! તું બહારનું ( ભાડુતી ) પાણી ન ભરે ! "

એ તો એના પિતાને સારી રીતે પિછાનતી હતી. એની હા એ હા નહિ ભણવાથી કેવી હાલત થશે એ પણ એ જાણતી હતી. અને મનમાં મોટો 'નકાર' નો 'આકાર' ...

બોલી જવાયું......કોઈનાં લગ્ન કરાવવામાં લાંચ ખાવી, બાડા, બોબડા, અને તદ્દન માયકાંગલા જેવા યુવાનોના વેવિશાળ ( લાકડે માકડું ) કરવામાં, અને કોઈને ત્યાં રાંધવા જતાં ઘી વગેરે ચોરી છુપીથી ઘરે પહોંચાડવામાં અને વિધવાઓની મિલ્કત પચાવવામાં એનો બાપ કેટલો પાવરધો હતો અને તો ય જ્ઞાતિનો "પટેલીઓ" ગણાતો એટલે એની "હા" સાથે પોતે "હા" પાડી એ સવિતાને વિચારોની પરંપરાથી "બરાબર જ" લાગ્યું।

*

અને ત્યારથી સવિતાના જીવનમાં તોફાન અને ઝંઝાવાત જગાવનારા અનેક અવસરો, ઉપસ્થિત થયા. બે દિવસ સુધી તો એને પાણી ભરવાનું ઠીક લાગ્યું પરંતુ પછી તો એને રોજે રોજ પાણીનાં નળ ઉપર એની સતામણી થવા લાગી ! તેની હાલત કોઈ ગુલામ બાંદી જેવી થઈ ગઈ। પોતાને આ સ્થિતિ એકદમ અસહ્ય લાગી ! અને યુવાન વિધવા આમ પારકે ઘેર કામ કરે છે એ જોઈને જ્ઞાતિલાઓની ટિકાઓના તીરથી એના બાપનું માથું પણ વિંધાઈ ગયું. અને પછી ત્યાંથી સવિતાને બીજી એક દુધવાળીને ત્યાં પગારથી કામે રખાવી દીધી. આ દુધવાળી વિધવાએ કેટલીયે યુવાન છોકરીઓનાં યૌવનને ખંડિત કરાવ્યાં હતાં. અને સમાજનાં—નીતીના બંધનોને ફગાવી દેવા કેટલીએ યુવતીઓને ફરજ પાડી હતી.

સવિતા આ દુકાને દુધ વેચવા બેઠી. એની અધોગતિ પણ બેઠી !

*

પરંતુ દિવસો ઉપર દિવસો દોડવાં લાગ્યા એમ દુધની ઘરાકી પણ વધવા લાગી. યુવાનોએ પણ કસરતને બહાને દુધ પીવું શરુ કર્યું. અને એમ એ દુધવાળી સ્રીનાં દિવસો પણ ક્યારેક સવિતા જ ન આવે એ સિવાયનાં બધા આનંદમાંજ પસાર થતા.

સવિતાએ યુવાનોની દૃષ્ટિને એકદમ પિછાની લીધી અને દિલના દોરડાને મહામહેનતે તાણી રાખ્યું રખેને લપસી પડાય !

વાતાવરણ અસહ્ય થતાં તે ત્યાંથી કરગરીને છુટી થઈ. અને પછી તેના બાપે તેને મજૂર તરીકે ગમે ત્યાં મોકલવી શરુ કરી.

કિન્તુ, કુદરતને આ સ્થિતિ એકદમ અસહ્ય લાગી. તેણે આ નીલમગીરીના બંધનોને એકજ ઝાટકે કાપી નાંખ્યા.

યૌવનનાં તોફાન શારીરિક રસેપ્સાની અતૃપ્તી, અને "આમ શા માટે ?"ના સવાલોએ એને મુંઝવી દીધી.

અને અણધારી રીતે, એક દિવસ એક યુવાન સાથે તેને બજારૂ માલ ઉપાડવા જવાનું થયું.

અને એ યુવાનના મર્મ વાક્યોએ તેનાં દિલમાં જગ્યા ગોતી લીધી ત્યારથી એને એ

યુવાન—જગમોહન પ્રત્યે અપાર આકર્ષણ ઉભું થયું. અને એ સૌમ્યભાવી આકર્ષણે લાગણીથી લીલી વેલ બનીને પ્રેમ–પૂલ બાંધી દીધો !

પછી તો સવિતા અવારનવાર એને મળવા લાગી, પાણી ભરવાને બહાને, એ એને સાંભળવા અને વારંવાર મોઢું જોવા જવા લાગી !

જગમોહન એક દુકાને બેસતો. એટલે સવિતા પણ ધીમે ધીમે ત્યાં હળી ! અને ત્યાંથી ખાવાની વસ્તુઓ પણ એ ખરીદીને ખાતી, અને જગમોહન પણ હાંસલ, ખોટ કે કાંય સામું જોયા વિના 'વેપાર' કર્યે જતો.

'પણ એમ કેમ ચાલશે ?' સવિતાએ એકવાર જગમોહનને ઝાઝું આપતો જોઈને કહ્યું

"મને આપની સલાહની જરુર નથી."

"એમ !...ત્યારે તો દે—"

"શું કહ્યું !...હા, હા, દેવાળીઓ વેપાર, પણ..."

"પણ શા માટે ? દીધે રાખોને !"

"પણ આપના માટેજ ને !"

"ઓહો, ત્યારે તો અહિં મારી જેવી જે કોઈ આવતી હશે એને માટે પણ એમજ..."

"ના, અહિં તમારી જેવું કોઈ આવતુ જ નથી !"

"કેમ, કોઈ છોકરીઓ અહિં કાંઈ વસ્તુઓ લેવા નથી આવતી ?"

"આવે છે—પણ આમ સાથે એની સરખામણી..."

"ઠીક, હું જાઉં છું" કહીને સવિતા ગંભીર થઈને અને અંદરથી રાજી થઈને ચાલતી થઈ.

"પણ ઉભા તો રહો" આ વાકય સવિતાને પહોંચે એ પહેલાં તો એની શેરીમાં પહોંચી ગઈ.

જગમોહન અને સવિતા તેનાં ઘર પાસે પાસેજ ઉભા હતા. પણ થોડું ફરીને એક ઘરે બેય ભેગાં થઈ શકતા બાકી તો વંડી ઉપર ચઢીને એકબીજાને જોઈ લેવાનું બન્ને બીજા દિવસથીજ શીખી ગયા હતા.

જગમોહનની મા એક દિવસ માંદી પડી. એને અને સવિતાનાં બાપાને સારાસારી હતી. એટલે એ દિવસે સવિતાને જગમોહનને ઘેર રાંધવા મોકલી. અને કેદીને જાણે જેલરે આઝાદ કર્યો હોય એટલી ત્વરાથી એ જગમોહનને ઘેર દોડી ગઈ.

બન્નેની જીભ આજે છુટથી બોલી રહી હતી. રસ્તામાં ન પૂછાતા પ્રશ્નનો પણ આજે ઉકેલ આવી ગયો. બન્નેએ એકબીજાની સ્થિતિ જાણી લીધી સ્ત્રી વગરનાં પુરુષનું જીવન સવિતાએ જોયું. અને પુરુષ વગરની સ્ત્રીનું જીવન તો તે જાણતી જ હતી.

"આપણે બંને સાથે રહીએ તો ?" એક દિવસ સવિતાને ઘેર જતી વખતે જગમોહને ઉત્કંઠાથી પૂછયુ

"પણ..."

"પણ શું ? અહિંથી બીજે જઈને રહીશું."

"ઠીક, કાલે આપણે વાત કરશું." અને તે દિવસે તો સવિતા પોતાને ઘેર ચાલી ગઈ. પણ એને જે જોતું હતું તે જડી ગયુ. બંધનગ્રસ્ત જીવને મુક્તિનું મેદાન મળી ગયું. પીંજરનાં પોપટને વિશાળ વન સાંપડી ગયું. અને એણે ઠેકડો માર્યો. સમાજનાં સિતમોની દિવાલની શીર ટોચે જઈને એણે આઝાદ ભૂમિમાં ઠેકડો માર્યો !

તે પછી જગમોહન અને સવિતાએ એ સ્થળ છોડીને ભાગવાનું નક્કી કર્યું.

વેચવા જતાં પકડાઈ જવાય તેવી વસ્તુઓ સવિતાનાં બાપે ઘરમાં દાટી હતી. એ બધી હાથ વગી કરીને એ છુપાતી છુપાતી જગમોહનને ઘેર પહોંચી ગઈ. જગમોહને પોતાની મા આગળ બધી પરિસ્થિતિ રજુ કરી. અને પોતાનાં દુભાતે દિલે પણ આશિંવાદ માગવા

આજીજી કરી. પણ માનુ હૃદય રડી ઊઠ્યું. તેણે એમ ન કરવા માટે જગમોહનને સવિતાનાં બાપની ભયંકરતા અને કિન્નાખોરીનો ખ્યાલ આપ્યો. પણ દીકરો ન માન્યો. સવિતાએ જગમોહનની માના પગે પડીને, પોતાની ખાતર જગમોહનને કશું નહિ થાય એવું વચન આપ્યુ. અને કવચિત વાત ખુલ્લી પડે તો સમાજનાં સપાટા વચ્ચે તે એકલીજ ઉભી રહેશે એની પણ ખાતરી આપી.

*

અને એક ઘોર અંધારીરાત્રે તેઓ ત્યાંથી નાસી છુટ્યા. સંજોગો સર્જાવા લાગ્યા. તેઓ એક સ્થળેથી બીજે સ્થળે આવીને ઊભા અને તેઓને, તેમના જેવીજ, સમાજ સામે બળવો કરનાર એક બહેન મળી. અને તેઓ એક ગુપ્ત સ્થળે, જીવને જોખમે રહેવા અને આનંદવા લાગ્યા

*

'આ બાજુ, સવિતા નાસી ગઈ છે, અને પોતાની વર્ષો જુની થાપણ પણ સાથે લેતી ગઈ છે, એમ તેના બાપને એકદમ ખબર પડી ગઈ. અને હવે તો ફક્ત આબરુ ન જાય તે ખાતર પણ, દુનિયા ન જાણે તેમ સવિતાને પકડીને એકદમ ખલાસજ કરી નાંખવી એવુ એના બાપે નક્કી કરી લીધું'.

ગુંડાઓ અને દાદાઓ એના બાપ સાથે આસપાસનાં ગામડાઓમા ફરવા લાગ્યા.

અને આ રીતે નવ દસ મહિના ચાલ્યા ગયા. લોકોને હવે તો એ વાતની સાવ જાણ થઈ ગઈ હતી. પણ જાહેરમા કોઈને સામુ બોલવાની ટેવ છે જ ક્યાં ?

*

એક દિવસ સવિતા અને જગમોહન બેઠા છે.

જગમોહન બોલ્યો · "તો...આપણે સાથે જ મરશુ" પણ સવિતા ના જ કહેવા

લાગી. પોતાના સુખનો હવે અંત આવ્યો છે. પોતે હવે મરવુંજ જોઈએ. જગમોહનને શા માટે સાથે લેવો ? એને એ ઠીક ન લાગ્યુ.

નહિ, નહિ, જગમોહન " સવિતાએ પોતે સગર્ભા છે એ સ્થિતિનો ખ્યાલ આપતાં જગમોહનને કહ્યું " આવી સ્થિતિમાં હું હવે તમને ક્યાંય પણ સાથે જ ન લઈ જાઉ... મારું દિલ મને ના કહે છે..."

જગમોહનને પોતાની સવિતાવિહિન સ્થિતિનો ખ્યાલ કરતાં અકારું લાગ્યું એ બોલ્યો.

" એમાં શું થઈ ગયું, ભલે મને જેલ મળે..."

'અરે, અરે, એવું શુ બોલો છો ?... બસ, હવે આપણો પ્રેમ પૂરો થયો, દરેક વસ્તુની હદ હોય છે એ પૂરી થાય એટલે બસ કરી જવું. આપણા પ્રેમનાં સ્મરણોજ હવે આપણે સાચવવાનાં...ખબર છેને, મેં તમારી માને શુ કહેલુ ? " મારી ખાતર હું તમારા દિકરાને નહિ મરવા દઉં ! "

તે દિવસે ઘણાં જ મોડા મોડા તેઓ સૂઈ ગયા. બીજે દિવસે સવિતા ત્યાંથી ચાલી નીકળશે એ ખ્યાલમા જગમોહનને ઊંઘ જ ન આવી.

*

જગમોહને ખ્યાલ કર્યો. સગર્ભાનાં છેલ્લા દિવસોની મુશ્કેલીનો એને વિચાર આવ્યો. એ સાથે જ પોતે પકડાઇ જશે તો દુનિયાને શું મોઢુ બતાવશે અને સવિતાનાં બાપાની ભયંકરતાનો એને સંપૂર્ણ ખ્યાલ આવ્યો.

અને બીજે દિવસે સવિતા ભાંગતે દિલે તૈયાર થઈ. અણઉકેલ્યે સ્વપ્ને એ ઉભી થઈ. એનું શાશ્વત સુખનું સોણુલું જાણે કે સરી પડયું. પણ તોય એ મરદને છાજે એટલી હિંમતથી જુદી પડવા માટે તૈયાર થઈ.

જગમોહનને એણે પોતાનાં સ્નેહનાં સોગંદ આપીને સાથે આવવા ના કહી.

*

અને નાહિંમત જગમોહને કપાળે હાથ દઈને બેસવાનું પસંદ કર્યું !

*

અને હિંમતથી, કોઈની પણ પરવા કે આડું અવળું જોયા વિના સવિતા જાહેર રસ્તે નીકળી. એને ઓળખનારા અને આપ્તજનો કૂતુહલ આંખે જોઈ રહ્યા. ઘડીકમાંતો હો હા થઇ. એના બાપને પણ ખબર થઈ ગઈ. પણ ત્યાં તો એ ન્યાય કોર્ટને પગથીએ ચઢી ગઇ અને એણે ચાલતે કેસે, ઉતાવળથી ન્યાયમૂર્તિને પોતાની કેફિયત કહેવી શરૂ કરી:—

" હું એક-બ્રાહ્મણ વિધવા છું. મારા પિતાનો ત્રાસ અને જુલ્મ નહિ સહન થવાથી હું નાસી છુટી છું અને મારી ઇચ્છાથી મેં એક પુરુષનું શરણ શોધેલું. મારા બાપા મને એમની આબરૂ ખાતર હેરાન કરશે એવી મને સંપૂર્ણ ખાત્રી અને ભય છે. એટલે હું નામદાર કોર્ટનો આશ્રય માગું છું."

×

કર્યું...અને એ માર્ગ અશ્રુને મળ્યો !

*

તે દિવસની ઘનઘોર રાત્રીએ ભયંકર ક્રૂરુપત ધારણ કરી હતી: જાણે કે કોઇનો ભોગ માગતી હોય! ચીબરી અને તમરાંના અવાજ એ ભયંકરતામાં અતિ વૃદ્ધિ કરી રહ્યા હતા.

*

અજવાળી અને અંધારી તોયે રાત. પોતાને પ્રકાશે પરને ચમકાવતી-સ્ત્રી સરીખડી એ-રાત...અસંખ્ય ગુપ્ત કર્મોને સંતાડતી સંતાડતી એ રાત પૂરી થવા માટે એકદમ આગળ વધી રહી હતી

...અને તમરાનાં તીવ્ર બોલ સાથે એક પુરુષનાં પગલાં ચાલતાં થયા. પુરુષોને દેવ માનતી, પુરુષે ઘડેલા કાયદાને માન આપતી-એવી એક નિરાધાર સ્ત્રીના ઓરડામાં એ પગલાં આવી પહોંચ્યાં. એ સ્ત્રી પોતાના પ્રેમીને જાણે કે ઊંઘમાં નીરખી રહી હતી બાળક થયા પછીનાં સ્ત્રી-પુરુષનાં મધુરાં ગૃહસંસારને જાણે કે પ્રત્યક્ષ પામી રહી હોય-એટલી ભરનીંદ્રામાં એ ઊંઘી રહી હતી......

અવનારના હાથમાંથી ધીમેથી તલ્વાર બહાર નીકળી અને તરતજ એ 'ભાઈએ' પોતાની બ્હેનનાં ગળા ફરતી એ તલ્વારને આરપાર ઉતારી દીધી ..અને માણુસ જેમ કપડું બદલે તેમ સરિતા પોતાનું ખોળિયું બદલીને બીજી દુનિયામાં ઉપડી ગઈ! ચંદ્રિકાનું શ્વેતામૃત જાણે કે વિષ પ્રકાશમાં ફરી ગયું...એને તો ખબર નહોતી...પણ તોયે એણે કાળો સાળુ ઓઢી લીધો...અને જો ખબર પડી હોત કે એક સ્ત્રીની કતલ કરવામાં આવી છે, તોતો તે પણ પોતાનાં આંસુડાં વહેવડાવત !...

અને એ પ્રેમ ચાંદનીનાં પ્રકાશમા એ પ્રેમિકાના શરીરના ટુકડાને એકાંતમાં દાટવામાં આવ્યા. એજ વખતે માતરિશ્વાનો એક ભયંકર સુસવાટો થયો અને એમાંથી અવાજ ઉઠ્યો-"મારી ખાતર તમારા દિકરાને નથી

"આવાં બીબાં માટે તેલી કાગળો, સ્ટેન્સીલ પેપરના નામે આવે છે. જો આ રહ્યા તેના જાત જાતના નમુના.

આવા તેલી પેપરથી તમે ટ્રે. બીજા ચાલુ પેપરો, અગર બોર્ડ આવે છે તે ચાલે કે કેમ ? કાન્તાએ પ્રશ્ન કર્યો.



સ્ટેન્શીલ ચિત્ર (૧)

"ના બહેન, તેવા કાગળો, જોઈએ તેવું સારું-સુઘડ કામ આપી શકે નહિ. હવે બીજી વસ્તુ બતાવતાં તેણે કહ્યું. " જો આ બ્રશ (પીંછી) કહેવાય છે. આવી પીંછીઓ ઘણી જાતની આવે છે. આ કામમાં ગોળ પીંછી ઉપયોગમાં નથી આવતી, ચપટી જાડી-પાતળી પીંછી કામ લાગે છે, સુલોચનાએ કહ્યું.

ચાલુ ગોળ પીંછીઓ પાણીના કલરમાં વપરાય છે. આ તો ઓઇલ કલરનું કામ રહ્યું એટલે તેને માટે જાડા કડક વાળવાળી પીંછી કામ લાગે કાપડ ઉપર પાણીનો કલર કરી શકાતો નથી અગર કરે તો બરાબર થતો નથી. તેથી ઓઈલ કલર જ વાપરવો પડે છે. જો, ઓઈલ કલરની આ રંગની ડબ્બી, અને ટયુબ, સુલોચનાએ કહ્યું.

રંગની ડબ્બીમાં જાતજાતના રંગોનાં ' આવે છે. તેમજ ટયુબો પણ જે ..ા રંગની જોઇએ તે મળે છે. તે દરેક પરદેશથી તેમજ દેશી આવે છે ડબ્બીમાં જીમાં નામો લખ્યા હોય છે. જે બહેનો અંગ્રેજી ન જાણતી હોય તે બહેનો તે જોઈને તેના રંગો ઓળખી શકે છે.

સ્ટેન્શીલ, બ્રશ અને રંગો જોયા પછી કાન્તાબેને પૂછ્યું બેન, "હવે તો બીજા સાધન નથી ને ? કે છે ?"

" હવે ખાસ કહો તો કંઈ કહેવાય નહિ. માત્ર એક બોર્ડ અને થોડી પીન જોઈએ. બોર્ડ ઉપર જે છાપવાનું હોય તે કપડું અને પીન છે તે કપડાની ચારે બાજુ દાબી દેવી જેથી કપડું ચોંટી રહે. બસ હવે બીજા સાધનોની જરૂર નથી. સુલોચનાએ ખુલાસો કર્યો."

છાપકામ માટેની ડીઝાઈનો કાગળ પર કોતરવા માટે બે સાધનોની જરૂર પડે છે. એક તો નીવેણી જેવું ચપ્પું, અને બીજું ફૂટપટી.

" શું ? આપણે તે સ્ટેન્શીલ ( ડીઝાઇનો ) કોતરવી પડે છે ? તૈયાર નથી આવતી ? શાન્તાએ પ્રશ્ન કર્યો.

" તૈયાર સ્ટેન્શીલો મળે છે. પરંતુ આપણને પસંદ પડે તેવી હાથે કરી શકીએ છીએ. તૈયાર સ્ટેન્શીલનો કાગળ જોઈએ તેવો સારો હોતો નથી. તે ચાલુ પેપર ઉપર આવે છે, તેથી તેનો ઉપયોગ બરાબર કરી શકાતો



સ્ટેન્શીલ ચિત્ર (૨)

નથી. અગર તે સ્ટેન્સીલ વાપરવી હોય તો સંભાળીને વાપરવા જોઈએ. " સુલોચનાએ

## સ્ટેન્શીલ કાપવાની રીત

"જો, હું સ્ટેન્શીલ કેમ કપાય તે બતાવું છું. તું બરાબર જોતી રહેજે, તે માટે જે જાતની ડીઝાઈન પસંદ કરીએ તે ઓઈલ પેપર ઉપર ઉપર ચીતરવી. અગર ચીતરતાં ન આવડે તો પહેલવહેલા અસલ ડીઝાઈન પર ઝીણો બારીક કાગળ મૂકવો. તેની અંદર



સ્ટેન્શીલ ચિત્ર (૩)

ડીઝાઇન દેખાશે. તે ડીઝાઇન પ્રમાણે તે કાગળ ઉપર ડીઝાઈન પાડી લેવી. હવે તે કાગળ ઓઇલ પેપર પર બરાબર ગોઠવવો અને તે ડીઝાઈન હાર્ડ પેન્સીલથી ફરીથી ઘુંટવી. આમ કરવાથી તેના આંકા ઓઈલ પેપર પર પડી જશે. તે પડેલ આંકા પેન્સીલથી બરાબર કરી લેવા. આ ઓઈલ પેપર ઉપર ડીઝાઈન તૈયાર થઈ. હવે તેને કાપવા માટે એક ચોરસ કાચ, ફુટપટી, અને નીવેણી જોવું, બે કે ત્રણ જાતના ચપ્પા, આગળ જણાવ્યા તે રાખવા. પહેલાં કાચ પર ચીતરેલ ડીઝાઈન મૂકવી. અને તે ઉપર નીવેણી ચપ્પા અને ફૂટપટીના સહકારથી કોતરવાનું કામ કરવું એટલે સ્ટેન્શીલ તૈયાર થશે. કોતરવાનું જે હાથે ફાવે તે હાથે કરવું.

### કામની શરૂઆત

જે સ્ટેન્શીલ તૈયાર થઇ તે વડે કાપડ ઉપર છાપકામ કરવું તે માટે આગળ જણાવ્યા પ્રમાણે બોર્ડ, પીનો તૈયાર રાખવી. જે સાડી, પોલકું, કે ફ્રોક તેના ઉપર છાપવું હોય તેને પહેલાં બોર્ડ પર ગોઠવવું અને તે ખસી ન જાય માટે પીનો મારવી.

હવે ઓઇલ કલર પસંદગી પ્રમાણે તૈયાર રાખ્યો હોય તે બ્રશથી જ્યાં જે રંગ કરવાનો હોય ત્યાં બ્રશથી રંગ લઈ બ્રશ ભારથી ફેરવવું. હલકે હાથે રંગ કાપડ ઉપર લાગતો નથી માટે બ્રશ ભારથી ફેરવતા જવું. બ્રશમાં રંગ વધારે પ્રમાણમાં લેવો નહિ. નહિ તો કામ બગડશે. એક રંગનું કામ પુરું થાય ત્યાર પછી બીજા બ્રશથી બીજો રંગ, ત્રીજા બ્રશથી ત્રીજો રંગ એમ રંગવાનું કામ કરવું. કામ આરતેથી અને ધ્યાનથી કરવું જેથી બગડવાનો સંભવ રહેશે નહિ."

સ્ટેન્શીલ ચિત્ર (૪)



### રંગની પસંદગી

રંગ કયો અને કેમ ભળશે તેની પસંદગી તે માટે સુલોચનાએ ખુલાસો કરતાં કહ્યું કે–
"ખુલતા કલરના કાપડ પર ઘેરો કલર વધારે દીપે છે, અને સફેદ કાપડ ઉપર પણ ખુલતા કલરો સારા લાગે છે, માટે તેની પસંદગી કરવી જોઈએ. અને ઘેરો કલર ખુલતો બનાવવા માટે–સફેદ રંગ ઉમેરવાથી ઘેરાસ ઓછી થાય છે. મરજી પ્રમાણે ઓછાવધતા રંગની મેળવણીથી મનપસંદ રંગો બનાવી શકાય છે.

આવું સ્ટેન્શીલનું કામ સાડીની કીનાર અને બોર્ડર, ઝભલાં, પોલકાં, પલંગની ચાદર, ટેબલકલોથ, ઘાઘરા, વગેરે પર સારી રીતે છાપી શકાય છે. આ ઉપરાંત લાકડા ઉપર તે કામ કાપડની પદ્ધતીથી જ કરી શકાય છે."

"આ સ્ટેન્શીલથી તમોએ છાપ્યું તેને કેટલા દિવસ પછી ઉપયોગમાં લેવું ? શાન્તાએ પ્રશ્ન કર્યો.



સ્ટેન્શીલ ચિત્ર (૫)

"છાપકામ ઑઇલ કલરનું હોવાથી તેને સુકાવા દેવુ જોઈએ. એકાદ દિવસ તો જરૂરથી તેને સુકાવા દેવુ. અને પછી તેનો ઉપયોગ કરવો. જો બને તેટલા ઓછા રંગથી કામ કર્યું હશે તો જલદી સુકાઈ જશે" સુલોચનાએ ખુલાસો કર્યો.

"ઠીક સુલોચના બહેન, હવે મને તમોએ જે બતાવ્યુ તે છાપકામ અને તેની રીત મને બરાબર સમજાઈ ગઈ એકાદ વખત મારે ત્યાં તમો આવજો, આપણે તેનો પ્રયોગ કરીશુ.

"એસો ત્યારે, હવે હું જઈશ." કાન્તાએ સ્ટેન્શીલ કામ શીખી વિદાય લીધી.

ચન્દ્રકાન્ત મહેતા



# કૌટુંબિક જીવન

### શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણન

**માનવજીવનની** જુદી જુદી બાજુઓ–જેવી કે શારીરિક, ભૌતિક, માનસિક, લાગણીવિષયક, કલાવિષયક, નૈતિક–દૈવી જીવન તરફ વિકાસ સાધવાનાં સાધનો હોઈ પવિત્ર છે. આપણે શરીરની ઉપેક્ષા ન કરવી જોઈએ. તેમ પ્રાણને ભૂખે ન મારવો જોઈએ. આપણી પ્રકૃતિનાં બધાં મ પાસાં ઉચ્ચતમ સ્વરૂપે સર્વતોભાવે અને વિપુલ પરિમાણમાં વ્યક્ત થાય એવું ધ્યેય આપણે રાખવું જોઈએ. લગ્નની સંસ્થા દ્વારા ઉચ્ચતર જીવન ઘડવાની કાચી સામગ્રી તરીકે આપણે કામવાસનાને સ્વીકારવી જોઈએ. અંધ કામનાની પ્રેરણાને વશ થવું એ તો સભ્યતા અને રહસ્યને નકારવા જેવું છે, એ તો કેવળ અવ્યવસ્થા અને અરાજકતા છે.

આદર્શ લગ્નમાં તો વિષયભોગ, ધાર્મિક વિધિ બની જાય છે, આંતર લાલિત્યનું બાહ્ય ચિહ્ન બની જાય છે. સાચો પ્રેમ ટકી રહે એ માટે કોઈ ઉચ્ચ આદર્શની આવશ્યકતા હોય છે. બન્નેને સામાન્ય એવું ધ્યેય હોવું જોઈએ જેની સાધનામાં બન્ને પ્રેમીઓ પોતાનું જીવન સમર્પણ કરે. પતિ અને પત્ની એકબીજાનો સ્વીકાર કરે છે અને બન્નેમાં રહેલી અસમાનતાઓમાંથી એક સુંદર સંપૂર્ણ જીવન ઊભું કરે છે. સાચી મિત્રતાનો સંબંધ ઊભો કરવા તેમણે બેઓ પ્રયત્ન કરવાનો હોય છે. આ માર્ગમાં સફળ થવા ઇચ્છતાં હોય તેમણે ધીરજ અને સંયમ, ક્ષમા અને ઉદારતા ધારણ કરવાં જોઈએ અને સદા જાગ્રત રહેવું જોઈએ. માનવવિકારોને બુદ્ધિ વડે મોળા પાડી શકાય છે પણ તે પૂરેપૂરા જતા નથી. ઉત્તમમાં ઉત્તમ માણસ પણ સંપૂર્ણપણે બુદ્ધિપ્રધાન જીવન જીવતો નથી હોતો, પણ બુદ્ધિપ્રધાન થવા માટે સતત મથનો જીવ હોય છે. લગ્નજીવનમાં જેટલો આનંદ છે એટલું જ દુઃખ છે. લગ્ન એ સંપૂર્ણ સુખમય અવસ્થા છે અને તેમાં કોઈ પણ વસ્તુ આડે આવે એટલે તેનો અંત લાવવો જોઈએ, એવા ખોટા ખ્યાલને લીધે જ છૂટાછેડાની ઉત્પત્તિ થાય છે. છૂટાછેડાનું સામાન્ય કારણ બેમાંથી કોઈ એકની બેવફાદારી કે વ્યભિચાર નથી હોતું, પણ બન્નેના સ્વભાવનો અને અભિરુચિનો ભેદ હોય છે. અનેક બાધાવિઘ્નોમાં થઈને લાંબે ગાળે બે વ્યક્તિઓનો વિકાસ સાધવો એ લગ્નનો હેતુ છે. એમ જો આપણે સ્વીકારીએ તો આપણા માર્ગમાં આવતી દરેક મુશ્કેલીને આપણે વધુ પુરુષાર્થ કરવાની હાકલ તરીકે લેખીશું. આદર્શ લગ્ન આપણા ધ્યેયની ઉચ્ચતર સિદ્ધિનું પ્રતીક છે. એનો અર્થ તો એ છે કે બન્નેમાં ગેરસમજૂત થાય, બન્ને ક્રોધથી ગાંડા બની જાય, લાગણીવશ થઈ જાય, વિચિત્ર ધૂનો ધરાવતાં હોય અને બન્ને વચ્ચે ભારે ભેદ હોય એટલું જ નહિ પણ હું તો કહું છું કે બન્નેનું પતન થયું હોય તો પે આપણે એક બીજાને વળગી રહેવાનું છે. છૂટાછેડા હમેશાં

માણસને માટે જ છે. જે નબળા અને અણુવિકસેલા જીવો આંતર વિકાસને અને પરિપૂર્ણતાને નહિ પણ તંદુરસ્તીને અને સુખને જ માનવજીવનનો હેતુ માને છે, તેઓ જ છૂટાછેડા લે છે. વિકાસ પામેલા આત્માઓ ભારે આઘાત પામે છે ત્યારે પણ દુઃખને બળપ્રદ વસ્તુ તરીકે જ સ્વીકારી લે છે, પણ ક્ષુદ્રજનો એમ નથી કરતા. પુરુષો કરતાં સ્ત્રીઓએ વધારે ધીરજ, સહિષ્ણુતા બતાવી છે. તેઓ જે પુરુષોને ચાહે છે તેના દોષો અને ગુનાઓ સુદ્ધાં તેઓ ભૂલી જાય છે. તેઓમાં એક પ્રકારની આધ્યાત્મિક શ્રેષ્ઠતા રહેલી છે. જે પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ.

ઉચ્ચતર જીવનને સંતતિ ખૂબ સહાયભૂત બને છે. માબાપમાં રહેલો બાળકો પ્રત્યેનો નૈસર્ગિક પ્રેમ તેમને બાળકોની લાગણીઓ અને અનુભવોનો સક્રિય સહભાગી થવા પ્રેરે છે. કેવળ પોતાના સુખનો જ વિચાર કરનાર અને બાળકો પ્રત્યેની પોતાની ફરજનો ખ્યાલ સુદ્ધાં ન રાખતાં તેમની તદ્દન અવગણના કરી તેમને છેક રખડતાં મૂકનાર માબાપો તો આધુનિક જમાનાની જ અધમ પેદાશ છે. રાજ્ય તરફથી બાળઉછેરની 'સંસ્થાઓ સ્થપાયાની વાતો આપણે કાને આવે છે, પણ એવી સંસ્થાઓ લોકપ્રિય નહિ થઈ શકે. બાળકોના અનેકવિધ વિકાસ માટે તેમને માબાપ તરફના પ્રેમની અને ઊંડી સમજની જરૂર હોય છે. માબાપનું સ્થાન બીજું કોઈ ન જ લઈ શકે. માબાપનું જીવન જેમ વધુ ઊંડી આધ્યાત્મિકતાવાળું હશે તેમ તેઓમાં બાળકોની જવાબદારી બીજાને શીર નાખવાની વૃત્તિ ઓછી હશે. છૂટાછેડાના આંકડા ઉપરથી માલૂમ પડે છે કે તેમાં મોટો ભાગ નિઃસતાન

દંપતીઓનો હોય છે. ઘણીખરી સ્ત્રીઓમાં તેમ જ પુરુષોમાં પણ સંતતિની વાસના જાગ્રત હોય છે, અને જ્યાં સુધી એ વાસનાને મારી નાખવામાં નથી આવી ત્યાં સુધી લગ્ન એ મરણ સુધીની ભાગીદારી રહેવાનું.

આજના જમાનાનો અજંપો આપણને સાચી ચેતવણી આપી રહ્યો છે કે ભાગતું ફરતું અને એકાંતવાસી બ્રહ્મચર્ય, જેનો પાયો અજ્ઞાન અને બાહ્ય દબાણ ઉપર રચાયો હોય, તે બ્રહ્મચર્ય જ નથી. આજના સુધારકો જે આગ્રહ ધરે છે એ સાચો છે કે, એક પત્નીત્વ એ બેશક ઉચ્ચ આદર્શ છે, પણ એને લીધે જ્યારે લાખો સ્ત્રીઓને વિષયભોગ વિના રહેવાની કે વ્યભિચાર કરવાની જરૂર પડે છે, ત્યારે એનો વધુ વિચાર કરવાની જરૂર લાગે છે. લગ્નવિષયક નિયમો છેક કડક હોય કે છેક શિથિલ હોય, એ બન્નેમાં સરખી જ બે જવાબદારી રહેલી છે. સ્ત્રીઓ અને પુરુષો માટે નીતિના સરખા જ નિયમો રાખવા માટે કક્ષા નીચી ઉતારવાને બદલે ઊંચી ચડાવવાની જરૂર છે. સ્ત્રીઓ પોતાને હલકી પાડીને પુરુષોની સમાન કક્ષાએ આવે તેના કરતાં પુરુષોએ ઊંચા ચઢીને સ્ત્રીઓની સમાન કક્ષાએ પહોંચવું જોઈએ. યુગો થયાં સ્ત્રીઓ જે સજા ભોગવતી આવી છે તે સજામાંથી તેને નવા જ્ઞાને મુક્ત કરી છે, પણ આ નવી સ્વતંત્રતા અને જ્ઞાન ભલે એટલાં ભયાવહ હોય તો પે જ્યાં સુધી આપણે શ્રદ્ધા અને હિંમતપૂર્વક વસ્તુસ્થિતિનો સામનો કરતા રહીશું ત્યાં સુધી એ આપણો અધઃપાત નહિ કરી શકે. સંક્રાંતિકાળ દરમિયાન આપણે અનિચ્છનીય પરિણામો વેઠવાં પડશે. એ તદ્દન સાચું છે. પહેલાંની છોકરીઓ કરતાં આજકાલની નિશાળે જતી છોકરીઓ યૌન જીવન વધારે સમજે છે. તેઓની નવા જમાનાની વાતોથી ચોખલિયાઓને આઘાત થાય છે જ્યાં સહશિક્ષણ પ્રચલિત હોય એવી શાળાઓમાં અને કૉલેજોમાં અનુચિત વ્યવહારને

સ્ત્રીઓમાં અજંપો પેદા થવાનું સાચું કારણ એ છે કે એઓ જીવનવ્યવહારમાં પોતાનું સાચું સ્થાન ગુમાવી બેઠી છે. બાયરને કહ્યું છે,—"પુરુષનો પ્રેમ તો તેના જીવનનો એક અલગ અંશ જ હોય છે. પણ સ્ત્રીને તો પ્રેમ એ જ જીવનસર્વસ્વ હોય છે." આપણે સામાન્ય રીતે માનીએ છીએ કે સ્ત્રીનું ક્ષેત્ર ગૃહ છે, પણ ગૃહો તો જવા બેઠાં છે. યંત્રોને લીધે ઘરકામ ઘટી ગયું છે અને હોટલોએ ઘરનું સ્થાન લેવા માંડ્યું છે. એને લીધે શક્તિનો ખૂબ સંચય થયા કરે છે અને તેનો વ્યય કરવા માટે કોઈ યોગ્ય કામ મળતું નથી. આજે પતિ વધુમાં વધુ કામમાં રોકાયલો રહે છે. પત્નીને પુષ્કળ વખત ફાજલ રહે છે. તેની સર્વે શક્તિને રોકી લે એવું કોઈ રસિક કાર્ય ન મળવાને લીધે તે દુઃખી, વિચારવાયુગ્રસ્ત અને કોઈ પણ હેતુ કે અર્થ વિનાની નકામી વસ્તુ જેવી થઈ જાય છે. જો સ્ત્રી પાસે પૈસા હોય અને તે પોતાનો ફાજલ સમય મજા અને મૂર્ખાઈમાં,

આનંદ અને વાસનાપૂર્તિમાં ગાળે તો આપણે તેનો વાંક ન કાઢી શકીએ તેવું જૂનું કામ રહ્યું નથી અને નવું કામ મળ્યું નથી. આજે લગ્ન દ્વારા પૂરતું કે આખો સમય ચાલે એવું રોકાણ મળી રહેતું નથી. એક બાજુ પરિણીત સ્ત્રીની સ્થિતિ આવી ભયંકર થઈ પડી છે, ત્યારે બીજી બાજુ અસંખ્ય અપરિણીત સ્ત્રીઓની, નિઃસંતાન વિધવાઓની અને વ્યક્તિપ્રધાન સમાજમાં જ્યાં છોકરાં ઉંમરે આવતાં અને લગ્ન થતાં માને છોડી ચાલ્યાં જાય છે ત્યાંની વિધવાની સ્થિતિ એથી યે વધુ ભયંકર છે. આ બધી મુશ્કેલીનું મૂળ કારણ એ છે કે સ્ત્રીઓને પૂરતું કામ રહ્યું નથી. શૂન્ય જીવનની કંગાલિયાત તેમને અસ્વાભાવિક માર્ગે ઘસડી રહી છે, અને તેમને રુચે એવું કોઈ કામ પૂરું પાડવું એ યોગ્ય જ છે.

પાશવી આનંદને મહત્ત્વ આપવાનો આગ્રહ રાખવામાં આધુનિક જમાનો ભૂલ કરે છે. વિવેકબુદ્ધિની કસોટીમાંથી પસાર થયા વિના સીધાં લાગણીમાંથી જ ઉદ્ભવેલાં કાર્યો આપણને પ્રાથમિક, હેવાનની જંગલી દશા તરફ પીછેહઠ કરાવે છે. મનુષ્ય ઉપર વિકારનો અમલ ન ચાલવો જોઈએ. એ સત્તા તો વિવેકબુદ્ધિની જ હોવી જોઈએ. આત્મસ્વાતંત્ર્ય કે આત્મપ્રગટીકરણનો અર્થ કાંઈ કામલોલુપતા થતો નથી. આપણે સ્વતંત્ર રીતે રહેવું જોઈએ અને આપણા અંતરમાંથી ઊગતાં ન હોય એવાં કોઈ પણ બંધનો આપણે સ્વીકારવાં ન જોઈએ એ સિદ્ધાંત તરીકે સાચું છે, પણ જુવાન અને બિનઅનુભવી મગજોને એ પ્રમાણે વર્તવા દેવું એ ભયાવહ છે. બહારના સંયમોમાંથી જ [illegible]તરના સંયમો જન્મે છે. અને જેઓ બાહ્ય [illegible] પર ગયા હોય છે તેમને તેનું ઉલ્લંઘન કરવાનો હક છે. માણસ સ્વતંત્રતા પ્રાપ્ત કરે ત્યાં સુધી તેને પોતાની જાતને નિગ્રહીત કર[illegible]માં મદદ કરવી જોઈએ. જુવાન અને નાદાન પુરુષો પોતાની ઇચ્છા પ્રમાણે નહિ વર્તી અને પો[illegible] [illegible] બંધો નહિ બાંધી શકે. લગ્ન એ શી વસ્તુ છે અને તેનો હેતુ શો છે તે વિષે ખોટા આદર્શો મનમાં રાખી બિનજવાબદાર અને હળવે મને લગ્ન નથી કરવાનાં હોતાં. જે લગ્ન એક કલાક પણ ટકે તેને 'કામચલાઉ' લગ્ન કહેવું, એવો જે આધુનિક ખ્યાલ છે, એ તો અજબ હાસ્યાસ્પદ છે. જંગલ લગ્નો એટલે પરવાનો લઈને કરેલો વેશ્યાચાર. એ લગ્નો ભૂતકાળના પ્રણાલિકાને કોરે મૂકે છે, એટલું જ નહિ, પણ માનવજાતના ભાવિ આદર્શને પણ ટાળી ચલાવે છે. લગ્નનો એક માત્ર હેતુ આધ્યાત્મિક સાક્ષાત્કાર નહિ પણ વિષયવાસનાની તૃપ્તિ છે એમ મનાય છે. બધનો સામેના બળવાન જુસ્સાને લીધે, કદાચ સ્ત્રીપુરુષો પૂરા મનથી તેને વધાવી લેશે, પણ જ્યારે તેઓ પુખ્ત થશે ત્યારે તેમને સમજાશે કે આવાં લગ્નો તેમને કામવાસનાની દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ કે આધ્યાત્મિક દૃષ્ટિએ હિતકર નથી.×

× 'કલ્કિ અથવા સંસ્કૃતિનું ભાવિ'માંથી. [જનેતા.]

તેમજ કાન્તાના પતિને શિખવણીથી ચઢાવીને તેને બન્ને જણાં રોજ પુષ્કર માર મારતાં દરરોજના આ ત્રાસના પરિણામે કાન્તા જીવનથી કંટાળી ગઈ હતી તેમણે એક દિવસ તો કાન્તાના હાથ પગ બાંધીને શરીર પર સખત ડામ દીધા.

આ દુઃખ કાંતાથી સહન ન થતાં તેણે ચિરકાળની શાંતિ મેળવવા માટે કુવામાં ઝંપલાવ્યું. લોકોને ખબર પડી જતાં તેને બહાર કાઢવાના પ્રયાસો થયા. પણ સાસુના ત્રાસે કંપી ઉઠેલી-બેઠી બાળાએ જો પોતાને સહી-સલામત પિયેર પહોંચાડવામાં આવે, તો જ બહાર નીકળવાની ઈચ્છા હતી.

×

મુંબઈની મ્યુ.બાઇ ગુલાબબાઈ સેન્ટ્રલ ગુજરાતી કન્યાશાળાનાં મુખ્ય શિક્ષિકા શ્રીમતી દિવાળીબાઈ ઝીણાભાઈ ગઠોડ ઓગસ્ટ ૧૯૪૬થી નિવૃત્ત થતાં હોવાથી તેમના સન્માન માટે શેઠ નાનજી કાળીદાસ વિગેરે આગેવાનોની એક કમિટી નીમાઈ છે, અને તેમની યશસ્વી કારકિર્દીની કદર કરવા સારી રકમની પર્સ એનાયત કરી ચાંદીના કાસ્કેટમાં માનપત્ર આપવાનું અને તેનો સમારંભ ઓગસ્ટના પહેલા અઠવાડિયામાં કરવાનું યોજાયું હતું

×

કરાંચીના જાણીતાં ખોજા ઈસ્માઈલી કોમનાં સંસ્કારી અને સુશિક્ષિત કુટુંબના કુમારી શિરીનબેન ટી. હાજી કે જેઓ કરાંચી મ્યુનીસિપાલીટી શાળા બોર્ડ અને કરાંચી જીલ્લા લોકલ બોર્ડનાં સભ્ય છે તેમજ કરાંચીનાં જાણીતાં સેવાપરાયણ નાગરિક છે તેમને સિંધ સરકારે તાજેતરમાં 'જે. પી.'નો ઇલ્કાબ આપ્યો છે.

×

બિહારમાં આવેલા પારસથાન થીએટરની પ્રસિદ્ધ અભિનેત્રી શાંતાદેવીને દૌલપુર જીલ્લા-

માંથી, ગયાવાળા શ્રી. વિજયકુમાર સિંહની સાથે વાંધાભર્યું સાહિત્ય વહેંચવાના આરોપ-સર હિંદ સંરક્ષણ ધારા હેઠળ ગિરફતાર કરવામાં આવ્યાં.

ન્યુ દિલ્હીમાં વડી ધારાસભામાં મિ. હુસેનભાઇ લાલાજીએ વિમેન્સ ઓકઝીલીયરી કોર્પ્સ (હિંદી સ્ત્રીઓના મદદનીશ દળ) વિષે સંખ્યાબંધ પ્રશ્નો પૂછ્યા હતા.

યુદ્ધમંત્રી મિ. સી. એમ. ત્રિવેદીએ જવાબમાં જણાવ્યું હતું કે જે કોઈ સ્ત્રી બ્રિટીશ પ્રજા હોય તે નાતજાતના ભેદભાવ સિવાય સ્ત્રી-દળમાં દાખલ થવાને હમેશ પાત્ર ગણાતી હતી. એ સ્ત્રી-દળમાંના કુલ ૧૦૪ અફસરોમાં ૭૦ એંગ્લો-ઇન્ડિઅન, ૭ એંગ્લો-બર્મન અને ૨૭ હિંદીઓ હતાં. સ્ત્રી દળમાંની કુલ ૫,૬૧૪ સ્ત્રીઓમાં ૧,૫૪૩ યુરોપિયનો, ૨,૮૮૨ એંગ્લો-ઇન્ડિયનો, ૧૫૬ એંગ્લો-બર્મનો અને ૧,૧૦૬ હિંદીઓ હતાં. એ સ્ત્રી દળનો ગણવેશ યુનાઇટેડ કિંગડમમાં ઓકઝીલીયરી ટેરીટોરિયલ સર્વિસવાળા પહેરે છે તેવો જ છે હિંદી સ્ત્રીઓ ફરાકોને બદલે સાડીઓ પહેરે છે એટલો તફાવત છે.

મિ. હુસેનભાઇએ પૂછ્યું હતું કે "આ સ્ત્રી-દળ વિભાગના મુખ્ય સેનાપતિ તરીકે હિંદી સન્નારીઓની રીતરસમો અને પ્રણાલિકાઓથી પરિચિત હોય એવી કોઈ અગ્રગણ્ય હિંદી મહિલાની નીમણૂક કરવાના પ્રશ્ન અંગે સરકારે કદિ વિચાર કર્યો નથી."

મિ. ત્રિવેદીએ જવાબ આપતાં કહ્યું હતું કે "આ સ્ત્રી-દળનો કોઈ હિંદી વિભાગ નથી અને તેથી આ સ્ત્રી-દળના એવા કોઇ હિંદી વિભાગના મુખ્ય સેનાપતિ તરીકે કોઈ હિંદી સન્નારીને નિમવાનો પ્રશ્ન ઉભો થતો નથી. એ સ્ત્રી-દળમાં મહત્વના હોદ્દા પર સંખ્યાબંધ હિંદી સન્નારીઓ છે.

+

કલકત્તાથી: શ્રી શરતચંદ્ર બોઝને મળવા માટે તેમનાં પત્ની કુનુર (મદ્રાસ) જવા રવાનાં થયાં છે. તેમની સાથે મોટો પુત્ર અને બે પુત્રીઓ છે.

# પુસ્તક પરિચય

**રા. રા. કેશવપ્રસાદ દેસાઇ બી. એ. એલએલ. બી.**

**અંબાલાલ સાકરલાલ દેસાઇના ભાષણો અને લેખો.**

સંગ્રાહક : વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર. બી એ. પાનાં ૭૨ + ૫૭૦ પાકું પુંઠુ સચિત્ર ૨-૮-૦ મળવાનું ઠેકાણું :- નવજીવન કાર્યાલય. અમદાવાદ

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ ૧૯૧૮ મા પ્રસિદ્ધ થઇ હતી ૧૯૨૨ માં બીજી આવૃત્તિ થઈ. અને આતો તેનો નવો અવતાર છે. આ પુસ્તકમાં ચિત્રોમાં વધારો છે તેમ જ સ્વ. દી. બા. અંબાલાલજીના જીવન અને ચારિત્ર્યનું અભ્યાસપૂર્ણ નિરૂપણ શ્રી નરહરી દ્વારકાદાસ પરીખે વિસ્તારથી કર્યું છે. ગુજરાતમા થઇ ગયેલા મહાપુરુષોમાં અંબાલાલજીની ગણના થાય છે. આજના યુગ પુરુષ ગાંધીજીના ગુજરાતવાસ પૂર્વે જાણે ભૂમિકાની તૈયારી કરવાજ અંબાલાલજીનો અવતાર થયો હતો એમ એમના જીવનનો અભ્યાસ કરતા લાગે છે. ઈ. સ. ૧૮૪૪માં તેમનો જન્મ થયો હતો તેઓ તીવ્ર બુદ્ધિના વિચક્ષણ પુરુષ હતા તેમના જીવનમાંથી તેમની બુદ્ધિના ચમકારાની વિગતો નજરે પડે છે. કોલેજમા બીજી ભાષા કે ઐચ્છિક વિષય બદલીને પ્રથમ નંબરે આવવું તેમને માટે અઘરું નહોતું તેઓએ પ્રથમ કેળવણી ખાતામાં નોકરી કરી અને પછી વડોદરા રાજ્યના ન્યાય ખાતામા જોડાયા ત્યાંની વરીષ્ટ કોર્ટના ન્યાયાધિશના હોદ્દા ઉપરથી નિવૃત્ત થઈ વીસમી સદીની શરૂઆતથી તેઓએ અમદાવાદમાં વાસ કર્યો. આ સમયે દેશમા બંગભંગને લીધે એક નવીજ જાગૃતિ આ હતી. બૉયકોટ અથવા બહિષ્કારના રાજકીય હથિયારને લીધે દેશની ઔદ્યોગિક પ્રવૃતિને જોસ મળ્યું હતું. ઈ. સ. ૧૯૦૦ ના અરસામા તેઓ નિવૃત્ત થયા પછી તેમણે અમદાવાદના જાહેર જીવનમાં જોસ આણવા યત્ન કર્યો હતો. ૧૯૦૨ માં અમદાવાદમાં કોંગ્રેસ મળી તે વખતે તેઓ સન્માનકારિણી સભાના પ્રમુખ ચુંટાયા હતા. ત્યારપછી વર્ષો સુધી તેઓ જાહેર જીવનના અગ્રપદે રહ્યા. નરહરીભાઇયે બહુજ ખંત અને ઝીણવટથી તેમનું જીવનચરિત્ર આલેખ્યુ છે. તેમનો આ સંગ્રહ વિષયવાર થયેલો છે તે યોગ્ય જ છે. અર્થ પ્રકરણ, રાજ્ય પ્રકરણ, કેળવણી પ્રકરણ, સાહિત્ય પ્રકરણ, સરકાર પ્રકરણ, અને ધર્મ પ્રકરણ એ મુખ્ય વિષયો છે. જાણીતા સજ્જનોની જયંતિઓના મેળાવડામા તેમણે કરેલા ભાષણોને "ગુણ સંકીર્તન નામે વિભાગમાં મૂકયા છે. પુરવણી વિભાગમા તેમનાં પરચુરણ લખાણ અને ભાષણો છે. આમ અંબાલાલભાઈના જીવન અને વિચાર-સરણીનું જ્ઞાન આપણને આ પુસ્તક ઉપરથી સંપૂર્ણ રીતે થાય છે. આવા જ્ઞાનની અત્યારે ખાસ જરૂર પણ છે. આ પુસ્તકમાંની અમુક બાબતોની તુલના કરવા માટે કાળ અને પરિસ્થિતિનો ખ્યાલ વિસરવો જોઇયે નહિ. વળી વ્યક્તિગત ચારિત્ર્યની બાબતમા તો તેમનો દાખલો હમેશાં આપણી સમક્ષ રાખવા જેવો છે. બંગભંગની હીલચાલ સમયે તેમણે મીલ ઉદ્યોગમાં પોતાના પુત્રોને નાંખ્યા અને પોતાનું નાણું રોક્યું. દુર્ભાગ્યે ખોટો લાગી અને નાણું ગયું તોપણ તેમણે જાહેર જીવનનો ત્યાગ કર્યો નહોતો અને માનસિક 'સમતોલપણું જાળવી કાંઈને કાંઈ જાહેર કાર્યો હાથ ધર્યા હતા. આવા એક ગુજરાતી માટે દરેક ગુજરાતી અભિમાન ધરાવી શકે; છસો ઉપરાંત પાનાના આ બૃહદ પુસ્તકની કીમત રૂ. ૨-૮-૦ વધારે નથી. દરેક ઘરમાં રાખવા લાયક આ પુસ્તક છે.

**દીવડીયા.**

લે. "પ્ર." પ્રકાશક : શંકરલાલ નાથજી દવે. વૈદ મહોલ્લો નવસારી. કાચું પુંઠું પાનાં ૧૪૭. કીં. ૧-૮-૦.

સરસ્વતી અને લક્ષ્મીને અનાદિ વેર છે એતો આપણે સાંભળ્યું છે. પરંતુ તે ઉપરાંત
... પણ હોય ... આ ... બે ...

"પ્ર" નું પુરું નામ પ્રભુભાઈ પટેલ છે. સાડત્રીસ વર્ષની ભરયુવાન વયે એ ભાઈ મૃત્યુ પામ્યા છે. એમનું જીવન અભ્યાસ અને સાહિત્ય સેવામાંજ પુરું થયું છે. એમના મરણથી ગુજરાતે એક 'ઉંડા અભ્યાસી સાહિત્યકાર અને, સાહિત્ય સંશોધક ગુમાવ્યો છે. એમણે ગુજરાત વિદ્યાપીઠ તથા શાંતિનિકેતનમાં અભ્યાસ કર્યો હતો. શાંતિનિકેતનમાં તેમણે સંશોધન કાર્યમાં મન પરોવ્યું હતું, સંસ્કૃત કે પાલી ભાષાના લુપ્ત થયેલા' પુસ્તકો જેનું ભાષાંતર ચીની કે ટીબેટન ભાષામાં જળવાઈ રહ્યું હોય તેવા પ્રાચીન પુસ્તકોને મૂળ ભાષામાં શબ્દસ્થ કરવાનું કાર્ય તેમણે ઉપાડયું હતું અને તેમાં નિપૂણતા અને નામના મેળવી હતી. પરંતુ તેમને અર્ધાંગ વાતનો વ્યાધિ લાગુ પડયો અને તેમના આદર્શો અધુરાં રહ્યા, માંદગીને બીછાનેથી પણ તેઓએ ગુજરાતી સાહિત્યની સેવા ચાલુ જ રાખી હતી. 'સળંગ વાર્તા, ટુંકી વાર્તા, નાટક અને કવિતા એ સૌ તેમણે લખ્યાં છે, . " દીવડીયા " એ તેમનાં ટુંકાં કાવ્યોનો સંગ્રહ છે, આ પુસ્તકમાં કાવ્યોનાં મુખ્ય બે પ્રકાર નજરે પડે છે. એ પ્રકાર સાદી ભાષામાં પ્રવાહી રાગમાં અને જુના ઢાળમાં છે, બીજો પ્રકાર છંદોબદ્ધ રાગમાં અને સંસ્કૃતમય ભાષામાં છે એકમાં પ્રભુભાઈ તળપદા ગ્રામ્યવાસી છે, બીજામાં પ્રભુભાઈ સંસ્કૃતરી પંડિત છે, ગમે તે રાગમાં, ગમે તેવી ભાષામાં લખાયલાં એમનાં કાવ્યોનો અંતર સ્રોત જુવો તો નીતિ-પ્રેમ દેશપ્રેમ, અને માનવપ્રેમ જણાઈ આવશે. એમના બન્ને પ્રકારની થોડી વાનગી અત્રે આપી છે.

જુવો આ સાદાં ઢાળ અને સરળ ભાષા:

કોણે રચી આ દુનિયા બાબા ? કોણે રચ્યો આ ન્યાય ?
ભરી તિજોરી છલક સોને, ખાલી પેટી ખાવા ધાય.
સુખી રોજ સુખમાં શાને ?
દુખી રોજ દુખમાં શાને ?

+ + + +

શાસ્ત્રો ભણજો, સૂત્રો ભણજો, કવિતા પણ ભણજો;
કલમાને ગાયત્રી ભણીને, ભવ-ભાથાં ભરજો.
બધુંય કરજો પણ ના વીસરજો.
મીઠડાં હાલરડાં,
ડોસીમાના જોડકણાં.

+ + + +

અને જુવો આ:

" એ કોણ ? "

ચન્દ્રાનની વા મદિરાક્ષિણી હશે ?
ઉદ્ગ્રીવ વા ઉન્નત વક્ષિણી હશે ?
ત્રિવલ્લિકા અન્ય ત્રિવેણિકા હશે ?
શું રોષ કેશા લઘુનકિતી હશે ?
ન જાણું જાણું હું માત્ર પદ્મ ખાળા પળે અગર
" નૂપુરે ત્વ જાનામિ " નિત્ય ચુર્માભિ ધારણાત્

આ સંગ્રહના કાવ્યોમાં સચોટતા તો છે જ. લોકલાગણીથી અને માનવપ્રેમથી બળતા એમના હૃદયની વાણી આ કાવ્યોમાં ઝરી છે. એમની કાવ્ય પ્રતિભાનાં દર્શન પુસ્તકને પાને પાને થાય છે એમના મિત્રોએ આ સંગ્રહ પ્રકાશનનું કામ કર્યું પણ તેનું ફળ ભોગવવા તેઓ જીવ્યા નહિ.

"સાભિનય"




વર્ષ ૨૪ મું : સપ્ટેમ્બર ૧૯૪૩ : અંક. ૯ મો

# બાલ દોસ્તોને આમંત્રણ

આવો આવોને બાળકો આંય, રમવાની વેળા થઇ.
ચાલો ચાલોને મેદાનમાંય, રમવાની વેળા થઈ.
રમો રમોને સાતતાળી દાવ, રમવાની વેળા થઇ.
તમો દોડોને હું દઉં દાવ, રમવાની મજા થઈ.
દોડો દોડોને બાળકો તમામ, રમવાની વેળા થઇ.
રમી દોડીને લઇએ લ્હાવ, રમવાની વેળા થઇ.
રમી રમીને પડી ગઇ સાંજ, રમવાની વેળાં થઇ.
બા બાપુજી પાડે છે સાદ, જમવાની વેળા થઈ.

લાભશંકર મ. જોષી.



## બેની નાનકડી

મને લાગે અતિશય વ્હાલી રે બે.
બાલે બાલી એ કાલી કાલી રે બે.
અતિ નાજુક નમણું અંગ રે બે.
રોજ રમતી એ ઢીંગલી સંગ રે બે.
મને ભાળીને દોડતી આવે રે બે.
ઉર હરખાઈ મુખ મરકાવે રે બે.
એના હૈયાથી હેત ઉભરાયે રે બે.
મીઠાં મધુરાં ગીતડાં ગાયે રે બે.
છળ કપટ એનાથી દૂર રે બે.
છે ભોળું ને માયાળુ ઉર રે બે.

રતિલાલ ગૌરીશંકર ઓઝા

## કુકડો

જાગે સવારમાં વહેલો કુકડો
બોલે પ્રભાતમાં પહેલો કુકડો
સૂરજનો છે છડીદાર કુકડો
કૂકરેકૂક કરે પોકાર કુકડો
પચરંગી રૂડાં પીંછાળો કુકડો
માંજરથી દીસે રૂપાળો કુકડો
ઝીણુડી ચાંચે શોભીતો કુકડો
બહુચર માતનો માનીતો કુકડો

રતિલાલ ગૌરીશંકર ઓઝા

# બા ! તારી વાતો ખોટી ખોટી

તારી વાતો ખોટી ખોટી,
બા ! તારી વાતો ખોટી ખોટી !
'તુ કહેતી'કી " મ્હાડા મ્હોટા કદિ ન જાય ઉંચકિયા "
તો પણ બહાદુર બજરંગબલિ કરમાં લઈ ફરિયા
તારાં યાદ દીસે છે છોટી ! બા ! તારી....

'તુ કહેતી'તી "જંગલ ભટકે જન જનાવર હિંસક પશુઓ સઘળાં
જવાય ત્યાં ના કો'થી" તો યે નાનકડા ધ્રુવ ગયા ત્યાં ગરવા
તારી આ ભૂલ કેવી મોટી ! બા ! તારી....

મહેન્દ્રકુમાર મગનલાલ શાહ.

# "કહેવત કુંજ"

### ક.

કમાઉ પુત્ર માબાપને વહાલો.
કરે તે ભોગવે
કમ તાકાત ને ગુસ્સા બોત
કરકસર બીજો ભાઇ છે.
કપાળે કપાળે જુદી બુદ્ધિ
કાલા ઘેલાને ઠોકે નરવા.
કાગનું બેસવું ને ડાળનું પડવું
કાકા મટી ભત્રીજા થાય
કાલ કરતાં આજ કરો
કાગડાની કોટે કંકોતરી.
કાંકરે કાંકરે પાળ બંધાય
કુહાડાના હાથા કપાળ વાગે
કુવામાં હોય તો હવાડામાં આવે
કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.

### ખ

ખાડો ખોદે તે પડે
ખાળે ડુંચા ને દરવાજા ખુલ્લા.
ખાતાં ખૂટે શા' નાં રાજ
ખોદે તે પડે
ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ.
ખોદવો ડુંગર ને મારવો ઉંદર.

### ગ

ગરજ સરી કે વૈદ વેરી.
ગરીબનો બેલી ઈશ્વર.
ગધેડાં પર અંબાડી
ગરજે ગધેડાને કાકા કહેવા પડે.
ગઈ તીથિ જોષીએ ન વાચે
ગપ્પી ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી.
ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય
ગાતું ગાતું માડવે આવે
ગુણના ભાઇ દોષ.
ગોળ નાખે તેવું ગળ્યું થાય.
ગોર પરણાવી આપે ઘર ન ચલાવી
આપે.

### ઘ

ઘરડાં ગાડા વાળે.
ઘર બાળીને તીરથ
ઘડીઆં પિત્તળીઆં વાગી ગયાં
ઘરડા બળદને બગાઈ ઘણી
ઘરડી ગાય ગોરને દેવાય
ઘંટીના સો ને ઘટાનો એક.
ઘાંચીનો બળદ બારસો ગાઉ ચાલે.
ઘી ઢોળાયું તો ખીચડીમાં.
ઘી ઢળ્યું પણ માપ ઉભું છે
ઘેર ઘેર માટીના ચુલા.

### ચ

ચેતતા નર સદાય સુખી.
ચોરીનું ચંડાળે જાય.
ચોસ્ત્રી અને સાંઠ પચ્યું.
ચોખા કરતાં કણકી વધી.
ચોટી હાથ તો રોટી સાથ
ચોરના ભાઈ ઘંટી ચોર.
ચાર મળે ચોટલા તો ભાર ભાંગે ઓટલ
ચાર દિનની ચાંદની ને છેવટ અંધા
શા
કમશ

☆

# ગરીબનું નસીબ ગરીબ

(૨૫ા અંકથી ચાલુ)

લે પારેખ ત્રિભોવન

તેથી તેમણે ૫૦૦ મહોર પોતાના પ્રધાનને આપી, અને મહેકેથી મહોર વેચવાનું જણાવ્યું બાકીની ૫૦૦ મહોર પોતે પાછળથી વેચવાનું શરૂ કર્યું. પરંતુ આજે તો બ્રાહ્મણભાઈ બરાબર વચમાં ઉભા હોવાથી, પ્રધાન અને મહારાજા બન્નેની કોથળી તેની પાસે મહોર વેચવા આવતાં જ ખાલી થઈ ગઈ, બ્રાહ્મણ ભાઈ વચમાં જ લટકી રહ્યા. ઘણી આજીજી કરી, પણ મતથી ઉપર વટ થઈને મહારાજા કંઇ આપે?

આમ ત્રણે દિવસ ઉપરા ઉપરી નિરાશ થવાથી, બ્રાહ્મણભાઈએ હવે પછી મહોર જ ન લેવા જવાનો નિર્ણય કર્યો અને જંગલ તરફ ચાલી નીકળ્યા.

અને ખરેખર બ્રાહ્મણભાઈ તો જંગલમાં ચાલી નીકળ્યા. જતાં જતાં રસ્તામાં શંકરનું મંદિર જોયું મંદિર બહુ જ જુનું હતું. આસપાસ વસ્તી ન હતી, માથે ઘામ ધખતો હતો. બ્રાહ્મણભાઈ આરામ લેવા માટે મંદિરમાં ગયા, મંદિરમાં શંકરનું લીંગ જોયું, અને બ્રાહ્મણભાઈની ભકિત ઉભરાઈ

"બસ આજ તો તપ કરૂં અને શંકરને બતાવી દઉં કે બ્રાહ્મણને દુઃખી કરવાનું શું ફળ મળે છે!"

અને બ્રાહ્મણભાઇએ નિશ્ચય કરી, તરત જ મૂર્તિ સામે બેસી ગયા, અને મનમાં શંકરની સ્તુતિ કરી. લીંગ પર પોતાનું માથું પછાડી મરી જવાનો નિશ્ચય કર્યો. તરત જ માથું ઉચકી મૂર્તિ પર પછાડવા તૈયાર થયા. પણ શંકર આ આસ્તિક બ્રાહ્મણની ભકિત જોઇ તરત પ્રસન્ન થયા, અને બ્રાહ્મણ પાસે આવીને કહ્યું, "માગ, માગ, હે વિપ્ર, હું તારી પર પ્રસન્ન થયો છું."

બ્રાહ્મણભાઈ તો પોતાની ભકિતનું ફળ આટલું વહેલું આવ્યું જોઇને આનંદમાં આવી ગયા અને વરદાન માગ્યું. "હું, મારી પત્ની અને મારી પુત્રી એક વખત, અમે જે ઇચ્છીએ તે થાય."

"તથાસ્તુ" કહી શંકર અંતર્ધ્યાન થયા, અને બ્રાહ્મણભાઈ ખુશી થતા થતા ઘર ભણી સીધાવ્યા

અને બ્રાહ્મણભાઈ ઘેર પહોંચી ગયા. મેળવેલા વરદાનની પત્નીને વાત કરી.

બીજે દિવસે સવારે બ્રાહ્મણ-પત્ની નદી કાંઠે પાણી ભરવા ગઈ. ત્યાં પાણી ભરતા, તેણે એક સુંદર બાઇ જોઈ. બ્રાહ્મણની પત્ની પોતે કદરૂપી હતી, તેથી તેણે પણ આવા રૂપાળા થવાનો વિચાર કર્યો, પતિને મળેલા શંકરના વરદાનની તેને ખબર હતી, તેથી તેણે શંકરનું ધ્યાન ધરી પોતાની ઇચ્છા કહી. અને બ્રાહ્મણની પત્ની પણ પેલી સુંદર બાઈ જેવી જ રૂપાળી બની ગઇ.

પરંતુ આ રૂપ તેને પચ્યું નહિ. તે જ વખતે તે કાંઠે તે ગામના રાજાનો કુંવર પોતાના ઘોડાને પાણી પીવરાવવા આવી ઉભો, તેણે બ્રાહ્મણની પત્નીને જોઇ, તેને પરણવાનું નક્કી કર્યું, અને હંમેશ વાર્તામાં બને છે તેમ, તેને ઘોડા પર બેસાડી ચાલી ગયો.

આ બાજુ બ્રાહ્મણ, પોતાની પત્ની ઘેર ન આવવાથી, તેની ખબર કાઢવા નદીએ ગયો. ત્યાં પહોંચતા તેને ખબર મળી કે તે તો પાણી ભરતી'તી, ત્યાં એકાએક રૂપાળી બની ગઇ, અને રાજકુમાર તેને ઉપાડી ચાલતો થયો. બ્રાહ્મણ આખી વાત સમજી ગયો. અને ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યો, "એની કરતાં તો શાંઢ ગધેડી થઇ હોત તો સારું ?"

અને બ્રાહ્મણના આ શબ્દો પડતાં જ રાજ મહેલમા રહેલી બ્રાહ્મણી ગધેડી થઇ ગઇ ! રાજકુમારે તેને કાઢી મૂકી, અને પેલી ગધેડી બ્રાહ્મણની પાસે આવીને ઉભી.

બ્રાહ્મણ આ પ્રમાણે, પોતાનું અને પોતાની પત્નીનું વરદાન નિષ્ફળ ગએલાં જોઇને નિરાશ થઇ ગયો; અને પોતાની પુત્રીને કહ્યું: "બેન આ ગધેડી તારી મા છે. અને અમારા બન્નેનાં વરદાન એળે ગયાં છે, તારું વરદાન બાકી રહ્યું છે તે તું માગ." અને પુત્રીને તો પધારે શું ખબર પડે ? તેણે માગ્યું, "મારી મા જેવી હતી, તેવી થઇને પાછી આવે."

અને બ્રાહ્મણ, તેની પત્ની ને પુત્રી ત્રણે પાછાં ઘેર આવ્યાં. ત્રણેનાં વરદાન એળે ગયાં.

ઠેલીમાં પગ દેતાં બ્રાહ્મણ કપાળે હાથ પછાડી બોલ્યો, "ખરેખર, ગરીબનું નસીબ ગરીબ."

## કોણ હશે ?

રતિલાલ ચાંપાનેરી

(છપ્પો)

નારી લાંબી એક, વૃક્ષ રૂપે એ ઉભી,
માથે સુંદર વાળતણી શોભા કાંટાવાળી;
સવાર સાંજ સહેતી મસ્તક ઘા હથિયારનો,
કોટે સુત માટીનો, દૂધ દેતી દિન રાતે.
પીપડું દૂધ પુત્રનું, ઓકાવી જન હોંસે પીએ,
ચતુર પુરૂષ વિચારો ચિત્તે, કોણ હશે નારી ભલી એ ?

(જવાબ: ખજૂરી).

# પારનેરાનો પ્રવાસ

શનિવારે સવારના ૭-૩૦ વાગે અમે ત્રણેય ભાઈઓએ, પારનેરાનો પ્રવાસ કરવાનો વિચાર રાખ્યો હતો, તે પૂરો કરવા તૈયાર થયા અને આગગાડીમાં બેસી વલસાડ સ્ટેશને ઉતર્યા કારણ કે વલસાડથી પારનેરા ફક્ત સાડાચાર માઈલ દૂર છે. વલસાડથી પારનેરા જવા માટે પાકી સડક બાંધેલી છે.

ડુંગર નજીક જવા માટે ઘોડાગાડી ત્થા ગાડામાં પણ જવાય છે ઘણા દિવસથી ગાડામાં નહિ બેઠેલા તેથી ગાડામાં બેસવાનું ઉચિત ધારી સાડા નવ વાગે ગાડામાં બેઠા, રસ્તે જતાં દરીયાઈ ખાડી આવેલી છે તેના ઉપર પૂલ બાંધેલો હોવાથી ગાડુ સહેલાઈથી જઇ શકે છે.

દૂરથી પારનેરાનો ભવ્ય ડુંગર દેખાવા લાગ્યો પારનેરાના ડુંગરની. આસપાસ તાડનાં ઘણાં ઝુંડ છે, પારનેરા એ એક ઐતિહાસિક અને પુરાણા કીલ્લાવાળો નોંધવા લાયક કિલ્લો છે. તેની ટોચ ઉપર જવાને લગભગ ૩૦૦ થી ૩૫૦ પગથીઆં છે. થોડે થોડે અંતરે વિશ્રામ માટે બાંકડા ગોઠવેલા છે, આજુબાજુ ઘીચ ઝાડી આવેલી છે. થોડા સમય ત્યાં વિશ્રાંતિ સ્થળોમાં ગાળવો. અમે લગભગ નવ વાગે પર્વત પર ચઢવાનું શરૂ કર્યું.

ડુંગર ઉપર મહારાષ્ટ્રના વીર અને ભારતના દેશબંધુ શિવાજીનો ભવ્ય કિલ્લો છે, પરંતુ હાલ તેની જાહોજલાલીની પ્રતિમા સરીખો ખંડેર રૂપે માલુમ પડે છે. ટોચ ઉપરથી નીચેનો દેખાવ ભયંકર ખાઈ જેવો લાગે છે. દૂર પશ્ચિમે ઘોર ઘુઘવતો સાગર અને મનુષ્યો ત્થા પ્રાણીઓ માલુમ પડે છે.

ત્યાં હમારા જેવા યાંત્રિક ત્થા ઐતિહાસિકમાં રસ લેતા ભાઈ બહેનો આવ્યાં હતાં અને તે પોતાની યાદગીરી માટે નામો લખતાં હતાં. કોઈ મંદિરની દિવાલ પર તો કોઈ જીર્ણ બૂરજ પર અમે પણ યાદગીરી માટે કોલસાથી નામાવલીમાં વધારો કર્યો.

ત્યાં ચંડિકા અને કાળિકા માતાનું દેવળ છે. તે જ શિવાજીનાં ભાવિક માતા. શીવાજી મહારાજ તેમના પર અડગ શ્રદ્ધા રાખતા, માતાના મંદીર સામે ભોંયરૂ છે પરંતુ હાલ તેને સરકારે બંધ કરાવ્યું છે, અહીં પાણીની સગવડ સારી છે.

છત્રપતિ શીવાજી મહારાજની છટકબારી ઘણી જોવા લાયક છે, આફતને સમયે શીવાજી મહારાજ તેનો ઉપયોગ કરતા હતા. છટક બારીની પાસે એક મોટા પત્થર તળે ગુફા જેવા ભાગમાં નાની અને સુંદર કાળકાજીની મુર્તિ છે.

આડા અવળા ગપાટા મારતાં નાસ્તો કરી પાવાગઢનું વર્ણન કરતા ભવ્યતા પર મુગ્ધ બનતા અમે બરાબર બાર બે વાગે નીચે ઉતર્યા અને ઘણા દીવસની હોંશ પૂરી પાડી.




રજનીકાંત અને હરિશ્ચંદ્ર બંને મિત્રો ગામને પાદર રમવા ગયા ત્યા કેટલાંય વર્ષોથી ઉછેલો એક વડ જોઈ રજનીકાન્ત બોલ્યો:-હરિશ્ચંદ્ર જો તો પેલો વડ કેટલો મોટો છે. ચાલ ત્યાં છાંયડે જઈએ.

રજનીકાન્ત—અહીં છાંયડે રમવાની બહુ મજા આવશે. જોને કોઈએ વડ રોપ્યો છે તેનો કેટલો બધો સરસ છાંયડો છે? તેની નીચે આ કેટલાં બધાં ઢોર લ્હેરથી બેઠાં છે. અરે આ પક્ષીઓ, પણ વડની ઘટામાં કેવાં કિલ કિલાટ કરે છે.

હરિશ્ચંદ્ર—રજનીકાન્ત જો તો આ વડ કેટલું જાડું છે? મારા બાપુજી કહેતા હતા કે તેમના બાપુજીએ એક ડાળી કાપી લાવી અહીં રોપી હતી તેનું આટલું, મોટું ઝાડ થયું. આ વડવાઈઓ તો જાણે બીજું વડ હોય તેટલી થઈ ગઈ છે, જો તો સાત આઠ જગાએ વડ જેવી જાડી વડવાઈઓ બની ગઈ છે. ઘણા વરસનો જુનો આ વડ લાગે છે.

રજનીકાન્ત—આ વડના છાયામાં રમવાની બહુ મજા આવે છે, અરે ઢોર પક્ષીઓ ને આવનાર જનાર માણસો આવાં ઝાડ વાવી ઉછેરનારને આશિષ આપે છે જુઓ તો કેટલાંક અણસમજુ માણસો ઝાડને કાપી નાખે છે.

હરિશ્ચંદ્ર—આપણા ગુરુજી કહેતા હતા કે જે પ્રદેશમાં બહુ ઓછાં ઝાડ હોય ત્યાં વરસાદ પણ બહુ ઓછો પડે છે. માટે દરેકે ઝાડ વાવી ઉછેરવાં જોઈએ.

રજનીકાન્ત--વડની તો પૂજા થાય છે મારી મોટી બેન દર પૂનમે વડની પૂજા કરે છે. કેટલીક જગાએ રસ્તા ઉપર જ બહુ ઘટાદાર વડો હોય છે તેથી તેની નીચે પરબો બેસે છે, રબારીઓ બિચારા ગાયો, ભેંશાં કે બકરાંનાં ધણને લાવી વડની નીચે બેસાડે છે. ખરેખર તાપના વખતમાં વડ બહુ ઉપયોગી થઈ પડે છે.

હરિશ્ચંદ્ર—આ વડની નીચે બેસી ઉંચે જોઈએ તો સૂર્યનાં દર્શન પણ થતાં નથી તેટલી બધી ઘટા જામી છે લીલાં પાંદડાંને તેમાં રાતા ટેટાઓ કેવા શોભી રહ્યા છે? કેટલાં બધાં પશુ, પક્ષી ને માણસો આવી ઝાડની છાયામાં બેસી વિશ્રાંતિ લઈ આશિષ આપતાં હશે? ખરેખર ઝાડ વાવી ઉછેરનારને બહુ પુન્ય થાય.

હિંમતલાલ રામશંકર અધ્વર્યુ

---

બાળ લેખકોએ પોતપોતાના લખાણોમાં પોતાનું સરનામું પુરેપુરું લખવું તે ખાસ ધ્યાન

# પ્રસન્નતા

પ્રસન્નતા એ હૃદયનો વિષય છે હૃદયનું પ્રતિબિંબ છે, જેનું હૃદય પ્રફુલ્લ હોય વિશાળ હોય એજ સદા પ્રસન્ન ચિત્તથી રહી શકે. પ્રસન્નતા હૃદયના પ્રતિબિંબ રૂપે હોવી જોઈએ નહિ કે બાહ્યાચાર કે વિવેક પૂરતી.

પ્રસન્ન ચહેરો, હસતું મુખ, આનંદી સ્વભાવ એ ખરેખર અદ્ભુત ને આશીર્વાદ રૂપ વસ્તુ છે. પ્રસન્નતા એ પારસ (સ્પર્શ) મણી છે જેના પરિચયમાં આવે તેને આનંદિત કરી મૂકે છે. દુઃખ શોકને ભૂલાવી દે છે, હાર્દિક પ્રસન્નતાનો આ પ્રભાવ છે ને એવી આંતરિક પ્રસન્નતા શુદ્ધ પ્રેમ સત્યને જ્ઞાનને પરિણામે જ ઉદ્ભવે

આપણે જાણીએ છીએ કે ગાંધીજીનું મુક્તહાસ્ય અદ્ભુત હોય છે આની પાછળ તેમનું નિર્મળ હૃદય, વિશાળ માનવ પ્રેમ, સત્ય ને અહિંસાની પ્રખર ઉપાસના છે. ગમે તેને સાચાં-કડવાં વેણ કહી દે પણ પછી તેના અંતરમાં કશું જ ન હોય કહેવાનું હોય તે કહી દે નિર્મળ હાસ્ય એટલે અંતરના આશીર્વાદ પ્રસન્નતા કે મુક્ત હાસ્યથી માણસ હળવો ફુલ બની જાય છે પણ જે આ શક્તિ પૂર્વક કામ કર્યા કરે છે તે પરિણામોથી પ્રસન્નતા અપ્રસન્નતા, સુખ દુઃખ આશા નિરાશામાં ઝોલાં ખાયાં કરે છે ને દુઃખી દુઃખી થઇ જાય છે. જેના અંતરમાં પ્રસન્નતા નથી, સ્થિરતા નથી એટલે કે જે જ્ઞાન પૂર્વક અનાશક્તિથી કર્મો નથી કરી શકતાં તે પ્રસન્નતા પૂર્વક કામ નથી કરી શકતાં. આવી વ્યક્તિને બાહ્ય કોઇ પણ બાબત સુખી કે દુઃખી ન કરી શકે, ચલાયમાન ન કરી શકે અપ્રસન્ન ન કરી શકે; કારણ પ્રસન્નતા તેના હૃદય ઉપર અવલંબેલી હોય છે

સાધારણ સ્ત્રી પુરુષો, છોકરા છોકરીઓને માટે એ સાચી વાત છે કે તેની પ્રસન્નતા બીજાના ઉપર આધાર રાખતી હોય છે, શેઠ વાણોતર કારકુન કે પટાવાળાને ધમકાવી થોડી જ વારમાં દીલગીર કરી શકે છે. પતિપત્નિને, પિતા પુત્ર પુત્રીને, માસ્તર વિદ્યાર્થી વિદ્યાર્થીની ને ઘડિકવારમાં નારાજ ને સોગિયાં બનાવી દઇ શકે છે કયાં પ્રસન્નતા હાસ્ય ને કયાં દુઃખ શોક ને નિરાશા! ક્રોધ એ આવેશ છે, રોગ છે, વળગાડ છેઃ અવિચારનું પરિણામ છે

પ્રસન્નતા એટલે કિલકિલાટ ને હાસ્ય જાણે હસતી ચાંદની! શોક કે અપ્રસન્નતા એટલે વેરાનપણું, ભયાનકતા, કાળી ઘોર રાત્રિ! હસતો ચહેરો કેવો સુંદર ને આનંદ પ્રદ લાગે! શોકાતુર ને દુઃખી ચહેરો કેવો ભયાનક ને દુ.ખ પ્રદ લાગે!

અપૂર્ણ

હેમુભાઇ

બહાર પડી ચૂકેલ છે






શોભના

આર્યનૈતિક નાટક સમાજના

સફળ નાટ્ય પ્રયોગ

# ભાવના બી. એ

ના સુમધુર ઢાળોમાં ગવાયેલા
ગાયનોની ૬ રેકર્ડઝનો સેટ
ડી એ. ૧૧૧૯૫ – ૧૧૨૦૦

| | |
|---|---|
| ડી એ. ૧૧૧૯૫ | એક જોગી ઉભો છે જગત ચોકમાં<br>અમારી ગુણવતી ગુજરાત |
| ડી. એ. ૧૧૧૯૬ | નયનોમાં નાચે છે મોર<br>સોનેરી બંગલો |
| ડી એ ૧૧૧૯૭ | ગમશો મનના મોર<br>ભાવભીની ભાભી |
| ડી એ ૧૧૧૯૮ | આજની અબળા કહે તમામ<br>જુવાની આવી હવે શું કરવું ? |
| ડી એ ૧૧૧૯૯ | શું કામ જિંદગી છે<br>મહીયરના મીઠા સંભારણા |
| ડી. એ. ૧૧૨૦૦ | કુલીન સમાજે ક્યાં જઈ કહેવી<br>મણુપની ગુંથી મેં માળા |

## "નેશનલ"ની યંગ ઈન્ડીયા રેકર્ડઝ

ઉપર બહાર પડી ચૂકેલ છે

●

તાકીદે અમારા ઓથોરાઈઝ્ડ ડીલર્સ પાસેથી સાંભળો અને ખરીદો :—

## ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુ. કંપની લીમીટેડ.

૧૧૦, ગોરાક્ષ સ્ટ્રીટ-ફોર્ટ : મુંબઈ-૧

પ્રકાશક—ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, 'આમોદ' કાર્યાલય, પીરમશા રોડ

# સ્ત્રીબોધ

વર્ષ : ૮૭ | અનુક્રમણિકા | ઓક્ટોબર
અંક : ૧૦ | છૂટક કિં. બાર આના | ૧૯૬૩

# પરદેશમાં વસતાં દંપતી માટે અપૂર્વ તક!

## મહર્ષિ વાત્સ્યાયને રચેલ મહાન ગ્રંથ. જયમંગલા સાથે.



# કામસૂત્ર

ગુજરાતીમાં
રજુ થાય છે.

આ મહાન ગ્રંથ ચાર ચાર વર્ષની મહેનત બાદ ગુજરાતી દંપતીની તહેનાતમાં અમો ભેટ ધરીએ છીએ

આમાં અસલ પુસ્તકના શ્લોકો, તેનું ભાષાંતર અને તે ઉપરની લંબાણથી કરવામાં આવેલ ટીકા તે ઉપરાંત જયમંગલાની તાત્પર્યવર્ણન ટીકા સાથે

પરદેશના મહાન નરોના તે માટેના વિચારોની તારવણી, ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજીમાં વિગતવાર આપવામાં આવી છે

**આવો ગ્રંથ હજુ સુધી ગુજરાતીમાં બહાર પડયો નથી.**

**FOR PRIVATE CIRCULATION ONLY.**

આ પુસ્તક જાહેર વેચાણે મળશે નહિ ગ્રાહક તરીકે નામ નોંધાવનાર દંપતીને મળશે

**તમારે આ પુસ્તક અવશ્ય ઘરમાં વસાવવું જોઈએ**

પત્ર સાથે પુસ્તકની કીમત તથા ટ. ખર્ચ રજીસ્ટર્ડ સાથે શીલીંગ -
૧૭ મત્તાના પોસ્ટલ ઓર્ડર ક્રોસ કર્યા વગરના મોકલવા.

આ પુસ્તકની માગ ખુબ હોવાથી જેમને જોઈએ તેમણે તુરત પુસ્તક મંગાવી લેવું

કીં. રૂ ૧૦-૦-૦ ટ. ખ ૧૩ આના હિંદ માટે

લખો—**જીવનલાલ અમરશી મહેતા**
પીરમશા રોડ, અમદાવાદ.



શ્રી શાન્તીકુમાર પંડયા

# " સંપાદકનું નિવેદન "

'શ્રીબોત'ના રાસ ગરબા અંકને સંપાદન કરવાનું વિકટ કામ શ્રી ચંદ્રકાન્તભાઈએ મને સોંપ્યું કોઈ વિદ્વાન લેખકને આ કાર્ય સોપ્યુ હોત તો તે વધુ સુંદર નિવડત. પણ મારા રાસ સાહિત્યના શોખને લીધે તે કામ મેં ઉપાડી લીધું. વિવેચનની શરાણે ચઢાવવું તે વિદ્વાન વિવેચકજ સારી રીતે કરી શકે. મને તો જે વસ્તુ મારા દિલને સ્પર્શી ગઈ છે તેના ઉપર થોડાક વિચાર પુષ્પો વેર્યા છે. તેને મારા વિદ્વાન મિત્રો વિચારદોહન ન ગણે.

મારી પાસે આવેલા આશરે બસો રાસમાંથી વીણી વીણીને થોડાએક સારા રાસ પીરસ્યા છે. જગ્યાના અભાવે કેટલાક સારા રાસો રહી જવા પણ પામ્યા હોય તેને લેખક મિત્રો માફ કરે. આવેલા રાસોની ચૂંટણીનું ધોરણ સામાન્ય છે. ગરબાઓમાં ગેય તત્વ ઓછું છે. કવિઓ અર્થભાવ તરફ વધુ ઢળતા જણાય છે. મારી તરફના સદ્‌ભાવને લીધે શ્રી. ઉમાશંકર, શ્રી. સ્નેહરશ્મી, શ્રી રામપ્રસાદ શુકલ, શ્રી. કેશવ શેઠ, શ્રી અશોક હર્ષ શ્રી જનાર્દન પ્રભાસકર, શ્રી વેણીભાઇ પુરોહીત તથા અન્ય કવિ મિત્રોએ મારી એકજ માગણીને વશ થઈ તેમની સુંદર કૃતિઓ તત્કાળ મોકલી આપી છે તે બદલ તેમનો આભાર માનું છું.

વિશ્વયુદ્ધની ઘેરી નોબત બજી રહી છે. સારીયે દુનિયા યુદ્ધના ભયંકર દાવાનળમાં સળગી રહી છે. આપણો દેશ પણ તેની અસરમાંથી મૂકત રહ્યો નથી. દરેક વર્ગ–જાત–કોમ આર્થિક મૂંઝવણોમાં બીંસાઈ રહી છે. સાહિત્ય અને કાગળ પર પણ તેની જલદ અસર થઇ રહી છે. અતિશય મોંઘવારીને કારણે સારા કાગળો વાપરી શકાયા નથી. તથા અંકને રૂપ–રંગથી પુરો મુઢી શકાયો નથી. તેમજ ચાલુ માસમાં અસ્વસ્થ તબીયતને કારણે કેટલાંક પ્રુફ તપાસી ન શકવાને કારણે મુદ્રણ દોષો પણ રહી જવા પામ્યા છે તેને લેખક



# રાસ સાહિત્ય

રાસ એ આપણું જગજુનું લોક સાહિત્ય છે. માનવ હૃદયનું પ્રતિબિંબ ખડું કરવા આપણા પ્રાચીન લોક કવિઓએ સાદા અને સરળ ભાવમાં આખાયે સમાજની આછી રૂપરેખા દોરી છે. તેને પ્રચલીત ઢાળે ગામડાની ગુજરાતણોએ અનેકવાર ઝીલ્યા છે.

સારીયે રાતના રૂપેરી અજવાળામાં, ગામડાના દૂરદૂરના સિમાડા સુધી, રાસ રસિયણોના રમઝટ પાડતા બુલંદ અવાજી રાસડા, તાળીઓની રમઝટ સાથે પગના ધમધમના ધબકારાઓએ રાસ રસિકોને મુગ્ધ કર્યા છે. એ રાસોથી કોઈક હૈયાને કોઈ અનેરી પળે સ્વયંભુ સ્ફુરણાઓ જાગે છે. તેવીજ સ્ફુરણાઓ અંતરના ઉંડાણમાંથી નીકળી તેનાં મૂર્તિમંત સ્વરૂપમાં રાસ ઝરણા રૂપે પ્રકટી નીકળે છે. એવા લાખો ઝરણાંરૂપી ભરેલી રાસ જાન્હવી એ આપણા લોક રાસ બન્યા છે.

ગુજરાતણ એટલે રાસેશ્વરી અને ગુજરાત એટલે રાસ સૃષ્ટિનું જન્મસ્થાન. રાસને સુડોળ તાલબદ્ધ ગાઈ શકે તેજ ગુજરાતણ ! તેને તો વર્ષોથી રાસનો વારસો મુખપાઠે મળ્યા કર્યો છે. તેને મન રાસ એટલે જીવન ભાવ, રાસ એટલે જીવન સંગીત હૈયાની દર્દભરી વેદનાઓ તેને રાસ દ્વારા સંભળાવે છે. જીવનના નિગુઢ-કોયડા રાસદ્વારા સંભળાવે છે. તેના [illegible] ગવાયાં છે

માન પડતુ પ માન નારણ રે,

માને બીજે લીધે ઉપવાસ રે.

જોગમાયા ગરબે રમે રે.

આપણીએ સુંદરીઓ 'જોગમાયા'ને ધરતીના રાસ ખેલવા આમંત્રણ આપે છે અને ગરબો ચગે છે.

"માતુ પાવાની પટરાણી કે કાળી કાળકારે લોલ."

પૂતાઈ રાવળના પતનનો આ ગરબો તો હજુ યે નારી કંઠે એવોને એવો આકર્ષણ જમાવી રહ્યો છે.

નવદુર્ગાનું સ્થાપન થાય છે 'અખંડ જ્યોતિરૂપ'સ્ત્રી શક્તિને તેજોમય આકારમાં સ્થાપે છે. મૃત્તિકાના કોરેલા કુંભમા કોડિયુ મૂકે છે. અને તે ઉપર દિપક મૂકી સુવાસ માટે ઘી પૂરી દિપક પ્રગટાવે છે. ત્યારે આપણા કોકિલા કવિ શ્રી મેઘાણીના શબ્દોમાં લખુ તો "માટીના એક નાનકડા વાસણમાં દિવાના પ્રકાશને પૂરી દેવો અને પછી સો સો છિદ્રો વાટે એના કિરણોને રમતાં મેલવાં. ચોમેર ફરતી તેજ અને છાયાની જાળીઓ છવાઈ જાય! પ્રકાશનાં જાણે મોતી પરોવીને ગલીચા ચંદરવા પાથર્યા હોયની! કિરણોની કેવી રમણિય ફૂલ ગુથણી અને એ ગરબો પોતાને માથે મૂકીને એ કન્યાઓ ચાલે ત્યારે પ્રત્યેક માથામાં એકેક આકાશ ખડુ થાય. કેટલાંય આકાશો જાણે કે નાનકડાં રૂપ ધરીને ધરતી ઉપર રમવા ઉતરી પડ્યાં હોય એવું લાગે."

"ત્યાં તો આપણી બ્હેનો ગગન ગજાવે તેવો" ગરબો ગાય છે.

"રંગતાળી રંગતાળી કે રંગમાં રંગતાળી."

મા એ સોનાનો ગરબો લીધો કે રંગમાં રંગ તાળી."

ઉંચે તારલીઓ સાથે રાસ ખેલતી ચંદ્રિકા નીચે રાસડા લેતી ગ્રામકન્યાઓ તથા કોડિલી નૂતવધુઓ તાલીઓની ત્રમઝટ બોલાવે છે તેમના પહાડી બુલંદ અવાજ, પગના ધમકારા અંગના મરોડની લચક એ ત્રણેનો સમન્વય માનવ આત્માને તદાકાર બનાવી દે છે. આ અલૌકિક દ્રશ્ય જોવા મળેલી માનવમેદની રાસની રમઝટમાં એવી તો તન્મય બની જાય છે કે એક ટાંકણી પડે તેનો ય મૃદુરણકાર સંભળાય છે.

એ ગરબાઓના જન્મદાતા તરીકે પહેલું નામ આપણને વલ્લભ ભટ્ટનું જડે છે. તેમના ગરબાની અલૌકિક કલ્પના આપણને મુગ્ધ કર્યા વગર રહેતી નથી.

"ગગન મંડળ કરી ગાગરીરે મા

સુન્દર સકલ શોભા ભરી રે લોલ

વાટ વિશાળ મધ્ય મેરની રે લોલ

યોજન પચાસ લક્ષ ફેરની રે લોલ"

કહેવાય છે કે તેમની જીહ્વાયે સરસ્વતી વરી હતી. તેથી આવી વિરાટ કલ્પના ગરબીમાં ઉતારી શક્યા હતા. આપણી બેનની દુર્ગા તરફની અનન્ય ભાવનાથી હજુ પણ ગરબાની

શરૂઆત માતાજીના ગરબાથી થાય છે. છેવટમાં સરસ્વતીચંદ્રના મહાન લેખક સ્વ ગોવરધનરામ ભાઈએ આપણને શક્તિનો એક સુંદર રાસ આપ્યો છે.

"મા સુંદરગિરિથી ઉતર્યાં બીરદાળીમા,
મા નીતમ ખાળે વેશ ઝાંઝરવાગે મા

એવા તો કેટલાય અજ્ઞાત કવિઓએ શક્તિના રાસ-જોડ્યા છે પણ વલ્લભ ભટ્ટ જેવા અદ્ભૂત કલ્પનાવાળા પ્રાસાદિક ગરબા એમાંના કોઈને હાથે રચાયા નથી.

ગોલોકમાં આપણા પુરાણ પુરુષ પુરષોતમે રાસ લીલા રચી. તેમાં એક એક ગોપીને એક એક કાનનું સ્ત્રી પુરુષનું સમૂહ નૃત્ય ભક્તરાજ નરસિંહ મહેતાને બતાવ્યું. તેમનો ગુજરાતી ભાષાનો પહેલો રાસ.

"નાગર નંદાજીના લાલ રાસ રમંતાં મારી નથણી ખોવાણી."

એ ગાયો છે ત્યારથી રાસ શબ્દ પ્રચલીત થયો છે અને રાસ જન્મદાતા તરીકે શ્રી કૃષ્ણના પરમ ભક્ત નરસિંહ મહેતાનુ નામ ગણાવી શકાય. તે પછી ભાવભરી ગરબીઓ રચવામાં મીરાં અને દયારામનું નામ મોખરે છે. તેમને ભક્તિ અને શૃંગારનાં ગીતો ગાયાં છે. મીરાં એ તો હૃદયનાં ઝરણાં વહેવા દીધાં છે તેથી તેના રાસ-ગરબા લોક ગમ્ય બન્યા છે.—

ગરબી તો દયારામની. ભક્ત કવિ દયારામનું સ્થાન ગરબીના પ્રદેશમાં અનેક રીતે અજોડ છે. તેમણે તો શૃગાર રસની રેલ રેલાવી છે. સ્ત્રી હૃદયની ઋજુતા, અને અંતઃ સ્તલમાં ઉતરી જતા ભક્તિભાવને લીધે દયારામ ગુજરાતણોના હૃદયમાં વર્ષોથી વસ્યા છે.

"શ્યામ રંગ સમીપે ન જાવું."
અને "શોભા સલુણા શ્યામની તું જોને સખિ."

એ ગીતો ગુજરાતણોના હૃદયમાં જવલંત રોશની રેડી રહ્યાં છે.

આખ્યાનો રચનારા મહાકવિ પ્રેમાનંદે પણ કૃષ્ણ ગોપીના રાસ ખેલનનું એક ઠેકાણે વર્ણન કર્યું છે.

"આનંદ કંદનંદ નંદ છંદ રાગ રાગણી
વેણુ વાય ગીત ગાય સરસ સહુ સોહામણી,
રૂપ સરસ સોળ વરસ રમે અંક લેઈ લેઈ,
ગોપાળ લાલ શરદકાળ રમે રાસ થેઈ થેઈ,

આ સુંદર પ્રસંગોનું રંગચિત્ર કવિએ સરળ છંદ રચનામાં ગાઈ બતાવ્યું છે. તે પછી રાસ લખવાની પરંપરા ચાલી ભાલણ-વલ્લભ માધવદાસ-ઋષિરાજ અને નિષ્કુલાનંદે આપણને નવધા ભક્તિની ગરબીઓ આપી. તેમના કાવ્યોમાં પ્રભુદર્શનની ઝંખના અંતરનો ઉમળકો અને જીવનની દિનતા આદીનાં દર્શન થયાં છે.

તે સમયે આધુનિક યુગની માફક થોકબંધ પુસ્તકો છપાતાં ન હતા. સ્ત્રી-પુરુષોએ ત અને લોકરાસ પોતાનો સંસાર સુખદુઃખના કોયડાઓ સ્વયંસ્ફુરણાથી જોડ્યા હતા. તે પછી એક બીજાને મુખે વારસામાં મળતા ગયા તેમના અંતરનાદને રાસડામાં

ગાઈ જગતને કરૂણ સંદેશ પાઠવતી-દાંતમાંથી હજુ ધાવણ મુકાયાં નથી તેવી ગભરૂ બાળાઓને કપરાં સાસરીયાંની રીત દસગી લાગે છે કોઈ એક લોક કવિના દિલમાંથી એ દર્દ ઝરી લીટી સરી પડે છે કે,—

" કાવળા આસરીયામાં છવવુરે લોલ.
વહુ કરે છે મોટા ઘરની વાતરે,
• વહુએ વગોવ્યા મોટાં ખોરડા રે લોલ."

આ કરૂણ ભરેલ રાસે તો કોઈ પાષાણ હૃદયીને પણ રડાવ્યા છે! તેના શબ્દે શબ્દે દિલને ઘાયલ કરવાની તાકાત છે તેમાઃ—

" વહુએ વગોવ્યા મોટાં ખોરડા રે લોલ" એ લીટીઓ પસંદ કરવામાં તો કવિએ ખરેખર અવધિ કરી નાખી છે.

ગૃહરાજ્યમાં પ્રધાનપણે વિરાજતી આપણી અખરાક વહુવારૂઓ વર્ષોના વાયદે આવેલ નણંદી અને ભાણેજાને અપમાનિત કરી વિદાય આપે તે—

" નણંદલ પરોણલાનો રાસ "

હિન્દુ સંસારની નણંદ ભોજાઈની વેર-વૃત્તિનો ચિતાર આપે છે. ભોજાઈને મન તો એટલી દાઝ રહી ગઈ કે—

" હાલા કૂવા ઠેકના જજો,
ભર્યા કૂવા પડજો રાજ નણદલ પરોણલા
માગ હૈયામા હામજ રહી ગઈ,
મર્યા વન્યાની રઈ ગઇ રાજ નણદલ પરોણલા.,'

શબ્દો અને ભાવની એટલી સરળતા છે કે આખુએ ચિત્ર આપણા દિલને હચમચાવી મૂકે છે—

# અર્વાચીન રાસ ગરબા

૧ પ્રકૃતિના ગરબા,

૨ કુદરતના રાસ,
તારા–ચંદ્ર–શરદ–કોયલ–બંસરી–કનૈયો–પનિહારી.

૩ ગૃહ જીવનના રાસ,

૪ પ્રભુ ચિંતનના રાસ,

૫ આત્મ ભાવ જગાડનારા રાસ,

૬ રાષ્ટ્રીય–રાસ,

૭ અર્વાચીન વિનોદી ગરબા,

અર્વાચીન રાસ સાહિત્યના પિતા કવિવર ન્હાનાલાલે રાસની મહત્તા સમજાવી. જુના ઢાળોમાં પણ તેમને મનોરમ કલ્પના–ઉદ્દાત્તભાવનાવાળા રાસો પીરસ્યા છે. તે પછી ગૃહજીવનનાં સુખદુઃખ ગાવાને બોટાદકરે હૃદયનાં ઝરણાં વહાવ્યાં છે નવયુગની સ્ત્રીઓને શરદોત્સવ તથા પાટોત્સવમાં વિધવિધ રાસ પુસ્તકો પીરસી તેમનો રાસ પ્રત્યેનો પ્રેમ ફરી જાગૃત કર્યો છે. શ્રી. ખબરદાર તથા અન્ય કવિઓએ તેની પ્રણાલીકાને જાળવી રાખી છે પણ રે...હૈયાના તારને ધ્રુજાવનારા રાસો ક્યાં છે? શબ્દોનાં ખાલી ખોખાંના બીબાં દરેક વર્ષે ઢળ્યાં જાય છે–કોઈક કોઈક પાણીદાર રત્નો હાથ આવે છે કોઈક સુન્દરમ્–ઉમાશંકર કે સ્નેહરશ્મીઓ કવચીત તેને સરજાવે છે પણ મા ગુજરાત તારા એ કવિઓ પાસે તું વર્ષમાં એકવાર ગરબા–રાસની માગણી કરજે હો! તારા અમૂલા રાસ ભંડારમાં તેનો વધારો થાય.

છદે ફૂછદે ચડેલાઓને તું હળવા હલકા ભર્યાં ગીતો સરજાવાનું કહેજે! એક "બામણા ગામની ભંગેડી આપી–તારો થાળ પૂર્યો "બીજાએ ભોમિયા વિના ભમવાના ડુંગરા" એ થાળ ભર્યો—ભર્યો પણ અધૂરો છે. તેને પુરો કરનારા તારા નવદક્ષિન કવિઓ છે તેમની પાસે ભાવના–કલ્પના–ગેયતા છે—તેઓ નવનિધ રિદ્ધી સિદ્ધીએ તને છલકાવશે. ગુજરાતના રાસ–ગરબાનું સ્થાન જગત ભરમાં અજોડ રહેશે.

# અભિલાષા

[ દુ ખ દરિદ્ર અને માયાથી ભરેલાં માનવ આત્માનાં અંતર કપાટ ખુલે છે ત્યારે વિશ્વ નિયંતા પાસે તેની સર્વોતમ એકજ અભિલાષા હોય છે કે તેનું જીવન ઉજળુ બનાવે આપણી પણ એજ મહેચ્છા સર્વ શક્તિમાન પ્રભુ પૂર્ણ કરે સ ]

[ ભીમપલાસ ]

મુજ રંક તણું જીવન આખું યે ઉજાળી દે ! ઉજાળી દે !
ઉરનાં દુ ખ દારિદ્ર તાપ સંતાપ મીટાવી દે ! મીટાવી દે !

પ્રભુ ! રશ્મિ જીવનમાં આપી દે !
આ રંક જીવનને ઉજાળી દે ! ૧

વિશ્વ અખિલને ખૂણે ઢુંઢતાં, કહેને પ્રભુજી ! કયા તું હશે ?
ઉર કયાં તું જશે ? પ્રભુ ! કયા તું વસે ! ઉત્તર એના કયાંય હશે !

પ્રભુ ! ખોળે ભરી તું ભક્તિ દે !
મુજ અતર-વેદના કાપી દે । ૨

ઉર-તંતુ સચેતન કાજ પ્રભુજી ! જ્યોતિ એક જગાવી દે !
'પ્રભુ ! તુજ અનુમા જાઉ ભળી' એ અતર-ધૂન લગાવી દે ।



પ્રભુ ! આપી દે ! તું આપી દે !
મને અતર-ચક્ષુ આપી દે ! ૩

મીનુ બરજોરજી દેસાઇ

# આગિયા

[ શ્રી ઉમાશંકર જોષી 'નિશીથ' અને 'ગંગોત્રી'ના મહાન સર્જક, આજના પ્રગતિવાદી કવિઓમાં ઉત્તમ કવિ લેખક છે. કોઇ કોઈ વાર એમણે "ગુજરાત મોરી મોરી રે" એવી સુંદર ગેય રાસ ગુજરાતને ચરણે ધર્યા છે. "આગિયાનો ગસ એ આ સંગ્રહમાંની એક અણુમોલી કૃતિ છે. સુંદર સરલ અને કંઠસ્થ કરી શકાય તેવી મનોરમ તેની રચના છે.

એ સ્થૂલ આગિઓ નથી ચેતનમય છે. મનની ઝાડીઓમાં મલકી રહેનારો છે તેના સૂતેલા પ્રાણને જગાડનારો છે. ત્યાં તો કવિને મહુલીના એકાન્ત મારગડે કોઈના આવવાના ભણકારા વાગે છે ? મને તો ફક્ત એકજ લીટીના ભણકારા વાગે છે કારણ તેને હું ગાતાં થાકતો નથી

"સૂતેલા પ્રાણ મોરા જાગિયા."

ઝીણા ઝબૂકે આગિયા,
હો જી રાજ ઝીણા ઝબૂકે આગિયા.
ઝરમર ઝરમર મેહુલિયો વરસે,
વરષાના એ તો વરણાગિયા. ઝીણા૦

રજનીની છાબ તે અંધારે છલકે,
તારાનાં મીંચેલાં પોપચાં ન પલકે,
આઘા શી લીલાતી વીજલની ઝલકે !
પંથીને પ્રેરે સુહાગિયા—
ઝીણા ઝબૂકે આગિયા.

કુંજને ઝરૂખડે ઝૂમખડે ચમકે,
ના એ બૂઝાય જ્યોત, ઝબઝબ ઝબકે,
મનની તે ઝાડીઓમાં મીઠું મીઠું મલકે
સૂતેલા પ્રાણ મોરા જાગિયા,
ઝીણા ઝબૂકે આગિયા.

આ રે મહુલીને સૂને મારગડે
ભણકારા કોના વાગિયા ?
ઝીણા ઝબૂકે આગિયા.

ઉમાશંકર જોષી.

# "અમ્મંર તપો"

[ શ્રી સ્નેહરશ્મી આપણા નવા યુગના જાણીતા રાસ કવિઓમાં સારાં રાસ કવિ છે. થોડાએક વર્ષોથી તેઓ વિદ્યાવિહારની વાડી વિકસાવી રહ્યા છે. "માગોમનો સાદ એમને પોકારે છે. જેને ઋતુએ રિદ્ધિસિદ્ધ સોંપડી છે એ ભૂમિનો પ્રેમ તેમનાં અંતરતલ ખોલી રહ્યો છે કવિ સાથે આપણે પણ પુકારીએ કે—
"ભોમ મોરી અમ્મર તપો" ]

હું તો ધરતીને ખોળલે આવી
આ ભોમ મને ભાવી
એ ભોમ મોરી અમ્મર તપો.

એને જોતાં સૂરજ હસે કોડે,
ને મેઘ લળી દોડે
એ ભોમ મોરી અમ્મર તપો.

એને ઋતુઓ નવરિદ્ધિએ હુલાવે
ને સિદ્ધ સૌ રીઝાવે
એ ભોમ મોરી અમ્મર તપો.

એણે દીધી મને એક ક્યારી,
શી કામધેનુ મારી!
એ ભોમ મોરી અમ્મર તપો.

એને પાળે નવલીયો દીઠો
કે મોર સમો મીઠો,
એ ભોમ મોરી અમ્મર તપો.

એણે નેહ મને તો' તેડી,
ને ક્યારી અમે ખેડી;
એ ભોમ મોરી અમ્મર તપો.

અમે મૂઠી એક બાજરી વાવી,
હું સૂંડલા ભરી લાવી,
એ ભોમ મોરી અમ્મર તપો.

સ્નેહરશ્મી

# જીવન જાગોને રે

[ જગજીવન પોઢ્યા છે તેને જગાડવા કવિ એક સુપ્રભાતનું મનોરમ ચિત્ર ખડું કરે છે:—

પ્રભાતનાં આછાં અજવાળાં ફૂટે છે. વલોણાના ઘમકાર, ઘંટના રણકાર, ઝાંઝરના ઝમકાર અને પારેવાના ઘૂઘવાટ જીવનને જગાડવા પૂરતા છે? ના. પણ જ્યારે કિરણોની કૂંપળ પર ધરતી રમે છે ત્યારે કવિ–હૃદય જાગી રહે છે.

શ્રી. રામપ્રસાદ શુક્લ એ નવયુગના કવિ છે હાલમાં તેઓ અમદાવાદમાં વિદ્યાવિહારની નવિ વાટિકા રચી રહ્યા છે ]

આછા પરોઢનાં તારોડિયાં  
એનો ઝાંખો થતો અજવાસ, જીવન જાગોને રે

દહીંનાં વલોણાં ગાજતાં રે  
જાણે ઘમઘમતી ઘુઘરમાળ, જીવન જાગોને રે

મંદિરમાં દેવલોક ઉઠતા રે  
ગૂંજે ટોકરાના ટણકાર, જીવન જાગોને રે

પનિહારી પાણીડાં સાંચરી,  
ઝીણા ઝાંઝરના ઝણકાર, જીવન જાગોને રે

પારેવડાં મારાં ચોકિયાં  
એનો આછેરો ઘુઘવાટ, જીવન જાગોને રે



કિરણોની કંપળે ધરણી રમે  
ઝગે ઝળહળ અંતર પ્રાણ, જીવન જાગોને રે

સરવળ પાળે ને ડુંગર ધારે  
નવા પળપળના સોહે મલકાર, જીવન જાગોને રે

અંતર મારાં ભર્યાં ભર્યાં રે  
એવો સભર સૃષ્ટિનો સોહાગ, જીવન જાગોને રે

રામપ્રસાદ શુક્લ



# ચાંદલો

[ શ્રી કેશવ હ. શેઠ એ રાસ-યુગના જુના જોગી અને પ્રતિભાશાળી રાસ લેખક છે. તેમના "નિર્જન વનવગડે અલી વાદળી." તથા "જોયા જગત ઘૂમી એક જોગીજને" એ ગરબોને ઝીલાતા જેમણે સાંભળ્યા હશે તેમણે તેની સફળતાનો ખ્યાલ આવશે.

યુગયુગથી યમુના તીરે યુગલોની પ્રેમબંસરી વાગી રહી હોય છે. કવિ ચાંદલાને કાલિન્દીના નીરમાં પ્રેમામૃતનાં પાન કરાવે છે. કયો પ્રેમી એ ચાંદલો ને કાલિન્દીના નીરે તીરે રસૈક્ય ન સાધે? ]

ચાંદલો કાલિન્દી નીરમાં ન્હાય,
નાચે કૂદે ને થેઇ થેઇ થાય,
તારલો તીરે તરે, ને છુપાય;
વાદળી મરકલડે મલકાય,
કે ચાંદલો કલિન્દી નીરમાં ન્હાય,
—નાચે૦

વેરી કદમ્બ ફૂલ ઘેરી ઘટાએ—
હીંચે છે વાયરો લીલી લતાએ;
જમુના જળને તરંગ લહેરાય,
કે ચાંદલો કાલિન્દી નીરમાં ન્હાય.
—નાચે૦

આણીમેર મોરલા શું ઠમકે છે ઢેલડી,
ઠમકે છે પેલીમેર સારસની બેલડી:
આભલેથી અમૃત વર્ષણ થાય;
કે ચાંદલો કાલિન્દી નીરમાં ન્હાય,
—નાચે૦

રજની રૂપલા સાળુ સજીને,
સાળુડે તારલાની ટીકી મઢીને,
કાંઠડે રૂમઝૂમ રમવા જાય,
કે ચાંદલો કાલિન્દી નીરમાં ન્હાય;
—નાચે૦

જુગ જુગથી જુગલનાં જીવનની બંસરી,
ગૂંજે છે પ્રેમબોલ ઘટઘટમાં સંચરી;
આગિયા ઉડે-બૂડે ને બૂઝાય;
કે ચાંદલો રજનીના ભાવે ભીંજાય:
—ચાંદલો૦

કેશવ હ. શેઠ

# ચેતન-પૂજા

[ શ્રી જનાર્દન પ્રભાસ્કર એ આપણા પ્રિય રાસ લેખક છે. તેમણે ગુજરાતને સરળ અને ભાવવાહી રાસગીતો પીરસ્યાં છે. કવિશ્રી આપણને ઉષાના ઉઘાડમાં—નિસર્ગના સૌંદર્યમાં–કળિયોના પ્રાગટ્યમાં-વેલની પાંદડીઓ અને ઝાકળના બિન્દુમાં પરમ ચેતનનાં દર્શન કરાવે છે. અને ત્યારે આપણને ચૈતન્ય એટલે પ્રભુનાં પરમ દર્શન થાય છે ]

પૂર્વમાં ઉગે છે કુમકુમ વરણી ઉષા.
તેજના જો સાથીઆ પૂરાય:
આવો એ ચેતનને પૂજવા !

ઉઘડે નિસર્ગના સૌન્દર્યની મંજુષા,
પૃથ્વી પર જોને પથરાય:
આવો એ ચેતનને પૂજવા !

ચેતનવંતો વહે મન્દ મન્દ વાયરો,
જાગૃત વનસ્પતિ જો થાય:
આવો એ ચેતનને પૂજવા !

ધીમે ધીમે જોને ઉઘડે ફુલની કળી
સૌરભ શી તેની પમરાય:
આવો એ ચેતનને પૂજવા !

વેલડીની પાંદડીએ ઝાકળના બિન્દુઓ
મોતીડાં જેવાં સોહાય:
આવો એ ચેતનને પૂજવા !

વિહંગો ફફડાવી પાંખ આમતેમ ઉડતા,
કૂજન મધુમધુરાં રેલાય:
આવો એ ચેતનને પૂજવા !

ધીમે ધીમે આમ ઉઘડે રસનાં દ્વાર,
પ્રભુતા બધે પથરાય:
આવો એ પ્રભુતાને પૂજવા !

જનાર્દન પ્રભાસ્કર

❀

# વિશ્વ વિહારિણી

[ ભાઈ શ્રી અશોક હર્ષ આપણી નવી કવિતાના નવદિક્ષિન છે. પાયલના ઝંકાર કરતાં ઝરણાં અને પૃથ્વી પર પરાગ રજ પાથરતા પુષ્પોની તેમણે નવી વાત કહી છે. તેને જોઈને વિશ્વવિહારીણી પણ ડોલી ઉઠી છે–આમાં કળા અને કલ્પનાનો સાચો સુમેળ સધાયો છે વધુ વિવેચન નહિ કરતાં તેનો રસસ્વાદ લેવાનું રસીકોની રસવૃત્તિ પર છોડું છું ]

પાયલના ઝંકાર સમા રણકારથી
ઓલ્યું કો ઝરણું તંદ્રાના તાનમાં;
શીણું હું ધરતીની ધાવણ ધારશું
પોપું રે જલથલનાં પ્રાણ સુહામણાં;
છોને મારાં પરિયાણો હો પાતળાં
છતાં ન ભૂલું નૃત્ય, મઝાનું ગીતડું;
વિશ્વ તણી વીણાના સુર સૌ સાધવા
જળની રે હું ઝંકારથી જગ ભીંજવું.

\+

મલયાનિલના ઘેન મહીં કો ફુલડું
સરકંતું ઓલ્યું સ્મિતના કણ વેરતું;
મેઘધનુ શા ભાતીગળ આભૂષણે
વાયુના ઉચ્છ્વાસે ગંધ વહી રહ્યું;
મુગ્ધ બની આવે કો મત્ત પતંગિયું
આમોદે આપું હું ઉર આગોટણું;
ફોરતી ફુલવાડી માંહે વિશ્વની
પગલે પગલે પરાગરજ હું પાથરું.

\+

પ્રાણે પ્રાણે પ્રફુલ્લ આ રસ ગોઠડી
પેખંતી બોલી રે વિશ્વવિહારિણી :
વિશ્વ તણા ચૈતન્યે પોષી પ્રાણને
હું યે હવે રેલાવું રસની માધુરી;
અંતસ્તલનાં અમૃત સૌ ઓવારતી
અનંતના આંગણિયે માંડી આંખડી.
કાળ તણી જે દિગંજલિ રસ ઝીલતી
તરાવતી તેમાં હું રહું દિલ-પાંખડી

અશોક હર્ષ

# મુક્તિ – દેવ

[ કાયાના પીંજરે સૂતેલા નિશ્ચેટ આત્માને જગાડવા કવિ મુક્તિદેવને કિરણોની પાંખે આવવા આમંત્રે છે પણ આ પ્રાણ વિહોણું હૈયું દેનાં શા સ્વાગત કરશે ? ]

ચેતનની પાંખે,
આવો હો ! મુક્તિ દેવ.

કિરણોની આંખે,
આવો હો ! મુક્તિ દેવ,

સૂતી છે ઘોર નિંદ ઘેન ભરી આંખડી,
સુધાની ધાર બની
આવો હો ! મુક્તિ દેવ.

સૂતો નિશ્ચેષ્ઠ આત્મ કાયાને પીંજરે.
વાણીના દિવ્ય પાન
પાઓ હો ! મુક્તિ દેવ.

ગાવા શું ગાન ? પ્રાણ હૈયામાં લેશ નહિ,
સ્વાગત શુ દેવ દિયે ? હૈયામાં હોંશ નહિ,
ચેતન વર્ષન્ત તમે
ધાઓ હો ! મુક્તિ દેવ.

નીકળ્યો ન શબ્દ, નેત્ર ઝંખવતી આંસુડા
બાળાના હાથ વચ્ચ કરમાયા ફુલડા;
ચેતન–વસંત બની
આવો હો ! મુક્તિ દેવ.

કિરણોની આંખે,
આવો હો ! મુક્તિ દેવ.

'શશિન્' ઓઝા

☆

# માળી

[ "માળી"ના કર્તા શ્રી. મોહીનીચંદ્ર ઘણા વર્ષોના પીઢ કવિ છે. તેઓ અર્પણને ભાવવાહી ઘણી કવિતાઓ લખી શકે છે કવિ આપણા કવિઓને શીખામણ આપે છે કે કાગળના ચિંથરા પર શું વ્યર્થ ચિત્રામણો કરી રહ્યા છો ! તેને ઓળખવા ઘાસના ચાસમાં ઘૂમી વળો તેના મૃદુશ્વાસના ધબકારા તમને ત્યાં સંભળાશે]

વિશ્વની વાડીનો માળી રે, આતમ દિવ્ય રૂપે;
અણુ વિરાટ શો વિલસે રે, વિરાટ અણુ રૂપે: ટેક

કૂમળી કળીઓ ખીલવી એણે, ફુલોમાં સીંચી ગંધ
હાંહાં રે, ફુલોમાં સીંચી સુગંધ
ફુલોએ રસ રેલાવ્યો પોતે અમૃતની રેડી સુગંધ, ! વિશ્વ૦

નવી નવી એણે ક્યારીઓ રચી, અંતરનાં પાઈ તેજ,
નાના છોડ લીલોતરી જાણે, એવી સુંવાળી સેજ,
હાં હાં રે, એની સુંવાળી સેજ: વિશ્વ૦

જુદી જુદી કેવી કમાન કોતરી પાડી નૌતમ ભાત,
હાં હાં રે, પાડી નૌતમ ભાત,
મંજરીએ મંજરીએ મ્હેકી રહ્યો એ જાણે અખંડ રળિયાત !
મ્હેકે અખંડ રળિયાત ! વિશ્વ૦

નામ વિનાના અક્ષર આલેખી ઘાસમાં પાડયા ચાસ,
ચાસે ચાસે એનો કેવો સુણાતો ચાલી રહ્યો મૃદુ શ્વાસ !
સુગંધી ચાલી રહ્યો મૃદુ શ્વાસ. વિશ્વ૦

વિકસાવે ચિમળાવે એ સૌને એના છે હાથમાં ખેલ,
હાં હાં રે, એના છે હાથમાં ખેલ,
કવિજનો ! તમે મગજમનની કરો શી ઠેલં ઠેલ,
ખાલી શી ઠેલં ઠેલ. વિશ્વ૦

વિશ્વની વાડીનો માળી રે, આતમ દિવ્ય રૂપે,
અણુ વિરાટ શો વિલસે રે, વિરાટ અણુ રૂપે

મોહિની ચંદ્ર

## વનચંપો ને પોયણી

[ આ યુગના નવકવિઓએ નવિ ભાવના અને રચનાઓથી નૂતન રાસોનું સર્જન કરી રહ્યા છે. તેમાંની આ એક શ્રી. બાલમુકુન્દ દવેની સુંદર રાસકૃતિ છે. વનચંપાને રૂપ-રસને વાસ આપી છે છતાં ભ્રમર કેમ તેની સમીપ જતો નથી ? એ એક કોયડો છે. ]

વગડા વચ્ચે તલાવડી રે
તલાવડીની સોડ :
ઊગ્યો વનચંપાનો છોડ.

વસંત આવ્યો વરણાગી રે
ઝૂલે કેસરિયા ઝૂલ :
બેઠાં વનચંપાને ફૂલ

જલપાનેતર લ્હેરિયા રે
કમલિની મલકાય :
ભમરો ભૂલી ભૂલીને ભરમાય.

વનચંપાની પાંદડી રે
ખીલે ખીલે ને બિડાય :
ભમરો આવે આવે ને ઊડી જાય.

રાતે ખીલે પોયણી રે
પોયણી પૂછે વાત :
'ચંપા! જીવને શા ઉચાટ ?'

'મત પૂછે તું પોયણી રે
સૂની ઉરની વાટ :
મનના મન જાણે ઉચાટ!

ત્રણે ગુણોની તરવેણી રે
રૂપ, રંગ ને વાસ :
તોયે ભમર ન આવે પાસ!'

નભથી ચૂવે ચાંદની રે
પોયણીને પોપચે નીર :
રોતાં તલાવડીનાં તીર...!

બાલમુકુન્દ દવે

## ઈજન

[ હમણાં હમણાં શ્રી વેણીભાઈ પુરોહિત રાસ અને કાવ્યોમાં કંઈ નવિન ભાત પાડી રહ્યા છે 'ઇજનનો' રાસ આજના નવા રાસ કવિઓને દિશા સૂચન કરી રહ્યો છે હું તો ઝાંખાં અજવાળાંની વસનારી છું. વચ્ચે ઓરડીઓની કતારની કતાર અને ઝાંખરાનાં ઘેરાં વન છે. વ્હાલીડા ? ત્હને તો આ બધી ઘેલછા લાગે છે પણ હું તો તારા હૈયે વસેલી છુ "તારું દિલ લાગે તો આવજે." ]

[ ઘોળની ઢબમાં ]

ઝાંખા ઝાખાં રે અજવાળાં મારે ઝૂંપડે

મીઠાં શશિયર – તારકં – તેજની
મેં કંઈ દીઠી નથી મધરાત :
એવાં રે અજવાળે મારે ઓપવાં
વ્હાલમ ! ગાજો નથી તલખાટ : ઝાંખાં૦

પંથે ઊગ્યાં હશે કંઈ ઝાઝાં ઝાંખરાં
નાની ઓરડીઓની કતાર,
તારું દિલ લાગે તો તું યે આવજે
મારો ઘેલીનો અવતાર : ઝાંખાં૦

હું છું રાત અંધારી, તું ધ્રુવતારલો
મારા જીવનનો શણગાર :
જગને ભલેને લાગે ઘેલછા
જાણે તું મુજ દિલનો આકાર : ઝાંખાં૦

જગના કંકાસો જગને સોંપીને
લઉં છું મંગલ લ્હાવ :
તારે હૈડે વસેલી મુજને તોરીને
તારા જીવનમાં બહલાવ : ઝાંખાં૦

વેણીભાઈ જ. પુરોહિત

# " ગામડિયણ "

[ કલા-ભાવ તથા આત્માને બોધ કરે તેવા રાસો સ્વ શ્રી. ઉપેન્દ્ર ભગવાને ગૂજરાતને ચરણે ધર્યાં છે તેમનો આ વિનોદી પણ હળવી બાનીમાં લખાયેલો ગરબો ધીંગી ગામડીયણના સ્વભાવનું સરસ નિરૂપણ કરે છે ]

કોઈ હાલરજોરે (૨)
મારા ગામડીયણના બોલ,
શેરડીની તો સડાક કરતી,
દાંતે ઉતારૂ સોલ,
ચાર રોટલા કરૂં ઓઈયાં,
બચેર જેવું તોલ કોઈ૦

ખાવામાં સપરાસ ન ગાઝી,
ઉડાવું ઘીને ગોળ
ગરબડ ઝાઝી કરે કોઈને,
લગાવી દઉં એક ધોલ. કોઈ૦

વાહણ સોખાં ફળિયાં સોખાં,
તનડાં તો લાલચોળ,
આંખ્યું સોખી, હૈયાં સોખાં,
લાંબી ન ઘોળા ઘોળ કોઈ૦

મળ્યું તેથી રાજી રહીયે,
કરીએ રોજ કલ્લોલ,
ભુ દયાથી સદા હમારે,
સુખની ઝાકમઝોળ,
કોઈ૦

સ્વ. શ્રી. ઉપેન્દ્રભગવાન

# " સૂર્યાસ્ત "

[ ધરતીએ નારી જાતી છે મેણુંલા કોણુ મારે. મેણુલા મારે તે મનાવે પણ ખરીને! કવિ આપણને સુંદર ભાવના આપે છે ]

સૂરજ તે દેવને ધરતીએ રોષમાં
દીધાં છે વેણુલાં કૂડાં જી રે,
" દુનિયાને રોજ રોજ દમવાશે નાથજી
તમથી તે પાપિયા રુડાં જી રે "

એથી રીસાઈને આવ્યા સૂરજદેવ
સમદરના નીરમાં ડૂબવા જીરે,
"હાં...હા" કરંતા સંસારી ધ્રૂજિયાં
પંખીડાં લાગ્યા છે ઉડવા જીરે

નદિયુંના નીર તો થડકી ઊઠયાને
વનવનનાં વાયરા ફૂંકિયાંજીરે
ડુંગરના રુખડાં લાગ્યાં છે ડોલવા,
ફૂલડાંએ ધ્રૂસકાં મૂકિયાં જીરે
" ભૂલી સૂરજ દેવ વનિતાના વાંકને
અંતરમાં નાથજી ન લીજીએ - જીરે

અંધારે ગળતી આ સૃષ્ટિ રડે છે
દેખીને મ્હેર તો કીજીએ જીરે,"
આંસુડાં લૂછતાં ધરતી મા બોલિયાં
સૂરજનાં રુસણાં છૂટિયાં જીરે.

પરભાતે ઊઠીને ઉગમણે આવવા
દિલડાંમાં કિરણો ખૂટિયાં જીરે.

નરહરિપ્રસાદ ભટ્ટ

# ચંદા

[ શ્રી અંબાલાલ નૃ શાહ એ સારા રાસ લેખક છે તેમની કોઇ કોઇ કૃતિઓ દિલને ડોલાવે તેવી હોય છે. અહિંઆ કવિ ચંદાને વિશ્વમાં વિહાર કરાવે છે. બકુલ પુષ્પના ઉદ્યાનમાં, ગિરિઓના શૃંગે–ચકવા ચકવીના દિલમાં એ કેવા ઉલ્લાસ પૂરી રહ્યા હોય છે તેની એમાં ભાવના છે. ]

[ ઢાળ. 'મારી નાડ તમારે હાથ હરિ સંભાળજે રે!' ]

આવી હસતી ખસતી ચંદા કેવી આભમાં રે !
કાલી વાણી બોલી નાચે કેવી લાભમાં રે ! આવી૦

ભૂરકી નાંખી એ ભોળવતી, અજવાળી આલમમાં ઢળતી;
ભાવભીના નવવેશે આવે ખ્વાબમાં રે...... આવી૦

બકુલ પુષ્પને ધવલિત કરતી, ગલગલિયાંથી શી મૂઝવતી;
ભ્રમિત જગને રાખે, સ્નેહલ દાબમાં રે..... આવી૦

પર્વત, સાગર, નદી નાવ સૌ, માનવકુળના વળી વંશજ સૌ;
પશુ પંખીની હિતસ્વીની ચાલમાં રે....... આવી૦

રજની અંધારી ઘનઘેરી, દુનિયા ગભરી બની નમેરી;
દયા ખાઇને ચમકી ગગને ગોરમા રે....... આવી૦

પ્રીતમ કેરો પન્થ વિકટ છે, કંટક લંપટની ઝંઝટ છે;
વસમી વાટોની એ દર્શક સાથમાં રે...... આવી૦

ચકવા ચકવી નરનારીની, યુવક યુવતી–વિનોદિની;
કોડિલી સૃષ્ટિ સોહવતી પામતાં રે....... આવી૦

ભાગ્યવંતના ભાગ્ય ખોલતી, દિગંતમાં રણભેરી બજતી;
શાન્તિ કેરી પ્રિયંવદાની સાખમાં રે....... આવી૦

વિચ્છેદનની વાતો વદતી, પ્રભુ તણી ભક્તિને વમતી;
ક્યાંથી આવી રૂડી દેવી રાતમાં રે...... આવી૦

અંબાલાલ નૃ. શાહ

# " ગામડિયણ "

[ ગ્લા–ભાર તથા આત્માને બોધ કરે ના રાસો સ્વ શ્રી ઉપેન્દ્ર ભગવાને ગૂજ- રાતને ચરણે ધર્યો છે તેમનો આ વિનોદી પણ હળવી બાનીમાં લખાયેલો ગરબો ભોગી ગામડીવહુના સ્વભાવનું સરસ નિરૂ- પણ કરે છે ]

કોઈ હાંભરજોરે (૨)
માસ ગામડીયણના બોલ,
પોરડીની તો સડાક કરતી,
દાંતે ઉતારૂ સોલ,
ચાર રોટલા કરૂ ઓઈયાં,
બશેર જેનું તોલ કોઈ૦

ખાવામાં સપરાસ ન ઝાઝી,
ઉડાવું ઘીને ગોળ
ગરબડ ઝાઝી કરે કોઈને,
લગાવી દઉ એક ધોલ કોઈ૦

વાહણ સોખાં ફળિયાં સોખાં,
તનડાં તો લાલચોળ,
આંખ્યું સોખી, હૈયાં સોખાં,
લાખી ન ધોળા ધોળ કોઈ૦

મળ્યું તેથી રાજી રહીયે,
કરીએ રોજ કલ્લોલ,
પ્રભુ દયાથી સદા હમારે,
સુખની આકમઝોળ,
કોઈ૦

સ્વ. શ્રી. ઉપેન્દ્રભગવાન

# " સૂર્યાસ્ત "

[ ધરતીએ નારી જાતી છે મેણુલાં કોણ મારે. મેણુલા મારે તે મનાવે પણ ખરીને! કવિ આપણને સુંદર ભાવના આપે છે ]

સૂરજ તે દેવને ધરતીએ રોષમાં
કીધાં છે વેણલાં કૂડાં જી રે,
" દુનિયાને રોજ રોજ દમવાશે નાથજી
તમથી તે પાપિયા રુડાં છો રે "

એથી રીસાઈને આવ્યા સૂરજદેવ
સમદરના નીરમાં ડૂબવા જીરે,
" હાં... હા " કરતા સંસારી ધ્રૂજિયાં
પંખીડાં લાગ્યા છે ઉડવા જીરે

નદિયુંના નીર તો થડકી ઊઠયાને
વનવનનાં વાયરા ફૂંકિયાજીરે
ડુંગરના રુખડા લાગ્યાં છે ડોલવા,
ફૂલડાંએ ધ્રૂસકાં મૂકિયાં જીરે
" ભૂલી સૂરજ દેવ વનિતાના વાંકને
અંતરમાં નાથજી ન લીજીએ - જીરે

અંધારે ગળતી આ સૃષ્ટિ રડે છે
દયીને મ્હેર તો કીજીએ જીરે,"
આંસુડાં લૂછતાં ધરતી મા બોલિયાં
સૂરજનાં રુસણાં છૂટિયાં જીરે

પરભાતે ઊઠીને ઉગમણે આવવા
કેહેતામાં કિરણો ખૂટિયાં જીરે

નરહરિપ્રસાદ ભટ્ટ

# ગુજરાતની રમણી

[ શ્રી જેઠાલાલ ત્રિવેદી એક સારા કવિ લેખક છે. તેમના રાસ-અને કાવ્યો સુંદર ભાવવાહી હોય છે. ગુજરાતની રમણી તરફની તેમની ઉત્કટ ભાવના આ રાસમાંથી તમને મળશે પટ્ટણની પાતળી સુંદરીઓ-અમદાવાદની વ્યવહાર દક્ષ શ્વેતાંગિનીઓ. વિમળ વડોદરીઓ અને સૌરાષ્ટ્રની ધીંગી કાઠિયાણીઓમાં કવિને પ્રભુતાનાં દર્શન થાય છે. કચ્છની કામણગારીઓ અને સુરતની વિલાસી જોબનવંતીઓ તે નિહાળતાં કવિ હૃદય ધન્ય ધન્ય ઉચ્ચારે છે.]

( રાસ )

ધન્ય હો રમણી રસિક ગુજરાતની
કૃષ્ણના મુખ કેરી બંસરી,
રમણી રસિક ગુજરાતની (ધ્રુવ)

પટ્ટણની સુંદરી સીમાડા શોભાવતી
ચાલે ઠમંતી ચાલે, ઝંઝરને તાલે
કે વીજની વેલો શું ડોલતી!

કીકીઓમાં કામણ ભરેલાં, તે લાજથી લળેલાં
સુનેત્રોની લિપીઓ બોલતી

પટ્ટણની પાતળી દેખીને સુંદરી
આવ્યો ગુજરાતને દ્વારે, પથિક એમ ધારે
કે મારવાડ પૂંઠે મૂકી રે...ધન્ય હો૦

ધોળા તે મોગરાની માળા શી સુંદરી
સાડીઓ શ્વેત અંગવાળી, અમદાવાદ ભાળી
એ સુઘડના દિલને ડોલાવતી,

ઉરે છે સ્નેહના ફુવારા, વ્યવહારદક્ષ બાળા
કે પાણીથી મનડું મોહાવતી

બાળા અમદાવાદ કેરી નિહાળીને
આવ્યા વાણિજ્ય વીર દેશે, પથિકને ભાસે
કે ગૃહિણી ગરવી ગુજરાત...ધન્ય હો૦

ચારૂ ચરોત્તર કેરી છે સુંદરી,
ઘઉંની કણેકથી દેહ, ચારૂતા શી મોહે
કે કુશળ છે ઘરના સૌ કામમાં,

વિમળ વડોદરી, દેખીને સુંદરી,
દખ્ખણ ગુજરાતની બાળા,
પથિક ચિત્તહારા,
પ્રતિતી પ્રવાસીને થાય છે...ધન્ય હો૦

જોબન ભરેલ એ જુવતી સૌરાષ્ટ્રની,
રમણીમાં રત્ન તમે બાળા,
નિજ કૃષ્ણની માળા,
એ સૌંદર્ય શોભા સૌરાષ્ટ્રની :

સતીઓ ને વીરની માતા,
સંસ્કૃતિની ત્રાતા
કે ગૌરવની ગાથા ગુજરાતની;

મીઠાં છે રૂપ, મીઠી વાણી સૌરાષ્ટ્રની!
જોતાં પ્રવાસી મોહ પામે,
સૌરાષ્ટ્રને નામે
કે છોડવો ન સોરઠ ગમે રે...ધન્ય હો૦

સોરઠની સીમ પાસ કચ્છ કેરી કામની
અંગે તંદુરસ્ત બાળા, વજ્જર કુલ માળા
કે તેજની છોળો ઉડે રે...ધન્ય હો૦

દખ્ખણ સીમાડે છે સુરતની સુંદરી
કુસુમ. કળીશી. ચે. કોમળ.,
ને રૂપમાં મનોહર
રસિકોનાં હૃદય ડોલાવતી;

એની કામણ ભરેલી છે કીકી.
અપસરા તો ફીકી
પડે એના રૂપમાં અંબારથી,

સુરતણનું જોબન વિલાસો નિહાળતાં,
"ધન્ય ગુજરાતણ રૂપાળી
—રસિક ચિત્તહારી!"
જોનારની જીભો ઉચ્ચારશે...ધન્ય હો૦

જેઠાલાલ ત્રિવેદી

# " રવિવારની મોજ "

[ આપણી બ્હેનો જ્યારે ગરબા ગાતાં થાકે છે ત્યારે તેમનું વ્હેણ હાસ્ય કટાક્ષ ગીતો તરફ ઢળે છે. આજના આપણા ધાંધલીયા જીવનમાં વિનોદ ગીતોની ઘણી જરૂર છે. આજના યુવક યુવતિના માનસનું આમાં ઝાંખું કટાક્ષ ચિત્ર છે ]

( આજે મારે વલોણા વાર છેરે એ ઢાળ )

આજ અમારે રવિવાર છે રે,
પાછલા પરોઢની ઘેરી નિંદરમાં.
રાધીકાજી ગોરાં ઘોરે રે લોલ.–આજ૦

ઉઠો ઉઠો રાધીકા પ્રાયમસ પેટાવો,
ચાની વેળા વીને રે લોલ–આજ૦

વેળા વીતે તો ભલેરી વીત
હળવેથી સ્ટવને ચેતાવો રે લોલ.–આજ૦

એટલું કહ્યું ને કાન રિસાઈ ને ચાલ્યા
ઉભા મારગડા ઝાલ્યા રે લોલ.–આજ૦

દોઢ પ્હોર દેવીએ દાતણ ડોળ્યાં,
નવેક વાગે નાર નાહ્યાં રે લોલ –આજ૦

સાત વાર વાળને નાખ્યા વિખેરી,
પાંચ વાર પીનો ખોસી રે લોલ.–આજ૦

આઠ વાર અંબોડે આંટીયો રે દીધી,
વારે વારે વેણી સમારી રે લોલ.–આજ૦

દસવાર દર્પણમાં મુખ જોઈ મોહ્યાં,
સાડા બારે શેરી છોડી રે લોલ.–આજ૦

'માં કાજીએ ભટકંતા ભાળ્યાં,
ક્યાં ચાલ્યાં રાધીકા ગોરી રે લોલ –આજ૦

સઘડીનસળગી કાન પ્રાઈમસ ન પેટ્યો,
ચાલો આજે લોજની મોજે રે લોલ.–આજ૦

કચવંતાં લજવંતાં લોજમાં રે ચાલ્યાં
રસ પૂરીથી રામા રીઝયા રે લોલ–આજ૦

મુખને મરોડે કંઈ આંખને હિલોળે,
કટાક્ષે કાનને મનાવ્યો રે લોલ.–આજ૦

શામાએ પ્હેરી લાલ સાડી સુરંગી,
એવી નાથ અમને અપાવો રે લોલ.–આજ૦

બોતેરનાં બીલ કર્યાં બાવન છે બાકી,
સસુણી શાલ હવે છોડો રે લોલ.–આજ૦

એટલું કહ્યું ને રાધા રિસાઈ ને ચાલ્યાં,
કાનજી મનામણે હાલ્યા રે લોલ.–આજ૦

રહોતો રાધાજી રીક્ષા મંગાવું,
જાવુ સોસાયટીની સહેલે રે લોલ.–આજ૦

કહો તો માનુની મોટર મંગાવું,
સિનેમા શોની પહેલાં રે લોલ.–આજ૦

સાતે સોસાયટીની સહેલગાઓ માણી,
બારે સિનેમા છોડ્યા રે લોલ.–આજ૦

ભૂંસ ફાકીને એણે ભૂખો મીટાવી,
આખી રવિવારની મોજે રે લોલ.–આજ૦

શાન્તિકુમાર પંડ્યા

☆

# હેતભાગી મેના—

[ જીવનની વસંત બેસે છે ત્યારે કેટલીયે હેતભાગી મેનાઓ તેમના અવાસ શણુગારે છે. જીવનના અષાઢમાં લીલી પીળી વાદળીઓ આવે છે. પણ તેના પ્રેમ ભાગી પોપટાનાં પરિયાણ તો દૂર દૂર હોય છે. ભાઇ શ્રી 'સેનાની'નો રાસ સરળ અને ગમી જાય તેવો છે. ]

ઉંચી ઉંચી મેના ઉડતી રે,
નીચી વડલા કેરી ડાળ રે. મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૧

રાતા ટેટા ને લીલાં પાંદડાં રે
લટકંતી લ્હેરે વાવાઈ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૨

ઘાડી ઘટા, શીળી છાંયડી રે,
વાયુ ફેલાવે સુવાસ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૩

ભાત ભાતનાં ઉડે પંખીડાં રે,
ધોળાં, કાળાં ને જાંબવાન રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૪

એવે વડલે તે માળો બાંધીઓ રે,
કરવા સુખે આવાસ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૫

લાગ સુખડનાં આણ્યાં ડાંખળાં રે,
મોરનાં આણ્યાં પીંછ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૬

રંગ બેરંગી બન્યો માળીઓ રે.
બેઠી મેના એની માંહ્ય રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૭

મીઠે ટહુકે મેના બોલતી રે,
પોપટની જૂએ વાટ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૮

પહેલો દિ' એમ એળે ગયો રે,
બીજે આશા બંધાય રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૯

ત્રીજાનાં વ્હાણાં વાઇ ગયાં રે,
ચોથે ચટપટી ઉર થાય રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૧૦

હજી ના ભળે મારો પોપટો રે,
શું હશે એને કયાશ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૧૧

વાટ જોતાં વ્હાણાં વાઈ ગયાં રે,
ફરીને ઉડી મેના આભ રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૧૨

શોધવા એનો પોપટો રે,
જોતવા વડલાની છાંય રે, મેના બ્હેની!
લીલી પીળી આવે વાદળી...૧૩

"સેનાની"



# ચાંદરડાં

[શ્રી સરોદ આપણા એક સારા કવિ છે. ચાંદરડાં અંબર વિંધીને વનનાં ફૂલબાળ સાથે નૃત્ય કેલી કરે છે. પણ તેમની એ વસવાટ ભારે પડી જાય છે. તેમનાં નૃત્ય અધુરાં રહે છે, અને પાછાં ગગનગોદે શમી જાય છે, આ ગરબામાં સુંદર કલ્પના છે.]

અમે અંબર છોડી વનની વાટે સંચર્યાં રે લોલ;
અમને વનમાં લાધ્યાં ન્હાનાં નવલાં રૂપ;
વનમાં વિખર્યાં રે લોલ.

વનમાં વૃક્ષે વૃક્ષે પર્ણ ઘટાએ વિસ્તર્યાં રે લોલ;
એમાં સરકી પડિયાં વનરાવનને કૂપ;
અંધારે સર્યાં રે લોલ.

અમે ઝગમગ નૂરે મથતાં વન અજવાળવા રે લોલ;
અમે મથતાં તારલિયા થઇ રચવા વ્યોમ.
વન વાટે નર્યાં રે લોલ

અમે રમતાં ફુલડે પર્ણે રસ છલકાવવાં રે લોલ;
છલતાં સુરભિ માન્યું શ્રેષ્ઠ ધામ વનભોમ;
ચહ્યું ચિર નાગવા રે લોલ.

વાટે નૃત્ય અધૂરાં સંકેલાઈ ત્યાં ગયાં રે લોલ,
રડતાં વનરાવનની વલ્લરીનાં ફુલબાળ;
તેજ ક્યહાં સર્યાં રે લોલ ?

ઉડયાં મૂકી વનની વાટ ગગન-ગોદે શમ્યાં રે લોલ;
જોઇ ઉંચેથી વનની ફેલાયલ જાળ;
શરમીંદાં થયાં રે લોલ

સરોદ

# " ધોળા રાજા રે ! "

[ આપણે ત્યાં કટાક્ષ ગદ્ય ઓછા લખાય છે ધોળા રાજાનો રાસ એ આજની પરિસ્થિતિને અવલોકીને લખ્યો છે—સારી દુનિયાને આઝાદી આપવા નિકળેલા તમે ભારત સાથે શા માટે રૂસણાં લીધા છે તેની મૈત્રી સાધી તમારા દુશ્મનોનો નાશ કરો એવુ આ રાસમા છે ]

હિન્દ હારે તુ રમવા ખેલ રે, ધોળા રાજા રે !
બીજી બધી વાતું અ ને મેલ રે, ધોળા રાજા રે !
જંગ જીતવે રાખ્યા તે તો આજ રે, ધોળા રાજા રે !
એ તો ટકાવવા તારો તાજ રે, ધોળા રાજા રે !
જગ આખાની વાત તે છોડી, હો ધોળા રાજા રે !
"સૌ રહે આઝાદીની કેડી," હો ધોળા રાજા રે !
કિન્તુ વાતો તારી "અણમોલ" રે, ધોળા રાજા રે !
દિસે અંધાઓને એકખું પોલ રે, ધોળા રાજા રે !
પાછી મેલી તેં તો મોટી દોટ રે, ધોળા રાજા રે !
શક્તિ 'અમોઘ' ની ત્યા ખોટ રે, ધોળા રાજા રે !
હિન્દ હારેનાં રૂસણાં છોડરે, ધોળા રાજા રે !
એને વિજયના અતિ કોડ રે, ધોળા રાજા રે !
તારી સંગે જવાહર જ્યોતિ હો, ધોળા રાજા રે !
એની મળે નહિં જોડ ગોતી હો, ધોળા રાજા રે !
વળી મહાત્મા મોહનદાસ સંગે, હો ધોળા રાજા રે !
તને અપાવે જીત ઉમંગે, હો ધોળા રાજા રે !
સૂતો સાવજ લાચારીમા આજ રે, ધોળા રાજા રે !
તોડ પહેલાં એની આડી પાળ રે, ધોળા રાજા રે !
તે દિ' ઉગે શક્તિ તણા સૂર્યો, હો ધોળા રાજા રે !
માની લેજે શત્રુ તે દિ' હાર્યો, હો ધોળા રાજા રે !
હિન્દ હારે તું રમવા ખેલ રે, ધોળા રાજા રે !

જયસિંહ કા. મકવાણા

☆

## હૈડું નાચે છે.....

[ સરળ અને ભાવ ભર્યો રાસ છે. હૈડું કેમ નાચે છે ? રાસરાજ–કૃષ્ણ કનૈયો નંદનો ઊેયો આવે છે–એની વેણુના નાદે અમને ઘેલા કીધા છે એ રસીકવર સાથે રાસ ખેલતાં હૈયું કેમ ન નાચે !

(રાસ ગરબો)

[ મારે જાવું છે પેલે પાર...એ ઢાળ ]

સખિ આવોને આંગણીયે આજ,
હૈડું નાચે છે...
ફૂલ ખીલ્યાં મઘમઘતાં ચોપાસ,
વેણું વાગે છે...
વળા ગું ગું ભ્રમરના ગુંજાર,
હૈડું નાચે છે...
મોર, મેના, કોકિલના ટહુકાર,
વેણું વાગે છે....
લઈ તાળી ઝાંઝરના ઝણકાર,
હૈડું નાચે છે...
સૂર પૂરી સારીગમ સાત,
વેણું વાગે છે....
રૂડી આવી વસંતની બહાર,
હૈડું નાચે છે...
જોઉં મન મોહનની વાટ,
વેણું વાગે છે....
સખિ ! આવે કયારે નંદલાલ,
હૈડું નાચે છે....
થઈ ઘેલી ગોવાલણુ આજ,
વેણું વાગે છે...
સહુ આવોને રમીએ રાસ,
હૈડું નાચે છે....

નવીન. આર. આચાર્ય

☆

## —સાહેલીઓ—

[ જીવનનાં જળ ભરી જતી સાહેલીનું એક રમ્ય શબ્દ ચિત્ર છે ]

સરખી સાહેલીઓ ચાલી, બેડલાં ભરી ભરીરે.
શિરપર ચળક ચળક ચળકતાં
બેડલાં ધરી ધરીરે—સરખી–ટેક.

કોઈ વસ્ત્ર વિવિધ પરિધાને રે.
કોઈ ગોરી ગોરા વાને રે.
કોઈ ચપલા ચીંપે છુપાવે
ઘુંઘટ મુખ ધરી ધરીરે...સરખી ૧

કોઈ ધીમે ડગલાં ભરતી રે.
કોઈ કુંકુમ પગલાં કરતી રે.
કોઈ વેગે વાટ વિચરતી
ધરણી દ્રગ ધરી ધરીરે...સરખી ૨

કોઈ પાદ નૂપુર ઝંકારે રે,
કોઈ શબ્દ મૃદુ, ટંકારે રે.
કોઈ સ્નેહ સુધા રસ પીતી
સખીરી પ્રીત ધરી ધરીરે...સરખી ૩

કોઈ . અલબેલી રસવેલીરે.
કોઈ સુભગ સરલ મન ઘેલીરે.
કોઈ દઈ તાલી સાહેલી હસતી
કર ધરી ધરીરે...સરખી ૪

કોઈ શૃંગારે સોહંતી રે.
કોઈ સ્મિત કરી મનમોહંતી રે.
(એવી) સુખદ સ્વર્ગ સમકરે
સદન ચિત ધરી ધરીરે...સરખી ૫

(જેથી) પ્રભુજી ગૃહગૃહ રમે
પ્રભુતા ધરી ધરીરે....સરખી ૬

મહીપત જોષી

☆

## જીવન-વસંત

[ જીવનની નવ વસંત આવે છે ત્યારે ઉરની ક્યારીઓ ખીલી ઉઠે છે, પ્રેમનાં ગુંજન જીવનનાં દુઃખ દર્દોને ભૂલાવે છે ચૈતન્યભરી અંતરની ઉર્મિઓ નાચી ઉઠે છે ]

( નૃત્ય ગીત )

આવી સખી જીવન વસંતની વધામણી,
ખીલી મારી અંતરની કુંજ આ સોહામણી.
મ્હેકે સુવાસ ભર્યાં
નવરંગી ફૂલડાં,
આશાની વાંસળીએ
ડોલે છે દિલડાં;
સૂર એના ગૂંજે છે આતમ નિકુંજમાં.
આવી સખી
સ્વપ્નાંની પાવડીએ,
સૃષ્ટિમાં ઘૂમીએ,
પ્રેમલ વિરાટને
હિંડોળે ઝૂલીએ;
જીવનનાં દુઃખ દર્દ કારમાં વિસારીએ.
આવી સખી.
ઉરના ઉલ્લાસ ભરી,
ચમકંતી આંખડી,
રંગ ભરી ફરકંતી,
આતમની પાંખડી;
કોઇ છાનું છાનું પૂછે અંતરની વાતડી.
આવી સખી.
અંગે ઉમંગ ભરી,
મુખડે મુહાસ્ય ધરી,
સરખી સાહેલી સાથ,
નાચું ચૈતન્ય ભરી;
ઠમકંતી, થનગનતી સંગીતના સૂરમાં.
આવી સખી.

બાલકૃષ્ણ છ. ભટ્ટ

☆

## ચુંદડી

[ પ્રેમનું પવિત્ર જેનું પોત છે, સત્યની ભાતે ભરેલી નીતિની કિનારે મઢેલી અંગને દિપાવનારી ચુંદડી કોણ લાવી આપે? એનો એ......! ]

ચુંદડી રે હો ચુંદડી
કોણ લાવી આપે હો રાજ !
મારી રંગ ભરી ચુંદડી.

પ્રેમનું પવિત્ર એનું ઝગહળતું પોત છે.
દીલડું ડોલાવે, માંહે સાચ કેરી ભાત છે;
નીતિ ભરી થી સોહે કિનાર........કોણ.

ઓઢું એ ચુંદડીને ઉજળી હું ઓપતી,
જ્યાં જ્યાં ફરૂં ત્યાં તેજ એ તો વેરતી;

અલૌકિક એવી હો રાજ !
મારી રંગ ભરી ચુંદડી.

કેશવલાલ ચ. પટેલ

☆

## દીવડા

[ અંધાર ભર્યા જીવનને આશાનો ફક્ત એકજ દિવડો ઉજાળે છે. અમારા અંધાર ભર્યા સંસારમાં ગૃહજીવનની વેલ વધારનારા ભાઈ ભાભીના દિવડા અમર રહેજો તેનુ આમાં કંઈક છે ]

દીવડા ઝળકે જો વીરની અટારીએ !
દીવડે ચમકે છે નૂર
દીવડે જીવનનું પૂર ..........દીવડા.

દીવડે રજનીનાં રાજ ઉજમાળીઆં !
દીવડે આશાની કોર
દીવડે વાયુના દોર..........દીવડા.

દીવડા નાચે ધીમા ધીમા વાયરે !
દીવડે ધીમા સીત્કાર
દીવડે વીજશા ચમકાર........દીવડા

દીવડે ભાભલડી સ્નેહઘૃત પૂરતી !
દીવડે ચેતનનું પૂર
દીવડે જીવનનું નૂર..........દીવડા.

દીવડે સંકોરે વાટ મુજ વીરલો !
દીવડે આછો ગભરાટ
દીવડે જીવન પમરાટ........દીવડા.

દીવડા અમર હોજો ભાઇ ભાભીના !
દીવડે આશાની વેલ
દીવડે જીવનની સ્હેલ........દીવડા.

હરિશંકર દવે

## 'ચાંદની'

( બિંદ્રાબની સારંગ )

ચાંદની રે આભલામાં હોંશે રમો.
હોંશે રમો સૌ નર્તન ઘૂમો
ચાંદની રે આભલામાં હોંશે રમો,

વાયુ લ્હેરે ને ફુલડા ફોરે,
રમે કે ચાંદની ચકોર.
હાંરે સૌ હોંશે રમો.
ચાંદની રે આભલામાં હોંશે રમો.

આશા ઝમકે ને ઉલ્લાસ ઉરે
બાજે કે બંસરી મધુર :
હાંરે સૌ હોંશે રમો.
ચાંદની રે આભલામાં હોંશે રમો.

—રજનીકાંત દલાલ

# મંગલવર્ષા

[ જલ બિન્દુઓ વડે સૃષ્ટીમાં સુધા વર્ષાવનારી જલસુંદરી કોણ હશે ? જનનીના વત્સલભરી મંગલવર્ષા ? જગતમાં નવઉલ્લાસ વધારનારી મંગલ વર્ષા ? ]

( ધીરે ગોવાલણી ધીરે ધીરે-ઢાળ )

કોણ હશે ? એ કોણ હશે ?
આત્માને ઝરૂખે કોણ હશે ?
નીલામ્બર ધારીણી, વ્યોમની વિહારીકા,
ચમકે વિદ્યુતની કીનારી મનોહારીકા :
વસુન્ધરા મિલન કાજ ઉત્સુક લસે : આભને
રમ્ય ઇન્દ્રધનુ વેણી શીરપરે ઝળહળે,
અનિલનાં મૃદુલ સ્પર્શે અલકલટ ફરફરે;
ઉરે સુલભ્ય સેવા ભાવના વશે : આભને
વન ઉપવન પૂર પૂરને હર્ષાવતી,
ધખતી ધરણીએ રસહેલી વર્ષાવતી;
જનનીનાં સ્નેહ શી વત્સલ દીસે : આભને
બિન્દુય સીન્ધુ શી અમોલાં જલસુન્દરી !
સુધા સંજીવની વર્ષા મહેશ્વરી !
મંગલ નવોત્સાહ જગમાં લસે× : આભને

પુષ્પા શુકલ

× પુષ્પ નિકુંજ નામનાં અપ્રકટ રાસ સંગ્રહમાંથી

# માન શાં ધરીયે

[ વિશ્વના મહારાસ ધારી શ્રી કૃષ્ણની રાસ લીલાથી રાચતું વૃંદાવન ક્યાં અને આજનું કનૈયાના ગાન વિહોણું વૃંદાવન ક્યાં ? કવિને એ ભૂતકાળ યાદ આવતાં આજના વૃંદાવન તરફ અનુકંપા પ્રગટે છે.-]

એવડાં શાં માન તને ધરીયે,
વૃંદાવન,
એવડાં શાં માન તને ધરીયે.
કાનુડે બજાવી'તી બંસરી મધુર જ્યાં,
ખેલ્યા'તા રાસ ગોપગોપીએ નવધુર જ્યાં,
એવાં વૃંદાવનને,
હાંરે રૂડાં,
માન શાં ધરીયે.
ટહુકયા'તા મોર, ક્યાં કોકિલે કેકારવ,
કરતા'તા શોર બહુ વૃક્ષો ભેંકાર અવ,
એવાં વૃંદાવનને,
હાંરે રૂડાં,
માન શાં ધરીયે
ભાંભરતી ધેનુ અને વીજળી ઝબૂકતી,
આભ્ર છાયો વ્યોમ મહીં ચાંદની ચમકતી,
એવાં વૃંદાવનને,
હાંરે રૂડાં,
માન શાં ધરીયે.
આછો આછો વાયે, શીતલ સમીર જ્યાં,
યમુનાના નીર ચડે, હેલે તિમિરમાં,
એવાં વૃંદાવનને,
હાંરે રૂડાં.
માન શાં ધરીયે.
તો બહુ ધર્યાં ને ગાન તો ઘણાં કર્યાં,
કા'નના એ ગાન વિના, વન તો વેરાન બન્યાં,
એવાં વૃંદાવન રે,
કેમ તને,
આશ્વાસન દઈએ

પા. ત્રિ. મા

# " આદ્યશક્તિ "

[ નવરાત્રી આવે છે ત્યારે ગૃહે ગૃહે શક્તિનું સ્થાપન થાય છે, ફળિયે ફળિયે ગરબા–દિવડી મૂકાય છે. ત્યાં આપણી એનો શક્તિના ગરબા ગાય છે. એવા ગરબાની આપણે ઘણી ઉણપ છે શ્રી વિમળા બહેન દવેએ સુંદર શબ્દ લાલીત્ય ભર્યો ભાવવાહી ગરબો મોકલી આ અંકમાં તેની ખોટ પૂરી કરી છે ]

( રાગ દુર્ગા )

મનમોહીની મૂર્તિ ત્હારી
મૂર્તિ ત્હારી, મનહર નારી. મન ૧
ભલે કુમકુમ તિલક બિરાજે
મૃગમદ, સુમન સુગંધિત, રાજે
ચરણ કમળ જાઉં બલિહારી. મન ૨
સુર સનકાદિક, પાર ન પામે
શેષ, મહેશ, સુરેશ વખાણે
મહા મતવાલી, માત હમારી. મન ૩
આદ્ય શક્તિ, આરાસુરવાળી
અરિદળ, અસુર, અનેક વિદારી
અદ્ભુત, અકળલીલા, અતિ ન્યારી. મન ૪
ચંડ મુંડ, મધુ કૈટભ, અતિ ભારી
શુંભનિશુંભ, મહિષાસુર, મારી
રક્તબીજ, રણમાં, રગદોળી. મન ૫
નવરાત્રિની, નરનર રાત્રિ
મંગલગીત, મધુરાં ગાતી
માતુની, મરત બની, મદમાતી. મન ૬
શરદ શશી, શો સુન્દર શોભે
શુભ્ર ધવલ, નભ ઉજ્વલ ઓપે
અવની, આભ, અમીરસ-છાઈ. મન ૭
ગરબે રમવા, ગોરી નિસરી
અવળાં આભ્રણ, ઝાંઝર વિસરી
નૃત્ય કરતી, રૂમઝુમ ચાલી. મન ૮

વિમળાબ્હેન મુકુંદરાવ દવે.



# મહિયરનો નેહ

[ જેનું પિયર દૂરદૂરના દેશમાં છે તેવી વિયોગીની સ્ત્રીને પૂછશો કે મહિયરનો સાદ કેવો મીઠો હોય છે ]

ઢાળ· મહિડાંનાં દાણ અમે નહિ દઈએ રે લોલ.

મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ
સ્મરણે આનંદ ના સમાય જો:
મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ
મહેકે સુવાસ ફૂલડાંતણી રે લોલ
મહેકે માડીનો એવો પ્રેમ જો
મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ.
શીળાદળે વૃક્ષની છાંયડી રે લોલ
એવી પિતાની હેત છાંય જો.
મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ.
વરસે ઝરમર મેઘ શ્રાવણે રે લોલ
વરસે વિરાનો એવો ભાવ જો:
મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ.
અમૃત રેલાવે શરદ્ ચંદ્રિકા રે લોલ
એવાં રેલાય બેનીના વ્હાલ જો:
મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ.
ચંદ્રિકા સમ જેમ તારલિરે લોલ
સ્મરણે સહિયરના સુહાગ જો:
મહિયરનો નેહ સદા સાંભરે રે લોલ

મોહનલાલ પ્રાગજી પટેલ

☆

# " રસકુંજ "

[ મસ્તીભર્યાં ગીતો હૈયાની રસકૂંજો ભરી જાય છે કોઇ રસીયો પ્રેમના પાવા વગાડે છાના નયન પ્રશારે મને ન્હોતરે છે રસ નગ્સ્યાઓ આ રાસને સત્કારશેજ]

આવે વસંતની લ્હેરો, સાહેલડી !
ઉરને એકાન્ત શી કોયલ ગુંજે;
આશાની ચોયણી ખીલી, સાહેલડી !
ઝૂલી ઝૂલાવે ઉરડાળી રે લોલ.
સ્નેહલકુંજ મારી સુની, સાહેલડી !
નાચંત રસમોર. ટૌ'કે રસાળ,
પ્રીતિનાં પુર નેન ચઢીઆં, સાહેલડી !
આજે છલકંત હર્ષ આંસુની હેલ
આતમ્ અટારી કોક ઉભી, સાહેલડી !
મારે અમૃતભરી પીચકારી લોલ.
વસંતરંગ શા ઝબકી, સાહેલડી !
શાને સતાવે મને છાની રે લોલ
ઉરને મંદિર પ્રેમ ઝૂલો, સાહેલડી !
આરતી ઉતારૂં દેવ જાગી ઝૂલે.
પ્રગટ -કર્યા પ્રેમદીવડા, સાહેલડી !
આવી દીવાળી દીપમાળા ઝગે
હેમંત શા હેત વરસી, સાહેલડી !
મારી ભીંજાવે ભાવપોથી રે લોલ.
મોહિનીમોં'ડ આછો, ગૂંથુ, સાહેલડી !
માયાનાં ફૂલ શાને વેરે રે લોલ
ચાંપું ઉમંગ માળ હૈયે, સાહેલડી !
રસિલા રસદેવ હર્યાં , ચુંમે.
પ્રેમપાવો વગાડી રસગલીએ, સાહેલડી !
છાના ઇશારે મને ન્હોતરે રે લોલ
ચીતડાનો ચોર દેહડાળે, સાહેલડી !
છાનો લપાઈ ચીત ચોરે રે લોલ
ભલેરી ખાથં ભીડી આવ્યા; સાહેલડી ! .
છાના છબીલા છટકી જતા
દીલડાંનાં દાન દઈ લોભવ્યાં, સાહેલડી !
ભૂલી હું ભાન રસપથે રે લોલ
ચાલી સોદાગર સાથે, સાહેલડી !
ઝૂલંતી રસકુંજ ઝૂલવા રે લોલ

ભગવાનદાસ ચતુરભાઈ પટેલ.

# જોબનિયું ગુજરાત !

મારાં લોમ ને રામ ગુજરાતનાં રે
એમાં ઝબકે જોબનિયું ગુજરાત—મારાં૦
બજે લોલ ને વિલોલ પ્રેમવાંસળી રે;
એના નાદો દિગન્તે અથડાય—મારાં૦
મારાં લોચનિયાં રસનાં મટકાં રે,
ઘણાં ઢોળું છતાં યે છલકાય—મારાં૦
મારા પાવલિયે ધરણી ધણુધણે રે,
કૈં વીરતાનાં તેજ પથરાય—મારાં૦
હું તો ઓઢું ઓઢું ને સરી જાય છે રે,
મારી લાજ્યુંની સાડી સોહાય—મારાં૦
મારે ખોળલે લાડકડાં રમતાં રે,
એની રમતે ભાવી કૈં ઘડાય—મારાં૦
મારા અંતરમાં સાગર હો ડોલતા રે,
એથી હેતું ગૌરવ આ ગુજરાત—મારાં૦
મારો નાવલિયો ડોલણિયો ડોલરિયો રે,
એને પાણીડાં સીંચું દિનરાત—મારાં૦
મારી સાસુ-નણંદીના નેહ નીતરે રે,
કરું છબછબિયાં દેવરની સાથ—મારાં૦
અહીં ગોરીઓ કિશોરીઓ શેરીએ રે,
મ્હાલે જાણે કુદરતનાં બાળ—મારાં૦
એથી રઢિયાળા એના મોરલા રે,
કરે કેકા ને ગાજે ગુજરાત—મારાં૦
એની ગોરી ગોરમટીમાં ગોતતાં રે,
જડે જુગજુગના તારણહાર—મારાં૦
વાગે વેણુ વિલાસ ને વિરાગની રે
કૈં સદીઓથી સાથે સંભળાય—મારાં૦
એવાં ગરવાં ગુજરાતનાં ગીતડાં રે
ગાતું ગાતું જોબનિયું ગુજરાત—મારાં૦

ગજેન્દ્ર જ. પંડયા.

## —: પ્રણય—કલહ :—

[ આપણા નવયુગના રાસ-ગરબામાં વિનોદ ગીત ઘણા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. આધુનિક સ્ત્રી-પુરુષો ને પ્રણય કલહ કેવો હોય છે તે શ્રી. કડીઆના ગીતમાંથી જોવા મળશે ] .

( લીમ કેરી લાકડીએ......એ લય )

ઑફીસમાંથી પતિ પધાર્યા, "મીસીસ સાથે ખાઈશ જો"
તરંગ કરે છે મનમાં એવા, "પ્રેમે ભોજન લઈશું જો"
"શું ઘરમાં હજુ ભાત ચઢે છે ? જમ્યા વિના ક્યાં જઈશ જો !"
"અત્યાર લગી તે શું કર્યું કેમ ! નહિતર હમણાં દઈશ જો"
પતિ તમારે બોલડીએ હું, નિર્દય વાઘણ થઈશ જો
તમે થશો જો નિર્દય વાઘણ, થશે શિકારી ચહીશ જો .
પતિ તમારે લક્ષણિએ હું, અઘોર રજની થઈશ જો.
તમે થશો જો અઘોર રજની, મયંક હું દેખાઈશ જો.
પતિ તમારે બોલડીએ હું, શેરીની બિલ્લી થઈશ જો.
તમે થશો જો શેરીની બિલ્લી, શ્વાન હું પૂંઠે થઈશ જો.

હરગોવન લા. કડીઆ

## પૂર કારમાં, સખિ!

(વિયોગીની)

૧

ઊછળે પૂર કારમાં, સખિ!
કશી રીત નિવારવાં, સખિ!
ઊલટી ઊલટી ઉમંગમાં
ઉભરાય દિ' રાત શાં, સખિ?
ઊછળે પૂર કારમાં, સખિ!

૨

વરસે ઘન ને નદી બને
અણુચિંતવી ગાંડીતૂર, તે
જઈ સાગરના ઉરે ઠરે
ઉરપૂર શમાવવા, સખિ!
ઊછળે પૂર કારમાં, સખિ!

૩

ખીલતાં શશિ પૂર્ણ રેલવે
પૂર ચાંદનીનું અખૂટ, તે
ધરતી વગથાર ન્હૈ ઢળે
રસથી ન્હવડાવવા, સખિ!
ઊછળે પૂર કારમાં, સખિ!

૪

જન ભક્ત ઉરેથી નીતરે
નિશદિ' રસ ભક્તિનો ખરે!
ઊમટ્યાં નિજ પૂર એહને
પ્રભુ પાય એ ઢળવા, સખિ!
ઊછળે પૂર કારમાં, સખિ!

૫

ઉર પૂર બહાર ખીલતાં
અદટ્યા લખભાવ ઊઠતા
મુજ અંતર, તે ધરાવવા
મળશે મનચોર ના? સખિ!
ઊછળે પૂર કારમાં સખિ!

–કુ. શીલા પટેલ

## 'માગું માગું વસુંધરા માત'

(રાગ-માલકસ તાલ-દાદરો)

(૧)

માગું માગું વસુંધરા માત!
તારી પાસે માગું!
તારા સરખી બનાવજે, સુજાત!
તારી પાસે માગું!–માગું૦

(૨)

તારી સહિષ્ણુતા ને મનડાની મોટાઇ,
તારી સુજનતા ને ગુણો દેવતાઇ;
મારા અંતર તું પૂરજે,
એ દિલની દિલાવરી!–માગું.

(૩)

સહુરી સૌરભ તારી વિશ્વે વહડાવી:
પ્રાણીમાત્રનાં દે દિલડાં ડોલાવી:
તેવી જીવને સુવાસદે
મને એ પુણ્યવંતી!–માગું.

ચંદ્રશંકર ધિરજરામ પંડયા

☆

## બિન્દુ

સારા યે આભમાં મેઘરાજ ઘોર !
ટપકંતા બિંદુથા તારલા ! !

બિંદુડાં ટપકે ને ધીમું ધીમું ગુંજે;
ધરતીને સિંજવતા ખૂણે ખૂણે;
દેખાયે ના પછી ગોત્યા કર્યે !
એ ભોગનાં કહો, શાં શાં રે મૂલ?
ટપકંતા બિંદુથા તારલા !

સારાયે આભમાં મેઘરાજ ઘોર !
ટપકંતા બિંદુથા તારલા ! !

મારે યે બનવું કો બિંદુડું એવું;
ભૂલીને જાત, બણું બિંદુની હારશું;
ધરતીમાં ધાન્ય કાજ નષ્ટ થઇ જાઉં !

ઉરમાં સંતોષ એ-રહીએ રે ફૂલ !
ટપકંતા બિંદુથા તારલા !

સારાયે આભમાં મેઘરાજ ઘોર !
ટપકંતા બિંદુથા તારલા ! !

મુકુંદરાય પંડયા



## 'બંસરી મધુર'

—: ગસ :—

વનરાવન કુંજ, હા વનરાવન કુંજ,
વનરાવન કુંજ બેસો કાનુડો રે—
બંસરી બજાવે મધુર.
બંસરી બજાવે મધુર, બંસરી બજાવે મ

કુંજકુંજ ફરતો
છુપાઈ નાચ કરતો,
વાયુ સૂર ભરતો—
બંસરી બજાવે મધુર,
વનરાવન કુંજ...

મેનાએ સુણી ગાન—
મૂકી દીધું છે માન,
વૃક્ષોને પાન પાન—
બંસરી બજાવે મધુર.
વનરાવન કુંજ...

કાળા આકાશ મેઘ—
થંભ્યા છોડીને વેગ,
ભૂલીને ભાન છેક—
બંસરી બજાવે મધુર.
વનરાવન કુંજ...

મીઠો 'મધુર' સૂર
વાગે છે દૂર દૂર,
હેલે હૈયાનાં પૂર—
બંસરી બજાવે મધુર.
વનરાવન કુંજ...

વેણુ વગાડે—
એ જોગીઓ જગાડે,
પ્રિતડી લગાડે—
બંસરી બજાવે મધુર.
વનરાવન કુંજ...

જોવાને જાઉં પાસ
શોધ્યો જડે ન વાસ,
પાછી ફરું નિરાશ—
બંસરી બજાવે મધુર.
વનરાવન કુંજ....

—સુસ્વરમ્—

## રાસ નિમંત્રણ

[ શ્રી વિબુધ મ્હેતાનો આ રાસ રસ તરસ્યાને રાસ રમવા નિમંત્રે છે ]

રાગ–લીલાશ્રી

રમવાને આવોને રાસ
સાહેલી મોરી !
કુસુમની મધુર સુવાસ
સાહેલી મોરી !

સંધ્યા સરી ગઈ સોનલ–મ્હેલે
જાદૂભરી ચંદા નભ ખેલે
સૂના આંગણિયા સોહાય
સાહેલી મોરી !

ગીતની સુંદર ધારા વ્હાવો
રસ તરસ્યાની તરસ છિપાવો
સિંચીને સ્નેહ પ્રકાશ
સાહેલી મોરી !

સૂનીસિતારીના અદ્ભૂત રાગે
રંગ ભર્યાં સ્વપ્નાઓ જાગે
વાગે છે સુંદર સાજ
સાહેલી મોરી !

વિબુધ મ્હેતા





## હેલે ચઢયું

યૌવનની પાંખમને પાંગરી
ને મારે ઉડવું પ્રેમના પ્રદેશ રે
હૈયું મારું હેલે ચઢયું

સ્નેહની સિતાર હું તો સૂણતી
એના નાદે નાચતી ખૂબ રે–હૈયું મારું

વિશ્વની વિશાળ વાડી ખુંદતી
પણ જડયો ન જીવન સાથ રે હૈયું

પ્રેમ કાસાર તણું માછલું
નહિ જીવશે આઝી વાટ રે–હૈયું મારું

પૂજાનો થાળ લઈ ઉપડી
મહાદેવની પૂજા કાજ રે–હૈયું મારું

આવ્યા અષાડ !! દિવસો
ને મારે આદરવા સખી મત રે–હૈયું મારું

વર્ષામાં મોર–ઢેલ દેખતી
ત્યારે ભૂલતી ઉરતું ભાન રે–હૈયું મારું

નૌકાનો નાવિક શોધીને
મારે તરવા જીવન જળ રે–હૈયું મારું.

મીઠી રજની મહીં ઉઘતો
મારે સોળલો આવ્યો નાથ રે–હૈયું મારું.

દિનકર વા. ત્રિવેદી



# મંમાયાના પૂજને

[ કોઈ કોઈવાર ભાઈ શ્રી લક્ષ્મીપ્રસાદ આચાર્ય 'મત્તમયૂર'ના નામથી કાવ્ય જગતમાં દેખા દે છે તેમનો મંમાયાનો ગરબો શક્તિના ઓછા લખાયેલા રાસમાં એકંદર રાસની ગરજ સારે છે જરા વધુ લાંબો છે છતાં ભાવવાહી હોવાથી તેને આખો અહીં રજુ કર્યો છે ]

( ઢાળઃ ખરદાળીમા )

નિકળે ગૌતમ નારી સંગ પૂજવા મંમાયા;
ધરી આજે ઉર આનંદ, સુણ સાહેલી રે.

છાયાં બાલ-રવિનાં તેજ જગ-પટ મન ભાવ્યાં,
મુગ્ધા મીઠું મંદ હસેજ, સુણ સાહેલી રે.

ધર્યા હેલ કેરા થાળ હસ્તકમળમાં રે;
ગ્રહી છે મુક્તાફળ-માળ, સુણ સાહેલી રે.

માને કાજે અબીલ-ગુલાલ કુંકુમ લીધાં રે;
દીપે દીવ્ય ચંદ્ર શું ભાલ, સુણ સાહેલી રે.

કેસર-કસ્તુરી, કર માળ સુમનની શોભે રે;
ભર્યા વિવિધ પૂજન થાળ, સુણ સાહેલી રે.

ચંપો ચંપેલી ગુલાબ ડમરો મ્હેકે રે;
જાઈ; જુઈ, કમળભરી છાબ, સુણ સાહેલી રે.

દિશે માલતી ગુલબાસ મોગરો મ્હેકે રે;
શું બકુલ ગુલ સુવાસ! સુણ સાહેલી રે.

ઝગહળતાં કનકફૂલ કામિની કરણે રે;
જાણે સૃષ્ટિનાં સૌગુલ, સુણ સાહેલી રે.

દહેરાતી અનિલ સહ ચુંદડી નવરંગી રે;
કંકણ કિન્નર ગીત થાય, સુણ સાહેલી રે.

ઝાંઝરના કંઇ ઝમકાર પાયે થાતા રે;
નાચે નમણી વેલી-નાર, સુણ સાહેલી રે.

ગજરા-વેણીથી સુહાય કેશ કલાપો રે,
જાણે તેજ પુંજે સૌન્દાય, સુણ સાહેલી રે.

કુંકુમ કેસરની આડ લલાટે સોહિરે;
કરતી કમળાક્ષી લાડ, સુણ સાહેલી રે.
જાણી, ગંગા–જમુના સાથ, આરી લીધાં રે;
બિંદુડાં પથ પથરાય, સુણ સાહેલી રે.

વિચરન્તો સુન્દરી સંગ માજી મન્દિરીએ;
વાધ્યો પ્રમોદ અધિકો અંગ, સુણ સાહેલી રે.

ધરી ભાવભર્યાં લોચન સૌએ નમતાં રે;
ખીલ્યાં હ્રદય–કમળ રૂપ મન, સુણ સાહેલી રે.

માજી ત્હારી જ્યોતિ જગમાંય સારી પ્રસરી રે:
સચરાચર જેનો વાસ, સુણ સાહેલી રે.

આવ્યાં માજી તણા મન્દિર, સૌ ઉલ્લાસે રે;
જ્યોતિ જવલંતવ્હાલું હીર, સુણ સાહેલી રે.

સ્નેહલ સહ સૌન્દર્યનું આ ઉભરાયું રે;
ઝુલે ભક્તિ કમળ રસછોળ, સુણ સાહેલી રે.

મનગમતી સેવા માત, સુદિન આજે રે;
કરી ધર્યાં સૌ રળિયાત, સુણ સાહેલી રે.

પ્રગટયા જ્ઞાન દીપ ભલીભાત તિમિર ફેડયાં રે;
થઇ આજે ઉરમાં શાત, સુણ સાહેલી રે.

પુર્યા થાળ વિવિધ ભોજન, મનને ગમતાં રે;
માજી આરોગે મૂકી મન, સુણ સાહેલી રે.

આ ધન્ય ઘડી, ધન્ય દિન, ધન્ય આ દાસીરે;
ધાય દર્શન–મન પાવન, સુણ સાહેલી રે.

આરતિ સહ ઝાંઝ પખાજ, નોબત વાજે રે;
પુરે સાહેલી ઉર–સાદ, સુણ સાહેલી રે.

માની ગગન અટારી વિરાટ, અજબ અજવાળાં રે;
પામ્યા ભક્તિ–પ્રેમ પમરાટ, સુણ સાહેલી રે.

મત્તમયુર

❀

# રાસ

( ઢાળ: ચાલો જઈએ ઉપવનકુંજે, મધુકરગુંજે આજ )

ચાલો જઈએ, ગગનની ટોચે, ( જ્યાં ) રચીયે રાસ રસાળ;
સજની રચીયે રાસ રસાળ;
ભરીને રસ ભર ફાળ, સજની રચીયે રાસ રસાળ,
વેલડી સરખી, દીપતી વીજળી, સજતી ચન્દ્રક ભાલ,
સજની સજતી ચન્દ્રક ભાલ.

દઈને મધુરો તાલ, સજની રચીયે રાસ રસાળ,
રજની હાથે, પૂનમની રાતે, સોહે મોતી કરમાળ,
સજની સોહે મોતી કરમાળ
હસતી વીજળી, વેરતી મોતી, ઝીલતી અવની વિશાળ
સજની ઝીલતી અવની વિશાળ.
જગત ઉદ્ધારક, ધ્રુવનો તારક, ગૂંથતો ગોફની જાળ,
સજની ગૂંથતો ગોફની જાળ.
લહેરતો ફરતો, શુક્રનો તારો, લઈ હસ્તે કરતાલ,
'સજની લઈ હસ્તે કરતાલ.
ચાલે મદભર ચાલ: સજની રચીયે રાસ રસાળ,
સજની રચીયે રાસ રસાળ.

રણજીત મ. શેઠ

# સેવા ભેખ ધરીશું !

( ઢાળ—પંક કમળ-દળ પીંજર પૂર્યા ભમતા ભમરા પૂછું )

અંગ ઉમંગ ધરી સત્-સંગે સરખી સહિયર રંગે,
સખીરી ! ગીત ગાવાં શાં ઉમંગે ?
સખીરી ! કોના કેવા સંગે ?

દેશ હાઝને આઝાદી કેર ખમીર રગ રગ રમતું,
ધીર, ધર્મિષ્ઠ, વીર-નીતિજ્ઞની માતા સાથે રમશું,
સખીરી ! ગાશું એવા તો સંગે,
સખીરી ભાવ ભર્યા ઉમંગે.

દીન જનોના દુ:ખે દાઝે, લક્ષ્મી દીન-દેશ કાજે,
યજ્ઞ આરંભી હોમે જીવન સેવા કાર્યો કાજે,
એવા વીરની માતા સાથે,
રમવા રાસ હૃદય સંગાથે
ગૂર્જરી કૂંજે ગરવા ગરબા એવા જીવનના ગાશું,
કૂંજ કૂંજ ભરશું ભાવના મીઠી એવાં જીવન આદરશું
સખીરી ! સેવા ભેખ ધરીશું,
સખીરી ! ઉન્નત દેશ કરીશું.

જ્ઞાનાંકુર

# નિસર્ગને અંકે

[ નિસર્ગને અંકે રમતમાં કોણે કૃત્ય કૃત્યતા અનુભવી નહી ? ]

અમે ફરતાં લતાઓની કુંજમાં રે
મારા સાજીની કોર કાં ભરાય ?...અમે.
અમે સરિતાના વારિ ધીમા ડોળતા રે
છતાં વારિમાં મુખ કા કળાય ?...અમે.

અમે આથડેલા ઝાડવાની ઝૂંડમાં રે,
તોયે ચંદ્ર તેજ કેમ આ પમાય ?...અમે.

અમે ધૂઘવતા સરિતાના સાથમાં રે
એમાં સંસ્કૃતિના સૂર કાં જણાય ?...અમે.

દિસે શૃંગો કો આભને ચૂણતા રે
એમાં આત્મભાન કાં ન પમાય ?...અમે.

મેઘ ભૂમિ મીલાપ અમે દેખતા રે,
એમાં દિવ્ય પ્રેમ કાં ન જણાય ?...અમે.

અમે નિસર્ગને અંક સદા ખૂંદશું રે
એમાં જીવન છો ઓત પ્રોત થાય...અમે.

વેણીશંકર પંડ્યા

# ઉરનો સન્દેશો.....

[ કવિ ઉરનો સન્દેશો પાઠવે છે. પ્રકૃતિની ભવ્યતામાં અને સરીતાના કલ કલ ધ્વનિમાં પણ તેને શોધે છે પણ તેમનો જીવન સંદેશો ઝીલે, એક રાગી બને તેવું આરાધ્ય માનવ ફૂલ જડતું નથી. ]

મ્હારે ઉરનો આલેખવો સન્દેશો ઉરમાં
ના માનવ હૈયા કોઇ એવા મળે...
જ્યાં ઉઠી'તી ઝંખના જગની રમણીય નવી
ત્યાં...ત્યાં પલકારે હું તો ઘૂમી વળી....
મ્હારે ઉરનો...

નથી જડતા હૈયાના સ્નેહ ભીના રંગ કાંઇ ?
કયારે સોહાવે નવું સ્થાન ઉર જઈ ?
મ્હારે ઉરનો....

મેં તો જોઇ સુન્દરતા પ્રકૃતિ ભવ્યતા
પુષ્પોની અર્ધ ખીલી યૌવના જોઇ...
મ્હારે ઉરનો...

કાંઠે બેસી મેં તો સુણી સરિતાઓ કે
સૂણી અટુલી એવી કંદરા....
મ્હારે ઉર નો...

કિન્તુ નો'તું ય કોઇ પરિમલ પમરાવતું
માનવ મન્દિરે ખીલ્યું ફુલડું...
મ્હારે ઉરનો...

થાકી હૃદય સુગન્ધની કરતી પ્રતીક્ષા
ના માનવ હૈયા કોઈ માનવ બને ..
મ્હારે ઉરનો...

મ્હારું અંતર કો ઉરમાં
હૃદય તંત્રી અણ્યા સૂરમાં
બનવા સુ એક રાગી પલતું રહ્યુ ..
મ્હારે ઉરનો આલેખવો સન્દેશો ઉરમાં
ના માનવ આરાધ્ય ફૂલ એવું મળે ..

સુધાકર જે. ભટ્ટ

## નાવલીયા

[ સોહાગણને સર્વસ્વ એકલ એનો સ્વામિ હોય છે. જીવનના ઝંઝાવાતોમાં પણ તેનો સ્વામિ અણનમ રહે તે તેની મહેચ્છા છે હંમેશાં તે તેના નાવલિયુંનું અમરત્વ ઈચ્છે છે. લેખિકા બ્હેને આપણને એક ભાવ ભરી કૃતિ આપી છે. ]

[ લય-હું મજાની વાદળી ને મધુરો મારો મેહુલીયો ]

હું સોહાગણ સ્નેહની ને સ્નેહલ મારા નાવલીયા.
સર્વસ્વ સમર્પી એકયના એ રસ સાગર ઉર ઉછળીયા.
સર સરિતા નિરથી વિમળું, છે ઉરસરિતે જળ નિર્મળું,
ભરતી છે સાયરમાં ભળુ, રસમસ્તી રેલી ત્યાં મળું;
મમ ઉર આંદોલન ઝીલીયાં એ અનિલ લહરો નાવલીયા,
કલ્લોલ મીઠા ચકી ઝુલીયાં ઉર પ્રેમ હિંડોળે રસ ભરીયાં;
પ્રણય ઝરણનાં ગાને રાચી, અંતર રહેતું સદાયે નાચી,
પ્રેમ પીયુષ અમૃતની સાચી, વાત પુરાણી હૈયે વાંચી;
ઝંઝાવાત્ જીવન સાગરે હો અડગ સુકાની નાવલીયા,
મમ અંતર નિશદિન આશ એ રહો યુગ યુગ અંમર નાવલીયા.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ

## ' કૌમુદી "

[ પૂર્ણિમાની પરમ જ્યોતિંમયી રાત્રી આવે છે ત્યારે કૌમુદિના ઓઘ ઢળે છે એનાં ધવલ સૌમ્ય કિરણોમાં કોને સ્નાન કરવું ન ગમે ? ]

આભને આરે રે–
કૌમુદી ઓઘ ઢળે—ટેક.

અમૃત ઝરણાં એનાં ઝીલવા—૨
વનિતા વૃન્દ પળે....કૌમુદી આભને—

બિન્દુ એનાં, મીઠાં, મોલાં—૨
ચાતક વૃન્દ ઝીલે...કૌમુદી આભને—

નિર્મળતા, નીતરતી એની—૨
બાલક વૃન્દ ભરે....કૌમુદી આભને—

રશ્મિ એનાં, રમ્ય, રસાળાં—૨
રસ તરબોળ કરે....કૌમુદી આભને—

ખંડ, અખંડિત, સૌ ઢંકાતાં—૨
ઉજ્જવલ ઓપ લહે....કૌમુદી આભને–વ

સ્મિત, ધવલિમા, સૌમ્યજ એનાં—૨
જડ. ચેતનને મઢે....કૌમુદી આભને—

પ્રભુના પ્રેમ પ્રવાહ સરીખો—૨
સ્પર્શે, પાવન કરે....કૌમુદી આભને—

સુફલ

# શક્તિનાં તાણ્ડવ !

[ ચોદિશ ભયંકર દાવાનળ સળગી રહેલ છે. તેની જ્વાળામાં આખું વિશ્વ પ્રજળી રહ્યુ છે. મહાશક્તિ રાસડા ખેલે છે...વિશ્વ જનનિ અમને આ યાતનામાંથી ઉગારે એવી અમ લાખો કરોડોની પ્રાર્થના છે ]

શક્તિનાં તાણ્ડવ ખેલાય,
આજ અહા ! શક્તિનાં તાણ્ડવ ખેલાય (ટેક)
વિશ્વ કેરા વિશ્વ માંહ્ય દાવાનળ સળગિયો,
જ્વાળા ભયંકર ભળાય : આજ અહા !૦
લાખેણાં લાખોની નાડી-નસો તૂટતી,
શક્તિનાં ખપ્પર ભરાય : આજ અહા !૦
લોભ કેરો થોભ નહિ, મદ-મત્સર વાધિયા,
માનવતાનો અસ્ત થાય : આજ અહા !૦
કંઠ માંહ્ય શોષ, લોક ધાન્ય વિના ટળવળે !
ભૂખ-દુઃખે પ્રાણો તણાય : આજ અહા !૦
સૌમ્યપણું નષ્ટ થયું, વીરપણું ભ્રષ્ટ થયું !
દયા-કૃપા કાંઈ ના જણાય : આજ અહા !૦
છેલ્લે નમન કરી શક્તિ પાસે યાચીએ-
સુખ સમૃદ્ધિ સધાય : આજ અહા !૦

ઉમિયાશંકર ઠાકર કોવિદ્

# પ્રાચીન રાસ ગરબા

૧ માતાજીના ગરબા,

૨ રાસ લીલાના ગરબા,

૩ ભક્તિ રસના ગરબા,

૪ લોક જીવનના રાસડા,

પ્રાચીન લોક ગરબા-રાસ રાસડાએ મને નાનપણથી આકર્ષ્યો હતો. રાતોની રાતો હું ગરબા સાંભળવા તલ્લીન બની જતો. તેમાં * "મેના ગુજરીના રાસે તો મારા હૈયાને કામણ કરી લીધુ હોય તેમ તેને સાભળવા ઠાકરડા જેવી કોમોના ફળિયામાં એકલો બેસી રહેતો. સ્ત્રી પુરૂષના સમુહમાં આ રાસડાની રસઝટ પડતી. તાલીઓના તાલ, અને પગના ધમકાર, સાથે કાયાનાં ઝુલણાં લેતાં નરનારીઓ ઉછળી ઉછળીને રાસડા લેતાં ત્યારે મારું હૈયું પણ એ નર્તન અનુભવી રહેતું. એ વીરાંગનાના ગરબાને મેળવવા મેં ઘણી તજવીજ કરી-ગાનારીઓ પાસેથી કેટલીક કડીઓ મેળવી પણ ખરી પણ તેથી સંતોષ થયો નહિ. એક પળે પડીકું બાંધવાના કાગળમાં ગુજરીના રાસની કડીઓ હાથ લાગી મગજના પડીકા કરતાં પણ તે વધુ ગળી લાગી. તેના સર્વ રસદાયી ગીતને ગાતા હું થાકયો નથી. એવા તો કેટલાય લોક ગીતો છે કે તેની દર્દીલી વાણી, મીઠી હલક, ઉર્મીના ઉધાડ આપણા દીલમાં સાંસરવા ઉતરી જાય છે.

આપણા નવા કવિઓને તે લોક-ગીત જોઈ જવાની વિનંતી કરું છું ક્યાં આપણા અનઘડ સંસ્કૃત પ્રચુર-ચોકઠામાં જડાયેલા જડ-રાસ અને કળવા ફૂલ જેવા-મીઠા મધ સમા ધૂંટાઈ ગળાયેલા રાસ" તેનેતો લોક હૃદય આકર્ષ્યું છે. વરસો થયા છતાં ચિરંજીવ રહ્યા છે. એકના મુખેથી બીજાને મુખે નવજીવન પામી અમરત્વને પામતા ગયા છે. આપણા લાડીલા લોક કવિ. શ્રી. મેઘાણીએ તેને પુસ્તકના પાને ચિતરી ગુજરાતનું વેરણ છેરણ થયેલુ અમોલુ ધન ગુજરાતને ચરણે ધર્યું છે ગુજરાત તેનું હંમેશાં ઋણી રહેશે. તેમાં રસનાં સરોવરો ભર્યાં છે. રામ રસિયાઓ પીવાય તેટલાં પીજો અહીં મેં પાંચેક સુંદર કૃતિઓ રજુ કરી છે તેની ચર્ચામાં નહિ ઉતરતાં તેનો રસ સ્વાદ લેવાનું રસિયાને સોંપુ છું.

સંપાદક

---

* મેના ગુજરીનો રાસ જેટલો મળી શક્યો તેટલો આ સંગ્રહમાં રજુ કર્યો છે.

# " રાસ લીલા "

[ મહાકવિ પ્રેમાનંદે તેમના દસ સ્કંધમાં કૃષ્ણ ગોપીના રાસખેલનનું રોમાંચીક વર્ણન આપેલુ છે તે છંદબદ્ધ હોવા છતાં સુંદર રીતે રજુ કરેલું હોવાથી કાવ્ય રસીકોને જરૂર ગમી જશે ]

આનંદ કંદ નંદ નંદ, છંદ રાગ રાગણી,
વેણુ વાય ગીત ગાય, સકલ સહુ સોહામણી,

રૂપ સરસ સોળ વરસ, રમે અંક લેઇ લેઇ,
ગોપાળ લાલ શરદ કાળ, રમે રાસ થેઈ થેઇ.

સ્વરૂપ શ્યામ કોટી કામ, વામ દક્ષિણે સુંદરી,
ગોપી સાથ મધ્ય નાથ, હાથ લે સ્કંધે ધરી,

કંદર્પ દર્પ, તર્પ તર્પ, માંહે બાંહે દેઇ-દેઇ,
ગોપાલ લાલ સરદ કાલ, રમે રાસ થેઇ થેઈ,

ઝમક તાલ. બીજલાલ, રસાળ ગીત લાખત,
ભ્રમણ રમણ નેહ નમણ, રૂપ હૃદે રાખતી,

અધર ડસે, ચીર ખસે, હસ્તે તાલી દેઇ દેઈ;
ગોપાળ લાલ શરદકાલ, રમે રાસ થેઇ થેઈ.

ચિત્ત ચોરણી કો ગોરટા કો શ્યામળી સોહામણી,
કો સોહિની મન મોહિની, કટાક્ષ કીકી કામની,

રાસ રમણ ભ્રમણ નમણ, લીલા કહુ કેઈ કેઇ;
ગોપાળ લાલ સરદ કાલ, રમે રાસ થેઇ થેઈ

મહાકવિ પ્રેમાનંદ



# " ગાગરનો ગરબો "

[ શક્તિના અમર ગરબાઓ રચનામાં વલ્લભ ભટ્ટનું નામ સૌથી મોખરે આવે છે. તેમનો 'ગાગરનો ગરબો' અલૌકિક અને વિરાટ કલ્પનાનો નમુનો છે ]

ગગન મંડલ કેરી ગાગરી રે મા.
સુન્દર સકલ શોભા ભરી રે મા
આપે ભવાની ઉમંગ શું રે મા.
નવ ગ્રહોમાં સૌથી વડો રે મા.
આદિત્ય અખંડ કર્યો દીવડો રે મા.
જળ હળ જ્યોત ઝિંઝ ઝોળશું રે મા.
ઊગ્યો શશી તે કળા સોળ શું રે મા.
કોણ કળે ભગવતીના ભેદને રે મા.
કોડિયું કર્યું તે માયે મેદની રે મા.
વાટ વિશાળ મધ્ય મેરની રે મા.
યોજન પચાસ લક્ષ ફેરની રે મા.
સાતે સાગર ભર્યાં ઘી તણા રે મા.
એવા બહુ બેલ બહુચરા તણા રે મા.
કચ્છપની ગાદી કરી ખરી રે મા.
મહા માયાએ માથે ધરી રે મા.
માને મળી તે મન લાગની રે મા.
ઉપર ઉઢાણી શેષ નાગની રે મા.
અકલ આકાશની આંકણી રે મા
ગાગર ઉપર ધરી ઢાંકણી રે મા.
ત્રણે દેવ ગાગરમાં વસે રે મા.
સદા સમીપે ન જૂદા ખસે રે મા.
નિરખી શોભા જે સુખ સાગરી રે મા.
ચૌદ લોક ચલ્યા માની ગાગરે રે મા.

વલ્લભ ભટ્ટ

☆

# " હિંડોળો "

[ સ્વામી નારાયણ પંથના શ્રી સહેજાનંદ સ્વામી માટે તેમના કોઈ અનુયાયી ભકત કવિએ આ ગરબો રચ્યો છે તેની સરળ ઝરણા શી વહેતી વાણી આપણને જરૂર મુગ્ધ કરશે ]

વડતાળે ફૂલવાડી રે હિંડોળો આંબાની ડાળ્ય
રૂપા કડાં બે ચાર વાલો મારો હીંચે હિંડોળો
આંબાની ડાળ્ય

સોનાની સાંકળે નાગર્યો રે હિંડોળો આંબાની ડાળ્ય,
રૂપા કડાં બે ચાર વા'લો મારો હીંચે હિંડોળો
આંબાની ડાળ્ય.

માથે મોવાડાં મોળિયાં રે હિંડોળો આંબાની ડાળ્ય
ખંભે ખાંતીલો ખેસ વા'લો મારો હીંચે હિંડોળો
આંબાની ડાળ્ય.

બાંયે બાજુ બંધ બેરખા રે હિંડોળો આંબાની ડાળ્ય
દસે આંગળીએ વેઢ, વા'લો મારો હીંચે હિંડોળો
આંબાની ડાળ્ય

કેડે કટારાં વાંકડાં રે હિંડોળો આંબાની ડાળ્ય,
મરઝલડી તરવાર્ય, વાલો મારો હીંચે હિંડોળો
આબાની ડાળ્ય

પગે રાઠોડી મોજડી રે, હિંડોળો આંબાની ડાળ્ય,
ચાલે લટકતી ચાલ્ય, વાલો મારો હીંચે હિંડોળો
આંબાની ડાળ્ય

☆

# “ મોટાં ખોરડાં ”

[ મોટા ઘરના ખોરડાંમાં કેવું દારૂણ દુઃખ હોય છે તેનો આ રાસમાં હૃદય ભેદક ચિતાર છે. એકજ ગામમાં પિયરીયું છે. મા તેને સુખદુઃખની વાત પૂછે છે દિકરીને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં હોય છે...નાદાન નણંદ ભંભેરણી કરે છે. અને પછી......જે કરૂણ ચિત્રણ રજુ કર્યું છે તે વાચકભાઈઓ પોતેજ વાંચી લે તે ઈષ્ટ છે. ]

ગામમાં સાસરૂં ને ગામમાં પિંરિયું રે લોલ, દીકરી કેજે સુખદુખની વાત જો,
કવળા સાસરિયામા જીવવું રે લે

સુખના વાગ તો માતા વહી ગયા રે લોલ, દુઃખનાં ઊગ્યાં છે ઝીણા ઝાડ જો,
કવળા સાસરિયામાં જીવવું રે લે

પછવાડે ઊભી નણદી સાભળે રે લોલ, વહુ કરે છે મોટા ઘરની વાત જો,
વહુએ વગોવ્યા મોટાં ખોરડાં રે લે

સાસુએ જઈ સસરાને સંભળાવીયું રે લોલ, વહુ કરે છે મોટા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લે

સાસરે જઈ જેઠને સંભળાવીયું રે લોલ, વહુ કરે છે મોટા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લે

જેઠે જઈ પરણ્યાને સંભળાવીયું રે લોલ, વહુ કરે છે મોટા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લો

પરણ્યે જઇ તેજી ઘોડો છોડીયો રે લોલ, જઈ ઉભો ગાંધીડાને હાટ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લે

અધશેરો અમલીયો તોલાવીયો રે લોલ, પાશેરો તોળાવ્યો સુમલખાર જો.
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લે

સોનલા વાટકડે અમલ ઘોળીઆ રે લોલ, પીવો ગોરી નકર હું'પી જાઉં જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લો

ઘટક દઈને ગોરાંદે પી ગયાં રે લોલ, ઘરચોળાની ઢાંસી એણે સોડય જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લે

આટકાટનાં લાકડાં મગાવીયાં રે લોલ, ખોખરી હાંડીમાં લીધી આગ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લે

પે'લો વિસામો ઘરને ઉબરે રે લોલ, બીજો વિસામો ઝાંપા બહાર જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લો

ત્રીજો વિસામો ગામને ગાદરે રે લોલ, ચોથો વિસામો સમશાન જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લો

સોનલા સરખી વહુની ચે' બળે રે લોલ, રૂપલા સરખી વહુની રાખ જો,
વહુએ વગોવ્યા મોટાં ખોરડાં રે લો

બાળી ઝાળીને જીવડો ઘેર આવ્યો રે લોલ, હવે માડી મંદિરિયે મોકળાશ જો,
ભવનો ઓશિયાળો હવે હું રહ્યો રે લો

# " મેના ગુજરી "

[ આરંભમાં 'મેના ગુજરી' મદમસ્ત ગોવાલણી રૂપ ધરી બાદશાહને જોવા જાય છે. બાદશાહ સાથે વાદવિવાદમાં મેના રાણી તેના શીલ અને સંયમને યોગ્ય તેવા જવાબ આપી મ્હાત કરે છે. બાદશાહ તેને તેની બાદશાહત જોવા લલચાવે છે તેને એવા સણસણતા જવાબો વાળે છે કે છેવટે તે બેડીમાં પડે છે ત્યાં તેની વીરતાએ ગુર્જર લશ્કર રણે ચઢે છે અને છેવટે બાદશાહ સલામત **"ગુજરી હુમારી બેન છે"** તેમ કહી તેને મુક્ત કરે છે. લોક કવિએ આ વીર રમણીનું ચિત્ર એવું બહુ રજુ કર્યું છે કે તમારા દિલને તે જરૂર સ્પર્શી જશે. ]

કે કાબુલસેં બાદશાહ ચડે ને સારી દિલ્હીકા દિવાન રે,
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયામસ દેખન જાઉં રે.
કે હાથમેં લઉં લાલ બેડલું પનિહારણ બનકે જાઉં રે,
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉં રે.
કે હાથમેં લઉ ફુલ છાબડી મેં માલણ હો કે જાઉં રે.
કે ફુલ ફગરતો ઘાઘરો સાળુડે હસબી કોર રે,
કે કડલાં કાંબી અણુવટ વિંછવા ઝાંઝરનો ઝમકાર રે,
કે બાંયે બાજુ બંધ બેરખા અને દસ આંગળીયે વેઢ રે,
કે કાને કલાફુલ શોભતાં ને વળી ઝીણી ઝબુકે ઝાલરે,
કે કોટે પાટિયાં શોભતાં અને કંઠે એકાવળ હાર રે,
કે લીલી ગજનું કાપડું ને ગજ મોતીનો હાર રે,
કે કાને તે વાળીઓ શોભતી ને ટીલડી તપે લેલાટ રે,
કે બાલે બાલે મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સૂરજ ભાણ રે,
કે છોટી મટૂકીમાં દહીં જમાયો દૂધ લીયો મણ ચાર રે,
કે ચલી ગુજરીયાં દહીં બેચનકુ બાદશાહ કે દરબાર રે,
કે અઈયર લ્યો કોઈ મઈયર લ્યો કોઇ લ્યોને મીઠડાં દૂધરે,
કે હાટે મોહ્યા હાટ વાણીયા ને ચોરે મોહ્યા ચોપદાર રે,
કે બાદશાહ કેવે સૂણ ગુજરી તુમ સુણો હમારી વાત રે,
કે કાથ કથીરમાં કયા પહેરના ગોરી પહેરો સોના સેરરે,
કે કાથ કથીર મેરે બોત ભલે, તેરે સોને લગા દઉ આગરે;
કે કાળી કામળ મેં કયો ઓઢના ગોરી પહેરો દખણી ચીરરે,
કે કાળી કામળ મેને બોત ભલી, તેરે ચીરકુ લગાદઉ આગરે;
કે હિંદવાણી તું હરામ જાદી બાદશાહકુ દેવે જવાબ રે,
કે બાદશાહ કહેવે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાત રે,
કે મકના હાથી અજબ બન્યા, ગોરી હાથી દેખન આવરે.

કે દહીં દૂધની તો નદી ચલાવું, માંખણુ બાંધુ પાજરે.
કે ચલ ગુજરી મેરે દિલ્હી શેરમેં, કુંવર દેખન આયરે,
કે તેરે કુંવરમેં કયા દેખના મેરે ઘેર એસા ગોવાળ રે,
કે ચલ ગુજરી મેરે દિલ્હી શહેરમે રાણી દેખન આયરે.
કે તેરી રાણી મેં કયા દેખના મેરે ઘેર એસી પનિહારી રે,
કે બાદશાહ કહેવે સુણુ ગુજરી તુમ સુણો હમેરી બાત રે,
કે મેરી મૂછો અજબ બની, ગોરી મૂછોપે મોહીઆવ રે,
કે તેરી મૂછો મેં કયા દેખના મેરે બકરેકું એછા પૂછ રે,
કે કિયું તમારૂં સાસરૂં ને કિયા પુરૂષ ઘેર નાર રે,
કે ગઢ ગોકુળ મારૂં સાસરૂં ને ચંદા પુરૂષ ઘેર નાર રે,
કે કોણુ દેશની ગોવાલણી ને શું છે તારૂં નામ રે,
કે ગઢ માંડવની ગોવાલણી ને મેના ગુજરી નામ રે,
કે છોટી મટકીકા મૂલ કરો ગોરી ઉસકા કયા હોય મૂલ રે,
કે છોટી મટકી કા મુલ કરો તો તેરી શુદ્ધ બુદ્ધ જાવે ભૂલરે,
કે છોટી મટકીકા મુલ કરૂં તેરી દીલ્હી હો જાવે ડુલ રે,
કે અક્કડ છક્કડ ગોરી કયા બોલતી કંઇ છક્કડ લગાઉં દોચારરે,
કે ગુજરી કહેવે સુણુ બાદશાહતું સુણો અમારી બાત રે, -
કે મારૂં તમાચા ઉડ જાય પઘેડી મુખડા હો જાય લાલ રે,
કે ટકે ટકે તેરા ટટ્ટુ વેચાઉ ને દમડી કા દસ ઊંટ રે,
કે ટકે ટકે તેરી ઢાલ વેચાઉ ને બે કોડી તલવાર રે,
કે બાદશાહ તો ગુસ્સા લગાને ડાલી બેડી માંય રે,
કે બ્રાહ્મણ વીરા વીનવું તને આલુ હૈયાનો હાર રે,
કે કાગળ જઇને આપજે મારા હીરીયા દેરને હાથરે,
કે હીરીએ કાગળ વાંચીયો ને ભાઇ ગુજરી પડી બેડી માંય રે,
કે તાણી બાંધો ભાઇ ઢાલ તરવાર ને તાણી બાંધો હથિયારરે,
કે શુરા હોય સો સાથ ચલો ને નહિ કાયરકા કામ રે,
કે ગુજરી રહીને બોલીયાં તે બોલ્યાં એકજ બોલ રે,
કે હીરોઓ પહેરે કાંચળી ને હથિયાર મુજને આલરે,
કે બાદશાહ સાથે એસી લડુ મેરા જુગમાં હો જાય નામ રે,
કે તલવારોની તાળી પડે, ને બરછી ચાવે પાન રે,
કે વચમાં રાખો ગુજરી ભાઇ જીતે તે લઇ જાય રે,
કે તલવારોની તાળી પડી ને લોહીના વરસ્યા મેહ રે,
કે [illegible]

# " ગોકુળ ગામ રળિયામણું "

સંપાદીકા : કુ. બારકુંવરબા.

[ શ્રી કૃષ્ણ અને રાધાજી સોની પાસે જુદા જુદા આભૂષણ ઘડાવે છે. તે આભૂષણોની યાદી આ ગીતમાં ગૂંથી છે. ]

( રાગ-ઢોલે રમું હરી સાંભરે )

એક ડુંગર ઉપર દેવડી રે તીંયા સોનું ઘડે સોનાર રાજ
ગોકુળ ગામ રળિયામણું રે. ટેક
કાનજી ઘડાવે વેળીયાં રે, રાણી રાધા ઘડાવે હાર રાજ–
ગોકુળ ગામ રળિયામણું. ૧
ઘડયા ઘડયા મોહનજીના બેરખા રે,ઘડયા ઘડયા રાધાજીના હાર રાજ-
ગોકુળ ગામ રળિયામણું. ૨
કાનજી ઘડાવે વીંટીઓ રે. રાણી રાધા ઘડાવે નથ્થરાજ,
ગોકુળ ગામ રળિયામણું રે. ૩
ઘડી ઘડી મોહનજીની મેખલા રે ઘડી ઘડી રાધાજીની તાંત રાજ–
ગોકુળ ગામ રળિયામણું રે. ૪

# " વીરને શિખામણ "

સંપાદીકા : કુ બાકુંવરબા

[ લોક બાલિકા પોતાના રસીયા વીરને શિખામણ આપે છે કે " ઇંટ પડી " ગામતે રસ્તે તું મહેલ ચણવિજે ને ચાર જાતીની ચાર સ્ત્રી પરણજે. તે ચારે પોત પોતાના જાતી સ્વભાવ પ્રમાણે કામ કરશે.

આ ગીત ગ્રામ્ય બાલાઓ રસથી ઝીલે છે. સંપાદીકા– ]

[ લોકગીત ]

રસીયા ઇંટ પડી મારગડે, મો'લ....ચણાવ જો રે ટેક
રસીયા પેલીરે પરણજો, નાગરાણી, બ્રાહ્મણી રે
રસીયા, બીજી રે પરણજો, કુલ ગરાસણી રે
રસીયા ત્રીજીરે પરણજો, વાણીયણ વેવલી રે
રસીયા ચોથીરે પરણજો, કણબણ કામઢી રે ૧
રસીયા રસોઇની કરનારી, નાગરાણી, બ્રાહ્મણી રે
રસીયા ચાકળાની બેસનારી, કુલગીરાસણી રે
રસીયા પાણીની ભરનારી, વાણીયણ વેવલી રે
રસીયા દરણાંની દળનારી કણબણ કામઢી રે ૨
રસીયા ઇંટ પડી મારગડે, મોલ ચણાવજો રે



## વ્હાલમને

આવોને આવો મારા વ્હાલમારે
એવું રટતી એકલ નારરે
પ્રિતમ કયારે પધારશો.
વાટો તો જોઇ જોઇ થાકી ગઇ રે
વસમી વાટો ત્હારી લાગે રે
પ્રિતમ કયારે પધારશો.
હૈયાનું દર્દ હું કોને કહું જઈ
હૈયું હંમેશ બળી જાતુ રે
પ્રિતમ કયારે પધારશો.
આવ્યા અષાડી મેઘ વાદળ બંધાયાં
આભે ઝબુકે છે વીજ રે
પ્રિતમ કયારે પધારસો.

એકલી અટુલી હું તો સમસમીને રહું છું
દુઃખડાં તે દૂર નવ થાય રે
પ્રિતમ કયારે પધારશો.
મોહના ટહુકાર સુણી મનડું મુંઝાય છે
મનડાનો મોર બહુ દૂર રે
પ્રિતમ કયારે પધારશો.
જાપ તપ દાન વડે પ્રભુને વિનવું.
વ્હાલમ કયારે પધારો રે
પ્રિતમ કયારે પધારશો.

સુકેતુ



## સતામણાં

સંપાદક : શ્રી. કનૈયાલાલ ગિરધરલાલ વૈદ્ય

[ લોક—રાસ ગુજરાતના પુરાણા ભવ્ય ભૂતકાળનો મહા અદ્દભુત અણમોલ ખજાનો છે ગુજરાતીઓનું એ પરમ દુર્લભ જીવન-ધન છે. ગરવી ગુર્જર લલનાઓના કુસુમથીયે કોમળ–અતિ મૃદુ–ભાવ ભર્યા હૈયેથી કો ધન્ય પળે શ્રવેલા રસ-ધોધતું નિતરેલા અજબ અમિ-વારિનું અમર સંગિત છે.

અને ખરે જ! ચંદ્રની મનોહર ચાંદનીમાં રમ્ય ઉપવન કે સરિતા ઓવારે બેઠે બેઠે કો ગાંધવી કે કિન્નરીનેય ઘડીભર શરમાવી દે એવું, રસ-સુંદરીઓના મીઠા મધુરા હલકથી ગાવાનું એ અમર સંગિત સાંભળવું એ પણ માનવી-જીવનની એક અપૂર્વ મોજ છે.

ભવ્ય ભૂતકાળના ગૌરવભર્યા લોક-સાહિત્ય તરફ જનતા ઢળી છે. ખરેજ, એને હૈયે લોક-સાહિત્યની અજબ ભૂખ જાગી છે. જામ ભરાતાંજ જાય છે–પીવાતાંજ જાય છે છતાંય તૃષા નથી છીપતી લોક-હૈયું આજ માગે છે–ઉત્કંઠિત હૈયે અધિર થઈ થઇને હજુય માગે છે–દ્યો. અમને દ્યો અરે! અમને કોઈ લાવી દ્યો રસામૃતનાં જામ અમારે પીવાં છે–ધરાઇ ધરાઇને પીવાં છે–છેક નશો ચઢે ત્યાં સુધી–ને એની અજબ ખુમારીમાં અમારે મસ્ત બનીને મ્હાલવું છે!

ભલા, જનતાની આ પ્રેમ-તૃષાને કયો સહૃદયી ઠુકરાવી શકે–એની આ અજબ તથા

નિવારવા કોણ ઇન્કાર કરી શકે ? તેમજ આ નમનોની સદામ અજાણ્યુ એવા ભાઈ શાન્તિકુમાર પંડયાની પ્રેમ-ભરી માગણીય મારાથી ઠુકરાવી નહિં શકાઈ.

લોક-સાહિત્યના મારા અપ્રગટ પુસ્તક "અભિધાર"નો એક પ્રસંગ લઈ, પુરાણા ભવ્ય ભૂતકાળ પરથી પડદો ઉંચકી મ્હેં અહીં એક રસ-જમન ધર્યું છે. પ્રેમ-ઘેલી જનતા એમની સ્હામે ધરાયલા મારા આ રસ-જમનને સહર્ષ સત્કારશે અને હૃદયે પરમ આલ્હાદ અનુભવશે, તો આ નાચીજ જીવનને ધન્ય સમજીશ. સંપાદક]

[ ગ્રામ્ય-લલનાઓમાં મીઠા હલકે હોંસે હોંસે ગવાતો : હૈયાં હિલોળે ચઢાવતો : મસ્ત-રસની સરિતા રેલવતોઃ ગાનાર-ઝીલનાર અને સાંભળનાર એમ ત્રણેય હૃદયોને એકી સામટાં ડોલાવી આનંદ તરંગે હીંચવતોઃ મીઠો-મધુર ને મસ્તી ભર્યો આ રમતીયાળ રાસ, હૈયાં હસાવતી વાણીમાં કોઈ લોક કવિએ આલેખેલો છે.

અંગે અંગમાંથી જોબનનાં પૂર ઉછાળી રહેલું કોઈ કાઠી રજપૂતનું પ્રેમાળ જોડલું કાઠીયાવાડના કોઈ એક ગામની બજારમાં સાંજ ટાણે ફરતું ફરતું મોચીડાની હાટડીયે છાનું છાનું આવે છે. કસબી મોચીડાની નાની શી હાટડીયે કોઈ મખમલ પર મેના પોપટવાળી, તો કોઈ કળાયલ મોર કાઢેલી, એમ એક એકથી અદેરી, સોનેરી ઝીકથી ભરેલ મોજડીયું ઝૂલી રહી છે. કાઠીયાણીની મસ્ત છાતી એ જોઈ જોઈ હરખથી ઉંચી નીચી થાય છે. વાંકા અંબોડાવાળી જોબનવંતી સુંદરી એક એકને ભૂલી જવાય એવી મોજડીયો લેતી ને મૂકતી, આછેરા ઘુંઘટ પટમાંથી "આ નહીં, પેલી લ્યો ! પેલી નહીં, ઓલી લ્યો !" એમ મીઠડા ટહુકા કરી કરી પિયુને હળુએથી સમજાવી રહી છે. કાઠીયાણી પર ઓછો ઓછો થય જાતો જુવાન, મરક મરક હસતાં પ્રિયાનુ મન માને એવી રૂપાળી મોજડીયું લઈ દે છે. જુવાનના હાથમાંથી મોજડીયું લેવા હાં ..કે કાઠીયાણી જ્યાં હાથ લાંબો કરે છે, ત્યાં તો છુપાઈને એટલી ઉભી ઉભી ક્યારની આ બધીય તાલ જોયા કરતી ને હૈયામાં હરણાં કૂદાવતી કોઈ તોફાની બાળાના હૈયામાંથી ઓચીંતો મશ્કરી ભર્યો મીઠડો સૂર સરી પડે છેઃ

એ........મોજડી વસાવે વીરો મારી કાજે રે,<br>
પસે ભાભીલડીની કાજે<br>
અવળે હુંબાડે રાણી કાઠીયાણી રે !

"એ...મોજડી ખરીદી તો ભલ્લે ખરીદી; ને હાથમાં લીધી તોય બા ભલ્લે ! પણ હે અવળા અંબોડાવાળાં ગણી કાઠીયાણી! ઈ રૂપાળી મોજડીયું કાંઈ તમ કાજે નથી ખરીદાઈ ! ઈ તો મારા માડીજાયા વીરે મારેજ કાજે ખરીદી સે. માટે તમે તો હવે ઈ મોજડીયુંની આશાજ મેલી દેજો. તમારે જો મોજડીયુંજ જોતી હોય, તો મારા વીરાને કોઈ બીજી વાર કે'જો. ઈ લઈ દેશે."

બાળાના મશ્કરી ભર્યા બોલ જુવાન બેલડીને કાને પડતાંજ ચમકીને એ ઝટ પાછું જોવે છે, પણ એ પહેલાં તો પેલી ચાલાક બાળા સરરર સટ્ટ કરતી કોણ જાણે ક્યાંય છટકી જાય છે; ને આશ્ચર્યમાં ગોથાં ખાતું કાઠી જોડલું ત્યાંથી સરકતું ધીરે ધીરે માનવ મેદનીમાં અલોપ થાય છે!

થોડીવાર થાય છે, ત્યાં તો વળી પાછું પારેવાની પેઠે ઘુમતું ઘુમતું પેલું પ્રેમાળ જોડલું મણીયારાની હાટડીયે રૂપાળા ચૂડીલા ખરીદવા આવે છે. મણીયારાએ પોતાની બધીયે કારીગરી ખરચી નાખીને ને રાત દિ'ના અખંડ ઉજાગરા વેઠી વેઠીને ઘણી મહેનતે તૈયાર કરેલા કોરા ને કડકડતા ટપે ચૂએ એવા હાથીદાંતના રાતાચોળ ચૂડીલાને વારાફરતી જોતી ને આમ તેમ ફેરવતી હોંસીલી કાઠીયાણી તેમાંથી એક જોડય પસંદ કરે છે. કાઠીયાણી પર મરી પડતો કાઠી મલકતે મ્હોંયે, પ્રિયાને પસંદ કરેલ ચૂડીલાના મ્હોં માગ્યાં મૂલ ચૂકવે છે જોબનવંતી પદમણી, પિયુને લઇ દીધેલ એ સોહાગણના શણગાર ચૂડીલાને આછેરા રેશમી સાળુના પાલવડાને છેડે બાંધીને જ્યાં સોડીયામાં ઘાલવા જાય છે; ત્યાં તો ક્યાંકથીયે વળી પાછો મશ્કરી ભર્યો મીઠો સૂર રેલે છે:

" એ........ચૂડીલા વસાવે વીરો મારી કાજે રે,
પસે ભાભેલડીની કાજે
અવળે હંબોડે રાણી કાઠીયાણી રે !

" વોય ભાભી! ચૂડીલા ખરીદ્યા તો ભલ્લે ખરીદ્યા, ને સોડીયામાં ઘાલ્યા તોય ભલ્લે! પણ હે મારાં વાકાં ને અવળા અંબોડાવાળાં મરગાનેણી ભાભી! ઇ ભારે મજાના રાતાચોળ ચૂડીલા કાંઈ તમ કાજે નથી ખરીદાયા! ઈ તો મારા વીરાએ મારેજ કાજે ખરીદ્યા સે. હમજ્યાં ને? માટે તમે તો હવે ઈ ભારે હરખથી સોડીયામાં ઘાલેલ ચૂડીલાની આશાજ મેલી દેજો. તમારે જો ચૂડીલાજ જોતા હોય, તો તમારા પેઇણને કોઇ બીજી વાર કે'જો ઈ ઘણુંય લઈ દેશે "

માથે જાણે વીજળી ન પડી હોય! એમ કાઠી જોડલું ચમકે છે. પોતાને આમ વારેવારે કોણ ટપાકી રહ્યું છે—આવાં મીઠાં મધુરાં મશ્કરી ભર્યાં વેણ કોણ સંભળાવી રહ્યું છે, તે જોવા એ ઝટ પાછું વાળીને જોવે છે; પણ માનવીયુંની અથાગ અથાગ ભીડને ઓથે લપાઇને ઉભેલી ઓલી ટચુકડી બાળા, આ જુવાન જોડલાંની નજરે એમ કંઇ ચડેય ખરી? પળે પળે આશ્ચર્ય પામતી બિચારી જુવાન જોડલી છેવટ કંટાળીને ત્યાંથી હાલતી થાય છે; ત્યારે આની ગમ ભારે ગમ્મત કરતી બાલિકા પણ હસતી રમતી ને તાળોટા પાડતી, ભાઈ ભોજાઇની પૂંઠ પકડવા પાછી પલકવારમાં કેડે પડે છે.

આમ જુવાન જોડલું—પ્રેમી યુગલ એક પછી બીજી—પછી ત્રીજી—એમ દોસી, સોની, દરજી, સરૈયા, તંબોળી અને માળીડાની છાનું છાનું જઇને મનગમતી ચીજો વો'રે છે. બાલિકા પણ કેમ જાણે આદુ ખાઈનેજ પૂઠે ન પડી હોય! એમ જુવાન જોડલી પોતાને જરાક ભાળી ન જાય એવી રીતે લપાતી છૂપાતી પાછળ પાછળ ભમે જાય છે; અને મીઠી સતામણી કરી કરીને, વારે ઘડીયે ભાઈ ભોજાઇને અજાયબીના ઉંડા વમળમાં નાંખી દઇને ભારે ગોથાં ખવરાવે છે. ]

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉજળાં ગોચીડા પાળે હાટ રે
અવળે હંબોડે ઓલી કાઠીયાણી રે !

મોજડી વસાવે વીરો મારી કાજે રે, પસે ભાભેલડીની કાજે

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉભલાં - દરજીડા વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

ચણીયા વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે!

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉભલાં દોશીડા વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

ચુંદડી વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે!

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉભલાં મણીયારી વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

ચૂડીલા વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે!

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉભલાં સરૈયા વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

ટીલડી વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે,

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉભલાં સોનીડા વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

કડલાં વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે!

કાઠીયાવાડની કાઠીયાણી રે ઉભલાં તંબોળી વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

બીડલાં વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે!

કાઠીયાવાડની કાઠીયાણી રે, ઉભલાં માળીડા વાળે હાટ રે
અવળે હં'બોડે બોલી કાઠીયાણી રે!

ગજરા વસાવે વીરો મારી કાજે રે, પસે ભાલોલડીની કાજે
અવળે હં'બોડે રાણી કાઠીયાણી રે!

●

# યુદ્ધ અને હિંદની પરિસ્થિતિ

શ્રી. કેશવપ્રસાદ દેસાઈ, બી. એ. એલએલ. બી.

યુદ્ધના ૨૧૨ અઠવાડીયા થઇ ગયાં છે. ચાર વર્ષની તેની મુદ્દત દરમિયાન શું શું થઈ ગયું છે તે તો આપણા સૌની નજર આગળ જ છે. જર્મનીમાં નાઝી આગેવાનો સત્તા ઉપર આવ્યા હતા. તેમનો વિચાર આખા યુરોપ ઉપર જર્મનીની સર્વોપરિ સત્તા સ્થાપવાનો હતો. જર્મનોના વેપાર માટે આખી દુનિયાના બજારોમાં તેઓ દાખલ થવા માંગતા હતા અને જર્મનીની વધતી જતી વસ્તિ માટે તેઓને સંસ્થાનોની જરૂર હતી. આ સર્વમાં ઇંગ્લંડની સત્તા તેમને નડતરરૂપ હતી એટલે આ બે વચ્ચે અથડામણુ થયા વિના છુટકો જ નહોતો. અને તેમ થયું પણ ખરું. શરૂઆતમા જર્મનીને વિજય સાંપડયો. નાઝીઓએ યુદ્ધ માટે છુપી તૈયારીઓ કરી રાખી હતી. તેમની પાસે યુદ્ધ સામગ્રીઓ સંગ્રહાયલી હતી. ત્યાં એકહથ્થુ સત્તા હતી જે જુલમથી પણ યુદ્ધ માટે ટેકો મેળવતી હતી. ઈંગ્લંડ યુદ્ધ માટે તૈયાર નહોતું. ફ્રાંસનું પતન થયું. ઇટલી જર્મન પક્ષે જોડાઈ ગયું બ્રિટન ઉપર જર્મનીએ સખત બોંબમારો કર્યો. અને સમસ્ત જગત ઉપર ત્રાસ વર્તાઇ રહ્યો. પરંતુ બ્રિટનની પ્રજાએ ધૈર્ય દાખવ્યું. "બ્રિટનની ચઢાઇ"ને નામે ઓળખાતા અવિરત બોંબમારાથી તે પ્રજા ગભરાઇ નહિ અને ધીમે ધીમે યુદ્ધ સામગ્રી તૈયાર કરી. વિમાન સંહારક તોપો, બલુનની કીલ્લેબંધી અને વધુ લડાયક વિમાનો તેમણે તૈયાર કર્યાં અને બ્રિટનની ચઢાઇનો અંત આવ્યો. જ્યારે ચાલુ બોંબમારા હેઠળ બ્રિટનની પ્રજાએ જે ધૈર્ય દાખવ્યું અને ત્યાં સઘળો વહેવાર ચાલુ રહ્યો, તેનો સંપૂર્ણ હેવાલ પ્રસિદ્ધ થશે ત્યારે એ પ્રજા કેવા ધન્યવાદને પાત્ર છે તેનો આપણને ખ્યાલ આવશે.

ત્યારબાદ તો રશીયા ઉપર જર્મનીએ ચઢાઇ કરી અને બ્રિટનને એક કુશળ અને શુરો ભાઇબંધ સાંપડયો. શરૂઆતમાં તો જર્મનો એક ઝપાટે રશીયામાં આગળ વધ્યા. પરંતુ ત્યાંના સખ્ત શીયાળામાં તેમની પ્રગતિ અટકી. અને પછી તો રશીયાએ પૂર્ણ તૈયારી સાથે સખ્ત સામનો કર્યો, લેનીનગ્રાડનું યુદ્ધ તો એક પુરાણી કહાણી જેવું હવે થઇ ગયું છે. રશીયાએ પોતાની યોજના શક્તિ આ યુદ્ધમાં પુરેપુરી દાખવી છે અને જો કે હજી સુધી જર્મનોને તે પોતાની પ્રથમની હદ બહાર હાંકી શક્યુ નથી તો પણ છેક નીપર નદી આગળ તેમને રાખ્યા છે, અને અત્યારે ત્યાં જર્મનોને જરાયે ભય રહ્યો નથી.

બ્રિટીશ સામ્રાજ્યના લશ્કરોને જર્મન લશ્કર સાથે ઉત્તર આફ્રિકામાં ઝપાઝપી થઇ તેમજ ઇટલી સાથે તેમને હબ્સીનીઆમા યુદ્ધ થયું. બ્રિટને હબ્સીનીઆમાં પૂર્ણ વિજય મેળવ્યો. અને તે ઇટલી પાસેથી લઇને રાજા હેલ સીલાસીને પાછું સોપ્યું. દરમિયાન જાપાને પેસીફીકમાં યુદ્ધમાં ઝંપલાવ્યું. પર્લ હાર્બરમાં પડેલા અમેરિકન યુદ્ધ જહાજો ડુબાડયા. અને અમેરિકા બ્રિટન સાથે જોડાયું, જાપાને મલાયા, સીંગાપુર, સીયામ, બ્રહ્મદેશ અને આંદામાનનો મુલક કબજે કર્યો. પરંતુ બ્રહ્મદેશથી હિંદમાં આવી શકયું નહિ અને ત્યાંજ તે થંભી ગયું છે.

અમેરિકાએ પણ ઉત્તર પશ્ચિમ આફ્રિકામાં લશ્કર ઉતાર્યું. ઇજીપ્ત અને પાડોશી પ્રદેશમાં બ્રિટનનું લશ્કર જમા થયેલું હતું. પરિણામે લીબીયાનું યુદ્ધ થયુ અને ત્યાં મિત્ર રાજ્યોને સંપૂર્ણ વિજય મળ્યો. જર્મન અને ઇટલીનું સૈન્ય પાછું હઠયું અને તેઓ કાં તો પકડાઇ

# પુસ્તક પરિચય

શ્રી કેશવપ્રસાદ દેસાઇ બી. એ. એલએલ. બી.

**નવિન કવિતાવિષે વ્યાખ્યાનો**

વ્યાખ્યાતા : રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. ઘેલાભાઇ મેનશન, ચોપાટી મુંબઇ ૭. પાનાં ૧૮૮. કીં ૨-૦-૦

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનો થાય છે તે પેટે આ વ્યાખ્યાનો અપાયાં હતાં વ્યાખ્યાતાની ઉચ્ચ યોગ્યતા માટે,તેમનાં ઊંડાં અભ્યાસ માટે,અને તેમનાં સ્પષ્ટ કથન માટે બે મત છેજ નહિ. તેઓ પોણોસો વર્ષની લગભગમાં છે તે સમયે આટલી મહેનત લઇને, અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનો તૈયાર કરે છે તે ઉપરથી, તેમનાથી જેઓ નાનાં છે તેમણે ધડો લેવા યોગ્ય છે, આ ચોપડીના હેતુ માટે લેખક પોતાના નિવેદનમાં નીચે પ્રમાણે લખે છે.

" 'કવિતાશિક્ષણ' (ભાવનગર પરિષદ)-થી માંડીને આજ લગીનાં મારાં તમામ વિવેચક લખાણ-ચોપડીઓ, પ્રવેશકો, વિવરણો, અવલોકનો, ભાષણો, ચર્ચાઓ, આદિ-થી જે વાચકો અજાણ્યા નથી, તેઓ જાતેજ જોઇ લેશે કે એ સર્વ દગલામાં વેરવિખેર પડેલા સિદ્ધાંતો, અભિપ્રાયો, આદિનું સમગ્રભાવના દર્શને એકીકરણ આ ચોપડીનો હેતુ છે. વળી એ એકીકરણના પાયા ઉપર મ્હારાં મ તવ્યોની ઇમારત અને કંઇક ઉચ્ચતર પણ ચઢાવી છે. કાવ્ય વિષેના મ્હારાધ્યર્યો (આઇડીયાઝ) ને હવે વાચકો પાયાથી શિખર લગી એક દૃષ્ટિપાતે જોઇ શકશે......"

વિવેચનનું આ એક સુંદર પુસ્તક છે. વ્યાખ્યાનો ચાર દર્શનમાં વ્હેંચાયલાં છે. પ્રથમ દર્શન "કાવ્યભાવાના" નું છે. બીજું દર્શન "નવીન કવિતામાં લિરિક" નું છે. ત્રીજું દર્શન "વિગ્રહ કાવ્યો, વિશદ કાવ્યો" નું છે. દર્શન ચોથું "મહા કાવ્ય, આખ્યાન કાવ્ય, વર્ણન કાવ્ય, ખંડકાવ્ય : અને કવિતાને લગતા કેટલાક પ્રશ્નો" નું છે.

આ વયોવૃદ્ધ કવિ અને સમાલોચક નવીનો પ્રત્યે અતિ સમભાવ ધરાવે છે અને પૂર્વગ્રહોથી મુક્ત છે, તે આ વ્યાખ્યાનો વાંચતાં સહજ સમજાય છે. વ્યાખ્યાનોના અંત ભાગમાં તેઓ ભાવિ કથન કહે છે તે જાણવા જેવુ છે. તેઓ કહે છે કે :

"આપણી કવિતામાં મ્હને તો દેખાવા લાગ્યું છે કે આ સંક્રાંતિ કાલ આ પ્રયોગખોર યુગ આ સાધકોના બંડો પુરા થવા આવ્યાં છે."

"......યુગને સમગ્રે જોતાં તે નવે પગથિયે ચઢ્યો લાગે છે; અને એ માત્ર પગથિયું નથી, મોટી લાંબી અને પ્હોળી પગથાર છે. એક શબ્દમાં કહી લઉં તો, સંક્રાંત અને સાધક યુગ ઓસરે છે, સિદ્ધિયુગની ભરતી શરુ થઇ ચુકી છે. અને જો આપણી ક્ષિતિજ ઉપર હું જે જોઉં છું તે સાચુંજ દર્શન હોય, તો મ્હારા આશીર્વાદ છે, મ્હારા અંતઃકરણની અભિલાષા છે કે અર્વાચીન ગુજરાતી કવિતાનો આ સિદ્ધિયુગ લાંબો સમય ચાલો......વળી તેને કવિ પંખીઓના અનેકવિધ કલ્લોલ વડે મધુર સુમધુર કરી મુકો."

આ સમભાવી ઋષીશા વૃદ્ધવડીલ હજી આપણને સુબોધ આપતાજ રહે એવી આશા આપણે સૌ રાખીશું.

**અંજલી :**

લેખક: સુભદ્રા મુ. પ્રકાશક: વિનાયક પ્રહ્લાદજી મુ, હવેલીની પોળ, રાયપુર અમદાવાદ. પાકું પુઠું પાનાં ૩૦૧, કીં. રૂ. ૧-૪-૦

ગુજરાતના જુના કવિઓનાં કાવ્યો વાંચતાં જે લાગણી અનુભવાય છે તેજ લાગણી આ સંગ્રહમાંનાં કાવ્યો વાંચતાં ઉદ્‌ભવે છે, સુભદ્રા બેને લગભગ પચાસ વર્ષે કાવ્યો લખવા માંડ્યાં. તે પહેલાં તેઓ દયારામ અને પ્રેમાનંદના કાવ્યોમાં ઓતપ્રોત થઇ ગયાં હશે જ. આવાં કાવ્યોનું રટણ તેજ તેમની પૂર્વ સામગ્રી હશે ઉંડો ભક્તિ ભાવ અને આ રટણ તે બેને પરિણામે તેમને જે ઉર્મિઓ ઉદ્‌ભવી તે જ આવ્યો. આ સંગ્રહમાં ૨૯૨ કાવ્યો છે. તેમાં ૨૬૦ ભાવગીતો છે અને બાકીનાં ભગવત લીલાનાં કાવ્યો છે. ભાવગીતોમાં ઘણાં સરસ છે. એ જ એમનો પ્રદેશ છે એમ આ પુસ્તક વાંચતાં લાગે છે. આમાં તેમનું હૃદય પરોવાયલું દેખાય છે અને વાંચનારને પણ તેઓ પોતાની સાથે જ લઇ લે છે. આ ભાવગીતોમાં – ઉર્મિકાવ્યોમાં, નથી આડંબર, નથી આકાર રચવા માટેનાં ફાંફાં, નથી વાંચનાર કે ટીકાકારની બીક. તેમાં દેખાય છે તન્મયતા અને નિજાનંદ. આપણા સમાજમાંની અંતર્ગત સંસ્કૃતિને પરિણામે જ આવા દૃષ્ટાંતો નજરે પડે છે. આપણા આ સંસ્કૃતિના પ્રતિક રૂપ સુભદ્રા બેનના આ પુસ્તકથી આપણે વ્યાજબી અભિમાન લઇ શકીએ તેમ છે. આ બેન પોતાની આ માનસગંગા સંબંધી લખે છે તેમાંની થોડી પંક્તિઓ અત્રે ઉતારી છે.

મારી માનસ ગંગાનાં નીર, ધરી ધીર,
કોઇ પીજો પ્રવાસી હો વીર.
જરી લેજો આનંદ એને તીર. ધરી૦
... ... ...
સ્વાદ બે સ્વાદ એના જોશો નહી વીર,
આ તો જીવનનાં હીર. ધરી૦
... ... ...
તૃષા ન હોય તો નીર ના અગાડશો
નાંખીને કંકર કંથીર. ધરી૦
ઓજવી ભગવાન એ ભૂમીએ ઉતર્યાં
કોઇ નેહિને પાવા એ નીર ધરી ધીર
કોઇ પીજો પ્રવાસી હો વીર

પુસ્તકનું બાહ્ય અને આંતર રૂપ સુંદર છે અને કીંમત તો ઘણી જ સસ્તી કહી શકાય તેવી છે. સુભદ્રા બેનને અમે અંતઃકરણનાં અભિનંદન આપીયે છીએ.

**પગદંડીનો પંથે : લોક સાહિત્ય:**

લેખક: ઝવેરચંદ મેઘાણી. પ્રસિદ્ધકર્તા રા. બ. કમળાશંકર ત્રિવેદી. વ્યાખ્યાનમાળા સમિતિના મંત્રી. ખપાટીયા ચકલા, સુરત, પાનાં ૬૨. કીં. ૦-૧૦-૦

સ્વ. કમળાશંકર સ્મારક સમિતિ તરફથી પ્રતિ વર્ષ વ્યાખ્યાનો થાય છે તેમાં ૧૯૪૨ના જાન્યુઆરી માસમાં શ્રી ઝવેરચંદ મેઘાણીએ આપેલા વ્યાખ્યાનની આ પુસ્તકરૂપે પ્રસિદ્ધી છે. વ્યાખ્યાનો તો કેવળ હાજર હોય તેજ સાંભળે, પરંતુ પુસ્તક તો દરેક જીજ્ઞાસુ વાંચી શકે તે વિશેષ લાભ છે. શ્રી. મેઘાણીએ લોકસાહિત્યનો ઉંડો અભ્યાસ કર્યો છે. જેમને કંઠે તે રમી રહ્યું છે, તેમની મુલાકાતો લઇને તેમણે તે સાંભળ્યું છે. અને કેટલુંયે કંઠે કર્યું છે.

## ગ્રાહકોને બે બોલ

❀

ભાઈ-બહેનો,

આ અગીઆરમો અંક આપને મળશે તે પછી ચાલુ સાલનો એક અંક બાકી રહેશે તે નીયમીત પણે બહાર પડશે.

ભેટ પુસ્તક મોકલવામા ઢીલ થઇ છે. આપવાનુ નથી તેમ નોતું. એક વખત આપવાનું જાહેર કર્યા પછી પોસાય કે ન પોસાય તો પણ આપવુ જોઇએ એમ અમો માનીએ છીએ.

ભેટ પુસ્તક 'ધની વણકર' મોકલવાનું શરુ કર્યુ છે. અને તે આ માસની આખર સુધીમાં દરેક ગ્રાહકોને પહોંચી જશે જેને ન પહોંચ્યુ હોય તેમણે તુરત અમોને જણાવવુ અત્યારે પોસ્ટની અનીયમીતતાને લીધે ઘણી વખત પુસ્તકો, અંકો ગ્રાહકોને મળતા નથી. તેથી તેઓને અમારા પ્રત્યે ખોટું લાગે તે યોગ્ય ગણાય નહિ. ભેટ અમો સાદા બુકપોસ્ટથી મોકલીએ છીએ. છતાં જો ગ્રાહકોને રજીસ્ટર્ડથી જોઇએ તેમણે રજીસ્ટર્ડ ખર્ચના ત્રણ આના વધુ મોકલી આપવા. જેથી તેમને કોઇપણ જાતની સંકા વગર ભેટ મળી જશે.

—મંત્રી


# 'સ્ત્રીબોધ' અને 'બાળક'

વર્ષ ૮૭ · સં ૨૦૦૦ · છુટક આઠ આના · અંક ૧૧ મો · નવેમ્બર · ૧૯૪૩


## વિષય પ્રવાહ



★

આવતી સાલ અમો ભેટ આપવાના છીએ માટે ગ્રાહકોએ તેનો લાભ લેવો. આપ ગ્રાહક તરીકે ચાલુ રહેશો અને આપના સ્નેહીઓને ગ્રાહક થવા કહેશો.

# દીવ્ય ચેતના



રાગ—ભૈરવી તાલ-દાદરા:
[ લય—ગોધન ધણીની ભતવારી ]

ગૃહ ગૃહ નવજ્યોતી સુહાવતી હાં સખી,
ચેતના હો દીવ્ય એ જગાવતી.

નવલા કો રંગમાં (૨) ઉષા પધારતી (૨)
નવલા સંદેશડા પાઠવતી—હાં સખી ચેતના૦

શ્યામા ઉલ્લાસમાં (૨) આંગણું સુહાવતી (૨)
રંગોળી રમ્ય રચાવતી—હાં સખી ચેતના૦

સ્વાતંત્ર્ય મંત્રનાં (૨) કિરણો રેલાવતી (૨)
રશ્મિ જન ઊર ઉજાળતી—હાં સખી ચેતના૦

ગરવા ગિરિરાજના (૨) શ્રૃંગો સજાવતી (૨)
કુંજ ને નિકુંજએ શ્રૃંગારતી—હાં સખી ચેતના૦

શૌર્ય પ્રેમ ભક્તિનાં (૨) ગાનો ગજાવતી (૨)
કા'નડ શી બંસરી બજાવતી—હાં સખી ચેતના૦

નુતન સુવર્ણના (૨) લ્હાણે વધાવતી (૨)
મંત્ર ધૈર્ય શાંતિનો સુણાવતી—હાં સખી ચેતના૦

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ.

---

# ઝુલો

( જમુનાને કાંઠડે કળાયલ મોરલો )

ઝુલો મારા કા'ન તમે પારણીએ ઝુલો;
ઝુલાવતી રે ! માડી તમને હો આજ.
સોનાનું પારણું ને હીરની બાંધી દોરી,
લાડીલારે ! કાંઈ ગીત રૂડા ગાઉં........ઝુલો૦

મુખડું છે ચંદ્રસમું; તારલા શી આંખ છે,
પ્રભાતનારે ! રંગ ગાલે ઢળ્યાં......ઝુલો૦

વાયે સમીર શીત આંખડી લ્હેરાય છે,
પોઢજોરે ! ખોળે નીંદરને આજ.......ઝુલો૦

સૌ. સુભગા ચં. દેસાઈ.

# ત્યાગની મૂર્તિઓ

શ્રી. હીરાબેન કે. મોદી.

"બ્હેન ! આમ અચાનક તમારી સન્મુખ ઉપસ્થીત થાઉં છું તેથી ગભરાશોમાં હો ! હું એક..."

"પણ...પણ"

"ના ગભરાશો. હું તમારો ભાઈ છું બ્હેન !"

"પણ, તમે જાઓ. ચાલી જાઓ, મારી પાસેથી ચાલી જાઓ."

"શા માટે ગભરાવ છો !"

"મને ન પૂછો ! આપ રસ્તે પડો. કૃપા કરી જાઓ ! મારી પાસે પુરુષનો છાંયડો પણ ન જોઈએ."

"પણ હું તમારું સંકટ કાપીશ. તમને સુખી કરવાનો રસ્તો શોધી આપીશ."

"હું આપને હાથ જોડી પગે લાગું છું કે બંધુ ! મારું ભલું ઇચ્છતા હો, તો મને કાંઈ ન પૂછો. અત્યારે આપણા બે સિવાય અહીં કોઈ નથી, પણ મને એમ લાગે છે કે હજાર આંખો મારા તરફ રોષ ભરી દ્રષ્ટિથી જોઈ રહી છે. હું જાઉં છું."...યુવતિ ચાલી.

"આટલી ઉતાવળ અને બીકનું શું પ્રયોજન ? બ્હેન તને ભાઈનોએ વિશ્વાસ નથી ? નહી જા ઉભી રહે !"

"બ્હેનનું જો ભલું ઇચ્છતા હો, તો અહીંથી પલાયન કરી બ્હેનને ભયમૂકત કરો."

"સારું જાઉં છું. ભયમૂકત થા બ્હેન. સ્વપ્નેએ ન ધારતી કે કુશંકાએ આવ્યો છું. આવ્યો ત્યારે અંગમાં ઉત્સાહ હતોઃ જાઉં છું નિરાશા લઇને !"

યુવક ચાલ્યો. થરથર કાંપતી યુવતિએ પાણીનું બેડું સાફ કર્યું અને સ્નાન કરી નિર્મલ જળ ભરી ઘર તરફ વળી.

વિધિએ એને વૈધવ્ય અર્પ્યું હતું. જગતમાં તેની વ્હારે ચઢનાર કરોડો શત્રુઓના ભયમાંથી ભયમૂકત કરનાર તેના પતિથી તેને નિરાધાર બનાવી હતી. આજે સારોએ સમાજ તેના તરફ શંકાભરી દ્રષ્ટિએ જોતો હતો.

યુવતિ સંસ્કારી હતી, સદ્‌ગુણી અને ભણેલી હતી; પરંતુ વિધવાના ચારિત્ર માટે એ પ્રમાણપત્રો કામ નથી આવતાં. ઉલટાં એ પ્રમાણપત્રો તો તેના દુઃખમાં ઉમેરો કરે છે તેનું નામ હતું સરોજ.

બે વર્ષના સૌભાગ્ય પછી તેણે વિધવાને ખિતાબ ધારણ કર્યો હતો. સરોજના કમન સિબે માતા નવી હતી, એટલે એક દિવસ પણ પિયરમાં તેને માટે સ્થાન ન હતું. અત્યારે તેની ઉંમર બાવીશ વર્ષની હતી.

સરસ્વતી નદી જેટલી નિર્મળ હતી તેથીએ વધુ નિર્મળ સરોજ હતી. સરસ્વતી કુમારીકા કહેવાય છે પણ તેમાંએ અનેક માણસો મેલ ધોઈ જાય છે. પણ સરોજ તો સરોજ જ હતી, જળમાં જ જેનું પોષણ અને જન્મ થાય છે એવું સરોજ જળમાં છતાં જેમ પાણીના સ્પર્શથી અલિપ્ત રહે, તેમ સરોજ સંસારથી અલિપ્ત હતી, નદી કરતાંએ વધારે નિર્મળ હતી. પણ આ નિર્મળતાની આંકણી કરનાર પરવારી ગયો હતો. સંસાર રૂપી મહાસાગરમાં વચ્ચોવચ્ચ રહેલી સરોજ પોતાની પૂર્ણ પાંખડીઓ ખીલવા છતાં, સંસારની વ્યક્તિઓ ભૂલેચૂકે પણ પોતાના તરફ નજર ન નાખી શકે તેની સાવચેતી દરપળે રાખતી. જેવી વિકસી હતી, તેવી જ કરમાવાની રાહ જોઈ હતી.. સદ્‌ગુણોએ તેનામાં સૌરભ પૂરી હતી, વયે તેનામાં રંગ પૂર્યા હતા અને જ્ઞાને તેનામાં

અમૃત સીંચ્યાં હતાં. સંસારનાં પ્રલોભનો તેને લલચાવવા અશક્ત હતાં. ટીકાઓની સામે કમ્મર કસવાને સદ્‌ગુણોએ કમ્મર કસેલી. અપ્રિય રાખવા મથતાં સ્નેહીઓને તે સહનશીલ ગુણ વડે પરાણે પ્રિય થઈ પડેલી. સંસ્કારી હતી એટલે આજુબાજુ પાડોશમાં નકામાં બેસવું એને પસંદ નહોતું. અને આવાં અનેક કારણોથી તે બધાંની આંખમાં ખૂંચતી.

ભાનુપ્રસાદ સાથે લગ્નગ્રન્થીથી જોડાયા પછી તેણે પોતાનું જ્ઞાન વધાર્યું હતું. ભાનુપ્રસાદ સાહિત્યનો ઉમંગી હતો સરોજે તેમાં સાથ પૂર્યો સોનામાં સુગંધ ભળવા જેવું થયું. પણ કિસ્મતે તેને કસોટી પર ચઢાવી. તેનું સર્વસ્વ લુંટી લીધું. અજ્ઞાન સાસરીયાંની છાંયા નીચે મૂક સન્નારીને મૂકી સાહિત્યમાં ઝળકતો સિતારો એક દિવસ આથમી ગયો.

ભાનુપ્રસાદ ગયા પછી નવું સાહિત્ય જોવા ન મળ્યું. જે હતું તે તેનાથી સંતોષ માની સરોજ પોતાનું જીવન વ્યતીત કરતી હતી તેને જરા વાતનો વિસામો કોઈ હોય તો તેનો નાનો દેવર રજની હતો પણ તેની ઉમ્મર બારેક વર્ષની જ હતી. બાકીનાં બધાં તેની ચોકી કરનારાં હતાં. વિધવાને પુસ્તક તો હાથમાં લેવાય જ કેમ? એ વિચાર સેવનારાં હતાં. આખો દિવસ સરોજ ગૃહકાર્યમાં ગુંથાતી ને રાત્રે પુસ્તકો ઉથલાવતી.

એક દિવસ તેને ઊંઘ ન આવી. દુઃખી વ્યક્તિના પર નિદ્રાદેવીની તો પહેલી અવકૃપા થાય છે. વિચારે ચઢી ગએલા તેના માનસે આત્મસંતોષની અપેક્ષાએ ભાનુપ્રસાદના પુસ્ત[illegible]નું કબાટ જોવાની પ્રેરણા કરી અને [illegible]થી કઈક સારું પુસ્તક વાંચવાને માટે [illegible]ખ્યું. અચાનક તેના હાથમાં. એક ડાયરી આવી, તેને પહોળી કરતાં જ તેમાંથી એક ફોટો સરી પડ્યો જે પાનામાં ફોટો ગોઠવેલો હતો તે પાનામાં નીચેના શબ્દો લખ્યા હતા.

"જેની સાથે અનેક દિવસો સત્યની શોધમાં વિતાવ્યા તે મારો પરમ સ્નેહી...

"સરોજ! વ્હાલી, કદાચ આ જીવલેણ વ્યાધી મને સાચે જ સત્યની શોધમાં મોકલી દે તો આ મિત્રની તું મદદ લઈ સંસાર સાગરની પાર ઉતરજે. જાણું છું કે સંબંધીઓ તને એટલી છુટ નહિં આપે, પણ છાનું આશ્વાસન પણ તને ખૂબ કામ આવશે. આ ફોટો જોઈને તું એ વ્યક્તિને ઓળખી કાઢજે. કંઈક તારાજ ચ્હેરાને મળતો એ ચ્હેરો છે–ભાનુ."

"કોણ હશે આ વ્યક્તિ? જીવતાં કેમ ન ઓળખાણ કરાવી! કેટલો સુંદર ચ્હેરો! પણ એમને આમ લખવાનું કારણ? આનો વિશ્વાસ એમને કેમ આવ્યો?" અને પછી તો જેમ જેમ ભાનુની યાદ તાજી થતી ગઈ, તેમ તેમ અશ્રુઓ દ્વારા સ્મૃતાંજલિ અર્પાતી ગઈ. રાતના બેના ટકોરા વાગ્યા અને સાથે સાથે કોઈ ગાનારના શબ્દો સરોજના કર્ણ પર અથડાયા.

"વજ્રથીએ ઘણાં કઠણ,
પુષ્પથી પણ કોમળા.
અહો એવા મહાત્માના,
કો જાણે ચિન્તને ખરાં!"

અને તેનું ધ્યાન પછીતની બારી ભણી ખેંચાયું. પૂર્ણિમાની તે શરદ રાત્રિ હતી અને અવનિ પર ચન્દ્રનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. બારીના સ્હામે થોડે દૂર એક અગાશીમાં યુવક ઉપલુ ગાયન બોલ્યા પછી આકાશ તરફ મીટ માંડી ઉભો હતો, સરોજ તેને ઓળખી ન શકી કે તે કોણ છે, પણ તેનું મુખબિંદ તે છેટેથી પણ સ્પષ્ટ જોઈ શકી. તેને લાગ્યું કે ઘડી પહેલાં જોયેલા ફોટાના મુખને આ મુખ કંઈક મળતું છે, પણ કોઈ પુરુષના ચ્હેરાને જોવા ન કેળવાએલી યુવતિએ બારી બંધ કરી અને પથારીમાં સુઈ ગઈ.

તેને વધારે જોવું ન ગમ્યું, બીજે દિવસે સવારે તેને ખબર પડી કે રાત્રે જોએલો યુવક સવારે નવની ગાડીમાં બહાર ગામ ઉપડી ગયો હતો. અને આ વાતને આજે બાર માસનાં વ્હાણાં વાયાં.

*

"અરે રમેશ! વગર લેવા દેવા ખાલી સમાજની ટીકાનો ભોગ થવાની તારે શીદ ઉપાધી વહોરવી પડી!" સાંજે ફરવાને નીકળેલા બે મિત્રો વચ્ચે વાર્તાલાપ શરુ થયો.

"શાની ટીકા!" રમેશે કહ્યું.

"એ જ તો!"

"શું એજ?"

"તને એમાં શું મળવાનું હતું જે આ સાહસ ખેડયું?"

"પણ શાનું સાહસ?"

જરા ગુસ્સે થતાં રમેશ બોલ્યો.

"સરોજની દયા ચાહવાનું!" પ્રફુલ્લ જીજ્ઞાસુ વૃત્તિએ પ્રબોધ રમેશ તરફ જોઈ રહ્યો.

"હાં, સમજ્યો. તું એ ટીકા-મંડળમાં સામેલ છું કે નહિ?"

"હું! મને તું કેવો ધારે છે!" પ્રબોધ ઉશ્કેરાઈ ગયો.

"આ બધો સમાજ છે તેવો." દૃઢતાથી રમેશે જવાબ આપ્યો.

"કારણ?"

"કારણ તારી જાતને પૂછને"

"શું પૂછું! હું તો બધાં કારણો ખોળી, કેટલાંકને સમજાવી, કેટલાંકની આગળ તને નિર્દોષ પૂરવાર કરી, કેટલાંકના મનમાંથી સરોજના માટેનો દુષ્ટ અભિપ્રાય કાઢી નાખીને જ ઘેર આવેલો. તને ચેતાવું છું ત્યાં તું ઠીક

"બદલાની ઈચ્છાએ આટલો શ્રમ તમે ઊઠાવ્યો?"

"એ તો મારી ફરજ છે. એમાં શ્રમ શાનો?"

"તુંજ કહે છેને કે આ ઠીક બદલો આપ્યો?" પરાભવ પામેલો પ્રબોધ રમેશના સામુ જોઈ રહ્યો.

"પ્રબોધ મેં સાહસ કર્યું તે કોણે જોયું તે તું કંઈ જાણે છે?"

"ના. લોકવાયકા સાંભળી કે સરોજ પાણી ભરવા નદીએ ગએલી ત્યાં કોઇ હતું નહિ ને રમેશે તેને ઉભી રાખી તેની સાથે અર્ધો કલાક મસલત કરી."

"કોઈ હતું નહિ ત્યારે આ મસલત જોઈ કોણે?"

"જોનાર તો કોઈ હશે ત્યારેજને?"

"હાં, ત્યારે જોનાર પોતાની જાતને બાદ કરી બીજું ત્યાં કોઈ ન હતું એમ કહેવાને માગે છે ખરુને!"

"આનો શું અર્થ રમેશ? આ ચાલબાજી કંઈ સમાજ થોડી જ જોવાની છે? તું મારી આગળ ગમે એટલું વાક્ચાતુર્ય કર પણ ગામમાં શું ચાલી રહ્યું છે તે સાંભળ પછી તને સમજાશે!"

"મારે તો એ સાંભળવાની કંઈ પરવા જ નથી."

"તો બીજાની આબરૂનો તો ખ્યાલ રાખ?"

"બીજાની એટલે કોની! તારી?"

"ના."

"ત્યારે?"

"સરોજની. બિચારી એોછં મદન કરીએ

"પ્રબોધ, તું એક જ મોંથી બોલ. બેથી નહિ."

"હું શું બોલ્યો:"

"તારું પ્રથમનું વાક્ય યાદ કર."

"મેં એમ કહેલું કે વગર લેવેદેવે તારે આ ઉપાધી શીદ જોઇએ!"

"હા, હવે તું કહે છે કે બિચારી સરોજની આબરૂનો ખ્યાલ રાખ, ત્યારે તારા બોલવામાં તથ્ય શું છે એજ મને તો નથી સમજાતું"

"ભાઇ, તને દરેક વખતે આમ છે. તું મોટો ફિલ્સુફ છે, જવાદેને." પ્રબોધ બોલતો બંધ થયો.

"બસ પ્રબોધ તું એક મારાથી હારીને ચાલ્યો જાય છે? હમણાં તો કહે છે કે સમાજને સમજાવીને આવ્યો. અને તું તો મને જ સમજાવી નથી શકતો. લે બોલ હવે મારો ક્રોધ શાન્ત થઇ ગયો. મેં સરોજની સાથે મસલત કરી, તે જોનાર કમનસિબ વ્યક્તિ કોણ હતી?"

"એ તો હું નથી ઓળખતો. પણ કહે છે કે કોઇ યુવકજ હતો."

"પછી સરોજને ખુબ સહન કરવુ પડેલું?"

"અત્યંત. પણ કેટલી સદ્‌ગુણી સરોજ! તેણે ફક્ત બધાને એકજ જવાબ આપ્યો છે કે મારી સાથે વાત કરનાર કોણ હતું તે હું નથી જાણતી. અને મેં એની સાથે વાત પણ કરી નથી.

"પછી?"

પછી શું! પછી તો વાક્‌બાણોની પસ્તાવ પડી. સરોજે મુંગે મોંએ તે બધુ ખમી લીધુ ને હવે પછી પાણી ભરવા એકલી ન મોકલવી એમ બૈરાં કૉન્ફરન્સે ઠરાવ કર્યો.

"ઠરાવ પસાર થયો છે?"

બરાબર. આવા ઠરાવો તો જલદી પસાર થાય, એ કર્યાં પુનર્લગ્નનો ઠરાવ હતો કે ના પસાર થાય? પણ રમેશ! કહેતો ખરો કે સરોજને મળવામાં તારો હેતુ શો હતો?

"ફક્ત અકાળે કરમાતા પુષ્પને જળસીંચવાનો."

"તેના માળી બનીને કે"

"ના, ના, ના. તેના રક્ષક બનીને. બંધુ બનીને."

"રમેશ, અશક્ય વસ્તુ છે તે! જગત માની શકશે કે તું બંધુભાવે આ કાર્ય કરવા પ્રેરાયો છે?"

"જગતને માટે હું નથી જીવતો."

"તારે માટે જગત જીવતું હોય તોએ એ ન માને."

"મારે મનાવવું નથી."

"વિના કારણ વગોવાવું તો ખરુંને?"

"હા, અને શુદ્ધ હૃદયથી કાર્ય કરનારને તેથી દીલગીર થવાનું કારણ નથી."

"તું શુદ્ધ હૃદયથી કાર્ય કરે છે તેની ઝાંખી પણ જગતને થવાની નથી."

"અને ઝાંખી કરાવવાની મારી ઈચ્છા નથી."

"હું તારો મિત્ર છું છતાંએ સરોજ પ્રત્યે તારું શુદ્ધજ હૃદય રહેશે એમ નથી માની શકતો.

"કારણ કે તું એ હીકાકાર મંડળનો મેમ્બર છે."

"હુ મેમ્બર નથી રમેશ, તારી ભૂલ થાય છે. આ રીતે પણ તું આપણી મિત્રતાનો અંત લાવવા માગતો હોય તો તે આવે. હું તને છોડનાર નથી."

"કેમ? એવું શું મિત્રતામાં તને સાંપડયું છે?"

"એક સ્વાર્થ."

"સ્વાર્થ?! શાનો?

"તારાં લગ્ન કરી આપવાનો."

"મારાં લગ્નથી તારો સ્વાર્થ સધાય તેમાં જરૂર કંઇક કપટ સંભવે."

"ના કપટરહિત પણ સ્વાર્થ સધાય છે."

"લગ્ન! અને તે મારે માટે? અબોધ! અશક્ય બાબત આજ છે જેને તું શક્ય બનાવવા માગે છે અને તારા મનમાં કદાચ એમ પણ હશે કે રમેશ પૂછશે કે કોની સાથે લગ્ન કરાવવાનાં, પણ લગ્નનું અસ્તિત્વજ જોવાને હું નારાજ છું પછી? સમાજના કાળા ઝેર લગ્ન સંસ્થાનેજ આભારી છે. હિન્દુ ધર્મને લગ્ન સંસ્થાએ એવો સકંજામાં લીધો છે કે ભલભલા સમાજ સુધારકો નિરુત્સાહી બની પોતપોતાનાં વર્તુળ વાળીને બિચારા બેઠા છે. આ લગ્ન સંસ્થાને હું તો મારા પગ તળે ચગદી રહ્યો છું. કન્યા ન મળવાના અભાવે મેં આ વિચારો વિકસાવ્યા હોય એવું રખે માનતો."

"કદાચ સરોજનાં દુઃખો જોઇને ડરી ગયો હોય."

"ના, સરોજ સ્ત્રી છે, જ્યારે હું પુરુષ છું. સ્ત્રીપુરુષના હકનો (અકુદરતી રીતે) સમન્વય કરતાં સ્ત્રીના હજારમા ભાગનું પણ લગ્ન–સંસ્થાથી પુરુષને દુઃખ નથી એટલે મારે તો કશું સહન કરવાનુંય નથી."

"તારા વિચારો મને મુંઝવે છે. તું શું કરવા માગે છે તેજ મને તો નથી સમજાતું."

હું? હું પ્રથમ સ્ત્રી સ્વાતંત્ર્ય ઇચ્છું છું. પછી આદર્શ પ્રેમ અને એ આદર્શ પ્રેમનું બંધન કોઈ સમાજના લગ્નરૂઢી જેવા દોરડાંથી ન બંધાતું હોય પણ દૈવી પ્રેમતંતુથી એક બીજાની સાથે જોડાયું હોય અને આજીવન તેમના જીવન સાથે વણાઈ ગયું હોય.

"તો તો એ તંતુનો બીજો છેડો—બેમાંથી એક આ જગતમાંથી વિદાય લીધી તો એજ તંતુ બીજાને સાંધવા માટે તો નાલાયક નીવડશે!"

અલબત્ત! પણ એને નાલાયક સમાજ ન ઠરાવી શકે."

"ત્યારે સરોજનું પ્રેમતંતુ શું દૈવી હતું?"

"દૈવીજ હતું. એથીએ કંઈક વધારે હતું અને ભાનુએ આ જગતમાંથી વિદાય લીધી ત્યારે પ્રેમતંતુ પાતળું બની છેક સ્વર્ગ સુધી પહોંચી ભાનુના દૈવી આત્મા સાથે અભેદતા ધરાવતું બન્યું છે."

"તો પછી આવા આદર્શો સેવવાવાળી તું સરોજની સાથે વાર્તાલાપ કરવાનાં ફાં મારે અને લાગ સાધે તે યોગ્ય નથી."

"બરાબર છે તારું કહેવું. પણ તું ધારે છે એ વિચારે હું એને મળવાની ભાવના સેવતો હોઉં એમ તું માનતો હોય તો તારી બહેર મારી ગએલી બુદ્ધિને તારે તીવ્ર કરવી પડશે પણ સીધા સરોજને ઘેર જઈ તેની સાથે વાત કરવાની મારામાં હિંમત નથી એમ તું કહેતો હોય તો બરાબર છે. હું તારા વિચારોને મળતો છું."

"રમેશ તારું હૃદય કંઈક સમજી ચકું છું હવે આટલા દિવસ એમ માનતો કે તને મેં ઓળખ્યો છે, પણ ના, તારું હૃદય જરા બેટડું સમજવાની છે. પણે, તક પણ હોય તે તે આજે. તારા જેવા મિત્રની આગળ હું છુપાવવું યોગ્ય નથી. સરોજની સાથે તને વાત કરતાં જોનાર આ તારો દીલ્હોજન દોસ્ત છે. જે અત્યારે ખરા હૃદયથી તારી પાસે માફી માગે છે, સમાજમાં તને ટીકાનો વિષય બનાવતાર પણ આજ ઉદાર હૃદયી મિત્ર છે

+

કાઠીઆવાડના એક પ્રખ્યાત શહેરમાં નૌતમલાલ મવાડીનું કુટુંબ વસતું હતું. સંત-

તીમાં બે છોકરાં હતાં. રમાકાન્ત અને કમળા. નીતમલાલ સારે નસિબે કોઇ ઉચ્ચકુળમાં પરણેલા. પણ ખુદ પોતે એક હલકા કુળના હતા. નીતમલાલના સાળાએ બંને ભાણેજાંને બાળપણથી પોતાને ત્યાં રાખેલાં. રમાકાન્ત મેટ્રીકમાં પાસ થયો અને કમળાને પણ ઉત્તમ પ્રકારનું શીક્ષણ આર્યકન્યાને છાજે તેવું મળેલું મામાને પેટે કંઇ સંતાન ન હતું એટલે આ બંને છોકરાંને પોતે પરણાવવાના હતા. પણ દૈવયોગે મામા અકાળ મૃત્યુને શરણ થયા. અને તરતજ સ્વાર્થી નીતમલાલે બંને ભાઈ-બેનને પોતાની પાસે બોલાવી લીધાં. કમળા આ વખતે અગીઆર વર્ષની હતી.

એક વખત એક સાઠેક વર્ષના ભૂદેવ નીતમલાલને ત્યાં અતિથિ તરીકે આવ્યા. નીતમલાલે ચા બનાવી લાવવા કમુને કહ્યું. વડિલનો પડતો બોલ ઉપાડી લેવાને મામાને ત્યાં ટેવાએલી કમળાએ ઝડપથી બે કપ ચા બનાવી લાવી પિતાની આગળ મૂક્યા અને શીઘ્ર નીચે ચાલી ગઈ. "જોઈને કન્યા કેવી રૂપાળી છે. પિતાની મુખારવિંદમાંથી વચન ઝર્યું. કમળાએ તે નહોતું સાંભળ્યું, પણ બાજુના ઓરડામાં કંઇક વાંચવામાં નિમગ્ન થએલા રમાકાન્તના કર્ણપટ પર ઉપલા શબ્દો સંભળાયા અને તે ચમકયો. વાંચવાનું મૂકી દઈ તે બહારના ખંડમાં પિતાની પાસે આવીને બેઠો. પિતાએ તેને નીચે જવાની આજ્ઞા કરી અને તેના પેટમાં ફાળ પડી. બીજે દિવસે મહેમાન વિદાય થયા.

પિતાના ક્રોધી સ્વભાવની આગળ રમાકાન્ત અક્ષર ન ઉચ્ચારી શકયો. પણ પિતાશ્રી કમળાના લગ્નને માટે તજવીજ કરે છે એમ તે ચુપચુપ જાણી શકયો. ત્રીજે દિવસે દાગીના અને ચુંદડી સાથે એક બીજા વૃદ્ધનું આગમન થયું અને રમાકાન્તે પિતાની સાથે ઝગડો શરૂ કરી દીધો.

"બાપાજી, કમુનું સગપણ કર્યું ?"

"હા." પિતાએ જવાબ આપ્યો.

"ક્યાં?" રમાકાન્તે પૂછ્યું.

"તારે જાણીને શું કામ છે ભાઇ! ઘર સારું કુળવાન છે. ભણેલો છોકરો વિઘ્ન પડે તે માટે પિતાએ પ્રથમથી જ અણગમતો જવાબ આપ્યો. જાણે રમાકાન્તને લગ્નની વાતમાં કંઇ પૂછવાનો હકજ નહોય એ રીતે.

"પણ જમાઈ કેવો છે તે તો કહો." રમાકાન્તે જરા રોસમાં ઝણકાથી પૂછ્યું. "ઠીક છે. મોટો બહુ નથી. પીસ્તાલીશ પચાશ વર્ષ થયાં હશે, પણ પૈસા સારા છે." "તમે પૈસાની સાથે કમળાને પરણાવો છો ?"

"હવે બેસને ડાયલા. આપણી ન્યાતમાં કોણે પૈસા નથી લીધા."

"બાપાજી, આ લગ્ન હું જીવીશ ત્યાં સુધી નહિ થવા દઉં." "નીકળ બેરકુર, મારા ઘરમાંથી. પુત્ર વગર મરી જઇશ, પણ તું મારા ઘરમાં ન જોઈએ." "સારું" કહી રમાકાન્ત ઘરમાંથી નીકળી ગયો. આમ આટલી હદે પિતા કરશે એવો ખ્યાલ કુમળા મગજના રમેશને નહોતો, પિતાના ક્રોધનો ભોગ બનવા ઘેર રહેવા કરતાં હાલ તો ગૃહ છોડવું જ ઉત્તમ છે એમ માની રમાકાન્ત ચાલી નીકળ્યો. અને જે ગામમાં કમળાનું સગપણ કર્યું હતું ત્યાં પહોંચી ગયો. વેવાઈનું ઘર પૂછતાં એક બાઈએ સામો પ્રશ્ન કર્યો. "ભાઈ ક્યા ગામથી આવો છો !" ગામનું નામ સાચું દેતાં બાઈ તરતજ ઓળખી કાઢી ઘર બતાવશે એ હેતુએ રમાકાન્તે કહ્યું "ફલાણા ગામથી" અને બાઇ ખમચાણી "ભાઈ કહું કે ના કહું ?" કહો બ્હેન, જે હોય તે જલદી મારે જરૂરનું કામ છે" બાઇ એતો આજે સવારે જ દેવલોક પામ્યા છે. કન્યાને હજી કાલેજ દાગીના અને ચુંદડી મોકલાવ્યાં છે." અને મનમાં હા...શ અરે! પ્રભુ! શું નારી કળા છે કહેતો યુવક પાછો ફર્યો. પિતાજી

ઘરમાં પેસવા દે તેમ નહોતું અને તેને પણ અપમાનિત બની પાછા જવું ઠીક ન લાગ્યું એટલે એક મિત્રની મદદ લઈ અમદાવાદ કોલેજમાં દાખલ થઈ ગયો, બ્હેનની ચિન્તા અત્યારે તો પરમાત્માને સોંપી.

●

રમેશ! તારું હૃદય ઓળખવા હવે જ ભાગ્યશાળી બન્યો છું. તું જે શિક્ષા કરે તે ખમી લેવા તૈયાર છું પણ આમ તને ખગાબ કરવામાં મારો એક મહાન સ્વાર્થ સધાય તેમ છે. અને તે એ કે ગમે તે ભોગે તારા લગ્ન મારે કરાવવાં છે. અને તેમાં મારો સ્વાર્થ પૂરેપૂરો છે.

પ્રબોધ! તું બહારથી દેખાતો શાન્ત ઠરેલ યુવક અંદરથી ધગધગતો જ્વાળામુખી છું મારી સાથે લગ્ન કરનાર કન્યા બળીને ભસ્મ થવા ચાહતી હોય એવી અવની પર નથી સરજાઈ.

પ્રબોધ રમેશને ધારી ધારીને જુએ છે, થોડીવાર રહીને "આપણે ઘેર જઈને, આ બાબત વિચારીશું. ચાલ અત્યારે તો જરા નદીના તટપર ફરીએ-અને તેઓ સામે કિનારે રૂદ્રમાળને નીરખતા પવનની મંદ લહરીઓ લેતા બેઠા. રમેશને વાર્તાનો વિષય છૂટી ગયા પછી તેના મનમાં કશું રહેતુ નહિ જેવા સંજોગો પ્રાપ્ત થાય તેવા સંજોગોમાં પોતાની બુદ્ધિનું સાર્થ કાઢી રસ્તો કરી આગળ વધતો તેને નહોતી ચિન્તા ભૂતની કે નહોતી ભવિષ્યની એક માત્ર હતી તેનામાં ભાવના-સમાજની ભિષણ ચક્કીમાં પિસાતી સ્ત્રીજાતીને બચાવવાની, અને તે પણ અમુક ચોક્કસ ધ્યેયને આદર્શ સમક્ષ રાખી મૂકનો. તકપ્રાપ્ત થતાં ... ભાવનાને પોષતો. બીજી પળોમાં બીજાં કાર્યો ... વિના હરકતે રોકાઈ તેની ધારેલી ધારણાને પા... પાડવામાં રોકાઈ ગુંચવાઈ ગયું હોય અ... બીજું કાર્ય તેને ન સૂઝે એવું કદી ન બનતુ ... જ્યારે પ્રબોધનું માનસ આંધી ઊંધડું હતુ ... એક વાતનો અંત તે જાણ્યા વગર તે વાત ... મનમાં ને મનમાં ઘુંટ્યા કરતો. અને એ કા... ને અંગે તેનું મન હંમેશાં ચિન્તાતુર લાગ્યા ... વિના ન રહેતું. માનસ શાસ્ત્રનો અભ્યાસ ... હોવાનો તે દાવો કરતો, વ્હાલામાં વ્હાલ... મિત્રનો પણ પીછો પકડતો જ્યારે તેના મન ... માંથી શંકા નષ્ટ થાય ત્યારે જ પીછો છોડતો ... પણ ત્યાં સુધી ભાગ્યે જ તેને ખબર પડ... કે તે સમાજની દુષ્ટ ભાવનાઓને પોતાની ... મુઠીમાં બળ હોય તો કચ્ચર ઘાણ કરી નાખ... વાની કોઈ વીરલ પળે વિચાર સેવતો રમે... કોઈએ દાંત કચકચાવતો દીઠો હોય તો ... પળ ગયા પછીના રમેશ સાથે સરખાવતા ... માણસને પોતાની તુલનાશક્તિ શંકાસ્પદ લાગે ... એનો રમેશ પ્રફુલ્લ ચ્હેરે તેજના અંબાર ... સરખો જ્યારે ગામમાં ફરતો ત્યારે અનો ... સ્ત્રી પુરુષોનાં હૃદય તેના તરફ માનથી બેશાન ... અને પૂજ્ય ભાવ રાખતાં. જો કે તેને તે ... માનની પરવા નહોતી, તેને સૌ દપુરમાં બધ... પ્રબોધના મિત્ર તરીકે જ ઓળખતા. ત્યાં ... આ બે ઉલટા ગુણવાળી વ્યક્તિઓની મિત્રતા ... કેવી રીતે થઈ તે જરૂર પ્રશ્ન પૂછવા વાંચકને પ્રેરશે.

[ વધુ રસમય કિસ્સો આગામી,
અંકમાં અવશ્ય વાંચો ]

## : ભેટ પુસ્તક : ૧૯૪૩ નું

ચાલુ સાલનું ભેટ પુસ્તક, "ધનીવહુકર" મોકલવાનું શરૂ કરી દીધું છે. જે ગ્રાહકોને તેની બદલીનાં "અચલા" જોઈતુ હોય તેમણે રજીસ્ટર્ડ ખર્ચ સાથેના બાર આના તુરત મોકલી આપવા. ભેટ પુસ્તક આ માસની આખર સુધીમાં બધાને મળી જશે જેને ભેટ ન મળી હોય તેમણે તુરત કાર્યાલયમાં લખવું.

—મંત્રી.

# મારો પાળેલો કાચબો

મીસ જરબાનું કાબરાજી

મારા "એકીલીસ" ને માટે હું કેટલો અનહદ પ્રેમ ધરાવતો હતો તે હું કોઈને સમજાવી શકયો નથી. સૌ કોઈ માની નથી શકતા કે ધરોળીના વર્ગનાં પ્રાણીઓ ધરમાં પાળવા લાયક હોઈ શકે "એકીલીસ" રણમાં રહેનારા કાચબાઓની જાતનો હતો, તે અર્ધો વિદૂષક અને અર્ધ ફીલસુફ હતો પણ આખો નિર્દોષ હતો અને ઊંડા વિચારમાં પોતાની પ્રેમાળ જિંદગી ગાળતો!

"એકીલીસ" એટલો સફાઈદાર અને સુઘડ હતો કે ચાંચડ કે બીજા કોઈ પણ જન્તુઓ તેની બખતર સમી કઠણ પીઠ ઉપર ધામો નાખી શકતા નહિ, બાગમાં પાણી સીંચવાની હોઝ (નળી) વડે તેને નહવરાવી શકાતો જેથી તે એક ઓપરેશન થીએટર જેટલો ચોખ્ખો અને નિરોગી બની જતો તે સમુળગો અવિનાશી હતો કોઈક વેળા રસ્તા ઉપર સુદ્ધાં તે ચાલી જતો પણ મોટી મોટર લોરીનો અવાજ અને ગગડાટ જેવા તેને કાને પડતા કે તે રસ્તાની વચ્ચો વચ્ચ ઊભો રહી જતો જેથી જાણે કોઈએ રસ્તા બંધીનું બટન દબાવ્યું હોય તેમ બધી મોટરો અને ગાડીઓની આવજાવ અટકી જતી કોઈક વાર તેના શરીર ઉપરથી ગાડી પસાર થઈ જતી પણ એકીલીસને કશી ઇજા થવા ન પામતી

એક દિવસ એક મોટા મોટર ગાડાએ એકીલીસને અથડો મારી ગટરમાં નાખી દીધો પણ તે જ્યારે પસાર થઈ ગયું અને તેની ગડગડાટથી ધ્રુજતો રસ્તો પાછો શાંત થયો, ત્યારે જાણે કશુ બન્યું જ ન હોય તેમ એકીલીસ પોતાનું માથુ બહાર કાઢી પાછો ગટરમાંથી બહાર નીકળી રસ્તા ઉપર ચઢવા મંડયો

ધરમાં તે વીજળીની સગડી (radiator) હેઠળ છુપાઈને બેસી રહેતો કુતરાંની જેમ ભોજનને વખતે મેજ આગળ માગવા ન આવતો તેમજ જેમ નાનાં કુતરાંને નિયમિત બહાર મોકલવાં પડે છે તેમ એકીલીસને કરવુ પડતું નહિ છતાં તે કદી ધર બગાડતો નહિ, નવેમ્બર માસથી તે ફેબ્રુઆરી મહીના સુધી તે એક નાની ઓરડીમાં પોતાના આત્માની મુક્તિના વિચારમાં પડયો રહેતો અને કદી બહાર આવતો નહિ, જ્યારે પણ હું બારણું ઉઘાડી અંદર જોતો ત્યારે એને ત્યાંનો ત્યાં જ બેઠેલો જોતો

કાચબો તમારા ધરની બધી ચળવળમાં રસ લે છે પણ બેહદ જીજ્ઞાસા ધરાવતો નથી. મેજ ઉપર બીછાવેલ ગાલીચાની ઉપર ચાલી તે બગાડતો નથી પણ કીનારે કીનારે ચાલે છે અને ગાલીચાની રંગબેરંગી તરેહ નિહાળતો રહે છે, તેની વાટમાં તમે જો એક મોટી ચોપડી મુકી દેશો તો પહેલાં તે જરા ચીડાશે અને ગુસ્સાના અવાજો કાઢશે અને પોતાની ગરદન માંહે ખેંચી લેશે, પણ જ્યારે તેની ખાતરી થશે કે તે ચોપડી તેને કશી ઇજા કરવા ચાહતી નથી, ત્યારે તેની ઉપર ચઢીને પોતાને માર્ગે ચાલ્યો જશે, એ કોઈ પણ વસ્તુની બાજુએથી ન ચાલતાં તેને ઓળંગીને જ આગળ વધશે પણ જો, તે વસ્તુ ન ઓળંગાય એટલી મોટી કે ઊંચી હશે તો એ ત્યાંનો ત્યાં બેશી રહેશે અને છેવટે તેની ખસવાની વાટ જોતો જોતો ત્યાંનો ત્યાં ઊંઘી પણ જશે! ઠંડા લોહીનું પ્રાણી હોવાનો આ એક ફાયદો છે. કાચબો જો માણસના જેવો ગરમ તપેલાં લોહીનું પ્રાણી હોત તો તે માણસની જેમ ઘડી ઘડીમાં મીજાજ ખોઈ દેત અને પરિણામે માણસની જેમ ટુંકા આયુષ્યનો હોત પણ બહુ જ ઠંડા મીજાજનો હોવાને લીધે તે એક સદી ઉપર જીવી શકે છે, જ્યારે

માણસ સો વર્ષની અંદર મરણ પામે છે. એનાથી ઉકેલી ન શકાય એવી કોઈ બાબત બને તો એ ઘણો વખત તેનો વિચાર કરી પછી ઉંઘમાં પડી જશે. હવા તોફાની થશે તો એ ઉંઘી જશે, કાંઈ પણ માઠો બનાવ બનશે તો એ ઉંઘી જશે, પણ તેથી ઉલટું જો કાંઈ સારો બનાવ બનશે તો એના મનમાં એવી ખરી પવિત્ર ખુશાલી ઉપજ્યા કરે કે જેવી ખુશાલી ફક્ત ઘણા જ ડહાપણવાળા અથવા તદ્દન નિર્દોષ માણસના મનમાં જ ઉપજ થઈ શકે

ફેબ્રુઆરીથી નવેમ્બર મહીના સુધી તેનો જાગૃત રહેવાનો વખત હોય છે તે અરસામાં તે ખુબ મજાહ કરી લે છે.

ફેબ્રુઆરીની આખર થતાં મારો એકીલીસ તેની ઓરડીનું બારણું ઠોકવા માંડે અને બારણું ઉઘડતા બહુ જ દમામથી એક લોર્ડ મેયર (Lord Mayor) ની માફક ધીમે પગલે બહાર આવે છે ત્રણ મહીનાની લાંબી ઉંઘ કાઢી બહાર આવેલો કાચબો બહુ જ કદરૂપો દેખાય છે, તેની જાડી ચામડી ઝુલતી થઈ જાય છે, પણ પોતાના દેખાવની તેને કાંઈ દરકાર નથી. તે તો ખુશ ખુશ થઈ નાચતો કુદતો થઈ જાય છે અને જ્યારે હું એને મારા હાથમાં ઉપાડી લઈ ગરદન પર હાથ પસવારૂં છું ત્યારે તેના મોં ઉપર જે ખુશાલી પ્રસરી રહે છે તે જોવા લાયક હોય છે. શિયાળાની ઉંઘ પછી વસંતઋતુમાં મારા કાચબાની મોટામાં મોટી મઝાહ ખોરાક મેળવવાની હતી, તે એક ઘોડાની માફક ઘાસ ખાતો અને એક બપોરમાં દશ ચોરસ ફુટ જેટલી જગાનું ઘાસ પૂરૂં ખાઈ નાખતો. એ પાણી પીતો તે પણ જોવાની મને બહુ જ ગમ ન પડતી એક ધામધુમીયા મરઘી જે રીતે સંભાળાને વિચારમાં મશગુલ થઈને પાણી પીએ છે, તેમજ એકીલીસ કરતો, પહેલા પોતાનું નાક પાણીમા બોળતો, પછી ગરદન ઉંચી કરી ઉપરથી પાણી નીચે પડી જવા દેતો અને શુ મહાભારત કામ કર્યું હોય તેમ આજુબાજુએ ઉભેલાં તે જાતો તેને કાચા વટાણા કોબી અને ડેન્ડીલીન ઘણાં જ ભાવતા પણ જ્યારે તેને "ઓમરી" ખાવાનાં મલતા ત્યારે તો તેના મુખ ઉપર એક અનેરી ખુશાલી પ્રગટી આવતી.

આવી રીતે અમે બન્ને છઆઓ ૭ વર્ષ સુધી સંપૂર્ણ સાભાવથી અમારી જિંદગી ગાળતા હતા તેવામાં એક દીવસે મારા ઘરની માલીક બાઈ તેની એક બેનપણીને ઘેર ગઈ. ત્યાં તેણે એક બીજો કાચબો જોયો. તે એક ભપકાદાર શહેરી કાચબો હતો અને તેની પીઠ ઉપર નીલ તથા સોનેરી રંગની લીટીઓ રંગેલી હતી જેથી તે વિચિત્ર જ દેખાતો હતો. મારા ઘરની માલીક બાઈને થયું કે એકીલીસને એક જાતવાળો મળે તો તે બહુ ખુશી થાય માટે તે પોતાની બેનપણી પાસે તે કાચબો ઉછીતો માગી મારે ઘેર લાવી પણ તે બીચારોને શુ ખ્યાલ કે તે અજાણપણે શું કરી રહી હતી ? તે નવા કાચબાને જેવો એકીલીસની સામે ગાલીચા ઉપર મુકયો કે વાતાવરણ એકદમ બદલાઈ જ ગયુ. મારો કાચબો પેલા રંગેલા શહેરી કાચબાને જોઈ એક વરાળની સીસોટીની જેમ મોંમાંથી સીત્કારવા લાગ્યો-પોલીસે વગતો જવાબ આપ્યો. પછી બન્ને શાંત થઈ ગયા અને લાંબો વખત હાલ્યા ચાલ્યા વગર એક બીજાને તાકી રહ્યા. પછી પેલા નવા આવનારે પોતાનું માથું બહાર કાઢયું; પોતાની નાનોશી પુછડી બહાર કાઢી અને બે પગ ઉપર ઉભો થઇ તે પણ સીતકારવા લાગ્યો.

અમે આ નાટક જોઈ રહ્યા, મને થયું કે મારો એકીલીસ જે મોટાં મોટાં મોટરગાડીને પોતાની પીઠ ઉ..

આ રંગીલા, લાડકવાયા શહેરીથી ડરી જશે? પણ મારો એકીલીસ ગે ન હાર્યો કે ન ચાલ્યો તે તો-તેના મેમાનને ટગર ટગર જોઈ રહ્યો મેમાન ઉંચા ઉંચા પગલાંએ એકીલીસની આસપાસ નાચ કરવા મંડયો અને એકીલીસ પોતાની ડોક ફેરવી ફેરવી તેનું દરેક પગલું જોતો રહ્યો અને તેના મોં પર હાસ્ય પ્રસરી રહ્યું.

એકાએક અમે બન્ને જણના મનમાં એક જ વિચાર આવ્યો! મારો એકીલીસ જેને હું ટીલશુક-છઠો નર સમજતો હતો તે તો કાચબી હતી? અને તે આ મેમાન કાચબા સાથે પ્રેમમાં પડી ગઈ હતી તે વિષે તો અમોને હવે શંકા જ ન રહી

મારી ઘર માલિકનનું મોં એકદમ રાતું થઇ ગયું તે અર્થસૂચક રીતે મારી તરફ જોવા લાગી અને પછી એક ઝટકામાં પેલા રંગબેરંગી કાચબાને ઉપાડી લઈ ઘરની બહાર નીકળી ગઈ બીચારા-"એકીલીસ"ના મનની હાલત હવે દયાજનક બની ગઈ, કલાકો સુધી તે પેલા ગાલીચાની આસપાસ ફર્યા કીધી, તે હવે એક ગંભીર ફીલસુફને બદલે દુઃખી, એકલી અટૂલી પ્રેમમાં નાસીપાસ થએલી સ્ત્રીની જેમ વર્તવા લાગી. તે ખુરશીઓ અને સોફાઓની હેઠળ પોતાના મિત્રને શોધવા લાગી અને શોધ નિષ્ફળ થઈ ત્યારે પેલા જ ગાલીચા ઉપર આવી વચ્ચો વચ બેસી ગઈ. આખરે મે તેને ઉપાડી લીધી અને બહાર બગીચામાં ઘાસમાં મૂકી દીધી પણ તેણે ઘાસ ખાવાની દરકારે ન કીધી, બે કલાક બાદ જ્યારે હુ બગીચામા ગયો ત્યારે ઘાસમાં એક દોરીનો ટૂકડો પડેલો મે જોયો, પણ મારી કાચબી ત્યાંથી ગેમ થઈ ગઈ હતી તે દોરી તોડીને પોતાના આશકને શોધવા નાસી ગઈ હતી!

તે કોઇ પણ દિવસ પોતાની શોધમા ફતેહ પામી કે નહિ તેમને કહી જણાયું નહિ, પણ કહેવત છે કે, "સાચા પ્રેમની હમેશ જીત થાય છે*

* ( અંગ્રેજી ઉપરથી અનુવાદ )



# પત્નીને શીખામણ

લેખક: સૌ. કપિલા

ગૃહિણી! બની ગુલતાન શુ તું અન્ય તારાં કાજમાં?
ને સેવના કીધી પતિની લોકકેરી લાજમાં!
ભમતી અરે! તું મન્દિરે કલ્યાણ કરવા દેહનું,
જો ના પતિ-કલ્યાણ ત્યારે દર્શનથી શુ વળ્યુ?
કરી ઢોંગ મિથ્યા તું દમે વ્હાલા પતિને, પ્રિય સખી!
પણ જાણજે ડાહી ખચિત એના વિના મુક્તિ નથી
ના સેવીઓ જેણે પતિ નિજ દેવ માની સર્વદા;
સદ્‌ગુણ તેના સર્વને માનો સખી! જન્મ્યા વૃથા!
હરનિશ ખુશ રાખો પતિ, આહો કહિ ના અન્યને,
પામો અચલ કીર્તિ અને પ્રભુની કૃપા થઇ "ધન્ય"ને

# એક સુંદર સ્મરણ

બાળપણના કેટલાક બનાવ આપણાં સ્મરણ પટ ઉપર અજબ કોતરાઇ રહે છે. એમાંનો એક તે દિવસે તાજો થયો.

પૂનાની ગળિયામણી રૂતુનો અંગ્રેજી માસ સપ્ટેમ્બર! સોનેરી લીલા રંગે મહાલતી કુદરત! એવી એક સુંદર સવારે મને મારી પ્રિય સખી જર કાબરાજીની મુલાકાતનો આનંદ ઘણે વર્ષે મળ્યો. તેના હાથમાં મારે માટે ભેટનું એક પુસ્તક હતું. "ઓબોધ—સ્વ. ક્ખશરૂ કાબરાજી તથા સ્વ. પુતલીબાઇ કાબરાજી સ્મારક અંક" એ સ્વીકારતાં મને હર્ષ થયો. જુનાં સ્મરણ તાજાં થયાં.

નિશાળના દિવસો દરમિયાન ઓબોધનાં પાનાં ફેરવવાથી મને જે ગમત સાથે નવુ જાણવા મળતું તે સ્હેલથી ભુલાય એવું નથી. બીજા કેટલાંક માસિક મારી મા મારી નજરથી છુપાવી દેવાની કાળજી રાખતી ત્યારે ઓબોધ એકલુંજ એક પત્ર હતું જે મારા ઘરમાં કદિ સંતાડી દેવામાં આવતું નહિ. નિશાળેથી છૂટયા કેડે અથવા રજાના દિવસોમાં ભાઈ સાથે રમતાં થાકી જતાં હું ત્યા નીરાંતે લઈને બેસતી. એ પુતલીબાઈ કાબરાજીનું ઓબોધ હતું. વાંચનનું મૂળ રહસ્ય સમજી શકવાં જેટલી ઉમ્મરે પણ ત્યારે હું પહોચી નહોતી. છતાં "પૈસા કે પ્યાર"ના "રતન, શીરીન" "ગુમાસ્તાની મતી" નાં "મનીજેહ અને જરબાનુ" "મીનોચહેર મીશનરી"ની "નાજા" અને "નાવારેસ મેરી"ની જીવતી જાગતી મૂર્તિઓ મારાં અંતરચક્ષુ સામે નાચી રહેતી.

નિશાળ છોડયા બાદ મેં એ વાર્તાઓ બરોબર વાંચવાની ઈચ્છા દર્શાવી. મારી માતાએ ગર્વ અને સંભાળથી પુતલીબાઇનાં તંત્રીપદ હેઠળનાં જુનાં ઓબોધ સરસ બાંધણીની 'ફાઇલ'માં જાળવી રાખ્યાં હતાં. મને તે વાંચવાને મળ્યાં.

મન ઉપર સચોટ છાપ પાડનારી એ મોહક કલમ હતી જેનું સ્મરણું ફરી તાજું કરાવતું. આજનાં તંત્રીઓએ પ્રગટાવેલું પુસ્તક જોઈ મને આનંદ થયો. વિશેષ આનંદ તો એટલા માટેજ કે એનાં જોડિયા તંત્રી તરીકે બહેન જર કાબરાજીનું નામ વંચાયું.—એક કાબરાજી વિના ઓબોધ હોય શકે?

લેખકો આજે ઘણાં છે. પરંતુ સ્વ. પુતલીબાઈ કાબરાજી જે બોધ બીજાને આપે તેજ પોતાનાં જીવનમાં ઉતારે! એવાં ભાગ્ય કેટલાં?

બાળપણમાં જેનું નામ આશ્ચર્યચકિત બનતા સાંભળેલું અને ઓબોધ દ્વારા વાંચેલું તેનાં દર્શન કરવા કે અંગત પરિચયમાં આવવાનો સંભવ એ વાર જરાય નહોતો. છતાં નસીબમાં લખાયલું એટલે નિશાળે હજી તો ભણતી હતી તેટલામાં જ ગુજરાત સદાનું છોડી મહારાષ્ટ્રમાં આવી વસવાનો સમય ઊભો થયો. પછી જ ઓબોધનાં પુતલીબાઇ અને અમારા 'મો કાબરાજી કલેકટર'નાં માનવંત પત્નીના દિવાનખાનામાં પગ મેલવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું. પૂનામાં વારંવાર પચમનીમાં એકાદ બે વાર પૂર્વ અને પશ્ચિમની કળા અને સંસ્કૃતિની મિલાવટનું તે ભુવન! એક સરસ્વતી મંદીર! જ્યાં આ કુશળ લેખીકા, સુંદર ચિત્રકાર અને આનંદી ગૃહિણીનાં નમુનેદાર એકત્ર જીવનનાં ચિહ્ન ઠામ ઠામ નજરે પડે! એવાં આપણાં 'ઓબોધ'નાં પુતલીબાઇનાં ઉચ્ચ ભુવને ચડેલા આત્માને હજાર હજાર વંદન!

ઓબોધના કાબેલ તંત્રી શ્રી કેશવપ્રસાદ દેસાઇએ 'સ્મારક' અંકમાં જે નિવેદન લખ્યું છે તે મેં હર્ષ અને ઉમંગથી વાંચ્યું. પારસીઓએ પોતાની માતૃભાષા ગુજરાતીથી ભાગવું કે શરમાવું જોઈએ નહિ. સ્વ. પુતલી-

# પતિએ પાળવાના દસ નિયમો

સૌ. નર્મદાબાઇ દ્વિવેદી

થિઓડોર પાર્કરે પોતાનાં લગ્ન થતાં પહેલાં પોતાને માટે નિચેના નિયમો, ઘડ્યા હતા.

"ઈશ્વરેચ્છાથી મારાં લગ્ન થાય છે, તેથી મારે પોતાના માટે કાંઈક નિયમ ધરવા સારા છે, માટે ઇશ્વરને સાક્ષીભૂત રાખી હું આજથી નીચે લખ્યા પ્રમાણેના નિયમો પાળવાનો અને તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરું છું.—

યોગ્ય અને સબળ કારણ શિવાય હું કદી પણ મારી પત્નીની ઇચ્છા વિરૂદ્ધ વર્તીશ નહિ.

સર્વ કૃત્યો એકળા મનથી તેને માટે કરીશ.

તેને કદી પણ કર્કશ અને નિષ્ઠુરતાથી બોલાવીશ નહીં

તેના પ્રતિ કદિ પણ તિરસ્કાર મુદ્રાથી જોઈશ નહીં.

એક ઉપર એક એમ સતત હુકમો કરી તેને કદી પણ ત્રાસ આપીશ નહિ.

તેના અંતઃકરણમાં ધાર્મિક વૃત્તિનો વિકાસ થાય તેવા પ્રયત્નો કરીશ.

સદા તેના સુખ દુઃખનો ભાગી બનીશ.

તેના ક્ષુદ્ર વ્યંગ્ય પ્રતિ સદા દુર્લક્ષ કરીશ.

તેના ઉપર સદા પ્રીતિ કરીશ. તેની મૂર્તિ સદા મારા હૃદયમાં સ્થાપીશ, અને સદા તેનું રક્ષણ કરીશ.

ઈશ્વરની પ્રાર્થના કરતાં સ્નેહયુક્ત અંતઃકરણથી તેના ઉપર કૃપા કરવાની તેની કરૂણા માગીશ. અને આવી રીતે મારાથી વર્તી શકાય તેટલા માટે આત્મદમન કરવા નિરંતર હું પ્રયત્નવાન્ રહીશ.

# સોનબાઇનું સાસરું

[ લોક રાસ ]

સંપાદક : શ્રી. પુષ્પા શુક્લ

કવિત કહું તે સાંભળો સર્વે લોકો રે.
સાત તે વિરાની એક બ્હેન જો ! હાં૦ (૨)
માડી તે મુજને મ્હોટે ઘેર પરણાવજો !
મ્હોટે ને ઘર તે મહાસુખ પામશું ૧
સાત વરસની પરણાવી ને દીધી જો !
હજુ ના દીઠી મહિયરની વાટ જો ! હાં હજુ૦
સાતને પાથ બાર વરસ તો થયાં જો !
હજુ ના દીઠાં તે માને બાપ જો ! હાં૦
બાર ને બાર ચોવીસ વરસ થયાં જો !
ચોવીસમે વરસે આવ્યું સીમંત જો !
મારવાડ દેશમાં મેહુલીયો ન વરસે જો !
પાણીલાં વીના પડયો દુકાળ જો ! ૪
રાતે ખંડાવે, ને દિવસે દળાવે જો !
મ્હોટે ને પરોઢીયે સાસુ પાણી મોકલે.
ભરીયા ભરીયા પૂનમીયા જુવાળ જો !
કેમ ને જાવું રે સામી પાર જો ? ૫
ભાઈ રે તરીયા હોડલી હલકાર રે,
મ્હારે ને જાવું છે પેલી પાર જો !
ભાઈ રે તરીયા અવસરીયામાં બોલ રે,
સામાને કાઠે રે સ્વામી સાંભળે ૬
સાંભળશે તો તુજને દેશે ગાળ જો,
તુજને દેશે ને મુજને મારશે :
મારશે, મારશે અવળા પગની લાત જો'!
એકને મારશે પીંબણુ ચાબખો : ૭
ત્યાંથી તે સોનબાઈ રીસે ભર્યાં જાય !
આવીને ઉભાં તે મોટી બજાર રે, ૮
ભાઈ રે મુજને કોરા કાગળ આપજો !
ભાઈ મહેતાજી કોરા કાગળ લખજો !
માડીને કહેજો આણાં મોકલે,
લખજો લખજો અવળા પગની લાત જો,
એકને લખજો રે પીંબણુ ચાબખો ૧૦
એકને લખજો સાસુનાં બોલડા :
કાગળ લખ્યા રાતો ને રતવાઈ રે,

વીરાને કહેજો કે આણાં મોકલો :
ત્યાંથી તે સોનબાઇ રીસેભર્યાં જાય જો,
    જઈને ઊભાં તે ઠંકા દરબાર જો ! ૧૧
' ભેપીયો ' ચાલ્યો રાત નેં રતાવાઇ રે,
    હાથીડા ચાલે ને ધરતી ધમધમે :
ઊઠો ને ' હાળી ' ઝાંપવીયો ઉઘાડો જો,
    કાગળ આંવ્યો તે સોનબાઇ—દેશનો ! ૧૨
ઊઠોની દાસી દીવડલો અજવાળો જો,
    કાગળ આવ્યો સોનબાઈ બેનનો
એક એક બોલે મણમણ ઘી તો બાળ્યાં જો,
    તોયે ના ઉકલે બેનીનાં દુ:ખડાં ૧૩
વાંચતાં વાંચતાં આખડલી ભરાણી જો !
    હવે ના ઉકલે બ્હેનીનાં લેખ જો !
ઉકલ્યા ઉકલ્યા અવસરીયા બે બોલ જો !
    માડી હું તો જાઉં બ્હેની ને દેશ જો ! ૧૪
ઊઠોની ' દાસી ' ઘોડલીયો શણગાર જો !
    મારે ને જાવું બેનીનાં દેશ જો.
ડુંગર ઠઠણ રૂમક ઝુમક વાગજો !
    મેં તો ને જાણ્યું વિરાની વેલજો ! ૧૫
ડાબી વાળુ કે જમણી સમારૂં રે,
    કયી ને શેરીએ વિરો આવશે ?
ડાબી રાખુ ને જમણી સમારુ રે,
    જમણી શેરીએ વિરો આવશે. ૧૬
જમણે હાથે ઝાલી જળની ઝારી રે,
    વિરાને વધામણે બ્હેની જાય જો ! ૧૭

卐

# એ ક લો જા ને રે !

લે. કુ સ્વપ્નસેવી

હરેક પુષ્પના ભાગ્યમાં એક વખત ખીલવું આવશ્યક લેખાયું છે એમ ન હોત તો વસંત ઋતુમાં વાસંતી વેલ ભિન્ન રંગી પર્ણે ગીર્યાં, તથા કોકિલનાં રસભીનાં સરળ સૃષ્ટિને રસાનંદ ભરી તાજગીથી ભરી શકતાં ન હોત ! ગીત-દેવી પણ પોતાના સર્વોત્તમ તાગને પુષ્પહારમાં સજાવી મુક્ત કંઠે ગાઇ, લેતી ન હોત ! બીજું બધું જવા દઇએ તો પણ તે વેળા તો ભમરનાં પુષ્પ ભ્રમણ તથા પ્રકૃતિલોકનો ગુંજાર મારતો ઉલ્લાસ જોવા મન વધુ લોભાય છે.

કૉલેજમાંથી ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી હમણાં જ બ્હાર આવેલી અવનીદેવીને વસંતના કોઇ સુગંધિત પુષ્પ સાથે સરખાવી શકાય. સુદઢ બાંધાની એ તંદુરસ્ત યૌવનભરી, સુરેખ યુવતીને જોતાં જ ખ્યાલ આવે કે સુરખી ભર્યા યૌવનનાં કાવ્ય લખવા કવિને ગ્રામ ગોપકન્યા કે ગ્રામ્યનારી પાસે જવું પડે નહિ. પુસ્તકોએ તેની દેહવેલને ફિક્કી બનાવી નહોતી. શહેરનાં નાટક–સીનેમાઓએ તે પોતાના નિયમભંગ કરે એ પ્રકારનું આકર્ષણ તેનાપર જમાવ્યું નહોતું–અરે જમાવી શક્યાં નહોતાં પીણામાં સ્વચ્છ પાણી તથા દૂધ વગર બીજા કશાનું તેને વ્યસન નહોતું. આ તો તેના પોતાના પૂરતી વાત થઇ, પરંતુ જેઓ તેનાં મિત્ર હતાં તેઓ તેના સંસર્ગમાં આવ્યાં હતાં તે, દરેકની પાસેથી તે આજ પ્રકારની રહેણી-કરણીની આગ્રહભરી આશા રાખતી. તેની બધી કલ્પલતા અવારનવાર સમર્થ મક્કમતાથી કહેતી, "આતો મારી સાચી બાઇ છે. કોઇ ટેવની ગુલામ નહિ"

કૉલેજ જીવનમાં ઘણાં જણને કેટલાક સહવિદ્યાર્થીઓ સાથે પિછાન થાય છે તે જ રીતે અવનીને બે તેજસ્વી વિદ્યાર્થી યુવકો સાથે પિછાન હતી એક મનમોહન, બીજો દીલીપકાન્ત

આ ત્રણ મિત્રોમાં અવની અને, મનમોહન શ્રીમંતનાં પુત્રી–પુત્ર હતાં. દીલીપકાન્તનાં મા-બાપ એટલાં ગરીબ હતાં કે માંડ માંડ મેટ્રીક સુધી તેને ભણાવ્યો. છોકરો નોકરી કરી ઘરનું પોષણ કરે એજ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો મેટ્રીક પાસ થયા પછી પિતાએ કહ્યું, 'દીલીપ તને સારી નોકરી મળશે તે વિચારથી આજ મને કેટલો આનંદ થાય છે! ઘરનો કેટલોએ બોજ મારે માથેથી ઉતરી ગએલો લાગે છે."

દીલીપ તો પિતાનો ઉદ્દેશ પહેલેથી જ જાણતો હતો એટલે આ શબ્દો સાંભળી તેને નવાઇ લાગી નહિ, પિતાનું હાસ્યમણું છતાં આનંદી મુખ જોઇ તે પળવાર ચૂપ થઇ ગયો. તેને તો આગળ કૉલેજ શિક્ષણ મેળવવું હતું પિતાની સુવર્ણ આશાને ફટકો મારતાં તેને અપાર વેદના થઇ છતાં ગળુ સાફ કરી ધીમેથી બોલ્યો "મારે તો કૉલેજ શિક્ષણ મેળવવું છે."

"કૉલેજ શિક્ષણ ? નારે બાબા, આટલું બહુ છે. ત્રીસેક રૂપીઆ કમાતો થા એટલે ગંગા નાહ્યા !"

"પિતાજી, ઘરની સ્થિતિ હું સમજું છું પણ મારો સર્વ ખર્ચ હું જાતે જ ઉપાડી લઇશ"

"એ શી રીતે ? ત્યાંના ખર્ચનો ખ્યાલ છે !" પિતાએ આશ્ચર્યથી આંખો વિસ્તારી

"જી હાં. ફીની માફી મેળવી લઇશ કારણ મેં, દરેક વિષયમાં ઘણા સારા માર્કસ મેળવ્યા છે, સ્કોલરશીપનું તો થઇ જશે. ઉપરાંત ટ્યુશન માટે પ્રયત્ન કરીશ."

"પણ ભાઈ, એ ફરતાં નોકરી શું ખોટી?" પિતાએ નિરાશાથી પ્રશ્ન કર્યો

"પિતાજી, મારે ભણવાની ઈચ્છા છે"

"પણ ખર્ચનું શું? તારા ઉપર તો અમે કેટલાય સુખદ સ્વપ્નો સેવ્યાં છે!"

"શિક્ષણ મેળવતાં મેળવતાં જ તમારાં સ્વપ્નો પૂર્ણ કરવાનું વચન આપું છું"

"એટલી તકલીફ તને આપતાં અમ મા બાપનો જીવ કેમ ચાલે! વારુ, તાણીતોસીને તારુ ખર્ચ પૂરુ કરીશું ભણજે ભાઈ!"

એ દિવસોમાં દીપકાન્ત કૉલેજમાં દાખલ થયો, ફ્રીશીપ અને સ્કોલરશીપ ઉપરાંત ટ્યુશનની પણ જોગવાઈ થઈ ગઈ ટ્યુશનને માટે રોજ સવારે બે બાળકોને ભણાવવા જતાં તેણે જોયું કે કૉલેજની વિદ્યાર્થીની અવનીદેવી ત્યાં પાસેનાજ આલીશાન મકાનમાં રહેતી હતી પહેલાં તો તેનું એ તરફ ધ્યાન ગએલું નહિ પણ એક દિવસે સાયકલઉપર સ્વાર થઈ અવનીદેવી અને કલ્પનતા ક્યાંક બહાર જતાં હતાં સડકનો થોડો ભાગ તેમણે વટાવ્યો હતો વડ અને લીમડાનાં વૃક્ષોની હારવડે બંને બાજૂએ સુશોભિત થએલી એકાંત સડકપર મધ્યમગતિએ સાયકલ ચલાવતાં બંને જણ વિનોદી વાર્તાલાપ કરતાં હતાં પછી એકાએક ગતિ વધારી બંનેએ એકબીજાથી પહેલા થઈ જવા સરત લગાવી હતી પુરપાટ દોડતી અવનીની સાયકલ સામેથી પગપાળા આવતા દીપકાન્ત ઉપર અજાણતાં એકાએક ધસી ગઈ આ શું થયું તેનું તેને પોતાને પણ ભાન રહ્યું નહિ આ ઓચિંતા ધસારાથી દીપકાન્ત ગભરાયો નહિ તેણે ઝડપથી તથા સ્ફૂર્તિથી અવનીને તથા તેની સાયકલને મજબુત પકડી લઈ જમીનપર પછડાતાં અટકાવ્યાં

કલ્પલતા તોફાની પ્રકૃતિની હતી તેણે એકદમ પોતાની સાયકલ નીચે ફેંકી અવની અને દીપકાન્ત છુટાં પડે તે પહેલાં જ ખૂબ હસવા માંડયું અવનીને ચીડ ચડી, તેણે એક તરફ ખસી કેશકલાપ તથા સાડી સમારતાં ગુસ્સે થઈ કહ્યું, "હસે છે શાની?"

"કહું? આ તું એકાએક પેલા નિર્દોષ બાબુજી ઉપર ધસમસતા વટોળીયાની જેમ પટકાઈ પડી તે જોઈ હસું છું"

"તે જાણી જોઈને નથી પડી," અવનીએ વધુ ચીડથી કહ્યું.

"આ ભાઈ પાસેથી તારી સાયકલ લેવાનું સૌજન્ય તો દાખવ! એમને ક્યાં સુધી ઉભા કરી મૂકવા છે?"

ખરેજ તો!" અવનીએ સાયકલ લઈ આભાર માન્યો

બંને સખીઓએ ત્યાંથી પ્રયાણ કર્યું અને



દીલીપકાન્ત પણ પોતાનો સમય મેળવી લેતા ખરાબ ન લાગે તેટલી ઝડપે ચડ્યો.

આ હતો પ્રથમ પરિચય

ત્યાર પછી તો અવનીને ઘણીએ વખત રસ્તાપર પસાર થતા દીલીપકાન્ત સામે મળ્યો હતો; પણ તે તો જાણે ઓળખતોજ ન હોય તેમ અવની સામે જોયા સિવાય ચાલ્યો જતો

અકસ્માત બન્યો તેજ દિવસે અવનીએ તેનું બયાન મનમોહન સમક્ષ વર્ણવી બતાવ્યું, બધું ઉત્તેજિત ચિત્તે સાંભળીને તે બોલ્યો, "હું હોતને અવનીદેવી!...તો તને આખી ને આખી જ ઉપાડી જાત!"

"અને મારી સાયક્લનું શું?"

"છટ છટ! આવા રસભર્યા પ્રસંગે તને એ નિર્જીવ ચીજ કેમ સાંભરે છે!"

"નિર્જીવ!.... હ!" અવનીએ સહજ અસંતોષભર્યા સ્વરે જવાબ આપ્યો ત્યાર પછી વધુ શબ્દાલાપ સિવાય બંને છૂટાં પડ્યાં

અવની તો એ સાયક્લ અકસ્માત કદી ભૂલી શકી નહ એ જ્યારે જ્યારે સાંભરતો ત્યારે ત્યારે હર્ષનો આવેગ તેના રક્તના અણુ અણુમાં હસી ઊઠતો, તેનું મુખ ઓસુલભ લજ્જાથી લાલ સુરખ જતું. તે સમજી શકી કે તેનું સમસ્ત અંતર પેલા અનામી યુવક, જેનું નામ જાણવાની ઉત્કંઠા હોવા છતાં જાણી શકી નહોતી, અને જે કોઈ કોઈ વાર સામે મળતો તેના તરફ આકર્ષાયું હતું તે જાણતી હતી કે મનમોહન તેને ચ્હાતો હતો પણ તેના તરફ સિર્ફ મૈત્રીની ભાવના સિવાય વાણી કે વર્તનમાં પણ તેણે કદી લગ્નભાવ વ્યક્ત કર્યો નહોતા

મનમોહને બીજેજ દિવસે ખબર આપી કે તે અનામી યુવકનું નામ દીલીપકાન્ત હતું, અને બહુજ ગરીબ હોઈને સ્કોલરશીપ, ટ્યુશન વિગેરેથી શિક્ષણનો પ્રબંધ કરવામાં આવ્યો હતો.

અવનીને દીલીપકાન્ત નામ જાદુભર્યું લાગ્યું; મનમાં અનેક વખત તેને ઘુટયા કર્યું, પીધા કર્યું તેની આર્થિક પરિસ્થિતિ સાંભળીને તે બહુજ દીલગીર થઈ પરન્તુ નિરાશાની જરા પણ ભાવના તેના અંતરમાં પ્રગટી નહિ.

દીલીપકાન્તની ઉદાસીનતા જોઈ અવનીને ચોક ચડની તે તો વાત કરવાનો કે વચ્ચે આવવાનો બીલકુલ પ્રયત્ન કરતો નહિ દીલીપકાન્ત જેવા સંસ્કારી યુવકને એમ કરવું શોભે પણ નહિ, પોતાની જે ફરજ બજાવી હતી તેને આગળ કરી અવનીને ઉપકારવશ બનાવવાની તેને ઇચ્છા થતી નહિ; ત્યાર પછી તેણે તેનો ભવ્ય બંગલો જોયો, કૉલેજમાં પોતાની નજર આગળથી પસાર થતી જોઈ, કાર તથા સાયકલ સ્વારી કરતી જોઇ પણ તેણે પેલો અકસ્માત સંભાર્યો નહિ.

દીલીપકાન્તપર અવની વધુ વધુ ચીડાવા લાગી તેને પોતાની સાયકલ ફરી એક વખત તેનાપર નાખવાની વૃત્તિ થઈ, પણ વારે વારે તે એવું થાય? અવની ચ્હાતી હતી કે તે પોતાને ઘેર આવે, પોતાનો મહેમાન બને પણ એને બોલાવવો કેવી રીતે? પોતે પહેલ કરીને તેને બોલાવવા જાય એ બાબત તેને ગમતી નહોતી

તેના આ મનોભાવ મનમોહન સમજી ગયો બહુજ થોડા દિવસોમાં તેણે દીલીપકાન્ત સાથે મૈત્રી સાધી લઈ એક દિવસ તેને અવનીને ત્યાં પોતાની સાથે તેડતો આવ્યો પછી પરિચય કરાવતાં જાણે કશુ જાણતો નથી તેમ નિર્દોષતાથી બોલ્યો, ' આ મિસ અવનીદેવી— A good friend of mine !..... વધુમાં આપણાજ સહાધ્યાયિની છે, એમને ત્યાં આપણે અત્યારે મહેમાન છીએ અને . ..આ મિસ્ટર દીલીપકાન્ત, મારા નવિન સહાધ્યાયી મિત્ર"

અવનીએ દીલીપકાન્ત તરફ જોઇ કહ્યુ, "આપને મળતાં આનંદ થયો" દીલીપકાન્તને શુ બોલવુ તે સુઝયુ નહિ તેને માત્ર પ્રશાંત સ્મિત કર્યું, ત્યાર પછી તો અવનીના આમંત્રણને વશ થઇ તે અનેકવાર અવનીને ત્યાં ગયો હતો મનમોહનના થોડા પરિચય પછી તે સમજી શક્યો કે તે અવનીને ચાહે છે તેના પોતાના હ્રદયમાં પણ એવા જ ભાવ ઉત્પન્ન થવા હતા પણ તે પ્રદર્શિત કરવામાં તેણે હજી પહેલ કરી નહોતી; તે સમજતો હતો કે આવી શ્રીમંત યુવતી પ્રત્યે પોતાના જેવા ગરીબ યુવક માટે પ્રેમની આશા રાખવી વ્યર્થ તથા અસંભાવ્ય છે, પરંતુ અવનીના ભાવદર્શન જોઈ તે નવાઈ પામ્યો પ્રથમ તેણે માન્યું કે

સાધારણ મૈત્રી છે; પણ તે જોઈ શકયો કે એવાં ભાવદર્શન તે મનમોહન સમક્ષ વ્યક્ત કરતી નહિ, અને પોતા પ્રત્યેનો પક્ષપાત મનમોહન હાજર હોય તોપણ બતાવતાં અચકાતી નહિ

મનમોહન તો પહેલાંથી જ અવનીના અંતરની દશા સમજ્યો હતો પણ તેને વિશ્વાસ હતો કે દીલીપકાન્ત એમાં કદી સફળ થનાર નથી. તે માનતો હતો કે એક દિવસ દીલીપકાન્ત જરૂર પોતાની આગળ પેલા સાયકલ અકસ્માતનો પ્રસંગ કાઢી અવનીને કેવી રીતે બચાવી હતી તે ભારે ગર્વપૂર્વક સંભળાવશે, પણ તેવું કંઈ થયું નહિ. પોતે અવનીને પિછાનતો હતો એવી કશી વાત તેણે કરી નહિ. વાત તો શું પણ અવનીનો નામોચ્ચાર પણ મનમોહન સમક્ષ કરતો નહિ. એટલે મનમોહન તેના આ નવિન મિત્રના હૃદયમાં શું ચાલી રહ્યું છે તે જાણવાની ગમે તેટલી આતુરતા હોવા છતા જાણી શકતો નહિ

અવની એક દિવસે મોટરકાર પાછી મોકલી કૉલેજમાંથી બારોબાર દીલીપકાન્તનું ઘર જોવું છે કહી તેને ત્યાં જવા તૈયાર થઇ. દીલીપકાન્ત બોલ્યો, "આવશો તો આભાર, પણ મારા ગરીબ ઘરમાં જોવા જેવું કાંઈ છે જ નહિ. તમને ત્યાં નહિ ગમે "

"તમારે ત્યાં મને નહિ ગમે?"

"હા."

"એવું બોલશો નહિ તમારો સાથ મને બહુ પસંદ છે "

"ક્યાં સુધી?" દીલીપકાન્તે અવની સામે સહજ રમુજીગતાથી જોયું

"આખી જિંદગી સુધી "

"હું માની શકતો નથી."

"કેમ?"

"તમે ધનવાન છો. હું ગરીબ છું."

"સારુ, એવું બોલશો નહિ, ઘેર ચાલો, માથાના કેશની ગુથેલી બંને સેર પીઠ પરથી બન્ને બાજુએ આગળ લાવતાં તે બોલી અને આગળ ચાલી. થોડા કદમ ભરી અટકીને બોલી, "મે રસ્તો નથી જોયો એટલે શુ કરું? ચલોને આગળ થાઓ!"

દીલીપકાન્ત અવની સામે અનિમિષ નેત્રે જોઈ રહ્યો, પછી સસ્મિત સાથે થયો બને ઘેર આવ્યાં

અવનીએ જોયું કે મકાન નાનુ પણ બધેથી બહુ જ સ્વચ્છ હતું આગલી ઓરડીમાં એક કિશોર તેની માતા સાથે લખોટીઓ રમતો હતો માતાને આ રમત માટે પોતાના બાળકપુત્રના આગ્રહને વશ થવુ પડ્યુ હતું દીલીપકાન્ત સાથે અવનીને જોઈ માતાએ ઉભા થઈ આવકાર આપ્યો.

લગભગ અર્ધો કલાક પછી અવનીએ રજા લીધી દીલીપકાન્ત તેને થોડે સુધી વળા-

વવા ગયો. તે પાછો વળવા લાગ્યો એટલે અવનીએ ઝાપથી તેનો હાથ પકડી રહ્યું, "જો જો ને હું તમારે ત્યાં જ હંમેશને-માટે આવવાની છું." પછી હાથ છોડી દઈ પોતાનું લાલ થઈ ગએલું મુખ ફેરવી લઇ તે ત્યાંથી ચાલી ગઈ.

દીલીપકાન્તનું હૃદય પુલકિત થયું, પણ સાથે સાથે ખેદ પામ્યું. તેણે મન સાથે જ અવની તથા મનમોહનનો મેળ બેસાડયો. બન્ને શ્રીમંત હતાં, મિત્રો હતાં, એ બે જણ પરણે તો કયાંય વાંધા જેવુ જણાય તેમ ન્હોતું તેને વિચાર થયો કે મનમોહન જેવા શ્રીમંત સુશિક્ષિત યુવકને છોડી આવનીનું દીલ પોતાની પાછળ શા માટે દોડતું હશે? પોતાનામા મનમોહન કરતાં શું વધુ આકર્ષણ હશે? છતાં મનની સર્વ આશંકાઓ પર ઉપરાંત પેલું જ વાકય તરતું રહ્યું, "જો જો ને હું તમારે ત્યાં જ હમેશને માટે આવવાની છું." અવનીએ જે હાથ પકડયો હતો તેને પોતાના જ બીજા હસ્તમાં દબાવી તે મનમાં બોલ્યો, "અવનીએ જતાં જતાં આમ હાથ પકડયો હતો. એ પકડમાં કેટલું માધુર્ય હતું!"

વિચારમાંથી જાગ્યો ત્યારે તે જોઈ શકયો કે અવની તેનાં બધાં જ પુસ્તકો તથા હાથરૂમાલ અહિયાં ભૂલી ગઈ હતી. તેણે ટાઇમટેબલમાં જોયું તો આવતી કાલે તેમાંના એક પુસ્તકનો કોલેજમાં ઉપયોગ હતો. કોલેજમાં આપી દેવાશે એમ વિચારી તેણે પુસ્તકો તથા રૂમાલ એક તરફ સંભાળપૂર્વક ગોઠવી મૂકયાં. હાથ રૂમાલમાંથી ઊંચી જાતના અત્તરની સુવાસ આવતી હતી. રૂમાલ ઉપર તેણે પોતાનો "પેલો હાથ ખુબ વાર સુધી દાબી રાખ્યો." પછી નક્કી કર્યું કે કદાચ અવનીને પુસ્તકોની જરૂર જ હોય તો અત્યારે બીજો ફેરો ખાવો પડે એટલે હું જ જઈને આપી આવીશ.

લગભગ સાંજ પછી તે માતાની રજા લઈ પુસ્તકો આપવા ચાલ્યો. અર્ધે રસ્તે જતાં જ સામેથી અવનીની કાર આવતી જોઈ કાર ઉભી રહી. નજીક લાવી દ્વાર ઉઘાડી અવની બહાર કુદી પડતાં બોલી, "આવી જાઓ અંદર, હું તમારે ત્યાંજ આવતી હતી."

શોફરે ડોક બહાર લંબાવી પૂછ્યું, "કોણ દીલીપભાઈ છે !"

"હા દીલીપકાન્ત છે." અવનીએ જવાબ વાળ્યો..

"આપનાં પુસ્તકો" પુસ્તકો પર રૂમાલ ગોઠવી તેમને આગળ ધરતાં તે બોલ્યો, "બેઠક પર ગોઠવી આપું"

"ના, લાવો મને જ આપો. હું અંદર નાખી દઉં," નુકશાન ન થાય તે રીતે બેઠક પર પુસ્તકો ફેંકતાં અવનીએ કહ્યું, "ન્યુ થીએટર્સનું મિસ જમુનાની ભૂમિકાનું એક બહુજ સુંદર ચિત્ર છે. જોવા જઈએ, આવો જાઓ." બેઠક પર બેસતાં તેણે દીલીપકાન્તને આગ્રહ પૂર્વક આવકાર આપ્યો. દીલીપકાન્ત એ આમંત્રણ નકારી શક્યો નહિ. થીએટર પર મનમોહન વાટ જોતો હતો. તેણે એકદમ નજીક આવી કહ્યું, "એહ ! દીલીપકાન્ત પણ છે !"

"હાં, હું તેમને લેવા જતી હતી ત્યારે તે મારે ત્યાં પુસ્તકો આપવા આવતા હતા, એટલે રસ્તામાં જ અમારો ભેટો થયો."

"ગુરુત્વાકર્ષણ !" મનમોહન બોલ્યો.

"અહં ! મનુષ્યત્વાકર્ષણ !" અવની બોલી અને ત્રણે જણ હસ્યા. અવનીને વારંવાર સીનેમા જોવાનો શોખ ન્હોતો. બે ત્રણ સારી કંપનીઓનાં ય ઉત્તમ ચિત્રો જ તે જોતી. તેને મનપસંદ કંપનીનું ચિત્ર હોવાથી કોલેજમાંથી મનમોહનને અને તેણે જોવા જવાનું નક્કી કર્યું હતું.

... દીલીપકાન્તની ટીકીટનાં નાણાં અવનીએ ચૂકવ્યાં હતાં. બીજે જ દીવસે તેણે તે પૈસા અવનીને પાછા આપ્યા. અવનીએ ઘણી વિનતિ કરી પણ તેણે એ પૈસા પાછા લીધા નહિ. અવનીએ પૈસા લેવા હાથ લંબાવ્યો અને પછી રોષથી જમીન પર ફેંકી ત્યાંથી પ્રયાણ કર્યું.

દીલીપકાન્ત સાફ જોઈ શકયો કે અવની બરાબર ગુસ્સે થઈ છે અને તેને મનાવવી જ પડશે તેનું હૃદય આ બનાવથી ખિન્ન થયું હતું સમય મળતાં તેણે અવનીને પૂછ્યું, "બહુ ગુસ્સે થયાં છો !"

"ગુસ્સો તો એટલો આવે છે જાણે..."

"જાણે..."

"શાપકલને બદલે આખી મોટરકાર તમારા પર ફેંકું"

"એ તો ઘણી મઝાની વાત. તમારા કાયની સારવાર મેળવવાનું એ તો મોટું સદ્‌ભાગ્ય! મોટરકાર કચરે નાખતી છે!" અવનીએ મૃતક હસાવતાં કહ્યું. દીલીપકાન્તે તેને સમજાવ્યું કે પુરુષ થઈને એક સ્ત્રીના પૈસા વાપરે એ ખ્યાલ, માત્ર પણ બહુ ભયંકર છે. અવનીના વિરોધને તેણે બહુ જ સારી રીતે શાંત પાડ્યો. છેલ્લા વાર્તાલાપ વખતે અવનીએ કહ્યું, "એટલે સ્ત્રીઓ પુરુષોને માથે જ પડવા સર્જાઈ છે એમ ને!"

"એમાં ખોટું શું છે! સ્ત્રીને સુખી કરવી એ પુરુષની પરમ ફરજ છે." દીલીપકાન્તને જ્યારે ખાત્રી થઈ કે અવની તેને સાચા હૃદયથી ચાહે છે ત્યારે તેણે તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન ઓછો કર્યો. અવની જે પહેલ કરતી હતી તેમાં ભાવનાની નિર્બળતા ન્હોતી પણ તેનું અને દીલીપકાન્ત વચ્ચેનું, સામાજિક અંતર, તેને નડતું ન્હોતું તે બતાવવા તથા દીલીપકાન્ત પોતાને ગરીબ ગણી અવનીના માર્ગ વચ્ચે આવવામાં અયોગ્યતા ન સમજે તેટલો પૂરતી હતી.

દીલીપકાન્ત પોતાના માર્ગ વચ્ચે આવવાથી મનમોહન જો કે દીલગીર થયો હતો પણ તેના વર્તન કે વાણીમાં તેનો પડઘો સુદ્ધાં ન્હોતો. અવની પર ગુસ્સો આવતો પરંતુ તેની સામે જોતાં જ તેનો સમસ્ત ક્રોધ નાબુદ થતો અને મનમાં વિચારતો—આ સ્ત્રીને તો ચાહી જ શકાય. ક્રોધ અને ગુસ્સો તેના પ્રત્યે શોભતાં જ નથી તે દીલીપકાન્તની ગરીબાઈ જાણતો હતો અને કેટલીયે વખત તેને નાણાંકિય તથા બીજી સહાય આપવા તેણે પ્રયત્ન કર્યા હતા પણ એક વખત એ સદ્‌ભાવનો સ્વિકાર થયો ન્હોતો. અસ્વિકારમાં અવમાનના તો ન્હોતી જ, પણ દીલીપકાન્ત કદી કોઈ પાસેથી આ પ્રમાણે સહાય લેતો નહિ.

અપૂર્ણ.

# "જળ ઝીલવણાં"

સંપાદીકા : કુ. બાકુવરબા

[ ગોપી કૃષ્ણને કહાવે છે કે મારા બગીચામાં નિર્મળ જળનો કુનો ભર્યો છે તો જળ ઝીલવા આવજો અહિં તેમને દાંતણીયા ભોજનીયા વિગેરે આપીશું. ]

જીવન આસુડો કુવો જળે ભર્યો રે,
ઉપર ઉગીયો રે લીલુડો વાંસજો;
જીવન આછુડામાં જાજો જળ ઝીલવારે—ટેક૦

હું તો દાતણીયાં લઇને ઉભી રહી રે,
દાતણ અહિંયા કરજો નણંદલબાના વીર,
—જીવન૦ ૧

હું તો નાવણીયાં લઈને ઉભી રહી રે;
નાવણ અહિંયા કરજો નણંદલબાના વીર.
—જીવન૦ ૨

હું તો ભોજનિયાં લઈને ઉભી રહી રે;
ભોજન અહિંયા કરજો નણંદલબાના વીર
—જીવન૦ ૩

*

લેખીકા શ્રી ગં. સ્વ કનકકુંવર. રાણી સાહેબ ઓફ માલીયા

કરૂણા તમે કરો દયાનિધી કરૂણા તમે કરો,
નમાનું મહાન કોઇ અધિક આપથી,
કરૂં નિત્ય સેવા આપની નાથ ભાવથી,
કુસુમ પત્ર સ્નેહના આપ સ્વિકારો... ૧
વંદુ સદા હું એજ તારી ભક્તિ આપજો,
રમા પતિ છો નાથ મારો હાથ ઝાલજો.
બાપુ તમે છો જગતના દુ:ખને સદા હરો... ૨

☆

# પારસી સ્ત્રીઓનો પહેરવેશ

શ્રી. ફેની દલાલ

હિંદની બીજી કોમની સ્ત્રીઓ મુજબ પારસી સ્ત્રીઓના પહેરવેશમાં પણ સાડી જ અગત્યનું સ્થાન લે છે. ઇરાન છોડી પારસીઓ હિંદ આવ્યા ત્યારથી હિંદુ સાડી સજવાનો કરાર જાદી રાણાએ એમને આપ્યો. એ ઇતિહાસમાં નોંધાયું છે.

પ્રાચિન હિંદુસ્તાનમાં પારસીઓનાં પૂર્વજો ચીન દેશ સાથે મોટો વેપાર કરતા હોવાથી ચીની રેશમી કાપડનો આયાત હિંદમાં થવા લાગ્યો. ચીની રેશમની વણાટની ઘાટ અને ગાજ અને હોજરીનાં જેવી ટકાઉ સાડીઓ પહેરવાનું પારસી બાનુઓએ મંડાણ કર્યું. અસલ સુરતમાં પણ હાથ વણાટનો હુન્નર ખીલેલો હોવાથી સુરતી તનછોઇ, કિનખાબ, ઘાટ, પાજ વગેરે સાડીઓ પારસી સ્ત્રીઓએ પહેરવા માંડી. તેઓ મુખ્ય કરી સુત કરતાં રેશમને જ હંમેશનાં વપરાશમાં લેવાનું પસંદ કરતાં. આ લક્ષણ આજ સુધી ચાલુ રહ્યું.

કેટલાક અપવાદ સિવાય આજની આધુનિક પારસી નાર ક્રેપ, જ્યોર્જેટ, શીફો અને નીનો જેવાં પરદેશી રેશમનો જ વધુ ઉપયોગ કરે છે. જો કે આજ કાલ સુંદર છાપાની વોયલ કે મરસરા ઝડ સુતરાઉ સાડીઓ સાધારણ વપરાશમાં લેવાનું ઘણાને પાલવતું હોવાથી હવે પારસી બેનો કંઇક વધુ સંખ્યામાં સુતરાઉ સાજમાં નજરે પડે છે હાથ વણાટની ખાદી-સુત કે રેશમની વણેલી બન્નેને, પારસી સ્ત્રીઓ તરફથી ઠીક ઉત્તેજન મળે છે તેમા ઊંચી કિંમતની રેશમી સાડીઓ-માઇસોરી જ્યોર્જેટ, જરી જ્યોર્જેટ અને બનારસી સાડીઓને તો તેઓ હોંશથી વધાવી જ લે છે.

સાડીનાં શણગાર માટે કોસમ કીસમની કિનારીઓ ખરીદ કરવામાં આવે છે. સુરતી રેશમ ઉપર કસબની વણાટની કોર જે બનારસી કિનારી તરીકે ઓળખાય છે તેનો મોહ વધતો જાય છે. ઉપરાંત ટીલી કસબની કિનાર અને રેશમી પટા પર સોનેરી રૂપેરી કસબથી ભરેલી કિનારીઓનો પણ છૂટથી ઉપયોગ થાય છે, ઝગઝાટ ભરી સાડી અને કિનારીઓ માંગલિક પ્રસંગે અને વિશેષે દીવાનાં ઝગઝાટમાં વધુ દીપે.

બાકી સાધારણ સમય માટે અનેક પ્રકારની કિનારીઓ મળે છે. વિદેશી ઢીટની, સુત રેશમની વણાટની, બારીક 'ગોઝ' અને 'કેનવાસ' ઉપર સુંદર રેશમી ભરતકામની તેમજ felt (ફેલ્ટ) નાં ઝીણાં ફુલોની બનાવટની એવી હર કીસમની કિનારીઓ પારસી બાનુની સાડી પર જોવાશે. પહોળી કરતાં સાંકડી કિનારીઓને આજ કાલ વધુ પસંદગી મળે છે. કેટલીક વાર તો ફક્ત ધારી જેવી બારીક કિનાર જ વપરાય છે.

એ બધું છતાં રોજીંદા પહેરવેશમાં હવે કિનારીને તિલાંજલી જ મળતી જાય છે. બિન કિનારીની સાદી કે છાપેલી સાડી સજવામાં જ હવે પારસી આધુનિક નાર સાધારણ પ્રસંગને બરનું અને કાળને અનુસરતું માને છે. કેટલીક વાને એ કળામય પણ લાગે છે.

સાધારણ સમય માટે વપરાતી સુંદડીઓ પર નહિ મુકતાં તેને Piping (મગજી) થી બાંધી લઈ વધુ ચિત્રમય અને ટકાઉ બનાવીને એક પારસી બાનુ ખુશીથી પહેરે છે.

સાડી સજવાની રીત

પારસી બેનોની રીત કંઈક જૂદી ખરી. પારસીઓ નકલખોરા ગણાય છે પણ તેમની નજરે જે કંઇ કળામય લાગે તે તેઓ જરૂર ગ્રહણ કરે. એટલે જ પારસી બાનુની સાડીમાં પૂર્વ અને પશ્ચિમનો મેળમેળ દેખાય છે. છતાં

# સ્ત્રીઓના ધર્મ

સૌ. અવન્તિકા

સ્ત્રી ગૃહસંસાર ચલાવવામાં પુરુષને ઘણીજ ઉપયોગી થઈ પડે છે, વળી ભવિષ્યની પ્રજાના સુખ દુઃખનો આધાર પણ મુખ્યત્વે કરીને તેના ઉપર રહેલો છે, અને તેથીજ તે પુરુષનું અર્ધું અંગ કહેવાય છે. સ્ત્રીના ધર્મ કહેતાં ફરજ સંસારમાં તેના સહવાસમાં આવતાં માણસો સાથેનું વર્તન, જુદા જુદા પ્રસંગોમાં કામ ઉકેલવાની રીત, અને ઉત્તમ આચાર વિચાર જાળવી રાખવાનો પ્રયત્ન વિગેરે. સ્ત્રીના સહવાસમા પતિ, માતાપિતા, શ્વસુર ગૃહનાં મનુષ્યો સંતાન, બ્હેનો, તથા બીજાં કુટુમ્બજનો, વિગેરે આવે છે તેઓ સઘળાં પ્રત્યે યોગ્ય વર્તન રાખવું જોઇએ આ ઉપરાંત સ્ત્રીએ ગૃહ રાજ્ય કેવી રીતે ચલાવવું તથા આશ્રિત જનોનું કેવી રીતે સન્માન કરવું, તે પણ જાણવું જરૂરનું છે છેવટે ઇશ્વર પ્રત્યે પોતાની ફરજ બજાવી, નવરાશના વખતમા બીજાંની નિંદા, કુથલી ન કરતાં વખતનો સદુપયોગ કરી, ઉત્તમ આચાર વિચાર જાળવી રાખવા જોઈ એ.

## પતિ પ્રત્યે ફરજ

પરણ્યા પછી દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો એજ છે કે, તેણે પતિનો પ્રેમ હરેક રીતે મેળવવો જોઇએ. તેના હૃદયને પ્રસન્ન રાખી, દરેક રીતે તેને સુખ સંતોષ ને આનંદ આપવાં જોઇએ, અને આવા સારા વર્તનથી "સંસારને સ્વર્ગ બનાવવું જોઇએ" ગરીબ કે પૈસાદાર, ભણેલી કે અભણ, દરેક સ્ત્રીના જીવનની સફળતા, પતિ મેળવવાથી જ થાય છે

પતિ એજ તેનું જીવન છે, એમ તેણે જાણવું જોઇએ. સ્ત્રીએ પતિની આજ્ઞાનુસાર વર્તી તે જેમ પોતાની તરફ સ્નેહની દૃષ્ટિથી જે એમ વર્તવા ટેવ પાડવી. ખાવાપીવામા નિયમિતતા જાળવવી. પતિ બહારથી શ્રમીત થઈ આવે ત્યારે, પત્નીએ કાંઈ પણ કલેશની તથા તેમના મનને દુઃખ થાય તેવી વાતો કરવી નહિ, પરંતુ તેમને સારું આસન આપી હસ્તે વદને તેમનો સત્કાર કરવો. હમેશાં ચ્હેરો આનંદી રાખવો, અને મન શાન્ત રાખવું. પોતાને ન આવડતું હોય તે શીખવાનો, અને પોતાને જ્ઞાન મળે તેવાં સારાં પુસ્તકો વાંચવાનો પતિ સાથે અભ્યાસ રાખવો. પતિમાં કદાચ કોઇ દુર્ગુણ હોય તોપણ તે બાબતમાં તેમને ઠપકો આપવો નહિ. તેમ બીજા પાસે તેમની એબ ઉઘાડી પાડવી નહિ, પણ ધીરજથી તે દુર્ગુણ દુર કરવાનો પ્રયત્ન કરવો. તેઓ ગમે તેટલો ક્રોધ કરે પણ સ્ત્રીએ સ્હામો જવાબ ન આપતાં વાંક માટે ક્ષમા માગી તેમની સાથે નમ્રતાઈથી વર્તવું.

## માતા પિતા પ્રત્યે ફરજ

સ્ત્રીએ શ્વશુર ગૃહે ગયા પછી, માતાપિતાને વિસારી દેવાં ન જોઇએ. પરંતુ તેઓ તરફ પહેલાં કરતાં પણ વિશેષ પુજ્ય ભાવથી વર્તવું. ફુરસદને વખતે પિતાને ત્યાં જઇ, બની શકે તેટલી તેમની સેવા કરી, માતાપિતાને પ્રસન્ન રાખવા. શ્વશુર ગૃહમાં પોતાને કાંઇ પણ દુઃખ હોય, તે માતાને કહી તેમના મનને ઉદ્વેગી કરવું નહિ પરંતુ ત્હેવી ઇશ્વરની ઇચ્છા ગણી ધીરજથી જે માથે પડે તે સહન કરવું. દુઃખ સહન કરવા પ્રયત્ન કરવો પિતાનું ઘર કે સાસરાનું ઘર પૈસાદાર હોય તો પણ તે બાબતમાં સ્ત્રીએ અભીમાન રાખવુ નહિ, પરંતુ બન્ને પક્ષમાં સ્થિતિ અનુસાર વર્તવુ.

## શ્વશુર ગૃહનાં મનુષ્યો પ્રત્યે ફરજ

સ્ત્રીએ શ્વશુર ગૃહમાં પોતાથી બની શકે તેટલો ગૃહ કાર્યમાં ભાગ લઈને, અને ખાસ કરીને

સ્વતંત્ર થયા પછી પણ. બન્ને પક્ષને સરખા મણી, કુટુમ્બ સાથે કોઈ પણ કલેશ કરવો નહિ, પરંતુ તેઓની આપણી તરફ પ્રીતી વધે એવું વર્તન રાખવું. લગ્ન પ્રસંગમાં પણ કુટુમ્બનો તેમજ સ્નેહી જનોનો આદરસત્કાર કરવો, અને સર્વને પોતાનાં ગણીને આનંદમાં વૃદ્ધી કરવી, અને કુટુમ્બીને બનતી મદદ કરી ઉપયોગી થવું.

## ગૃહકાર્યભાર ચલાવવો

દરેક ડાહી સ્ત્રીએ પોતાના ઘરની આવક જાવકનો હીસાબ રાખવો જોઈએ. કરકસરથી રહેવાની ટેવ પાડવી, પણ કંજુસાઇ કરવી ન જોઈએ. દરેક વ્યવહારમાં સાધારણ ખર્ચ કરવું, લગ્ન નાતવરા વખતે ઘણાં કુલણજી થઇ બીજાની દેખાદેખીથી નકામો ખર્ચ કરે છે તેમ નકરતાં આપણી સ્થીતી અનુસાર વર્તવું. જેથી પાછળથી પસ્તાવાનો વખત આવે નહિ, પૈસાદારની હવેલી દેખી આપણી ઝુંપડી પાડી નંખાય નહિ, તેથી આવા સમયમાં સ્ત્રીએ મન દ્રઢ રાખવું, બીજી બાજુએ હાલના જમાના પ્રમાણે મોજ શોખની વસ્તુઓ વધી પડી છે-જેમકે ચીનાઈ સાડીઓ, પોલકાં, પાલીશનાં ઘરેણાં-એવી આંખને આંજી નાખે તેવી ચીજો જોઇ લલચાઈ જવું નહિ, પરંતુ બ્હેનોએ પોતાને તેમજ કુટુમ્બને વાસ્તે ખાસ ઉપયોગી ચીજજ ખરીદવી, આહાર વિહાર ને પોશાકમાં નિયમીતપણું, સાદાઈ ને સ્વચ્છતા રાખવાં અને બીજા પાસે રખાવવાં, હમેશાં પરોપકારી થવાની વૃત્તિ રાખવી. અને થોડા ખર્ચમા કુટુમ્બનો સંતોષકારક રીતે નિર્વાહ ચલાવવો, તેવી રીતે વર્તવાથી પતિ પ્રસન્ન રહે છે.

## પરોણા અને આશ્રિત જનો પ્રત્યે ફરજ

સાધારણ રીતે કોઇ પણ માણસ ખાસ કામ પ્રસંગે જ આપણે ત્યાં મેમાન થાય છે, તો તેમને આપણે ઘેર, કોઈ વાતની અગવડ પડવી ન જોઈએ. પતિના મિત્રો અથવા ગમે તે પરોણા આવે, તેની સાથે ઘણી છુટથી બોલવાની ટેવ રાખવી નહિં. કામ પ્રસંગે જ બોલવું, ને બની શકે તેટલું તેમનું સન્માન કરી તેમને જોઈતી વસ્તુ પુરી પાડવી. આપણા કુટુંબનું કોઈ નિરાધાર અને પોતાનું ગુજરાન ન ચલાવી શકે એવું માણસ આપણે ત્યાં આવે તેને પોતાના ઘરના માણસ જેવું ગણીને રાખવું અને તેને સારે રસ્તે ચઢાવવાનો પ્રયત્ન કરવો.

## ઇશ્વર પ્રત્યે ફરજ

સ્ત્રીએ પ્રાતઃકાળે પતિ ઊઠયા પહેલાં ઊઠી, સ્નાનકાર્યથી શુદ્ધ થઇ ચોખ્ખાં વસ્ત્રો પહેરી નિર્મળ અંતઃકરણથી પોતાના ઇષ્ટ દેવનું પુજન કરવું.- પ્રભુમાંજ ચિત્ત રાખી, સ્વચ્છ જળ, ચંદન, પુષ્પ-ધુપ દીપ-નૈવેદ્ય આરતી વગેરે સામગ્રી સહિત યથાવિધી પુજન કરવું. પુજન કર્યા બાદ ઇશ્વરના નામનો જપ કરવો. કદાચ ફુરસદ ન મળવાથી પુજન ન થઇ શકે, તો ઇશ્વરનું એક ચિત્તે થોડો વખત સ્મરણ કરવું, જેથી પુજન કર્યા જેટલો સંતોષ થાય છે. બની શકે તો સ્ત્રીઓના "આન્હિક"માં લખેલી વિધી પ્રમાણે સૂર્યને, અર્ઘ આપી, યથાવીધી સૂર્યની પુજા પણ કરવી.

તહેવાર ઉત્સવ તથા વ્રતના દીવસોએ વૃદ્ધ જનો સાથે દેવદર્શને જવું. પરંતુ હમેશાં

સવાર સાંજ મંદીરોમાં ભટકી, દોડાદોડ કરવાથી ઇશ્વર આપણી ઉપર પ્રસન્ન થતા નથી આપણા ઘરમાં ઇષ્ટ દેવની જે મૂર્તિ હોય, તેનેજ ખરી ભાવનાથી ભજીએ, અને શાસ્ત્રમાં લખેલું છે કે,—

जले विष्णु स्थले विष्णु, विष्णु पर्वत मस्तके,
ज्वाल माला करे विष्णु, सर्वं विष्णुमय जगत्

એ પ્રમાણે વીચારીએ તો એ ખરું જ જણાશે દેવની મૂર્તિનું ઘરમાં પુજન થતું હોય તો મંદીરોમાં ભટકી વિશેષ પુન્ય મેળવવાની જરૂર રહેતી નથી

વખતનો સદુપયોગ કરવો

બ્હેનોએ આળસુપણે પોતાનો વખત નકામો ન ગુમાવવો જોઇએ બધી બ્હેનોનો અમુક વખત તો ગૃહ કાર્યમાં પસાર થાય છે, પણ બાકીના સમયમાં નિંદા કુથલી, નકામી વાતો તથા સુવામાં, કે દેવ દર્શનના ઢોંગ કરવામાં ન ગુમાવતાં ફુરસદને વખતે ભરવું-ગુંથવું-શીવવું તથા વાંચવા લખવા વિગેરે પ્રવૃતિઓમાં પોતાનો વખત પસાર કરવાનું રાખવું. "સમયનો સદુપયોગ કરવો એ જ શ્રેષ્ટ જીવન છે. નકામો વખત ગુમાવ્યો તેટલું જીવન પણ વ્યર્થ ગુમાવ્યું જાણવું

બ્હેનો ! આપણે ઉપર લખેલી બધી ફરજો અનુસાર વર્તી જિંદગીમાં કાંઇ પણ સારાં કામો કરી પતિને જ પ્રભુ તુલ્ય માની તેમની સેવામાં તત્પર રહી પરોપકારી થવું એ જ આપણું કર્તવ્ય છે.



# વડીલનો વારસો

સૌ. વિમળાબેન મોતીલાલ સેતલવાડ

પરસાળમાં ધામધુમ ચાલી રહી છે. શાંતા અને વિદ્યાની આંખો આંસુથી ભગાયલી છે. તારા ધીમે પગલે ચાલી ગૌમુત્ર અને તલજવ એકઠાં કરે છે. માણેકબેન તો ઢગલો થઈ ખડકીમાં ફસડાઈ પડયાં છે. વૃદ્ધ જમનાદાસ હવે ઘડી બે ઘડીના પરોણા છે. ઉમર થઈ છે એટલે માતના લોકો તો હવે કાકા ના જાય તો જાય કોણ ? એમ વાતો કરે છે. પણ ઘરનાંને મન તો હજુ બાપા પાંચ વર્ષ જીવ્યા હોત તો સારું એમ લાગે છે. નાનો રમણ પચીસનો થયો છે. હરીલાલ અને મણીલાલ તો બબે ત્રણ ત્રણ છોકરાંના બાપ થયા છે. બે દીકરીઓનાં લગ્ન થઈ ચુક્યાં છે. એમાંથી મોટી શાંતાબેનને એક બાળકી છે. દાદા નાના થયેલા ને સીત્તેર વર્ષના જમનાદાસ નાના કેમ કહેવાય ? પણ ઘરના માણસને પોતાનું કદી વૃદ્ધ–મરવા જેવું–વૃદ્ધ લાગે છે ?

જમનાદાસ છેલ્લા પંદર દિવસથી પથારીમાં હતા. રહેજસાજ તાવ આવતો હતો, પણ ઉમરને લીધે અશક્તિ વધારે છે એમ મનાયું હતું. ઉમરને લીધે તાવના પ્રમાણમાં વધુ અશક્તિ આવી છતાં સૌ છેતરાયાં. ડૉક્ટરની દવા ચાલતી હતી પણ રોગ નરમ પડવાને બદલે વધતો ગયો. છેલ્લા ત્રણ દિવસથી જરા ન્યુમોનીઆ–ત્રિદોષ–નો પાસ લાગ્યો. રમણને તાર કરી મુંબાઈથી બોલાવ્યો. ડોસાએ દીકરાઓને એકઠા કરી વીલ કર્યું.

બે દિવસ ને કાળ જેવી ભયંકર લાગતી બે રાત્રીઓ ચિંતા અને દોડધામમાં પસાર થઈ અમાસની રાતે બરાબર બાર વાગે વૃદ્ધ કાકા શાંતિ ૐ શાંતિઃ બોલતા બોલતા દેવના દરબારમાં સીધાવ્યા. ઘરમાં રડારોળ થઈ ગઈ. સગાં વહાલાંઓ આવ્યાં. લૌકિક ક્રિયાઓ થઈ ને શબને સ્મશાન લઈ જઈ અગ્નિદાહ દેવાયો. ડાઘુ આવ્યા, રડીકકળી સૌ પોતપોતાને ઘેર ગયાં. માણેકબેનને વૃદ્ધ પતિ જતાં સખ્ત આઘાત થયો. પણ ઈશ્વરની આજ્ઞામાં રહેવું કરી શાંત થવા પ્રયત્ન થયા.

ધીમે ધીમે તેરમાની ક્રિયા પણ થઈ ચૂકી, ને દિવસો જતાં શોકનો આવેગ કમી થવા લાગ્યો. રમણની પરીક્ષાઓ આવી હતી. એને મુંબાઈ જવાનું હતું માણેકબેને બધા ભાઈઓને પાસે બોલાવ્યા ભાઈ તારા બાપાનું વીલ લાવો તે હરીભાઈ ઊઠયા ને વીલ લાવ્યા.

મીલ્કત બધી મળી ત્રણથી ચાર લાખની હતી. માણેકબેન પાસે પોતાનાં તથા દીકરીઓ સારુ કરાવેલાં આશરે ત્રીસેક હજારની કીમતનાં ઘરેણાં હતાં. આ રકમ ડોસાએ મીલકતમાં ગણી ન્હોતી હિંદુ કુટુંબમાં સર્વત્ર થાય છે તેમ એમણે એમને આપેલાં ઘરેણાં અને રોકડા પાંચ પાંચ હજાર બે દીકરીઓને આપવા જણાવ્યું હતું. બાકીની પોતાની ત્રણથી ચાર લાખની મીલ્કત માણેકબેનની જાત ના હોય ત્યારે ત્રણ ભાઈઓએ વ્હેંચી લેવી એમ લખ્યું હતું. માણેકબેનને વીલની વિગત સાંભળીને જરા નિશ્વાસ મુકાઈ ગયો. પણ મોંપરથી કંઈ પણ કળાવા દીધું નહિ.

દિવસો ગયા–વર્ષ વીત્યાં અને બધો વ્યવહાર નિયમસર ચાલવા લાગ્યો.

પરમેશ્વરની કૃપાથી વિદ્યાનું સાસરું સુખી હતું. સસરાની બે પૈસાની મુડી હતી ને વિદ્યાના વર કૃષ્ણલાલ પણ જરા ઠીક કમાતા હતા પણ શાંતાના સસરા ગરીબ હતા. અધુરામાં

પુરું શાંતાના વર જીવણલાલનું નસીબ જરા ટુંકું હતું. બે છોકરાઓ ને બે ધણીધણીઆણીનું માંડ માંડ પુરું થતું હતું. ઘણીએ વાર શાંતાને લાગતું કે બાપાએ વધારે નહિ પણ પંદર પંદર હજાર રોકડા આપ્યા હોત તો ભાઈઓનું ઓછું થાત નહિ અને અમારે નિરાંત થાત. પણ હવે એમાં ફેરફાર થવાનો સંભવ જ નહોતો.

માણેકબેન શાંતાને પાંચ પચીસની મદદ કરતાં પણ ભાઈ ભોજાઈઓની આંખમાં આવતું અને શાંતાને આ રકમ લેવી તે જાણે કાંઈ હક વગરની ચીજ લેતી હોય એમ લાગતું.

*

તારા ને ચંદા-દેરાણી જેઠાણી હિંચકાપર બેઠાં બેઠાં ચોળાફળી ચુંટતાં હતાં અને વાતો ચાલતી હતી. છોકરાંઓ ખડકીમાં રમતાં હતાં અને માણેકબેન દર્શન કરવા ગયાં હતાં.

"તારાભાભી! મને તો લાગે છે કે સાસુજી ઘરેણામાંથી કાંઈ પણ આપણે વાસ્તે રાખવાનાં નથી. દીકરીઓના ઘર ભરશે, અરે અડધાં તો એ લોકોને અપાઈ પણ ચુક્યાં છે." ચંદા ધીમે રહીને બોલી.

"અરે, પેલી તુળસી ને ચંદનહાર ભંગાવી ભાણીના હાથ ગળું ઢાંકયાં તે જોયું ને ? તે વખતે આ મારી રમા કે ઉમા સાંભરી ? હવે મારી વાત તો ઠીક છે, પણ રમણભાઈની નાની કીકીને બે તોલા સોનું ઘાલ્યું ?" તારા જરા ઉકળાને બોલી.

"હું તો બચપણ જોઉં છું કે કોઈ પણ સાસુ વહુનાં છોકરાંને ઘરેણાં ઘાલતી નથી. દીકરીઓને છાનું છાનું આપી દેવામાંજ એમનો જીવ હોય છે. અરે, એમ આડે દસ તોલા સોનું છાનું આપે કાંઈ દીકરીઓ પૈસાવાળી થવાની હતી ? એ તો નશીબમાં પૈસો હોય તો આવે." ચંદાએ ઉમેર્યું.

આમ વાત ચાલતી હતી એટલામાં તારાની માસીની દીકરી મણી આવી. મણી પોતે ગ્રેજ્યુએટ હતી, અને એના પતિ મુંબાઈમાં બારીસ્ટર હતા. બેનપણીની હાજરીમાં સાસુની વાત કરવામાં તારાને કાંઈ ખોટું લાગ્યું નહિ ને વાત આગળ ચાલી. તારાએ કહ્યું:—

"અરે પેલું મોતીનું મંગળસુતર હતું તે તે બાયે શાંતાબેનને એમની ભાણીના મુંડણ ખાતર આપી દીધું છે. મુંડણમાં આટલી મોટી રકમની ચીજ અપાતી મેં જોઇ નથી." એટલે પછી ધીમે રહીને ચંદા બોલીઃ

"અરે ઠીક છે. હજુ એટલું સારું છે કે આ આપણાં વર બે પૈસા પેદા કરી લાવે છે. બાકી બા આમ બેનોનાં ઘર ભરે ને આપણે પેટ વસ્તાર પડે તો આપણાં છોકરાંની શી સ્થિતિ થાય."

"વિત્તાબેનને ઘેર કાંઈ ઓછો પૈસો છે ? એમને પણ ભારે છે. રોકડી રકમ પણ દર મહિને આપતાજ હશે. એ તો બધી વાત ચર્ચાય એટલે સાસુજી હાથખર્ચના લે તેમાંથી છાનાં આપે," તારાએ ટીકા કરી.

મણી થોડીવાર તો આ સાંભળતી બેસી રહી, પણ આખરે એનાથી રહેવાયું નહિ તે બોલી "તારા બેન! તમે ઉછે આમ કેમ બદલાઈ ગયાં? તમારા સસરાએ તમારા વરોને દોઢ દોઢ લાખ આપ્યા તે લેવાનો તમારો હક ખરો અને સસરાનાજ પૈસામાંથી કરાવેલાં ઘરેણાં લેવાનો શાંતાબેન ને વિદ્યાબેનનો હક નહિ? દીકરાઓ થઈ જન્મ્યા માટે બધી મીલકતના વારસ થાય, અને દીકરીઓને થોડી ઘણી રકમ આપે તે પણ ન ખમાય! ખોટું ના લગાડશો પણ તમારી રમાને તમે ઘરેણાં ઘડાવશો કે નહિ? તે તમે એને આપી દેશો કે નહિ?"

"પણ આપવાની ના કોણું કહે છે!" તારાએ કહ્યું "સસરાજીએ બેનોને પાંચ પાંચ હજાર રોકડા આપ્યા છે વળી ઘરેણામાંથી આ આખાં દીકરીઓને આપે તો અમારાથી કેમ લેવાય? પણ આ તો બધાં ઘરેણાં એમને આપી દેવાની વાત છે."

"બધાં ઘરેણાં એટલે કેટલી રકમ થઈ!" મણી બોલી 'મુડી તો ત્રીસ હજારનીજ ને? ખરું પૂછો તો આ ઘરેણા, તમારા સાસુ ઉછ કરીઓને ના આપી જાય તોયે ભાઈઓએ બેનોને આપી દેવા જોઈએ ક્યાં ભાઈઓકમાવા ગયા છે? અને પરમેશ્વરની કૃપાથી ત્રણે ભાઈઓની રળતર ક્યાં કમી છે? આટલી રકમમાં જીવ ઘાલવો એ આ ભાઈઓને કે તમને તો શોભેજ નહિ"

"અરે જાવ જાવ," અત્યાર સુધી છાની બેઠેલી ચંદા બોલી "હું તો માનું છું કે ભલું થજો સસરાજીનું કે એમણે ઉભા ઉભાં વીલ કર્યું ને આંખ્યા પાઠી ગયા કદાચ જો બધો વ્યવહાર સાસુજીને સોંપી ગયા હોત તો તો આટલું એ અમને મળત નહિ'

'ના બેન ના, જરા શાંત થાઓ મારું તો એમ માનવું છે કે તમારા સસરાજીએ ભૂલ જ કરી છે વીલમાં રોકડ રકમ, પાંચ પાંચ હજારની બેનને આપી તેને બદલે પચીસ ત્રીસ હજારની આપી હોત ને લખ્યું હોત કે ઘરેણાં સરખા ભાગે ભાઈઓએ ને બેનોએ વહેંચી લેવાં તો તમારા મનમાં અદેખાઈ, ઉત્પન્ન થઈ છે તે થાતજ નહિ અને જો પચીસ ત્રીસ હજારની રકમ બેનોને આપી હોત તો માણેક બેન કાંઈ ગાંડા નથી કે દીકરાઓને રઝાવીને દીકરીઓના ઘર ભરત માનો જીવ દીકરા દીકરી પાછળ સરખોજ હોય છે, પણ પોતાની મુડીના પ્રમાણમાં દીકરીઓને કાંઈ મળ્યું નહિ એમ લાગવાથી, અને બીજી રકમની વ્યવસ્થા હાથમાં ના હોવાથીજ માનો જીવ દીકરીઓ તરફતણાય છે મારું તો એમ માનવું છે કે દરેક બાપે પોતાની મીલકતનું વીલ કરવું અને તેમાં દીકરીઓનો ભાગ પાડવોજ. હા દીકરાઓ જેટલો કોઈ કહેતું નથી. પણ મુડીમાંથી અમુક હીસ્સો તો દીકરીઓને મળવોજ જોઈએ"

"ત્યારે શું બધો રિવાજ ફેરવવો?" દેરાણી જેઠાણી બંને બોલી ઊઠયાં

મણીએ કહ્યું "હા એમા ગેરલાભ કોઈને નથી એકાદ બે પૈસાવાળા કુટુંબની વાત જ બાજુએ મુકતા વહુ પીયરથી લાવશે ને બેન લઈ જશે. લગભગ સ્થિતિ હાલના જેવી જ રહેશે. પણ ફરક એ મોટો થશે કે અંદર અંદર થતા કલહ અને અદેખાઈ ઓછા થશે, અને પૈસાવાળા બાપની લાડકોડમાં ઉછરેલી દીકરી, સાસરું ગરીબ મળવાથી એકદમ ગરીબ નહિ થઈ જાય હાલ પણ માબાપો થોડું થોડું આપે છે પણ જાણે એમાં ઉપકાર કરતાં હોય એવો ભાવ થાય છે, અને ભાભીની આંખમાં આવે છે પણ જો રીવાજજ થઈ ગયો હોય તો પછી પચાત નહિ. અરે હમણાં તો દરેક સ્ત્રી પોતાની નણંદને સાસુ જેટલું પણ આપે છે, તો તે ખમી શકતી નથી, પણ પોતાના માબાપ પાસેથી લેવાની આશા રાખે છે-બખત

આવે પોતાની દીકરીઓને આપવા એ લોકોજ પાછા તૈયાર થઇ જાય છે. આવા સીધા રસ્તે ન જતાં જો દીકરીઓને અમુક પ્રમાણમાં બાપની મીલકતમાં ભાગીયણ બનાવી હોય તો શું ખોટું ?"

"મણી ! તું કહે છે તે વિચારવા જેવું તો છે." તારા બોલીઃ "પણ ત્યારે બળેવ, ભાઈબીજ, વગેરે ટાંકણે પણ છોકરીઓનું લાગુ છે તથા છોકરીઓનાં કપડાં તો પીયેરથી જ પુરાં પાડવાનો રિવાજ છે. એ બધું પણ રહેજ ને ?"

"ના જુવો. હકથી વારસો મળતો હોય તો પછી આ રિવાજો રહે કે નહિ તેની પરવા નથી" મણીએ કહ્યું: "આ જમાનામાં લોકોના વિચારો બદલાયા કરે છે; તેવે વખતે જુના રિવાજો પણ જાય છેજ; પછી તે સારા હોય કે ખોટા. વળી આ રીવાજો પાછળ નાતનું કે સગાનું દબાણ હોય તોજ તે ચાલે; અને હવે તેવું દબાણ નથી એટલે રિવાજ કરતાં કાંઈક વધારે સખ્ત યોજની જરૂર છે."

તો તે કેવી રીતે ? તમે કહો છો તે નવો રિવાજ પણ કોઇ નહિ પાળે તો ?" તારાએ કહ્યું.

"હું પણ તેજ વાત ઉપર આવું છું." મણી બોલી: "હાલ તરત આપણો નવોજ રિવાજ; છોકરીઓને બાપના વારસામાં ભાગ આપવાનો રિવાજ પાડીયે; અને પછી ધીમે ધીમે સરકાર મારફત કાયદો પણ તે માટેનો ... મહેનત કરવી જોઈએ. તેમ થાય ...જ રિવાજ પળાય."

"હા, તમે કહો છો તે લાગે છે તો બરાબર." કેરાણી જેઠાણી બેઉ બોલ્યાં.

એટલામાં વિદ્યા અને શાંતા ત્યાં આવ્યાં. તારા બોલકણી હતી ખરી; પણ અંદરથી બહુ નિખાલસ હતી. વળી મણી તરફ તે માન પણ રાખતી હતી, એટલે પોતે નણંદો તથા સાસુની ટીકા કરી હતી તે એના મનમાં સાલતી હતી. બંને નણંદો આવી ત્યારે આજે એકદમ હસીને તે ઊઠી અને બોલી.

"વિદ્યાબેન ! શાંતાબેન ! આજ તો મારે તમારી માફી માગવાની છે. મારા મનમાં તો તમારી તરફ હું ઘણોયે રોષ રાખતી હતી. પણ આજે આ મણીએ મારી આંખ ઉઘાડી છે. તમે બંને બેસો; આજે આપણે બહુ વાત કરવાની છે."

આમ કહી તેણે બધી વાત નિખાલસપણે કહી. અને તેજ દિવસથી નણંદો અને ભોજાઈઓ વચ્ચેનો પડદો તુટી ગયો અને બહુજ પ્રીત થઈ.

ત્યાર પછી તારા, ચંદા અને મણીએ ભેગાં મળીને જમનાદાસના દીકરાઓ પાસે એમ કરાવ્યું કે માણેકબેન પાસે જે ઘરેણાં છે તેના ઉપર તેમનો પોતાનોજ હક અને માલીકી ગણવાં. અને તેમની હયાતી બાદ, તે ઘરેણાં, તેમની બે દીકરીઓને સરખે ભાગે વહેંચી આપવાં. આ ગોઠવણ થઈ તેજ વખતે વિદ્યાએ તો શાંતાને એક કાગળ લખી આપ્યો કે, ઘરેણામાં મારા ભાગે આવે તે હું તને અત્યારથી આપી દઉં છું

ધીમે ધીમે આ વાત ફેલાઇ અને તેથી જુના અને નવા મતના સૌને બહુ આનંદ થયો અને જમનાદાસના કુટુંબમાંથી તો તે દિવસથી કલેશ અને અદેખાઇનાં મૂળ ગયાં, અને બધાં બહુજ હળીમળીને રહેવા લાગ્યાં.

# સૌભાગ્ય અલંકાર

લેખિકા : સૌ તારાબેન મોડક (B A)

'hat woman can gold despise,
'hat cat adverse to fish,

કઇ સ્ત્રી સુવર્ણને ધીક્કારી શકશે ?

કઇ બીલાડી માછલીથી વિમુખ થશે ?

કોઇ પાશ્ચાત્ય કવિએ સ્ત્રીની અલંકારપ્રિ-
ાની ઠીક ગમ્મત ઉડાવી છે

આ કારણે સર્વ દેશોમાં સ્ત્રી ઘણીવાર
હાસને પાત્ર બની છે

ઘણીવાર મશ્કરીને પાત્ર બની છે, કેટલી
ક વાર તો તિરસ્કારને પાત્ર પણ બની છે

અનેક ગૃહકલહનાં મૂળમાં સ્ત્રીનો આ શોખ
ર છે આ મોહને લીધે સ્ત્રીએ પોતાનું માન
ાતાની અક્કલ, પોતાનું બધુ ગુમાવ્યું છે.
તેથા ખોધ છે આખી દુનિઆ જાણે છે કે
ાને વશ કરવી હોય તો અમોઘ ઉપાય શો છે

સ્ત્રીની આ વૃત્તિની પાછળ-સ્ત્રીના આ
ાની પાછળ શું હશે ?

સ્ત્રીના અલંકારો તેનાં સૌભાગ્ય-અલંકારો
તેનાં સૌભાગ્યનાં, તેનાં જીવનસૌખ્યનાચિન્હો
એ એનું સર્વસ્વ છે

આ ભાવનાની પાછળ બે વાતો રહી છે
ક સુંદર છે, એક દીન છે

સ્ત્રીના પતિ પ્રત્યેના ઉત્કટ પ્રેમની અને
ી સાથેના સહજીવનમાં તેના સૌખ્ય માત્રની
ાસ્તિની કંઈક ભાવના સૌભાગ્ય ચિન્હો
ામહ અને હેતથી ધારણ કરવામાં રહેલી છે
મ એકાદ સૈનિકને અમુક ચિન્હ ધારણ કર
માં પોતાના સૈનિકપણાની જાગૃતિ, સૈનિક
ણાનું અભિમાન, કર્તવ્ય જવાબદારીની ગભી
ા વગેરે અનેક ભાવના તે ચિન્હની આસ
સ જીવતી જાગતી હોય છે, તેમજ આ
ન્હો ધારણ કરવામાં સ્ત્રીને નવા આશ્રમમાં
પગ મૂકવાનું-મૂક્યાનું-ભાન થતું હશે તે ધારણ
કરી પોતાનું સર્વસ્વ બીજાને અર્પી દેવાની
આનંદલહરી ફરી ફરીથી અનુભવતી હશે
તેનાથી તેનામાં સંસાર જીવનની ગભીરતા વાર
વાર કે સતત જાગતી હશે તે તે આ ચિન્હોને
પોતાનાથી કદિ પણ દૂર કરવા ચાહે નહિ એ
સ્વાભાવિક છે

જ્યારે સ્ત્રીએ આવાં સૌભાગ્યચિન્હો પ્રથમ
ધારણ કર્યાં ત્યારે તેની પાછળ આવી જ કાંઈ
કાંઇ ભાવનાઓ હશે બે વખતે તે બધા તેનાં
પ્રેમચિન્હો હશે કોઇ પ્રસગની, કોઈ વાત
ચીતની યાદ આપનારુ તે ચિન્હ હશે કોઇએ
એકાદ ફુલ વિશેષ ભાવથી પોતાના શણગારમાં
વાપર્યું હશે કોઇએ અમુક રગનો સાડલો વિશેષ
હેતથી ઓઢયો હશે આમ પ્રેમજીવનમાં જૂદી
જૂદી સ્ત્રીઓએ જૂદી જુદી વસ્તુઓ સૌભાગ્ય
ચિન્હો તરીકે ધારણ કરી હશે તેને સતત
પોતાની પાસેજ રાખી હશે દૂર કાળે તેનુ
પ્રેમજીવન વચમાંજ તોડી નાખ્યું હોય તો તે
પ્રેમચિન્હો ધારણ કરવાનું તેને કયાથી મન
થાય ? ને તેથી વિધવાએ કે એવી દુખી સ્ત્રીએ
તેને છોડી દીધા હશે વૃત્તિ બદલાય એટલે
સ્વાભાવિકપણેજ વેશ બદલાય

આગળ જતાં રૂઢિએ અલંકારો નિશ્ચિત
કર્યા. દરેક સ્ત્રી સમ પ્રસંગે તે લેવા લાગી.
રૂઢીએજ નકી કર્યું કે વિધવાએ તે છોડી દેવા

આજ આની પાછળ સ્ત્રીજાતિની ગુલા
મીની ભાવના છે સ્ત્રીના પરાવલબીત્વની
ભાવના છે પતિ જિવત છે તે બતાવવા ચિન્હો
ધારણ કરનારી ને સૌભાગ્યવતી, જે તે ધારણ
ન કરનારી, ન કરી શકનારી તે [illegible]
તેજ કારણે પતિ મૃત્યુ પામનારને

જેના કપાળે શ

ક્ષિત. જેને તે નથી તે ? તે અરક્ષિત અર્થાત્ ધિક્કારવા યોગ્ય. જેના ગળામાં મંગળસૂત્ર છે તેનું દર્શન મંગલ. જેને તે નથી તેનું ! તેનું દર્શન અમંગલ-અશુભ. જેના હાથમાં ચૂડલો છે તેનો ભરણુ પોષણુ કરનારો જીવતો છે એવું સૂચવે છે. અર્થાત્ તે માનને યોગ્ય. જેને તે નથી તે ! તે અસહાય; સમાજને ભારરૂપ, કુટુમ્બ ઉપરની એક આપત્તિ, એક નિષ્કારણુ –નિષ્પ્રયોજન જીવનારી વ્યક્તિ. એટલે કે ધિક્કારને પાત્ર મનુષ્ય.

આજની ઘડીએ સૌભાગ્યચિન્હોથી સ્ત્રીનું Status–સ્ત્રી તરીકેનો દરજ્જો–શ્રીમંત ગરીબાઈનો દરજ્જો નહિ પણ સ્ત્રી તરીકેની તેની કિંમત–તેનાં સૌભાગ્યચિન્હોથી દર્શાવાય છે. જેનો પતિ જીવત છે તે અમુક અલંકારો, અમુક ચિન્હો ધારણું કરી શકે છે માટે તે શ્રેષ્ઠ છે એવી ભાવના અલંકારોની પાછળ છેજ.

સ્ત્રીની સ્ત્રી તરીકેની કીંમત, પોતે સંસારમાં છે કે તેમાંથી મુક્ત છે તેથી ફરતી નથી. છતાં આજે વસ્તુસ્થિતિ આ છે. સ્ત્રી કુમારી છે કે સૌભાગ્યવતી કે વિધવા, છે તે તેનાં બાહ્યચિન્હો ઉપરથીજ સમાજ જાણુવા માગે છે. પુરુષો અપરિણીત, પરિણીત કે વિધુર હોય તો પણ સરખો પોશાક, સરખો શણુગાર કરી શકે છે તેઓ બધાને 'શ્રીયુત'થી સંબોધી શકાય, પરંતુ સ્ત્રીઓમાં 'શ્રીકુમારી', 'શ્રી સૌભાગ્યવતી 'ને માત્ર 'શ્રીમતી' એવા સંબોધનોથી તેમનો સામાજિક દરજ્જો બતાવવાની જરૂર હોય છે.

આનું કારણુ પુરુષ સ્વતંત્ર વ્યક્તિ છે. તે પરિણીત હોય કે વિધુર હોય તેથી તેના જીવનમાં બહુ ફેરફારો થતા નથી લોકો તે ડોક્ટર છે કે વકીલ છે કે વેપારી છે કે રાજઅમલદાર છે તેટલુજ જાણુવા વધારે ઉત્સુક હોય છે. જ્યારે સ્ત્રીઓ વિશે તે સૌભાગ્યવતી કે નહિ એટલું જાણુવામાં આવ્યુ એટલે બધી હકીકત આવી ગઇ એમ મનાય છે.

આજે તો આ ચિન્હો સ્ત્રીઓનાં આર્થિક કે બધી જાતનાં પરાવલંબનનાં બન્યાં છે ને સ્ત્રીઓ તે અભિમાન અને આગ્રહથી ધારણુ કરે છે.

આજની ઘડીએ સૌભાગ્ય અલંકારો પાછળ સ્ત્રીઓનો વ્હેમ પણ છે.

સ્ત્રી ચૂડલો ભાંગ્યો એમ કહેશે નહિ, કંકુ ભૂંસાઇ ગયું એમ કહેશે નહિ. રખેને કહેતાં વેંતજ તેમજ થઇ જાય એટલે કે વૈધવ્ય આવી પડે તો !

એક ક્ષણુ પણ સૌભાગ્યચિન્હ ધારણુ કર્યા વગર સ્ત્રી રહેવા માગતી નથી. કારણુ કે તે વિના તે પોતાને તેમજ બીજાને વિધવા જેવી દેખાય છે. દક્ષિણી સ્ત્રીઓ ન્હાતી વખતે પણ કંકુ લૂછતી નથી. કેટલીક સ્ત્રીઓ કપાળ ધુએ છે તે વખતે પણ કંકુ ડોલને ચોંટાડી દે છે ને ન્હાઇને તરતજ કપાળને લગાડી દે છે, કારણુ કે ધોળું કપાળ એ સ્ત્રીને માટે મોટામાં મોટું દુશ્ચિન્હ છે.

આ ચિન્હો આટલા બધા આગ્રહથી સતત ધારણુ કરીને સ્ત્રી પોતે જ પોતાના પતિના મરણુ વિશે વધારેમાં વધારે વિચાર કરે છે. પોતાના પ્રિય માણુસનું મૃત્યુ તે કોને ગમે ! સ્ત્રીને પોતાનું બાળક પણ એટલું જ વ્હાલું નહિ હોય ! હોય તો ખરું. સ્ત્રીના મનમાં પતિ વિયોગ કરતાંયે, વૈધવ્યની બ્હીક વધારે દઢ છે.

વ્હેમ અજ્ઞાનમૂલક છે તેટલોજ પરાવલંબન સુચક છે. અસહાય માણુસો જ વધારે વ્હેમી હોય છે.

સૌભાગ્ય અલંકારની પાછળ દેહના શણુગારની કલ્પના પણ છે જ.

દેહના શણુગાર પાછળ બે વૃત્તિઓ [illegible] શકે એક સ્વયંભૂ કલાવૃત્તિ–સૌન્દર્યનો [illegible] શોખ, બીજી જાતની દૃષ્ટિએ સુંદર દે[illegible] બીજાના આનંદનું સાધન બનવું ને તે[illegible]

અલંકારસેવનની પાછળ સામાજિક પ્રતિષ્ઠા છે.

આ પ્રતિષ્ઠાનું પોગળ તો સૌ જાણે છે. છતાં તેની ગુલામીમાંથી મુક્ત થવાનું સામર્થ્ય ધરાવનારી સ્ત્રી વિરલ છે. આને લીધે કેટલી સ્ત્રીઓએ પોતાનો સુંદર સંસાર બગાડ્યો હશે! એને લીધે કેટલાએ કુટુમ્બો અર્ધ ભૂખ્યાં રહ્યાં હશે! કેટલાયે ખોટા ડોળ કર્યાં હશે!

વાત સર્વ વિદિત છે. તેને બધા નિંદે છે, છતાં સામાજિક પ્રતિષ્ઠાની વાતજ એવી છે કે તેને સૌ નિંદે પણ કોઈ તેને અવગણી જ શકે નહિ.

સૌભાગ્ય અલંકારના સુરત વપરાશની પાછળ જબરજસ્ત રૂઢીનું જોર છે. સ્ત્રી વ્હેમમાંથી મુક્ત હશે, પરાવલંબનથી એ મુક્તહશે, સામાજિક પ્રતિષ્ઠા વિષે બેપરવા હશે, તોયે સૌભાગ્ય અલંકારો છોડવાની હિંમત ક્વચિત જ કરશે.

રૂઢી દેવીની તો સર્વત્ર બલિહારી છે જ! સૌભાગ્ય અલંકારમાં માંગલ્ય સુચન છે. ઘરની ગૃહલક્ષ્મીની આસપાસ પ્રફુલ્લતા પ્રસન્નતાનુ શુભ એવું વાતાવરણ હમેશ હોવું જોઇએ. તેમાં-બાહ્યચિન્હો તે સૌભાગ્ય અલંકારો છે તે હંમેશ પહેરવા અગવડ ભરેલું હોય તો પણ ધર્મકાર્યમાં, પૂજાને વખતે, કે બીજા મંગલ પ્રસગે તો સ્ત્રી તે ધારણ કરીને પ્રત્યક્ષ લક્ષ્મીની જેમ ગૃહને શોભાવે છે ને વાતાવરણમાં માંગલ્ય આણે છે.

દિવાળીમાં કે હળદર કંકુ વગેરેના પ્રસંગોએ પોતાની મા નાકમાં નથ ને એવાં સૌભાગ્યચિન્હો ધારણ કરીને બેઠી હોય તો, તે દિવસે ઘર કાંઇક વધારે પ્રકાશિત દેખાય છે. માતાનો ચહેરો સુંદર લાગે છે. આનો મધુર અનુભવ દરેક બાળકને હશે જ.

આમ સૌભાગ્ય અલંકારોની પાછળ કેટલીએક સુંદર ભાવનાઓ છે. નિર્દોષ વૃત્તિઓ છે. કેટલીએક વિકૃત છે, કેટલીએક જડ છે.

કંકુનો ચાંદલો કરવો કે ન કરવો, ચૂડલીઓ પહેરવી કે ન પહેરવી એ વાતો પુનર્લગ્ન, બાળલગ્ન, જ્ઞાતિભેદ, કે અંત્યજોદ્ધાર જેવી મોટી નથી. છતાં એવી નાની વાતોમાં પણ કોઈ સુધારા કરવા ધારે તો વાત સાવ સહેલી નથી. સ્ત્રીઓ આ સંબંધમાં વિચાર કરશે? અલંકારો, પહેરવાં જ એ રિવાજ જેમ પડ્યો તેમ કાઢી નાખવાનો રિવાજ પાડવો તે વખતે સહેલું છે; પણ પહેરવામાં કે ન પહેરનારમાં પહેરનારની વૃત્તિને ભાવનાની શુદ્ધિ સાધવી એ વાત જ મુશ્કેલ છે. સારાસાર જોવાની બુદ્ધિ કેળવવાની જરૂર કેટલી બધી છે.

# દીવાળી કેમ દીપે ?

લેખિકા : શ્રી જયશ્રીબેન રાયજી

અત્યારે આપણા દેશમાં જ્યાં ત્યાંથી અનાજની અછત અને ભૂખમરાથી થતાં મરણોની હકીકત વાંચી દરેક વિચારશીલ માણસના હૃદયમાં આ પ્રશ્નનો તોડ કઇ રીતે આણવો એ વિચાર મુખ્ય ઉદ્ભવે છે. બંગાળમાં ભૂખમરાની હૃદયદ્રાવક વાતો સાંભળીએ છીએ ત્યારે એક ગુલામ દેશની કેટલા બુરા હાલ થઈ શકે છે તેનો ખ્યાલ આવે છે. ભૂખમરાનો પ્રશ્ન કંઈ એકદમ ઉભો થયો નથી આટલી હદ સુધી જે દેશમાં સ્થિતિ થઈ છે તે ખોરાકના પ્રશ્ન તરફ સરકારની બેદરકારીને જ આભારી છે. બંગાળનો જે મ્હોટો જયુટ એટલે શણનો વેપાર યુરપ સાથે હતો તે જર્મન સાથે લડાઈ શરૂ થઈ તે કારણથી બંધ પડ્યો છે. બંગાળ સરકારે શણના વાવેતરના બદલામાં ચોખાનું વાવેતર વધારવાનો પ્રયત્ન કર્યો ને રિપોર્ટ પ્રમાણે ૧૯૪૧–૪૨ ની સાલમાં ચોખાનાં વાવેતરમાં ૩૦ લાખ એકર જમીનનો વધારો કર્યો ને ચોખા પણ લાખો ટન વધારે ઉત્પન્ન થયા હોવા જોઈએ. પણ ત્યારે આ ચોખા ગયા ક્યાં ? અત્યારે ત્યાં આટલો ભૂખમરો શાથી ? ત્યાંની સરકારના વહિવટની ખામી જ હોવી જોઈએ જેથી આ ગંભીર પરિસ્થિતિ થવા પામી છે. ઇંગ્લાંડમાં લડાઈ શરૂ થઇ કે તરત જ લોકોને પુષ્ટિકારક ને પૂરતો ખોરાક મળે તે માટે બધી ગોઠવણ આગળથી જ કરવામાં આવી–આ અગમચેતી શું આપણે ત્યાં શક્ય નથી ! આપણી સરકારે આગ લાગે ત્યારે કુવો ખોદવા જવાની નીતિ ગ્રહણ કરી.

હવે આપણા જ બંધુઓ અને બ્હેનો જે અત્યારે દેશના ભૂખમરા માટે આટલી દિલસોજી બતાવે છે તેમનો પણ શું વાંક નથી ! અનાજના વેપારીની તેમજ અન્ય વેપારીઓની મનોદશા કંઈ ઓછી અધમ ના ગણાય. લડાઈને લીધે મોંઘવારી થાય એ બાજબી છે પણ જે હદ ઉપરાંત ભાવો વધારી દેવામાં આવ્યા તેથી કેટલું નુકસાન થયું છે. પોતાનો માલ જલદી વેચાય એ કારણથી લોકોમાં ગભરાટ ઉત્પન્ન કરાવ્યો કે ઘઉં નહીં મળે કે ચોખા હવે નહીં આવે ? આવી ખોટી અફવાથી લોકોએ દાણો સંઘરવા માંડ્યો. આ સંગ્રહથી ગરીબ લોકોમાં ભૂખમરો શરૂ થયો. વેપારી એક હાથે લાખો રૂપિયા કમાયા ને બીજે હાથે પીડિત લોકોને રાહત આપવા ચપટી દાન- કર્યું તેથી શું ભૂખમરાનું પાપ ધોવાય ખરું ? આપણાં બ્હેનો પણ તદ્દન પાપમાંથી મુક્ત ના કહેવાય –જોઈએ તે કરતાં અનેક ઘણું વધારે અનાજ બ્હેનોએ ઘરમાં ભરવા માંડયું–સંગ્રહ કરવો એ ચોરી કરવા બરાબર છે એમ ગીતાજીમાં કહ્યું છે. આ પાપનું પ્રાયશ્ચિત આપણે શી રીતે કરવું ?

ઇશ્વર કૃપાથી આપણે જે દ્રવ્ય ખરચી શકીએ તો આપણી ફરજ છે કે સસ્તી વસ્તુઓ મધ્યમ વર્ગના તેમજ ગરીબ ભાઇબ્હેનો ખરીદ કરી શકે તેવો માલ તેઓ માટે રાખી થોડો મોંઘો માલ પોતા માટે ખરીદવો. અત્યારે દુધના ભાવ ખૂબ જ વધી ગયા છે. જો મોટેરાં બને તેટલો ઓછો દુધનો વપરાશ કરે તો બાળકો, વૃદ્ધ તેમજ માંદા માટે દુધ વધારે બચી શકે ને એ રીતે કંઇક દુધના ભાવ ઘટાડી શકાય.

મહાત્મા ગાંધીજીએ ૧૯૪૨ ના તા. ૨૫ મી જાન્યુઆરીના હરિજનના અંકમાં લખ્યું છે કે મનુષ્યના શરીરને ટકાવી રાખવાને જેટલા ખોરાકની જરૂર છે તે ઉપરાંત વિશેષ ખોરાક લીધાથી પાચનશક્તિને શ્રમ પડે છે ને આખરે શરીરમાં રોગનો વિકાસ થાય છે. બીજી તેઓની ભલામણ છે કે જે પ્રમાણમાં અત્યારે ચોખા અને ઘઉંને પોચા પકાવી ખાવામાં લેવાય છે તેનું પ્રમાણ સુકા કરતાં અર્ધા જેટલું થઈ જાય છે પણ તે સાથે કાચાં શાક, સેલાડ વિગેરેનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ મીઠાઈનો તો બનતાં સુધી ત્યાગ કરવો જોઇએ. શ્રીમંત માણસો જેઓ પોતાના ખોરાકમાં દુધ, ચીઝ, ઇંડા વિગેરે વાપરી શકે તેમણે તેજ સત્વ પૂરું પાડતી તેલ, દાળ અને એ જાતની બીજી ખોરાકની વસ્તુ ઓછાં વાપરવાં જેથી ગરીબોને તે વધારે સસ્તામાં મળી શકે. હાથછડના ચોખા વાપરવાથી ઓછા ચોખામાં વધારે પુષ્ટિ મેળવી શકાય છે—આ સલાહ ગાંધી ભક્ત ભાઈબ્હેનો પાળે તો ગરીબોને કેટલી રાહત આપી શકે હાથછડના ચોખા પ્રીન્સેસ સ્ટ્રીટમાં નવજીવન સંઘમાંથી તેમજ નાનાચોક ગ્રાન્ટરોડ ઉપર ગાંધી સેવા સેનાની ગ્રામોદ્યોગની દુકાનમાંથી મળી શકે છે ચોખાના ઓસામણને ફેંકી ના દેતાં તેનો ઉપયોગ કરવો જેથી તેમાંથી સત્વનો નાશ થાય નહીં....

આપણે દીવાળી કેમ ઉજવીએ ? અત્યારે દેશમાં જ્યાં ત્યાં હોળી ભડકે બળે છે ત્યાં શું બ્હેનો દીવાળીનાં પકવાન ને મિષ્ટાન્ન બનાવી ખાશે ? બંગાળના રસ્તામાં હાડપીંજર સમાન બાળકો, પેટમાં ખાડા પડેલી માતાઓ અને ટુકડો રોટલા માટે કુતરા અને બાળક વચ્ચે મારામારી, આ અને બીજાં અનેક હૃદયદ્રાવક હેવાલથી કોનું પાષાણ હૃદય હોય કે દ્રવે નહિ ? ધણી સ્ત્રીને રઝળતી મૂકી ચાલ્યો જાય, પત્ની ભૂખે મરતા માંદા ધણીને ત્યજી દે, બાળકને વેચી દે એવા બનાવ આ વીસમી સદીમાં બનવા પામે એ દેશની કેટલી અધોગતિ દેખાડે છે ? બ્હેનો વ્રત કરવામાં અને સંયમ પાળવામાં જાણીતાં છે આવા કટોકટીના વખતમાં આપણા ખોરાકમાં સયમ ધારીએ તો આપણે અનેક ગરીબ જીવોને બચાવી શકીએ. આપણા વ્રતના ફળ તરીકે પ્રભુ પાસે માગણી કરવી કે આપણા દેશમાં ને વિશ્વમાં શાન્તિ જલદી સ્થપાય અન્ન વસ્ત્ર માટે મદદ કરવા બ્હેનો ઇચ્છે તો ભગિની સમાજ તરફથી સંકટ નિવારણ ફંડ શરૂ કર્યું છે તેમાં બ્હેનો પોતાનો ફાળો મોકલશે એ વિનતિ. ગરીબ બ્હેનોને ઉદ્યોગ આપી હમેશની મદદ કરવા માટે અખિલ ભારત ચરખાસંઘ તરફથી પણ ચરખા ફંડ ભેગું થાય છે તેમાં પણ યથાશક્તિ બ્હેનો મદદ કરશો. નવું વર્ષ સર્વને સુખદાયી નીવડે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરું છું.

[ભગિની સમાજ પત્રિકામાંથી]



# કાચું શાક ખાઈ સાજો થયો.

લેખીકા : પુતળીબાઇ કાબરાજી

જુવાન ડોસુનો જન્મ ગુજરાતના એક નાના ગામડામાં થયલો કે જ્યાં તેનાં ઘરડાં મમાંઇ મમાવા ખેતીવાડી કરી પોતાનો નિર્વાહ કરતાં. ડોસુને તેનાં માબાપ એવું ધારીને મુંબઈ લઇ ગયાં કે સારી કેળવણી લઈ ડૉક્ટર કે વકીલ બારીસ્ટર થાય, કેમજે તે ચંચળ હતો. ડોસુએ કેળવણી લીધી, પાસ થયો, સોલીસીટરની ઓફીસમાં આર્ટીકલ્ડ કલાર્ક રહ્યો અને થોડા વખતમાં સોલીસીટરોની એક ધીકતી પેઢીમાં જોડાયો પણ તેનાં માબાપને બળાપા અને દલગીરીનું મૂળ થઈ પડયો, કેમજે તેની તબીયત બગડેલી ચાલવા લાગી. કોઈવાર તેને ભારે કબજીયાત રહેતી તો કોઈ વાર ઝાડો છુટવાથી તેને "કાંજી પાણી" ઉપર રહેવુ પડતું. તેનાં માબાપને આથી ઘણી ફીકર લાગતી અને તેઓ મોટી ફીના ડોક્ટરોને ઘરમાં બોલાવી એની હકિકત કહી તે ડાક્ટરની ફી આપવા ઉપરાંત તે આપે તે દવા મંગાવવા પર ઘણો પૈસો ખરચતાં. એવી રીતે બે ત્રણ વર્ષ ચાલ્યુ. હવાફેર કરાવવા માટે જાંહબો-રડી, દેવલાલી વગેરે સ્થળે મોકલ્યો. પણ જ્યાં જાય ત્યાં ખોરાક પચે નહિ તેની ફરિયાદ. આખર પેટનો દુઃખાવો શરૂ થયો, અને ડૉક્ટરોએ "અપેનડીસાઈટીસ"ની વધામણી આપી, અને તેને માટે ઓપરેશન કરવાની જરૂર જણાવી. એવામાં રજાના દિવસો પડયા, તેથી ગણદેવીમાં મમાઈ મામાને ઘેર જવાનુ થયું. ડોસુ ત્યાં ગયો પણ ત્યાંએ એવું એ. એની મમાઈ એને તાજાં ઈંડાં ખવાડે, એની મામી એને માટે કાંજી પાણી કરે, પણ ડોસુને કંઈ ભાવે નહિ. લાંબા વખતની બદહજમીથી તેનો સ્વભાવ પણ ચિડિયલ થઇ ગયલો એટલે તેને કાંજી કાચી લાગે, ઈંડાં વીસરાં લાગે વગેરે. આ ઘરમાંનું સારું સારુ રંધિણું ખાવા ઉપર મન દોડે, પણ ખવાય નહિ તેમાં મામાના બગીચામાં સારી સારી તરકારી, ભીડા ટામેટા ભાજી કોથમીર, ઉગે તે રોજ ઘરમાં રંધાય અને ખવાય, તે ખાવા ઉપર એનું મન ઘણું દોડે, 'પણ એની મમાઈ, તે તો ખાવાજ દીએ નહિં, અને ડોસુને ઘણી રીસ ચઢે ' એમ કરતાં તે એવો રિસાયો કે દુધ કાંજી પણ ન લે, અને માંસ ઈંડાનો ખોરાક પણ ન લે. મુગો મુગો વાડીમાં ફર્યા કરે અને ખેતરમાં જઈ પોંક ખાયા કરે. આમ ફરતાં તેની નજર સુંદર ગાજરના છોડવા ઉપર, મકાઇભુટ્ટા ઉપર, લીલા કાંદા કોથમીર ઉપર જતી, અને તેણે નાનપણમાં એવી તરકારી કાચી ખાધેલી યાદ આવતી માટે તેણે થોડી થોડી ખાવા માંડી. જો કે તેના મનમાં તો બીક હતી કે કાચી તરકારી ખાધાથી તો પેટમાં દુખે, બદહજમી થાય, વગેરે કેમજે તે નાનો હતો અને એવું ખાતો હતો ત્યારે મા મમાઈ મોઢાંમાં મારી મારીને થુકાવતાં પણ તેને તો ઘણો ફાયદો જણાયો, તેનો દુઃખારો નરમ પડયો, ઝાડો ખુલાસે થવા લાગ્યો, અને ઘરમાં તો રિસાયેલો એટલે વાડીમાંજ પોંક તથા કાચી તરકારી ખાઇ ખાઇને તે તૃપ્ત થવા લાગ્યો. અલબત રિસણું લાંબા દિવસ રહ્યું તો નહિ, મમાઇ મામાએ તેને કહ્યું કે, "બાપુ તું કહે તે તને ખવાડયે પણ તું ભૂખ્યો ના રહે" એટલે તેણે બગીચાની તરકારીજ માંગી, જે રાંધીને તેઓ તેની પાસે મુકતાં. પણ એકવારની કાચી કાચી તરકારી મોંઢે લાગેલી તેથી રાંધેલી તેને ગમી નહિં, તો પણ મમાઈને ખુશી કરવા તે ખાતો અને પછી બગીચામાં જઈ છાનોમાનો કાચું ખાઇ આવતો. આખર તેને સમજ પડી કે કાચી તરકારીનોજ ફાયદો ઘણો છે, પછી તેણે તે મમાઇ મામાની સામે પણ ખાવા માંડી.

એમ કરતાં તે તદ્દન સાજો થઈને મુંબઈ ગયો અને ત્યાં પણ તેજ ઉપાય ચાલુ રાખ્યો, જેથી ઓપરેશનની કંઈ જરૂર પડી નહિં અને તે તનદુરસ્ત જુવાન બની ગયો.

તેને કાચી તરકારી ખાતો જોઈ તેનાં નાનાં ભાઈબેને પણ એ શોખ પ્રાપ્ત કર્યો, અને તેમની માતા તેમને માટે ભીંડા, દોઢી, તુરીયાં, કાકડી ભાજી વગેરે ઝીણું ઝીણું કાપી માથે મીઠું મરી, સરકો, મીઠું તેલ વગેરે મૂકીને કચુંબર કરી આપવા લાગી, જે હોંશે હોંશે ખાતાં બધાં છોકરાંની તનદુરસ્તી સુધરી, એટલું જ નહિં પણ ઘરના ડૉકટરે પણ એ રીત જ પસંદ કીધી ને ડોસુને ઘણું ઉત્તેજન આપ્યું, અને સલાહ આપી કે ફક્ત તરકારી ઉપર જ ન રહેતાં સાથે ઘઉંના રોટલા, દુધ, કાચાં ઇંડાં, એવો પણ ખોરાક લેવો, વળી ગજા પ્રમાણે ફ્રુટ ખાવી, સુકો મેવો ખાવો. ટુંકમાં ઘરમાં માબાપે તેમજ છોકરાંએ એવો ખોરાક લેવા માંડ્યાથી રાંધવાની મોટી મહેનત ઓછી થઈ ગઈ, અને કેટલેક દરજ્જે ખર્ચ પણ ઘટ્યો. સવારમાં પાઉં લેતાં, સાથે માખણ ઇંડાં ખવાતાં, બપોરને માટે ગોસ આવતું, માછલી આવતી. દાળ ચોખા રંધાતા તે રદ્દ બંધ કરી સારી રીતે ચાવીને ખવાય તેવા ઘઉંના રોટલા ઘરમાં કરવા માંડ્યા તેની સાથે કાચાં ઇંડાં, ફ્રુટ દુધ વગેરે ખાઈ છોકરાં નિશાળે જતાં, બપોરને માટે થોડી કાચી તરકારી અને ફ્રુટ સાથે લઈ જતાં, રાત્રે આવી જુવારના કે બાજરીના રોટલા સાથે દુધ કે છાશ ખાતા. ભાવે તો રંધેલી તરકારી પણ ખાતાં કે સુકો મેવો ખાતાં એમ કરતાં ઘરમાંથી ડૉકટરનો પણ ગયો અને દવાઓનો ખર્ચ પણ ગયો, અલબત આ બાબતની વધું સમજ તેમને કેટલાંક આરોગ્યતાને લગતાં પુસ્તકો વાંચવાથી મળી, એટલે તેમને હિંમત રહી. એ પુસ્તકો વાંચનાં તેમણે ખાંડનો ઉપયોગ કરવાનો તજ્યો અને ગોળ ખાવા માંડ્યો. જેમાં કોપરું ચણા મેળવી વડી બનાવી ખાતાં. અથાણાં મરચાં વગેરે ખાવાનું છોડી કાચું આદુ, લસણ કરિ એવું કાચી તરકારીમાં મેળવી તે સ્વાદિષ્ટ બનાવવા માંડી, અને સર્વ છોકરાંને નિયમસર કસરત કરાવવા માંડી જેથી આજે ડોસુ અને તેનાં ભાઈબેન મુંબઈમાં વસવા છતાં તનદુરસ્ત, ગાતાંમાતાં, હસતાં બોલતાં બળવાન સ્ત્રી પુરુષો થયાં છે અને અંગબળના કેટલાક પ્રયોગો કરી બતાવે છે ચા કાફી દારૂ તંબાકુને તેઓ અડતાં નથી. તેની જરા પણ જરૂર તેમને લાગતીજ નથી. વળી તેમના દાંત જે સડવા પર આવેલા હતા તે પણ હવે મજબૂત થઈ ગયા છે. ટુંકમાં ડોસુ અને તેનાં ભાઈબ્હેન દાખલો લેવા જોગ બન્યાં છે, અને તેમનાં માબાપ ઘરડાં થયાં છે પણ સબળ અને નિરોગી છે પોતાનાં સર્વ કામ જાતે કરે છે, અને બીજાં ઘરડાંઓ જેવાં ચિડેલ કટકટ્યાં નહોતાં ખુશાલ રહે છે. તેઓ હવે સમજ્યાં છે તેથી દરસાલ રજાના દિવસોમાં મધુરીની યા બીજાં ગામડાંઓમાં જઈ ત્યાંના ખેડુતોની પેઠે ખેતીનાં કામો કરવામાં તે દહાડા ગુજારે છે અને જે તેમનાં પાડોસીઓ માથેરાન, મહાબળેશ્વર કે પરગામડે જઈ થોડી ચાલવાની કસરત સિવાય બીજો કંઈ શ્રમ ન લેતાં, ખોરાક ખાવાનો વધારો, કૌવત અને તંદુરસ્તી મેળવવાનાં અને શરીરને થયેલાં દુઃખોમાંથી મુક્ત થવાનાં ફોકટ ફાંફાં મારે છે તેમને હસે છે.

ડોસુને ફાયદો થવાનું મુખ્ય કારણ ડૉકટરે એ સમજાવ્યું કે તરકારી રાંધીને ખાવાથી તેમજ રોટલી કે ભાત છેક પોચા ખાવાથી દાંત વપરાતા નથી, અને દાંત વાપરવાથી પાચનક્રિયામાં મદદ કરવા જે લાળ પેટમાં જવી જોઈએ તે જતી નથી, માટે કાચું કે જે અવશ્ય ચાવવુંજ પડે, તે ખાવાથી ફાયદો થયો.



વર્ષ ૨૪ મું : અકટોબર અને નવેમ્બર ૧૯૪૩ : અંક ૧૦–૧૧ મો

# નૂતન વર્ષ—અભિલાષ

ઘણું જીવો!

નૂતન—વર્ષે અભિલાષ મારી,
બાળક સહુ, ઘણું જીવો! ઘણું જીવો!
પ્રભુ! આરોગ્ય વિચારી દો સુવાણી,
બાળક સહુ, ઘણું જીવો! ઘણું જીવો!
પ્રભુ! દેજો કુબુદ્ધિ નિવારી;
બાળક સહુ, ઘણું જીવો! ઘણું જીવો!
પ્રભુ! ડગે ના બળ દો ભારી;
બાળક સહુ, ઘણું જીવો! ઘણું જીવો!
પ્રભુ! દેજો સંકટ સહુ ટાળી;
બાળક સહુ, ઘણું જીવો! ઘણું જીવો!
પ્રભુ! દેશો ના બાળકો વિસારી;
બાળક સહુ, ઘણું જીવો! ઘણું જીવો!
પ્રભુ! સુણજો અરજ અમારી,

## વાછરડી

મારે આંગણે એક વાછરડી.
રંગે રાતી ને ધોળુડી વાછરડી.
ગાવડી રોજ ધવરાવે વાછરડી.
હેતેથી ડીલ તેનું ચાટે વાછરડી.
ભાં ભાં ભાં ભાં બોલે વાછરડી.
ફળીઆમાં નાચે ને દોડે વાછરડી.
કુણું કુણું ઘાસ ખાતી વાછરડી.
રોજ રોજ મોટી થાતી વાછરડી
નામ પાડ્યું અમે નંદા વાછરડી.
રમાડે રોજ તેને ચંદા વાછરડી.

રતિલાલ ગો. ઓઝા

## માળી આવ્યો

માળી આવ્યો
શું શું લાવ્યો.
ડોલર લાવ્યો
ગુલાબ લાવ્યો
જાઈ જુઈની કળીઓ લાવ્યો.
માળી આવ્યો
શું શું લાવ્યો.
હાર લાવ્યો
તોરા લાવ્યો
છાબ ભરીને ફુલડાં લાવ્યો.
માળી આવ્યો.
શું શું લાવ્યો.
વેણી લાવ્યો
ગજરા લાવ્યો.
મઘમઘતી મહેલાતો લાવ્યે
રતિલાલ ગો. ઓ

## કુરકુરિયાં

દોડી આવો અહીં ઓ, કુરકુરિયાં !
લોને ખાઓ દહી ઓ, કુરકુરિયાં !
તમે ગેલ કરો ઓ, કુરકુરિયાં !
ભય તજી ફરો ઓ, કુરકુરિયાં !
થાય પૂંછડી પટ પટ, કુરકુરિયાં !
હર્ષ દેખાઇ આવે ઝટ, કુરકુરિયાં !
તમને ખોળામાં લઉં ભટ, કુરકુરિયાં !
કાય ચાટે ન કહું "હટ" કુરકુરિયાં !
કાળાં ધોળાં ને કાબરાં, કુરકુરિયાં !
દડબડ દોડે છે જબરાં, કુરકુરિયાં !
કેવાં દિસે બિચારાં ! કુરકુરિયાં !
મોં લાગે મજાનાં કુરકુરિયાં !
તમે ખાશો શીરો દૂધ, કુરકુરિયાં !
તમને જોઈ ગઇ શુધ, કુરકુરિયાં !

હરગોવન લા. કડીઆ

# દશેરા ને દિવાળી

દશેરા એટલે વિજયા દશમી તે દિવસે પાંડવોનો ગુપ્તવાસ પુરો થયો ખીજડા જેવા ભૂતવૃક્ષ ઉપરથી પોતાનાં હથિયારો ઉતાર્યા ને યુધિષ્ઠિરને શુભ મુહુર્તે ગાદી ઉપર બેસાડયા હથિયારો સાચવનાર વૃક્ષનુ આજે ક્ષત્રિયો ભાવ પૂર્વક પૂજન કરે છે પણ આજના રાજાઓને પાંડવો જેવા દુઃખો વેઠવાના નથી ને હથિયારોથી પ્રજાનું રક્ષણ ને દુષ્ટ ને અધર્મીઓનો નાશ પણ કરવાનો નથી. આ તો એક રિવાજ થઇ ગયો જેને માટે સ્વારી ઉપર ચડવા સિવાય કશું કરવા પણું રહેતુ નથી

અગાઉના રાજાઓ વિજયાદશમીને દિવસે કોઈ દેશ જીતવાને માટે વિજય પ્રસ્થાન કરતા ચોમાસાને લીધે કાટ ચડેલા હથિયારો ઘસાવી, ધાર કઢાવી સુસજ્જ બની દશેરાને દિવસે વિજય કરવા નીકળી પડતા આજે તો કાટેલાં કે ચકચકિત ને ધારદાર એમ બધાં જ હથિયારો સરખા છે નથી પોતાને કોઇનો સામનો કરવાનો કે–કોઈના ઉપર ચડાઇ કરવાની; સૌ છાપામાં વાંચે છે કે યૂરોપમાં ભયંકર લડાઈ ચાલી રહી છે. આપણે વિજય પ્રસ્થાન કરવાની વિજયાદશમી કોણ જાણે ક્યારે ય આવશે! આજના જેવી ગુલામી દશમીઓ તો ઘણી ઉજવી સ્વતંત્રતા મેળવીને વિજય કરીને દશમ ઉજવીએ એજ સાચી વિજયાદશમી ગણાય

દિવાળીના દિવસમા ઘર ઘર દીવા થાય
ફટાકડા ફડફડ ફૂટે બાળક બહુ હરખાય

કહેવાય છે કે શ્રી કૃષ્ણ ભગવાન સત્યભામાને પરણી આવ્યા તે દિવસે આસો માસની અમાસની અંધકાર રાત્રિ હતી પણ લોકોએ શ્રીકૃષ્ણ લગ્નનો આનંદ ઉત્સવ ઉજવી–આખા નગરમા દીવા ને રોશનીનો ઝળહળાટ કરી દિવસ કરતાં રાત્રિને પ્રકાશમય કરી મૂકી તે દિવસથી લોકોએ દિવાળી ઉજવવાનું શરૂ કર્યું. આજે ય રોશની થાય છે ને ફટાકડા ફૂટે છે ફટાકડા લેતા પહેલાં ફોડનારાને આપણે કહીએ છીએ કે ફટાકડામા પૈસો પરદેશ જાય છે ને પૈસાનો નાહક ધુમાડો થાય છે આપણે સ્વરાજ મેળવીએ સ્વતંત્ર થઇએ તે દિવસે સાચી દિવાળી ઉજવી ગણાય તે દિવસે ફટાકડા શોભશે ને ગુલામીની અંધકાર રાત્રિને બદલે લોકોના મનમાં મુક્તિને ઉલ્લાસનું તેજ ઝગઝળતું હશે આપણે સૌ ઇચ્છીએ કે આવી અપૂર્વ દિવાળી વહેલી આવો

હેમુભાઇ

# સ્વામી માટે

એના હૈયામાં ડંખ કોતરી રહ્યો છે. જબાને મુંગી બની ગઈ છે. આંસુ આંખને પલાળી છૂટથી વહી રહ્યાં છે. એ જુવાન કુટડી સ્ત્રી પોતાના ઘાયલ પતિની પાસે છાવણીમાં બેઠી છે એને સમાચાર મળે છે. 'બે ચાર દિવસમાં પોતાના સ્વામીની કતલ થશે!' ઓ પ્રભુ! પોતાનું જીવન સર્વસ્વ આમ નાશ પામવાનું. હૈયાનો હાર આમ તૂટી જવાનો! કેમ? શાથી? એ જવાબ ઓરતના પતિએ ગુનો કર્યો હતો! પોતાના દેશને સ્વતંત્ર કરવા એ બલિ બન્યો હતો. સેંકડો વિચારો એના મગજમાં આવી ગયા. સેંકડો યોજનાઓમાંથી એ પરવારી ગઈ. એક ઉપાય હતો, સેનાપતિને મળવું, પોતાના સ્વામીને અંતીમ ઘડીએ એકલો મુકી એ ઓરત ચાલી નિકળી પોતાના પતિને જીવતદાન અપાવવા. અસંખ્ય ફોજોને વટાવતી એ સેનાપતી પાસે પહોંચી ગઈ, રસ્તામાં થડેલાં દુઃખો, સીતમો, જુલ્મોનો સામનો કરતી એ ચાલી જતી હતી એના હૈયામાં એક જ ઝંખના હતી કોઈ રીતે પોતાનો પતિ જીવતો રહે પછી દુઃખો શા વિસાતમાં, રાત અંધારી ઘોર જાગી છે, મોટી નદી પાણી ઉછાળતી વચમાં તેને રોકી રહી છે. બિહામણી-રાત્રીએ એક લાકડાના કકડાને વળગી નદીમાં એ ઝુકાવે છે. મંત્ર જપે છે. યોજના વિચારે છે. 'હિંમતે મર્દા તો મદદે ખુદા!' હિંમત હોય તો શું નથી થતું? નહિ તો એ પાર ઉતરી-ગઈ. હવે જમીન પર ચાલવાનું પગ છોલાઈ ગયા હતા. ચંપલ કે બુટનું ઠેકાણું શાનું! કાંકરા, ખાડા, ટેકરા વટાવતી એ ચાલી. રસ્તામાં 'રેડ ઇન્ડિયન્સ પાર્ટી' મળી ગઈ. એનાં દુઃખની વિગતની જાણ કરી 'રેડ ઇન્ડિયન્સ પાર્ટી' એ તેણીના પતિને છોડાવવાનું વચન આપ્યું. બીજે દિવસે બળવો જાગ્યો. એ વીર યુવતી પણ બહાદુરની માફક લડી અને પોતાના પતિને મૃત્યુના મુખમાંથી ઉગારી લીધો. એ વીર બાળાનું નામ 'લાઉરા સેકર્ડ' કેનેડા દેશની એ રહેવાસી; કેનેડાનો ઇતિહાસ ફેરવો એનું નામ અમર થએલું દેખાય જ. વીર સ્ત્રીનાં સ્મરણ કોને યાદ ન રહે?

ચંદુભાઇ ના. મીસ્ત્રી

# ચતુર રાજકુમારી

એક રાજા હતો, તેને ત્રણ કુંવરીઓ હતી. રાજા ત્રણેય કુંવરીઓ ઉપર બહુ વહાલ રાખતો હતો. અને ત્રણેય કુંવરીઓ પોતાના પિતાને બહુ જ ચાહતી હતી.

રાજાએ એક વખત ત્રણેય કુંવરીઓને પાસે બોલાવી પૂછ્યું કે, મ્હારું હેત તમને કેવું લાગે છે! તે કહો જોઈએ? સૌથી મોટી કુંવરીએ કહ્યું સાકર જેવું, વચલીએ કહ્યું મધ જેવું, સૌથી ન્હાનીએ કહ્યું નીમક જેવું.

મોટી બે કુંવરીઓના જવાબ સાંભળી રાજા ઘણો હરખાયો, પણ સૌથી ન્હાની કુંવરીના જવાબથી તેને ઘણો ગુસ્સો ચઢયો. રાજાએ વિચાર્યું કે નિમક તો ખારું હોય, મ્હારું હેત નીમકના જેવું ખારું છે, એમ સૌથી ન્હાની કુંવરી કહે છે. માટે હવે મારે તેનું મોઢું પણ ન જોવું.

આવા વિચારોથી રાજા તો ઘણો ગુસ્સે થઇ અને સૌથી ન્હાની કુંવરીને પોતાના રાજ્યની બહાર ચાલ્યા જવાનો હુકમ કર્યો!

સૌથી ન્હાની કુંવરી તો બિચારી હુકમ મળતાં ચાલી નીકળી.

ભૂખી–તરસી થાકી–પાકી ચાલતી ચાલતી, તે એક જંગલમાં જઇ પહોંચી. એ જંગલ પડોશના એક બીજા રાજાની હદમાં આવેલું હતું. જંગલમાં એક ન્હાનું તળાવ હતું અને તળાવની પાળ ઉપર આંબાનાં ઝાડ હતાં.

રાજકુમારીએ તો એકાદ કેરી તોડીને ખાધી.

તળાવમાંથી થોડું પાણી પીધું અને આંબાને છાંયે જરા વિસામો લેવા બેઠી.

આખા દિવસના થાકથી બેઠી એવી જ એ તો ત્યાંજ ઉંઘી ગઇ.

એ વખતે ત્યાંનો રાજકુમાર શિકારે નીકળેલો હતો. તે ફરતો ફરતો પોતાના ઘોડાને પાણી પીવડાવવા તળાવ પાસે આવ્યો.

ઘોડાને પાણી પીવડાવી, થોડું પાણી પોતે પણ પીધું. પછી જેવો પાછો ફરે છે ત્યાં તેની નજર અચાનક પેલી સૂતેલી રાજકુમારી ઉપર પડી.

આવા ઘોર જંગલમાં આવી નાની સુકુમાર અને રૂપવંતી રાજકુમારીને આંબાને છાંયે એકલી સૂતેલી જોઇ રાજા તો નવાઇ પામી ગયો.

રાજકુમારે વિચાર્યું કે, ભલે ગમે તેમ હોય પણ આ રાજકુમારીને અહીં એકલી મૂકીને ચાલ્યા જેવું એ ઠીક નહિ.

રાજકુમાર તો ધીમેથી રાજકુમારીની પાસે ગયો. એટલામાં આંબા ઉપરથી એક કેરી ધબ નીચે પડી. કેરીનો ધબકારો સાંભળી ચતુર રાજકુમારી તરત જાગી ગઇ. આંખો ઉઘાડીને આજુબાજુ જુએ છે કે સામે સુંદર રાજકુમાર હસતે ચહેરે ઉભેલો છે!

રાજકુમારે રાજકુંવરીને હિંમત આપી, અને તે કોણ છે, તથા આ જંગલમાં એકલા આવવાનું કેમ થયું વગેરે પુછયું રાજકુમારીએ બધી વાત કહી.

રાજકુંવરીની ચાલાકી, હિંમત અને રૂપ જોઇ રાજકુમાર ઘણો ખુશ થયો.

પછી તે રાજકુમારીને પોતાના ઘોડા ઉપર બેસાડીને મહેલમાં આવ્યો. કેટલાક દિવસો પછી રાજકુમાર અને રાજકુમારીનાં લગ્ન થયાં. અને તેઓ આનંદથી રહેવા લાગ્યાં

હવે રાજકુમારીના બાપની તો સ્થિતિ તો ઘણી કફોડી થઇ ગઈ તેની બન્ને મોટી દિકરીઓએ લગ્ન થયા પછી તકરાર કરી બાપનું રાજ્ય પડાવી લઈ અર્ધું અર્ધું વહેંચી લીધું ને રાજા તો રઝળતો થઇ પડયો!

ચીંથરેહાલ હાલતમાં રઝળતો રઝળતો તે રાજા એક દિવસ ચતુર રાજકુમારીના મહેલ પાસેથી નીકળ્યો.

ચતુર રાજકુમારીએ પોતાના પિતાને તરત જ ઓળખી લીધા. જલદી જલદી ઉપર બોલાવ્યા રાજકુમારે પણ ઓળખાણ પાડતાં યોગ્ય માન આપ્યું

રાજાના ચીંથરેહાલ કપડા ઉતારી નંખાવ્યાં, તેની હજામત કરાવડાવી, નવડાવ્યો અને રાજાને શોભે એવો પોષાક તેને પહેરાવ્યો પછી સાતભાતનાં ભોજન પીરસી જમવા બેસાડયો.

સાતભાતનાં ભોજન જોઇ રાજા તો મનમાં ખુશ ખુશ થઇ ગયો ઘણા દિવસનો ભૂખ્યો હોવાથી તેણે જલદી જલદી જમવાનું શરૂ કરી દીધું.

રાજા એક પછી એક જાતજાતની ચીજો જમવા લાગ્યો, પણ કોઇ ચીજમાં મીઠું જ ન મળે. બધું મોળું ને મોળું જ લાગે

તેથી રાજાએ નીમક માગ્યું ચતુર રાજકુમારી પોતે જ હાથમાં નીમકની વાટકી લઈ હસતી હસતી નીમક આપતાં પહેલાં પિતાની સામે જોઇ હસીને તેણીએ કહ્યું, કેમ પિતાજી નીમક વગર રસોઇનો સ્વાદ નથી આવતો? રાજા બધું સમજી ગયો ને પોતાની ભૂલ માટે મનમાં પસ્તાવો કરવા લાગ્યો

કેટલાક દિવસ સૌથી ન્હાની કુમારીને ઘેર રાજા આનંદથી રહ્યો

પછી પોતાના ન્હાના જમાઈની મદદથી તેણે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું સારી રીતે રાજ ચલાવી પોતાના છેલ્લા દિવસો તેણે સુખમાં ગાળ્યા.

તેના મરણ પછી તેના ન્હાના જમાઈએ તેનું રાજ્ય પોતાના રાજ્યની જોડી દીધું. અને ચતુર રાજકુમારી તથા રાજકુમારે ખાધું પીધું ને મઝા કરી

મણિશંકર હરિશંકર દવે

# રમણ ને તેનો ઘોડો

રમણ એક શહેરમાં રહેતો હતો. શહેરમાં ઘોડાઓની સંખ્યા બહુ ઓછી હોય છે. કારણ કે ખાધે કયાં? રહેવા માટે પણ પૂરતી સગવડ ન હોય ત્યાં ઘોડાને બાંધવાની કે તેને માટે ઘાસચારો ભરી રાખવાની સગવડ કયાંથી હોય? ફક્ત ઘોડાગાડીએ જોડવા માટે જ ઘોડાઓ રાખે સ્વારી કરવા માટે શહેરમાં ઘોડાઓ ન હોય. રમણનુ મોસાળ ગામડામાં હતું ઉનાળાની રજાઓ પડી ને રમણના મામો તેને તેડવા આવ્યા. રમણ જરા તોફાની એટલે ગામડે મોકલવાની તેના બાપુએ ના કહી પરંતુ તેણે તો હઠજ લીધી કે મારે મામાને ઘેર જવું છે. રમણના મામા અતિ આગ્રહ કરી રમણને ગામડે લઇ ગયા મામા, મામી, ભાઇઓ અને બ્હેનોને તો શી વાત ભાણેજ આવ્યા છે પાણી માગે ત્યાં દૂધ હાજર થાય

મામાને ઘેર એક સરસ પાણીદાર ઘોડો હતો મામાએ ઘરનાં બધાં માણસોને કહેલું કે ભાણેજ તોફાની છે માટે સાચવજો. તેને ભેસ, બળદ કે ઘોડા પાસે જવા દેશો નહિ, ને સાચવીને રાખજો એક દિવસ બધાં બહાર ગએલાં ને ભાણેજને ઇચ્છા થઈ કે ઘોડો લઇ ફરવા ઉપડી જાઉં તો કેવી મજા પડે દશેક વરસના રમણભાઈએ ઘોડાને લગામ કેમ ચડાવવી ને તેના પર સ્વાર કેમ થવું તે જોએલું તેથી લગામ ઘોડાને ચડાવી સ્વાર થઇ રમણભાઈ ઉપડયા. ઘોડા પર સ્વાર થતાં જ ઘોડાએ ધીમે ધીમે ચાલવા માંડયું. અટકચાળા રમણથી તે કેમ ખમાય? તેણે તો એક સરસ સોટી રાખેલી તે ઘોડાને લગાવી દીધી ઘોડો પાણીદાર હતો સોટી પડી કે તનો મગજ ફાટયો ત્યાંથી જ પૂછડું ઉચું કરી દોડવા માડયુ. જુઓ રમણભાઇની મજા રમણભાઇ તો સોટી ફેંકી દઇ બગડા પાડતા ઘોડાને ગળે ચોટી પડયા જાણે કે વાંદરું ચોંટયું. રમણે જેમજેમ બરાડા પાડયા તેમ તેમ ઘોડો વધારે ચમક્યો ને વધારે દોડયો આસપાસ હોહા મચી રહી માણસો ઘોડાને પકડવા આડા ફર્યા. તોફાને ચડેલો ઘોડો કેમે કરી રોકાયો નહિ છેવટે ઘણા માણસોએ મળી ઘોડાના રસ્તાઓ રોકી લીધા તેથી ઘોડો એક મોટા વડામાં પૂરાઇ ગયો માણસોએ તેને ધીરો પાડી મુશ્કેલીએ પકડી લઈ રમણને સાજો તાજો નીચે ઉતાર્યો ને ઘોડાને પકડી ઘેર લઈ ગયા

રમણના મામાને ખબર પડયા કે તેઓ ઘેર આવ્યા ત્યા તો રમણભાઈ ડ્હેરથી હીંચતા હતા જાણ્યું અજાણ્યું કરી મામાએ ભાણાભાઇને પૂછ્યું કેમ! ભાઇ ઘોડે બેસવાની કેવી મજા આવી હતી?

રમણ...મામા ઘોડો બહુ દોડે છે. આજ તો ઘોડાને બહુ દોડાવ્યો તોય હું પડયો નહિ

મામા—હા, હવે બડાઈ જવા દો હું બધું જાણુ છું

હિંમતલાલ રામશંકર અધ્વર્યુ

# બચુકડા બાપાજી

(પક્ષી જીવનની વાત)

એક વખતે હું એક જુની વીશી (Inn) ના છેક ઉપલા માળની ઓરડીમાં રહેતો હતો તેને ઢાળ વાળું છાપરું હતું, અને મારી બારીની બહાર છજા-છાપરાની પાંખ (ioves) માં એક ચકલો રહેતો હતો જ્યારે હું ઓરડીમાં રહેવા આવ્યો ત્યારે ચકલો એકલો જ હતો અને ખરેખર મારાથી જુદી એની એક નહિ પણ ત્રણ ખોલીઓ-ઘણાં પ્રવેશદ્વારવાળી હતી. અમે એટલા બધા નજદીક હતા કે લગભગ હું એના દ્વાર સુધી પહોંચી શકતો અને એની અંદર હું જેટલો રસ લઇ રહ્યો હતો એટલો રસ એ મારામાં લેતો હતો એનું નાનું માથું એકથી બીજી તરફ ઉંચું રાખીને એ મારા તરફ તાકીને જોઇ રહેતો અને અમે બન્ને અચ્છા દોસ્તો થઈ પડયા. મારી પથારી બિછાનું બારીની સામે ઉચું હતું અને દરેક સવારે પો ફાટતાં એ મને એના સુણી ચીચીં-કલરવથી જગાડતો. જ્યારે હું મારી આંખો ઉઘાડતો ત્યારે હું, એની છાતી ઉપરના કાળા ડાઘને બરાબર જોઇ શકતો. એ ત્યાં હતો, સવારને અભિનંદતો એના બારણાઓમાંના એક દ્વાર -ઉમરા આગળ બેઠો હતો જયારે લાંબી નજર કરીને અમે એક બીજાને 'જય-જય', (good morning) કરતા ત્યાંજ એક સણુવાર-થોડીવાર એ એનું ગાણું બંધ રાખતો-પછીથી પાછો ગાતો. એનો દિવસ શરૂ કરે એ પહેલાં એ એના માળામાં બહુ વાર સુધી ગાતો.

"ઘર ઉપર એક (All) હતું અને તેની ઉપરનું છાપરું સીધું મારી બારીની બહાર હતું હું ગટર સુધી પહોંચી શકતો અને તે જગ્યા એ હતી કે જ્યાં હું મારા નાના દોસ્તને ખવડાવતો, બહુ જગ્યા મળોતી પણ કાળજી રાખીને હું ત્યાંસુધી ખાવાનું નાખી શકતો, અને મને એક સાંકડી રકાબી મળી આવી જે મેં પાણીથી ભરી દીધી અને એને પીવા માટે ગટરમા નીચે મૂકી દીધી તે દિવસે એ ઘેર વહુ લાવ્યો મેં વિચાર્યું હું એને ખોઇ બેસીશ તેણે મારી બારી પાસેના આટલા બધા નજીક ઘરની સામે જોયુ નહિ. એણે ચીં ચીં કરી બક બકયા કર્યું અને ચંટાવી જોયું પણ તે બહુ અવિશ્વાસુ હતી એને માટે હંમેશાં જે પાણી અને ખોરાક મુકવામાં આવ્યાં હતાં તે એણે તેને બતાવ્યાં, બહાદુરીથી તે અંદર અને બહાર કેટલીકવાર ઉડયો અને આખરે બહુ ગભરાતાં ગભરાતાં તે અંદર દાખલ થઇ, અને પછી શું ગડમથલ અને વાતો !! તે એક પ્રવેશદ્વારમાં દાખલ થતી ફક્ત ચમતારો ફરી જવાને માટે અને બીજામાં ફરીથી દાખલ થતી ઉદ્યોગી દિવસો આવ્યા તેમનો માળો બાંધતાં તેમણે પાર વિનાના બહાર અને અંદર આંટા માર્યા બચુકડા બાપાજી બીધા વગર ઉડયા કરતા પણ નાનકડાં માજી જ્યાં સુધી હું બારીમાંથી પાછો ખસું નહિ ત્યાં સુધી બીકથી ધડકયા કરતાં. તે ખાવામાં અને પીવામાં બીલકુલ ચપળ નહોતી અને જેમ જેમ દિવસો પસાર થતા ગયા એટલે તરત જ એણે એની બધી બીક મુકી દીધી.

રાત્રે ઘણીવાર હું તેમને વાતો કરતાં હોય એવો ધીમો અવાજ કરતાં સાંભળતો અને માળામાં હરતાં ફરતાં સાંભળતો તેમને ઘણાં બચ્ચાં હતાં અને ઉનાળાની આખરે જ્યારે તેઓ સઘળાં માળાની બહાર હતાં, ત્યારે આખું કુટુંબ છાપરાની કોરણુ ઉપર વારંવાર હારમાં ઉભું રહેતું, બચુકડા બાપાજી એક છેડે અને નાનકડાં માજી બીજે છેડે અને વચમાં બધા બચ્ચાઓ. તેમનાં સુવાળાં પીછાં

## ભેટ પુસ્તક!!

૧૯૪૩ નું ભેટ 'ધનીવણુકર' ગ્રાહકોને મોકલાય છે ન જોઈતું હોય તેમણે બાર આના અને ત્રણ આના રજીસ્ટર્ડ ખર્ચ સાથે પંદર આના મોકલવા તેમને શરદશૈલી અચલા નવલકથા મળે છે. આ પુસ્તકની નકલો હવે જુજ છે

### ૧૯૪૪ ની

## ભેટ કઈ?

તે માટે જાન્યુઆરી માસનો અંક જુઓ જાણીતા લેખક-લેખિકાની લખેલ ભેટ મળશે

## ગ્રાહક ભાઈ-બહેનો

આ અંક મળેથી આપનું લવાજમ પુરું થાય છે. માટે નવા વરસના રૂ. ૫-૦-૦ મ. ઓ. થી તુરત મોકલી આપશો.

૧૯૪૪નો જાન્યુઆરી માસનો ખાસ અંક બહાર પડશે. નવા વરસથી સાઇઝમાં ફેરફાર થશે. નવો અંક નવાજ સ્વરૂપમાં બહાર પડશે.

—મંત્રી.

# ફક્ત અનાવિલ બહેનો માટે

## સસ્તા લવાજમે

૮૮ વર્ષથી ચાલતુ આ ઉપયોગી બહેનોનું માનિતું માસિક પત્ર

### અનાવિલ બહેનોને

સને ૧૯૪૪ માટે ફક્ત

દેશ માટે રૂ. બે.

પરદેશ માટે રૂ. ત્રણ.

આજેજ તમારૂ લવાજમ મોકલી ગ્રાહક બનો.

## "સ્ત્રીબોધ"

નામ ______

ઠે. ______

મુ. ______

ઉમર ______ અભ્યાસ ______

સહી ______

### "સ્ત્રીબોધ" કાર્યાલય

પીરમશા રોડ, મેટ્રોઝ સામે,
અમદાવાદ

૧૯૪૪ ના

ડેલો અંક

નવા વરસનો નવો
નવા સ્વરૂપમા નવીન-
નીતરતો આવશે

ી. પી. થી

માટે

ગ્રાહકોને અમારી વિ
છે કે તે અંક
ની લેવો આવા નાજુક
ામા તમોએ ગ્રાહક
માસિકપત્રને જે મદદ
ી છે તે માટે
આભારી છીએ
સાથોસાથ એ પણ
આવતી સાલ આપ
ક રહી આભાર કરશો

આવતી સાલથી મા-
પત્રના કદમાં ફેરફાર
અત્યારે છે એના
મોટુ કરવામાં આવશે
૪ કાગળ ઉજળો ધોળો
રવાની ગોઠવણ કરી
ાકર્ષક ગેટઅપ દરેક
આપ જોશો

અનાવીલ બહેનોએ
પોતાનું લવાજમ મોક
આપવુ —મંત્રી



વર્ષ ૮૭ : સને ૧૯૪૩ : અંક ૧૨ મો
છૂટક આઠ આના



## સુરતના ગ્રાહકોને

પુરુ લવાજમના ગ્રાહકોએ તથા અનાવીલ બહેનોએ પોતાનુ લવાજમ નીચેના ઠેકાણે આપી જવુ લેટ પણ રૂબરૂ મળશે આ ગોઠવણ તા ૧૫ મી સુધીની છે

મંત્રી : ચંદ્રકાન્ત જી. મહેતા
C/o શેઠ મોતીલાલ હરખચંદ
૬ સુર્યસદન, નાનાભાઈ રોડ,
સુરત.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકોમાં એક અનેરા પ્રકાશનનો વધારે



ગૌરવ લેતું પ્રકાશન

# માડુંઘર

[ ભા. ૧-૨-૩-૪-૫ સાથે ]

પૃષ્ટ ૪૫૦ કિ રૂ ૬-૦-૦ ટ ખ આઠ આના

કનુ દેસાઈનુ રગીન કવર જેકેટ તેમજં વિવિધ ચીત્રો

વિષય પ્રવાહ

ભા ૧લો

પૂજ્ય બાપુજીનો સદેશો
સ્ત્રી અને સાહિત્ય
સ્ત્રી અને સગીત
કલામય સ્ત્રી
નૃત્ય, ચિત્રલેખા,
ગારુ છાપકામ
રંગોળી,
પ્રાચીન-અર્વાચીન અલંકારો
સ્ત્રી સૌંદર્ય ચાંદલો
વેણી અને અંબોડો
સાડી પરીધાન કળા
મોતીના પડદા-તોરણો
ગુથણ ભરતનું કામ

ભા ૨ જો

સ્ત્રી સૌંદર્યનું પ્રતિક છે
સ્ત્રી એટલે ?
નારી ભાવના
નારીનો ઈતિહાસ
...ો આદર્શ
...ર્વાચીન લગ્નના પ્રકાર
લગ્નની પ્રતિજ્ઞાઓ
સ્ત્રી ઉપયોગી સત્રો
આદર્શ નારી આનદી
ગૃહલક્ષ્મીની ફરજો
ઘરની રાણી
પતીનો સુલભ સહકાર
બાળકોની સભાળ
રસોડાની સભાળ
જાત જાતની રસોઈ
વિવિધ વાનીઓ
અથાણાં અને તેની રીતો
જાતજાતનાં ફરસાણો
મુરબ્બાઓ, સરબતો

ભા ૩ જો

આરોગ્ય
હવા પાણી ખોરાક
વિટામીન્સ
વિટામીન A B C D E K
સ્ત્રીના ગુપ્ત અવયવો
ગર્ભ રહ્યાની નીશાની
નવ માસ પછી
સુવાવડ
સુવાવડીનો ખોરાક
સ્ત્રીઓના ખાસ દર્દો અને તેના ઉપાયો
ગર્ભાશયના રોગો
સામાન્ય રોગો અને તેના ઉપાય
બાળ ઉછેર
સતતી નિરમન

ભા ૪ થો

નારી સમાજ
નારીનુ વર્ગીકરણ
આનદીબેન-એક સુધારક
વિધવા
સમાજની કેટલીક બદીઓ
ગૃહ સસાર કેમ ઉજ્જવળ બને
આપણાં વ્રતો અને તહેવારો
રાસ ગરબા
કેટલીક સન્નારીઓ

ભા ૫ મો

માવજત કેના, સૌંદર્ય
વર્ધક કલા પ્રમીણું વગેરે.

દરેક ઠેકાણે મળે છે

૫૦૦ વિષયોનુ આવુ અનેરુ પુસ્તક દરેક બહેનોએ પોતાના ગૃહમાં અવશ્ય વસાવવુ જોઈએ

## જીવનલાલ અમરશી મહેતા

પીરમશા રોડ, અમદાવાદ. ★ લજપતરાય રોડ, વીલાપારલા.

ગૃહસ્થ કુટુંબોમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પુરતુ જુનામાં જુનું માસિકપત્ર



વર્ષ : ૮૭ 卐 નવેમ્બર ૧૯૪૩ 卐 અંક ૧૨ મો

# જુરીયા પંચમાં સ્ત્રીઓ.

શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ

મુંબાઈ હાઈકોર્ટમાં ચાલનાર ફોજદારી મુકદ્દમામાં હાઈકોર્ટ જજની સાથે ન્યાયમાં મદદ કરવા નવ માણસોની નિમણુક થાય છે આ નવ માણસોને જુરી અથવા પચ કહેવામાં આવે છે પંચની મારફતે ન્યાય મેળવવાનો હક્ક મૂલ્યવાન ગણાય છે પચ તરીકે કામ કરવું તે હક્ક પણ છે અને ફરજ પણ છે. અત્યારે અમુક દરમાયો મેળવનાર અને અંગ્રેજી જાણનાર પુરુષો માટે, પંચ તરીકે કામ કરવું ફરજીયાત છે સ્ત્રીઓને પંચમાં નિમવામાં આવતી નથી, પરંતુ અત્યારની સ્ત્રીઓને એમ લાગ્યું કે તેઓએ પણ પંચ ઉપર કામ કરવું જોઇયે જો તે હક્ક હોય તો તેમને તે હક્ક મળવો જોઇએ ને તે ફરજ હોય તો તે ફરજ બજાવવા સ્ત્રીઓએ તૈયાર રહેવું જોઈએ આ લાગણીને માન આપીને મુંબાઇ હાઈકોર્ટના પચ સબધના નિયમોમાં ફેરફાર કરવામાં આવ્યો છે, અને સ્ત્રીઓને આ હક્ક આપવામાં આવ્યો છે પરંતુ આ પહેલું પગલું હોવાથી પંચ તરીકે કામ કરવાનું સ્ત્રીઓ માટે ફરજિયાત કરવામાં આવ્યું નથી જે સ્ત્રીઓની ઇચ્છા જુરી ઉપર કામ કરવાની હોય તેમણે તે માટે અરજી કરીને જુરરની યાદીમાં નામ દાખલ કરાવવાનું છે અરજી કરનારની લાયકાત નીચે પ્રમાણે હોવી જોઇએ, (૧) તેની ઉમર ૨૫ અને ૬૦ ની વચ્ચે હોવી જોઇએ (૨) મુંબાઈ શહેર અને ટાપુની તે વતની હોવી જોઈએ (૩) માન્ય કરાયલી યુનિવરસીટીની ગ્રેજ્યુએટ હોવી જોઇએ, અથવા તેને અંગ્રેજી બોલતાં આવડવું જોઈએ અને તેની આવક માસિક દોઢસો રૂપિયાની હોવી જોઇએ, અથવા તો દોઢસોના કમાનારની તે પત્ની કે અવિવાહીત પુત્રી હોવી જોઈએ

અરજી કર્યા બાદ જુરરની યાદીમા તેમનું નામ દાખલ કરવામાં આવશે .પણ સુવાવડ અથવા તેવાજ કારણસર જુરી ઉપર કામ કરવામાથી તે રજા મેળવી શકે, કોઇ પણ જુરીમાં ત્રણથી વધારે સ્ત્રીઓને લેવામાં આવશે નહિ આ શિવાય બીજા પણ કેટલાએક ઉપ નિયમો છે સ્ત્રીહક્કના ઈતિહાસમાં આ એક ઉપયોગી અને યાદગાર પગલું છે આશા છે કે મોટી સંખ્યામાં સ્ત્રીઓ અરજી કરીને પોતાનાં નામ જુરીની યાદીમાં દાખલ કરાવશે.

# એ ક લો જા ને રે !

લે. કુ સ્વપ્નસેવી

[ ગતાંકથી ચાલુ ]

દીલીપકાન્તે કોલેજમાં દાખલ થતાં અગાઉ તેના પિતાને કશા ખર્ચમાં નહિ ઉતરવા દે તેવું વચન આપ્યું હતું, તેમાં આજ સુધી ખામી આવી ન્હોતી અને બાકીના થોડા સમયમાં આવે એમ જણાતું ન્હોતું સુધરાઈના દીવા તથા કોઈ વખત શહેર બહાર નીકળી જઈ ચંદ્રના અજવાળે તે પોતાનાં પુસ્તકો વાંચી તૈયાર થતો. ઘરમાં વાંચે તો એટલું કેરોસીન વધારે બળે અને તે તેને પોસાય તેમ ન્હોતું છતાં પણ વાચન લેખનનો ઘણો ખરો ભાગ દીવસના અજવાળામાં જ પૂર્ણ કરવા તે બનતા પ્રયાસ કરતો.

એક પૂર્ણિમાએ તે આમ જ શહેર બહાર નીલી વનરાજિ વચ્ચે વાંચવા ગયો હતો. પૂર્ણિમાના દૈવી તેજ અંજન વચ્ચે માનવીનું મન કૈંક રસિકતા તરફ વળે છે. કૈંક સુંદર પ્રસંગો સંભારી સ્મરણામૃત પીએ છે સૌંદર્યનાં અવનવાં સ્વરૂપો સૃષ્ટિને અજવાળતાં હતાં તે રમ્ય ક્ષણોએ દીલીપકાન્ત તેનાં પુસ્તકોમાં લીન થયો હતો. ચન્દ્રમાંથી વરસતી અખંડ રૂપ ધારા પર, હૃદય તથા દેહ યુવાન હોવા છતાં વિચાર કરવાની તેને ફુરસદ ન્હોતી વયસ્યા અવની સ્હેજ યાદ આવી એટલે પુસ્તક બાજુ પર મૂકી તે ચંદ્ર સામે જોઈ રહ્યો. કેટલીક વાર પછી શી ખબર શાને માટે તેણે પ્રલંબ નિશ્વાસ નાખી પાછુ પુસ્તક વાંચવા માંડ્યું. વાંચતાં વાંચતાં જ તેને નિદ્રા આવી ગઈ. જાગ્યો ત્યારે લગભગ એનો સુમાર થયો હશે. પુસ્તકો સમેટી તે ઘેર આવ્યો.

માતા અને પિતાએ પુત્રને વાંચવા માટે બહાર જતાં અનેક વખત રોકયો હતો. ...ું કષ્ટ ભોગવતો જોઇ તેમને ઘણું દુઃખ થતું પણ દીલીપકાન્ત તેમના મનનું સમાધાન કરતાં કહેતો કે મિત્રોને ત્યાં સારામાં સારી સગવડ સાથે તે અભ્યાસ કરી શકે છે તો પછી ઘર કરતાં ત્યાં જ વાંચવું સારું છે. જ્ઞાન તથા વિચારોની આપલે તો થાય ! તેમણે આ ચંદ્રદીપકની વાત જાણી હોત તો તેને કદી જવા ન દેત. આંખોનાં તેજ પરનું વધુ પડતું ભારણ અટકાવવા બે હાથ જોડીને પણ વિરોધ કરત. તે ક્વચિત્ બહુ મોડો આવતો ત્યારે કારણમાં જણાવતો કે એકાદ મિત્રને ત્યાં નિદ્રા આવવાથી સૂઈ ગયો હતો.

કામના વધુ પડતા ભારણુ અગર ઉજાગરાથી તેનું શરીર સુકાએલું તથા બેચેન જણાય ત્યારે તેની માતા ખૂબ ફિકરમાં પડતી. પોતાની પાસે જે થોડાં ઘરેણાં હતાં તે વેચી દેવા વિચાર કરતી ત્યાં જ બીજી અનેક જરૂરિયાતો દેખાતી એ ઘરેણાં તેણે રૂપ સજાવટ માટે રાખ્યાં ન્હોતાં, પરંતુ કોઈક અતિશય કપરો સંજોગ ભવિષ્યમાં આવી પડે ત્યારે કામ લાગે એટલા ખાતર તેને મમતાથી સાચવ્યાં કરતી, ચોમાસામાં દીલીપકાન્તનો નાનો ભાઈ સખત બિમાર પડતા નાણાં વિના ન જ ચાલે એવી સ્થિતિ થતાં માતાએ હાથનું કડું ગીરવી મૂકી થોડાક રૂપીઆ આપ્યા હતા. દીલીપકાન્ત પોતાનાં પુસ્તકોને માટે બહુ જ ઓછો ખર્ચ કરતો અને બહુ જરૂરનાં જ પુસ્તકો ખરીદવામાં પૈસા વાપરતો કડાની વાત તેણે જાણી એટલે પંદરેક રૂપીઆનું એક મહત્વનું પુસ્તક વેચી દઈ તેણે કડું છોડાવી આપ્યું. માતાએ પૂછતાં તેણે કહ્યુ કે એ નાણાં તેની પાસે હતાં.

બીજી કોઈ મદદ મિત્રો પાસેથી ન સ્વીકારે છતાં પુસ્તકો માગીને વાંચી લેવા તથા

તેમાંથી નોંધ ઉતારી લેવાને માટે તો તેને તેમના જ પર આધાર રાખવો પડતો.

આવી રીતે બીજાના પુસ્તકો વાંચવા લાવતો ત્યારે તેમને સભાળ પૂર્વક વાપરતો તેના હાથે તેમાં સહેજ પણ ખરાબી થતી નહિ એક પાન સહેજ પણ વળેલું ન હોય અને ક્યાંય પણ ઝીણામાં ઝીણીએ ડાઘ જોવા ન મળે.

એક દિવસે અવનીએ કેટલાંય મોઘાં પુસ્તકો ખરીદી દીલીપકાન્તને ભેટ આપ્યાં અને કહ્યુ, "નકારશો નહિ, એ પુસ્તકોની સાથે મારું હૃદય જડાયું છે. તમે નહિં લો તો મારો ઇલાજ નથી પણ તેથી મને ઘણું દુઃખ થશે. આશા છે કે આમા કંઈ ગેરસમજ નહિં થાય."

વિષાદભર્યું સ્મિત કરી દીલીપકાન્તે હસ્ત લબાવ્યો અને પુસ્તકો લાવી ઘરમાં સાચવી મૂકયાં કયાં પુસ્તકો છે એટલું જાણવાની કે તેમનુ નામ વાંચવાની પણ તેણે જિજ્ઞાસા કરી નહિં. તેના દીલમાં નિરાસાનો બીલકુલ અંશ ન્હોતો પરંતુ ભેટનો વિચાર કરતાં જ તેને પોતાની દયા આવી પોતાની આર્થિક સ્થિતિ વિષે અવની જાણતી હતી અને જ્યારે તેણે તેનો પ્રેમ દીલીપકાન્ત આગળ વ્યક્ત કરેલો ત્યારપછી તેણે પોતાની કશી પરિસ્થિતિ અવનીથી છૂપાવી ન્હોતી અવનીને તે વાતો સાથે કશો જ સંબંધ ન હોય તેમ દીલીપકાન્ત પ્રત્યેના પ્રેમમાં કદીય ઓર આસની નહિં. ઉલટું પોતાનું બધુ જ નાણું તથા સગવડ સાધનો તેને ચરણે સાદર ધરવાની ઇચ્છા થતી.

તેણે આપેલા પુસ્તકો દીલીપકાન્ત બહુ જ જતનપૂર્વક સાચવે છે પણ ઉપયોગમાં લેતો નથી એ હકિકત અવની ન જાણે તે જ સારું છે. તે દીલીપકાન્તની ગરીમાઇનો જ્યારે જ્યારે ખ્યાલ કરતી ત્યારે ગર્વપૂર્વક સમજતી તેનું સર્વ ધન–એટલે પિતા તરફથી ભેટમાં જે જે મળે તે બધુ જ દીલીપકાન્તનું છે. પોતે તેને જરૂર ધનવાન બનાવી દેશે પછી મનમોહન કોઈ દહાડો તેના મિત્રની ગરીમાઈનું વર્ણન કરી શકશે નહિ.

મનમોહનના અવની તરફના પ્રેમમાં અને વર્તનમાં કદી ઓટ આવી ન્હોતી જે ક્ષણે તેણે અનુભવ્યુ કે અવની દીલીપકાન્ત તરફ આકર્ષાઈ છે તે જ ક્ષણથી તેણે અવનીને વધુ ગાઢપણે ન્હાવા માંડી. તેના શબ્દો, તથા વર્તન, વધુ ઉદાર સ્વચ્છ તથા આકર્ષક બન્યાં. માથાથી પગ સુધીના તેના શરીરે તથા વસ્ત્ર પરિધાને પોતામાં અનેરું આકર્ષણ જમાવ્યું તેની બોલચાલમાં, તેના હાવભાવમાં, તેના પરિધાનમા અતિશય સંસ્કારી સફાઇ જણાવા લાગી. પહેલાં તો અવની અચાનક મોહ પામી ગઇ. મનમોહન આગળ કેટલીક રીતે દીલીપકાન્ત ઝાંખો પડી જતો હતો એ ખરું પરંતુ આત્મા તથા વર્તનની તેની સફાઈ પણ અતિ સંસ્કારી હતી. તે ગરીબ હતો એટલા જ માટે તેની કિંમત ઓછી આંકી ચકાય નહિ.

અવનીને કેટલાક દિવસો સુધી તે સાંભર્યો જ નહિ. એકલી પડે અગર આંખ મીચે કે તુરતજ મનમોહનનું જાદુભર્યું સ્મિત તથા જાદુભરી વાણી તેની આંખ અને હૃદય ઉપરી તરી આવતાં. એ બધું એટલું સુંદર હતું કે તેમને દૂર હડસેલતાં તેનું સહૃદયી અંતર પ્રયત્ન જ કરી શકતું નહિ તે મનમોહનના સાથમાં વધુ રહેવા લલચાઈ દીલીપકાન્ત સાથે મિત્રાચારી હતી પણ એમાં હવે મૈત્રી વિના પેલા જે હૃદયભાવ હતા તે સૂકાઈ ગયા છે એમ તેને લાગ્યુ. તોપણ એક દિવસે તેના હૃદયપટ પરથી તે મોહ આવરણ ખરી પડયું. અવનીને સમજાયુ કે દીલીપકાન્ત જ તેના જીવનનો સાચો અધિકારી છે. જે સ્થાન તેના સમસ્ત અંતરમાં મનમોહનના પ્રેમ તથા ભભક આગળ ઢંખવાઈ

પર બેઠો, અને બોલ્યા વિના જ અવની સામે જોઈ રહ્યો. તેનું શરીર સહેજ ફિક્કું તથા સુખ દુઃખ તથા ઉદ્વેગપૂર્ણ જણાતું હતું. તેના વાળની થોડીક છૂટી લહરીઓ કપાળ પર આવી હતી. દીલીપકાન્તને શી વાત કરવી તે સમજાતું ન્હોતું આખરે અવનીએ મૌન તોડ્યું, "બધી વાત તમે જાણી હશે."

"હા."

"તમને એ માન્ય છે?

"સંજોગો માન્ય કરાવે છે, અવની!"

"પણ તમે તમારો હક કેમ છોડી દો છો? તમે મને બીજાના હાથમાં કેમ જવા દો છો?

"એ જ યોગ્ય છે મારા પોતાના સુખ કરતાં તમારું સુખ મારે વિશેષ જોવું જોઈએ."

"સુખ!" અવનીએ કપાળે હાથ પછાડી નિશ્વાસ નાંખ્યો, "તમારી હિંમતમાં, પુરુષાર્થમાં, દઢતામાં મને ભારે વિશ્વાસ હતો આજે એક અતિ સામાન્ય નિર્બળ પુરુષ તરીકે તમને મે પિછાન્યા. દેહ અને દીલમાં સપૂર્ણ પુરુષ હોય અને જે મને જિતી શકે તેને જ મારું સર્વસ્વ અર્પણ કરવામાં હું ગૌરવ માનું છુ."

"મનમોહન તમારો એવો જ જીવનસાથી છે." દીલીપકાન્તે પડી ગએલા સ્વરે કહ્યું.

અવનીએ જાણે તે સાંભળ્યુ જ ન હોય તેમ રોમિઓ–જુલીએટ, સુહીણી–મેહાર, લયલા–મજનુ, દેવરો–આણલદે અને એ બંનેને સાંકળનાર યોગીન્દ્ર દોલરાના અમર પાત્રોની યાદ આપી. દીલીપકાન્ત તેના શબ્દો મૌન ભાવે ભાળ્યા કરતો હતો. ખુલાશામાં તેને ઘણું ય ઇચ્છા થતી પરંતુ અંતર ઉપર કદી ન ઉઘડે તેવુ તાળું વસાયુ હતું. અવની કહેતી હતી–એ ભવ્ય પાત્રો ત્યારે જગતનાં સાચાં માનવી તો નહિ ને? એ સાચાં ન હોય તો શું કવિઓએ, લેખકોએ પોતાની મનોસૃષ્ટિમાંથી જ એવી દૈવી કલ્પનામૂર્તિઓ ઘડી છે? પ્રેમની અદ્ભુતતા અને દઢતા જેવું આ સંસારમાં કૈં નથી? ત્યારે જગતના મિથ્યા માનવો, તમે શા માટે એમને પૂજો છો, એમની ભસ્મમાંથી શા માટે અમર પ્રેમનાં ગુણગાન ગાઓ છો? તમારી વ્યવહાર ડહાપણની વ્યર્થતાથી એ શીરી–ફરહાદ, સુહિણી–મેહાર સરખાં દેવ માનવોને કલુષિત કરશો નહિં. એમનાં પવિત્ર શરીરોને એમની એકલી અટૂલી કબરોમાં કે ચિતામાં જ દફનાઈ રહેવા દો. એમના નામની તમારી નિષ્ક્રિય જપમાળથી તમે કદી મહાન નહિ બનો.

દીલીપકાન્તે જોયું જાણે અવની ઘેલછામાં બોલતી હોય! બોલતાં બોલતાં તેના હાથ પગની નસો ખેંચાઈ હોય તેમ એક કંપ પછી તે નિષ્પ્રાણ જેવી પલંગમાં પડી ગઈ, તેના સુંદર ચ્હેરા પર અદૃશ્ય દુઃખવેદના ખેંચાઈ હતી. દીલીપકાન્ત ગભરાઈને ઉભો થઈ ગયો. શું કરવું તે તેને સમજાતું ન્હોતું. તેને નીચે જઈ અવનીની બાને બોલાવવાની ઇચ્છા થઈ. દ્વાર તરફ બે ડગલાં માંડી વળી તે કૈંક વિચાર આવવાથી પાછો ફર્યો. હવાને માટે વીજળીક પંખો ચાલુ કરવાનું મન થયુ પણ તેમાં પોતાના હાથની સેવા નહિ એમ સમજી તેણે પોતાના રૂમાલથી બરાબર પવન લાગે તેમ કાળજીપૂર્વક હવા નાખવા માંડી કેટલીક વાર પછી આંખ ઉઘાડતી વાર અવની બોલી, "પેલા-દેવમાનવ ચાલ્યાં ગયાં?" પછી બીજી જ ક્ષણે પોતાને પવન ઢોળતા દીલીપકાન્ત તરફ જોઇ અજાયબીથી પૂછ્યું, "શુ થયુ હતું?"

"તમને કેમ છે હવે?" દીલીપકાન્તે ધીરા અવાજે પૂછ્યું –

અવનીએ જવાબ આપ્યો નહિં. દીલીપકાન્તે બહુ જ સમજાવટ પૂર્વક તેના મનનું સારામાં સારું સમાધાન કરવા પ્રયત્ન કર્યો. તેને આવ્યાં લગભગ અર્ધો કલાક થયો હશે.

હવે જવું ઉચિત માની તેણે રજા લીધી. તે દાદરનાં પગથીયાં ઉતરવા જતો હતો ત્યાં જ પાછળથી અવની આવી અને પ્રથમ પગથીએ ઉભી રહી બોલી, " listen......listen, " પોતાના કડવા શબ્દો માટે તેને માફી માગવી હતી. મનની આંધી સમક્ષ અવનીનો પ્રથમ બોલ કાને પડયો નહિં પણ બીજી વખતનો શબ્દ સાંભળતાં જ દીલીપકાન્ત પગથીયાં ચઢી કૈં પણ કહેવાનો પ્રસંગ આપ્યા સિવાય જ વિષાદ પૂર્ણ સ્મિતસહ બોલ્યો, " wish you y very married life. " અને પછી ઉતરવા પાછો ફરતાં તે ઉભો હતો તે જ પગથીએ તેણે મનમોહનને જોયો.

મનમોહનને અવનીની માંદગીના સમાચાર જાણતાં જ નાનું ગીતા પુસ્તક લઈ અવનીની શુભ તબીયત માટે પ્રાર્થના તથા ભક્તિભાવે કપાળે અરકાડી કોટના ખીસામાં સેરવી તેના બંગલે મોટરકાર દોડાવી હતી. દરરોજની જેમ આ વખતે પણ કાર થોભાવી પોતાની અમુક ખાસ ઢબે તેણે હોર્ન માર્યું હતું પરંતુ તે અવની તથા દીલીપકાન્ત સાંભળી શક્યાં ન્હોતાં. તેણે દીલીપકાન્તનો હસ્ત પકડી કહ્યું, " થોભી જાઓ, આપણે સાથે જઈશું. "

" હું લગભગ અર્ધા કલાકથી આવ્યો છું. હવે જવું જ જોઈએ, " દીલીપકાન્ત એક એક પગથીયું ઉતર્યો. અવની પણ ઉતરી એટલે ધીમે ધીમે ત્રણે જણ નીચે આવ્યાં

દીલીપકાન્ત બ્હાર નીકળ્યો. અવની તેના અંતરમાં હતી પણ જીવનમાં તેનો સાથ મળ્યો નહિ ભરી ભરી માનવ વસ્તીમાં તે એકલો અટૂલો, એકાદ મોટર અકસ્માતમાંથી ડ્રાઈવરની પૂરતી સંભાળ તથા ચાલાકીને લીધે અણિશુદ્ધ ઉગરી ધીમે ધીમે ઘેર આવ્યો. તેનું પ્રેમ સ્વપ્ન પૂર્ણ થયું હતું.

( સંપૂર્ણ )

# ત્યાગ મૂર્તિ

લેખિકા : સૌ. હીરાબેન મોદી.

[ ગતાંકથી ચાલુ ]

એક ધન્યપળે આ બે મિત્રોનું મિલન થયું અને આજ લગી કાયમ રહ્યું એ પ્રબોધના કોલેજ જીવનને આભારી હતું. આપણે ઘણાએ કોલેજીઅનોને અમુક આદર્શોને માનનારા સાંભળ્યા છે. એ આદર્શો એમને એવા બંધન રૂપ નીવડે છે કે બતાવવાની ખાતર, ખાલી ડોળની ખાતર કે પોતાને એવા વિચારો સેવવાની ભાવના કેળવવી છે તેથી એ આદર્શોને માનતો હોય એમ ગમે તે રીતે પણ યશલોભી બની અમુક આદર્શવાદી તરીકે તે બહાર આવે છે તો તેના એ આદર્શોની સુગંધ તેને એવો જ જોવા દરેક પળે અપેક્ષા રાખે છે અને સાથે સાથે તે આદર્શોમાંથી પતન ન પામે તેની પણ ચોકી સન્જડ રાખે છે. એટલે આમ ભાવે કે કભાવે આદર્શો કોલેજીઅન પોતાના વિચારોનો વિકાસ મહા મુસીબતે પણ સાધે છે, અને તેમાં સદતર પાર ઉતરવા દરેક પળે કાળજી રાખે છે. પ્રબોધ આમાંનો એક હતો. માણસનું હૃદય ઓળખવામાં પારંગત વ્યક્તિ ગુજરાત કોલેજમાં કોઈ જાણીતી હોય તો તે પ્રબોધ જ હતો. તેનું તેને અભિમાન પણ હતું.

દશેક વર્ષ ઉપરની વાત છે. પ્રબોધ પ્રીવી-[illegible] અભ્યાસ કરતો હતો. કોલેજમાં સમર[illegible]નની રજાઓ હતી. ઘણાખરા વિદ્યાર્થીઓ [illegible]માં ગએલા. ઘણા થોડા વિદ્યાર્થીઓ હોસ્ટેલમાં હતા. પ્રબોધ એક પુસ્તક વાંચતો પથારીમાં તેની રૂમમાં પડયો હતો. એક વિદ્યાર્થીએ તેને ખબર આપી કે તેને કોઈ મળવા માગે છે. હાથમાં પુસ્તક લઈ તે ઝડપથી ઉઠયો. ગેલેરીમાં જ એક સોળેક વર્ષની ઉમ્મરનો ચપળ દેખાતો વિદ્યાર્થી ઉભો હતો "તમારૂં જ નામ પ્રબોધકુમાર" હા, પ્રબોધે કહ્યું. "હું તમારી પાસે મદદ માટે આવ્યો છું. પ્રબોધ સાંભળી રહ્યો. હું મારાં માતા પિતાથી તરછોડાએલો એક ગરીબ વિદ્યાર્થી છું. મેટ્રીકની પરીક્ષા પાસ કરી છે. કોલેજમાં દાખલ થવા માટે ફોર્મ ભરી દીધું છે, પણ મારી પાસે અભ્યાસનાં કે ખોરાકનાં સાધનો નથી. ત્રણ દિવસથી આ બાજુ ફરવા આવું છું. કાલે મને ખબર મળી કે પ્રબોધકુમાર તરફથી મને મદદ મળી શકશે અને આજે હું આવ્યો છું." પ્રબોધ આ સાંભળી આશ્ચર્ય પામ્યો. જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ વિચારમાં ઉંડો ઉતરતો ગયો. આ તેની પ્રથમ વારની જ કસોટી હતી તેણે નહોતું ધાર્યું કે અમુક ભાવના સેવનારને કંઈ ભોગ આપવો પડતો હશે. વખતે કોઈએ ટીખળ કરીને તો આ છોકરાને અહીં નહિ મોકલ્યો હોય એમ વિચાર આવતાં તેણે પૂછ્યું. "તમે કોના કહેવાથી અહીં આવ્યા?" મેં દશેક વિદ્યાર્થીઓને મોંએ સાંભળ્યું કે તમે માનસશાસ્ત્રના અભ્યાસી છો. લાગલાગટ ત્રણ દિવસ ખાતરી કર્યા પછી જ મેં તમારી પાસે આવવાની હિંમત કરી છે. મને ખર્ચ પૂરું પાડી આગળ વધવા સાથ આપો જો તમારી ઇચ્છા થાય, તો મારો આગ્રહ નથી. ઉદાર હૃદયી પ્રબોધે તેને પોતાનો જ કમ્પેનીઅન બનાવ્યો. અને બંને સાથે બી.એ.માં પાસ થઇ ગયા કોલેજમાં પ્રીન્સીપાલો તથા વિદ્યાર્થીઓ ઉપર પ્રબોધે સુંદર છાપ

પાડી અને અજબ દાખલો બેસાડયો. બી.એ.ના છેલ્લાં વર્ષમાં આ બે મિત્રો વચ્ચે જરા અંતર વધ્યું શાનું? ત્રીજી વ્યક્તિએ એ અંતર વધાર્યું. પણ એથી કંઈ વિખવાદ થાય એવું કારણ ઉપસ્થીત ન થયું. તે વ્યક્તિ રમેશ ઉર્ફે રમાકાન્તના સ્વભાવને મળતો આવનાર ભાનુ-પ્રસાદ હતો.

આમ વિરોધી ગુણ છતાં પ્રબોધ અને રમેશની મિત્રતા થઈ એ-ધન્ય પળ એજ હતી કે એક નિરાધાર વિદ્યાર્થીને પ્રબોધે ગજા ઉપરાંતની વાત છતાં ઉદાર મદદ આપી સદાનો સાથી બનાવ્યો. પણ બનેના ગુણો ઉલટા જ વિકસવાને નિર્માણ થએલા તે ઉલટાજ વિકસ્યા.

"પ્રબોધ જુનાં અવશેષો જોઈ તને કંઈ કલ્પના જાગે છે?" રમેશે રૂદ્રમાળ તરફ દ્રષ્ટિ કરી કહ્યું.

"હા, સોલંકીવંશ નજરે આગળ તરે છે."

"તારી આગળ હું પણ એક અવશેષ છું"

"શી રીતે?"

આ જેમ માટી ચુનાના અવશેષો છે તેમ હું એક ભૂતકાળનો અવશેષ છું.

"મારાથી કંઈજ સમજાતું નથી."

"ખરું છે. ન જ સમજાય. વિશાળ હૃદયી આત્મસ્તું એ લક્ષણ છે, પણ ખરેખર જ તને ન સમજાતું હોય તો તારા જેવો કોઈ જડ નથી."

"તું શું યાદ કરવાનું કહે છે?"

"આપણી મિત્રતાનો પાયો કયાં ચણાયો?"

"હા, હા. કોલેજમાં."

"તને નથી લાગતું કે આ જીવનો જાગતો અવશેષ સાવ નકામો છે?"

"હું, પ્રબોધે વાત ઉડાવી. રમેશ, જઈશું. હવે ઘેર મોડું થયું છે."

"હા, ચાલો પ્રબોધ! મારું વર્તન તને કોઈ વખત ખૂંચે છે?"

"આજ દીન સુધી ખૂંચ્યું છે પણ આટલાં વર્ષો સાથે રહ્યો ત્યારે આજે તારું હૃદય ઓળખી શકયો, પછી શું કહું?"

"હજુ વધારે ઓળખજે. આપણા કોલેજ જીવન પહેલાંનું તો તું કશું જ નથી જાણતો કોઈ વખત જાણીશ."

"એ તો તું કહેવાજ ના પાડે છે ને. પછી નકામો આગ્રહ શા માટે કરું?"

વખત આવે કહીશ. આજ તો ઘણું મોડું થયું બેન બિચારી આપણી કેટલી રાહ જોશે?"

"તુ સદાએ રાહ જોવરાવશે."

"ના, ના. સદા તો એ કયા આપણી પાસે રહેવા બંધાએલી છે? એનું લગ્ન કરવાના તો તું વિચારો કરે છે"

"ન કરું તો શું કરું? તારા જેવા બધાં હોય તો સંસાર શુન્ય થાય."

"શાનું શુન્ય કરવું છે? બંનેને આવતા જોઈ રહેલી શાન્તાએ બાગીમાંથી પૂછ્યું

"રમેશ કહે છે કે એને ફકીર થવું છે." પ્રબોધે કટાક્ષ કર્યો.

"આપણે ત્રણે સાથે ફકીર થઈશું રમેશભાઈ" શાન્તાએ કહ્યું.

"નારે ભાઈ મારે તો લગ્ન કરવું છે" કહેતો પ્રબોધ હચાહસ કરતો મેડે ચઢયો!

- પ્રબોધ જ્યારે કોલેજમાં હતો ત્યારે માતા-પિતા હયાત હતાં પણ કોલેજ છોડી તેની સાથે જ પ્રબોધ એકલો થયો. તેની બેન શાન્તાનું જતન કરવાનું તેને માથે આવ્યું પ્રબોધે અને રમેશે હમેશાં સાથે રહેવાનું કબુલ્યું બંનેને એક સરખી ગરજ હતી. રમેશને માટે ધારી રાખેલો મનસુબો પડતો જાણી પ્રબોધને ખૂબ

છતાંએ તેના મનનો કયાસ એક વખત ફરીને કાઢી લેવાનું વિચાર્યું ત્રણે ભાઈબેન જમીને અગાશીમાં બેઠાં.

પ્રબોધે વાતની શરૂઆત કરી.

"કેવી સુંદર ચાંદની?"

"તને ચાંદની ગમે કે ચન્દ્ર પ્રબોધ!" રમેશે પૂછ્યું.

"મને તો ચાંદની ગમે, તને?"

"મને બેમાંથી એક નહિ."

"બેમાંથી એક નહિ એટલે અંધકાર ગમે?"

"હા."

"રમેશ! એક અજબ પશુના જેવી બૈરી તને પરણાવી હોય, ત્યારે જ તું સીધો થાય."

"પણ એથી કંઈ અંધકારમાં પ્રકાશ નથી થવાનો."

"તારે પ્રકાશ જોઈએ છે જ કયાં?".

"જોઈએ તો ઘણોએ પણ છે ક્યાં?" શાન્તાએ કહ્યું.

"એ કામ તને સોંપું શાન્તા?" રમેશે કહ્યું.

"નારે ભાઈ, હું કયાં શોધવા જાઉં? ખોળી કાઢુંને કદાચ તમને ન ગમે તો વચમાં હું વિના કારણ બનુંને?"

"રમેશ! આજે તને કેટલાએ દિવસથી મનમાં રાખેલી વાત કરું!" શાન્તા ચોંકી ગએલી હોવાથી ચુપ થઈ ગઈ એટલે પ્રબોધે વિના સંકોચે કહ્યું.

"બેલાશક કહે. રમેશે કહ્યું"

"રમેશ, તું મને મૂર્ખો કહેજે, ન્હાય-ત વિશેષણ આપજે પણ શાન્તા તો તારી સાથે જ લગ્ન કરશે"

"આ સાંભળીને મને નવાઇ ન લાગે તો તને કંઇ આશ્ચર્ય થાય?"

અસંગત થાય. પણ તેં પ્રસ્તાવના કરી એટલે કદાચ ન થાય."

"શાન્તાને મારે હું પત્થર છું એમ માની લે"

"આ તારો ઉવટનો જવાબ છે!"

"ઉવટનો શું હજુ એક જન્મ પછીનો."

"શાન્તા આ જાણશે એટલે તેને કંઇ, લાગશે કે!"

ખોટી વાત. શાન્તા નિર્દોષ બાળકી છે એમ કહું તો ખોટું નથી. આ બધું તરકટ તું જ કરે છે. અને એને લાગશે તો હું મનાવીશ પછી કાંઇ?

×

"ભાનું! કેમ ઉદાસ છે આજે?"

"રમેશ ઘણા દિવસનો આપણો પરીચય છે તું નથી અટકાવી શકતો કાંઇ!"

"દીન પ્રતિદીન શરીર ક્ષીણ થતું જાય છે તે જોઉં છું."

"મને અસાધ્ય રોગ છે તે તું જાણે છે."

"ક્ષય?"

"હા."

"કયારે માલુમ પડયું?"

"દશ વરસથી."

"અને તે લગ્ન કર્યું?" રમેશ ક્રોધથી ભભૂકી ઊઠયો.

"લગ્ન કરવાનું ખાસ કારણ હતું."

"શું?"

"એક કન્યાને પિશાચના પંજામાંથી બચાવવાનું."

"અને એ રીતે બચાવી છે?"

"હા. મને એક વચન આપ પછી બધું કહું"

લે આ વચન. બોલ.

"હું નકકી મરી જઇશ, પણ સરોજ તને સોંપું છું. કેમ વિચારમાં પડયો?"

"કેવી રીતે સોંપે છે?"

"સમાજ કેવો હોય છે તે તું જાણે છે. સરોજને સાહિત્યનો શોખ છે. તેની બુદ્ધિ ચપળ છે તેમ બહુ સમજુ ને શાણી છે મારા મરણ પછી તેને માથે દુઃખના દાવાનળ સળગશે. એ વખતે સમાજની જરાયે પરવા કર્યા વિના તન મન ધનથી તેને ઠીક લાગે તે માર્ગ સેવામાં તુ મદદ કરજે."

"જરૂર"

"હું સુધારક છું પુનર્લગ્નમા માનું છુ કોઇની સાથે લગ્ન કરવાની તેની ઈચ્છા થાય તો તેમાં મારી સંપૂર્ણ અનુમતી છે યુક્તિથી કામ લેજે તું સમાજથી ડરીશ તો તેને મળી પણ નહિ શકે"

સારૂ, પણ એ બ્હેનના પિતૃગૃહે કોણ કોણ છે? અને એને તમે પિશાચના પંજામાંથી કેવી રીતે બચાવી?

"જો, એક પચાશેક વર્ષના ડોસા મારા કોઇ સ્નેહી પાસે રૂ ૫૦૦ ની રકમ વ્યાજે માગવા આવ્યા વાતચીત પરથી લાગ્યુ કે તેમને લગ્નને માટે કન્યાના બાપને આપવા જોઇએ છે એ મહાનુભાવ ક્ષયની છેલ્લી દશા ભોગવતા હતા છતા તેમના મનમા ભવિષ્યનો કંઇ વિચાર ન થયો યુક્તિથી બધી વાત જાણી લઇ હુ એ મહાશયને ત્યાં ગયો મે તેમને રૂપીઆ મળ્યાનું પૂછ્યુ ત્યારે તેમણે નિરાશ બની નથી મળ્યા એમ કહ્યુ અને મને ક્ષયનાં કંઈક ચીન્હો મારામા છે એમ લાગેલુ છતાંએ આવા માણસની સાથે તેનો ભવ બગાડવા કરતાં મારી સાથે લગ્ન કરવાથી ઓછુ બગડે એમ મને લાગ્યુ અને એ મહાશય ગમે ત્યાંથી પણ બીજેથી રૂપીઆની તજવીજમાં તો હતાજ એમ મને લાગ્યુ અને તેથી બીજો કંઇ ઉપાય ન સુઝવાથી મારી સાથે એ મહાશય કન્યાનું લગ્ન થવા દે તો પાચશો રૂપીઆ એમને પોતાને મે લાભ આપવા કહ્યું અને કન્યાના પિતાને પણ કંઈક વધારે આપવા જણાવ્યું. રકઝક કરતાં અઢીહજાર રૂપીઆ ખરચના કરી આ પિશાચના પંજામાથી મે એને બચાવી હજુ એક હજાર રૂપીઆ તેનો સાથ અમારી પાસે માગે છે આ બધુ મુંબઈમાં બન્યું વધુ સરોજ કહેશે પણ તું કહે કે એને દુખી નહિ થવા દઉં મારા મરણ પછી આ લોકો તો મુંડન કરાવી સરિતાને ખારે બેસાડી દેવાની પણ હિંમત કરશે માટે તારો ત્યાગ દીપાવવો હોય તો આ અવસર ગુમાવીશ નહિ"

થોડા દિવસ પછી ભાનુપ્રસાદે દેહ ત્યાગ કર્યો. ભાનુપ્રસાદ પાસેથી આ રોમાંચક વાત સાંભળી ત્યારથી રમેશને પોતાનું ઘર યાદ આવ્યુ અને એનતું શુ થયું હશે તેની ચિન્તામાં પડયો.

×

સરોજ આજે એકલી હતી. તેના પિતૃગૃહે કોઇ ગુજરી જવાથી તેનાં સાસુ સસરો લૌકિક વ્યવહારે ગએલાં. રજની સ્કુલમાં હતો.

એકાએક પગથીયાંપર અવાજ થયો. અવાજના ચમકારે સરોજના હાથમાંથી ચોપડી પડી ગઇ

"બેન, આજે પણ તે દિવસની માફક ન કરશો હો. તમે મારાં ધર્મનાં બેન છો અને સમાજના ભિષણ હત્યાકાંડમાંથી બચાવવાની ખાતરથી અહીં આવનાર હું એક ધર્મબંધુ છુ.

સરોજની આંખોમાંથી બે આંસુ ખરીપડયાં.

"તમને મારામાં વિશ્વાસ બેસે તે માટે ખાતરી આપું છું કે ભાનુપ્રસાદની ડાયરીમા ફોટો છે તે મારો છે. તે દિવસે નદીના આરે મળનાર પણ હુંજ હતો. સરોજને શાન્તી થઇ. તેની આંખમાં નિર્ભયતાનો ચમકાર દ્રષ્ટિગોચર થયો, તે રમેશ સ્હામે જોઇ રહી. ભાનુપ્રસાદનો જીગરી મિત્ર છું. જીવ જતાં પણ તમારા જેવી સેંકડો બેનોને બળતા અગ્નિમાંથી બચાવવાની ભાવના સેવુ છું, પવિત્ર યુવક છુ. તમારૂં હૃદય ખોલી બતાવો કે કયા કયાં દુ:ખો છુપાવ્યાં છે?"

"ભાઇ! આજે મેં મારા જીવનનું ધ્યેય નક્કી કરી લીધું છે, તમારી ઘણા દિવસ રાહ જોઇ. ઓળખવા ફાંફાં માર્યાં પણ ન ઓળખી શકી. તમે શું શાન્તાબેનના ભાઇ છો?"

"ના, એ મારા મિત્રની બેન છે."

"ત્યારે તમે કયાંના?"

એ બધી ઓળખાણ પછી આપીશ, પણ જો પરમાત્માએ તક આપી તો આ હત્યાકાંડમાંથી કંઇક માર્ગ કઢાય તો ઠીક"

"હું તમને ટુંકામાં કહી દઉં છું. મેં જે વિચાર કર્યો છે તે કહેનાથી ન કર્યો હોત તો કદાચ તમને અહીં બેસવા હું નાજ કહેત પણ મારે હવે આ સંસારમાં નથી રહેવું પણ ભગવાન બુદ્ધને પગલે સત્ય અને સુખની શોધમાં જવું છે. મારે માટે હવે મને સુખની ઈચ્છા નથી. મારા જેવી સેંકડો બેનોને બળતી લ્હાયમાંથી બચાવી વૈરાગ્ય તરફ વાળીશ. વૈરાગ્યની અલખ જગાવવા આજે રાત્રે હું નીકળી જઇશ."

તો તો તમે એમની ગેરહાજરીનો લાભ લીધો કહેવાશે, એ લોકો હોય તે હિંમત કરીને નીકળી જાઓ."

"હા, તમારૂં કહેવું ખરૂં છે, મને પણ એમ લાગે છે. પણ ટુંકમાં બીજી વાત કહું મારા લગ્નના હજુ એકહજાર રૂપીઆ મારા પિતા મારા સસરા પાસે માગે છે તેના પેટામાં મારા અલકારો મારા પિતાએ ઉતારી લીધા છે. આ વખતે સસરા પંચ ભેગું કરવાના છે જો એ દાગીના તેઓ નહિ આપે તો મને કાઢી મુકવા જેટલો પણ વિચાર એમણે કરી રાખ્યો છે એટલે પાપી પિતાએ પુત્રિને વેચી નાખી. સસરાને હવે વેચાતી લીધેલી વસ્તુ નકામી લાગી તો મારે કોઇ એવો રસ્તો લેવો કે બન્નેનું સમાધાન એની મેળે થઇ જાય. બન્નેના કંકાસના ભોગ ન થવું એમને ઠીક લાગે છે."

"એ કંકાસના ભોગ બનવાની તમને શરમ લાગે છે?"

"ના, પણ પછી મને આવી તક પ્રાપ્ત ન થાય. પછી તો મને મદદ જોઇએ.

"ભાનુપ્રસાદે બધી વાત મને કહી છે. બીજી વાતો આપણે પછી કરીશુ. અત્યારે હું તમને સાચી સલાહ એ જ આપું છું કે એ દુઃખ પણ ખમીને આગળ વધો. હું તમારી પડખે છુ. બીજાની મદદની જરૂર હશે તો પણ મળશે. હવે હું જાઉ છુ. તમે નિર્ભય રહી થોડાક દિવસ શાન્તીમાં પસાર કરો."

" નીતમલાલ તમે દાગીના સુપ્રત કરવાની આ પંચ વચ્ચે ના કહો છો ખરૂં ! " હા. મારા રૂપીઆ પતે ત્યાં સુધી ના કહું છું."

તમારા રૂપીઆ પતી રહ્યા છે. તમારી દીકરી પાછી સોંપું તો !

" પછી સોંપવા માટે મેં બોલી કરી નથી માત્ર કન્યાદાન દેવા પૂરતું જ રૂપીઆ બેહજાર કર્યા છે. "

" શરમ છે ! શરમ ! કન્યા તો વિધવા થઇ છે ને રૂપીઆ માગતાં કંઈ શરમ થાય છે ? " (એક યુવકે ટકોર કરી)

" મારે દાગીનાએ નથી જોઈતાને કન્યાએ નથી જોઈતી. ગજની સરોજને બોલાવતો પંચ વચ્ચે એના બાપને સોંપી દઉં. "

" નદીમાં નાખો. મે તો તમને સોંપી. હવે ખવરાવવું આકરૂં લાગતું હશે. "

સદ્‌ગૃહસ્થો ! વડીલો ,નહિ. તમારા એક હજાર રૂપીઆ હું આપું છું. આ લ્યો નોટા, ગણી લો. અને તમે દાગીના એમના પાછા સોંપો. એ બેનને નદીમાં નાખશો નહી, મને આપો. "

બ્રાહ્મણોના પંચમાં ફુટી નીકળેલા આ યુવકને જોઇ સરોજની સાથે યુવકનો શું સંબધ હશે તેની કલ્પના કરતું લોકોનુ ટોળું આગળ ધસ્યું. આશ્ચર્ય પામતા નીતમલાલ જરા વધારે ને વધારે નજીક આવ્યા. રમેશના હાથમાં રૂપીઆની નોટોનું બંડલ હતું તે તરફ તેમનું ધ્યાન ન હતું. પણ રમેશના ચહેરા તરફજ જોઈ રહ્યા હતા. ઝપાટાબંધ સરોજ પંચવચ્ચે આવીને ઉભી રહી. લોકોની કુતુહલ વૃત્તિ વધારે સતેજ થઈ. નીતમલાલે પાછા આવી રમેશનો હાથ પકડયો. ભાઈ ! ભા...ઇ તું ? તું...કયાંથી ? ભાઇ !

કોણ પિતાજી ?

" હા, રમાકાન્ત તું કયાંથી ભા...ઇ ? હું મારાં કૃત્યની માફી માગું છું ! "

પિતાજી! સરોજ કોણ! તમારી દીકરી!

હા ભાઈ! સરોજ. એજ આપણી કમળા. એના સાસરામાં એનું નામ બદલ્યું છે. પિતાજી પ્રણામ! આ નોટો સભાળો. આપની સેવામાં થોડા દિવસ પછી હાજર થઈશ "શું તમેજ મોટાભાઈ!" સરોજ આશ્ચર્ય મુગ્ધ બની ગઇ. અરેરે! મેં શું ઓળખ્યુ! મારોજ ભાઈ..."

"ચાલો બેન! સેવાના યજ્ઞમાં પામર જીવોના ઉપરની ભુમિકામાં કે જ્યાં આ જગતનાં સુખદુઃખ આપણને ન સ્પર્શે," રમેશે કહ્યું.

ભાઈ આપણે ત્યાં......

ના પિતાજી, આ રૂપીઆ લઈ આપ સીધાવો. બેન તો સંન્યાસીની બને છે હું તેની સાથે જાઉ છું. પ્રભુ આપને સુખી રાખે

પ્રસ્તાવના ઝરણમા પાવન બનતા બાબુ દેવો ઘર તરફ વળે છે. આખાએ ગામમાં એકજ વાત ચાલી રહી છે કે હાય હાય! શું ઓળખ્યુ! રમેશ તો સરોજનો સગો ભાઇ છે! અરેરે! દુનિઆ શું અનર્થ કરી રહી છે! અને ફીટકાર પામતા નૌતમલાલ કપાળે હાથ મુકી લેવાઇને ત્યા બેઠા.

+

"પ્રબોધ, આ શું! શાન્તાને લઇને ક્યાં જાય છે?"

"તારી પાસે જ. રમેશ એક માફી માગુ છું, આપીશ?"

"શાની માફી અને શાન્તાને પણ લાગ્યો છો"

"અત્યાર સુધી જેને માટે અને જેને લઈને જીવી રહ્યો છું તે બને તમે આમ સંસારમાંથી અલગ થાઓ છો તો હું કોના આધારે જીવું? રમેશ! મને માફ કરજે સરોજને મારા મનમાં કંઈક જુદીજ આશા હતી પણ તે તો દેવી છે મારી પૂર્જ્ય ભગીની છે એટલે હવે તો હું પણ એજ પથે વીચરીશ. મારૂં હવે જગતમાં કોઇ નથી. હું કોના આધારે અહીંયાં રહું!"

"અને શાન્તાનું શું?"

એનું પણ એમ જ છે. એનું સર્વસ્વ તાગમાં છે. એ તો બધું તને મનથી સમર્પીને બેઠી છે તું આટલી હદે ત્યાગ બતાવીશ એ અમે બેમાંથી કોઈએ ધાર્યું નહોતું એકલાં પડીને દુઃખમા રીબાઇએ એ કરતાં આપણે ચારે સાથે ફરીએ તે શુ ખોટું છે!"

'પ્રબોધ! તું આ નકામી જીદ કરે છે. તારાથી કશું બનવાનું નથી અમે બને ભાઇ-બેન તો ઘડાયેલા છીએ." રમેશે કહ્યું.

અને અમે બે બીન ઘડાએલાને તમે ઘડી શકશો. બસ હવે તો ત્યાગ એજ અનુપમ સુખ. સરોજબેન મને કમ અકકલને માફ કરશો ને?" રમેશે કહ્યુ.

પરમદયાળુ પરમાત્મા બધાંને માફ કરી રહ્યો છે આપણો ત્યાગ ઘણું કરી શકશે. ચાર બળ ભેગાં થયાં. આપણે ચારે દિશામાં અલખ જગાવીશું.

ૐ શાંતિ શાંતિ શાંતિ.

# નવરાશનો વખત સ્ત્રીઓએ કેવી રીતે ગાળવો ?

લેખીકા : મણિબેન વલ્લભભાઈ પટેલ.

સમય નદીના પ્રવાહની માફક વહ્યો જાય છે. ગએલો સમય પાછો આવવાનો નથી, એ જાણતાં છતાં બહુજ થોડાંને સમયની કિંમત હોય છે. ઘણીવાર વખત પસાર કરવો બહુ વિકટ લાગે છે. આ ભાવના ઘણું ખરૂં બેઠાં હોઈએ છીએ ત્યારેજ થાય છે. બેનોને દરરોજ થોડોઘણો વખત તો નવરાશનો મળે જ છે. વાતોના ગપાટામાં આ સમય પસાર થઈ જાય છે, એટલે ઘણીખરી બેનોને તો વિચાર સરખોયે નહિ આવતો હોય કે આ નવરાશનો સમય છે, ને એનો ઉપયોગ થઈ શકે એમ છે. ગમે તેટલુ કામ હોય છતાં થોડોઘણો સમય તો નવરાશનો જરૂર મળે છે ઘણી બેનોને મુંઝવણ પણ થાય છે કે આ વખત કેવી રીતે પસાર કરવો. કાંતવામાં, શીવવામાં, વાંચવામાં, ભરતગુંથણનું કામ કરવામાં અને એવાં એવાં ઉપયોગી તેમજ સાથે સાથે આનંદ અને આરામ આપે એવાં કામોમાં આ નવરાશનો સમય ગાળી શકાય. ઘણી બેનોને તો બપોરનાં નવરાશના વખતમાં કંઈ કરવાનું કહીએ એટલે કહે કે સવારના પહોરનાં ઘાંચીના બળદની માફક જોડાયાં હોઈએ તે ઘડીવાર બપોરે પણ શ્વાસ ન લઈએ? જરા થાક ખાવાનું કોઈ ના નથી પાડતું થાક ખાવો એનો અર્થજ એ કે શરીરના જે અવયવોને શ્રમ પડ્યો હોય તેને આરામ આપવો અને બીજા અવયવો પાસે કામ લેવું. જેમાં હાથને શ્રમ પડતો હોય એ કામ કરી રહ્યા પછી પગને શ્રમ પડે એવું કામ કરીએ ત્યારે તે સમયમાં હાથને આરામ મળે છે. બધું કામ પરવાર્યા પછી બપોરના પા અડધો કલાક સુવું હોય તો સુવાય પણ ખરૂં. પણ આ ઉપરાંત પણ નવરાશનો વખત ઘણો બાકી રહે છે.

આ નવરાશનો વખત કાંતવામાં ગાળવામાં આવે તો એથી શરીરને પણ એક જાતનો આરામ મળે, એટલુંજ નહિ પણ સહજે પોતાનાં લુગડાં જેટલું સુતર તો જરૂર કાંતી શકાય, બેનો સામે ચારે તરફથી એક ભારે ફરિયાદ સંભળાય છે કે સ્ત્રીઓના લુગડાંમાં બહુ ખર્ચ થાય છે. આ ફરિઆદ ઘણે અંશે સત્ય પણ છે. જો હાથે કાંતી તેનાં લુગડાં વણાવી પહેરે તો સહેજે આ દોષ દૂર થાય આ ઉપરાંત ખર્ચનો સ્વતંત્ર રીતે વિચાર કરતાં પણ જણાશે કે હાથે કાંતી તેનું કાપડ વણાવી પહેરવાથી ખર્ચમાં આસમાનજમીનનો ફેર પડે છે, વીશીના ખોરાક કરતાં ઘરનો ખોરાક સસ્તો પડે છે, વધારે સારો હોય છે, તેમજ કપડાંની બાબતમાં પણ છે. પોતાના હાથનું કાંતેલુ કપડું પહેરવાથી સાચવણી પણ વધશે તે પહેરનાં એક પ્રકારનો આનંદ આવે છે, અને કપડાં જેટલું કાતવા માટે કોઈ બીજુ કામ બાજુપર મુકી કાંતવાની જરૂર પડની નથી. બપોરનાં સહજે દોઢ બે કલાક તો જરૂર પડતી નથી. બપોરનાં સહજે દોઢ બે કલાક તો જરૂર નવરાશ મળે અને તે સમયમાં કાંતવાથી સહજે કપડાંજોગું સુતર નીકળી શકે. વળી પોતાને જોઈએ તેવું જાડું ઝીણું કાંતી પોતાને ફાવે તેટલા પનાનું વણાવી શકાય.

કાંતવાથી સ્વભાવ પણ સુધારી શકાય છે. કાંતવાથી ધીરજ વધે છે, કાંતતાં કાંતતાં ઘણી વાર કંઈને કંઈ કારણને લીધે સુતર તુટ્યા કરે છે. વારંવાર તુટવાથી ચીઢ ચઢે, કંટાળો પણ આવે અને કાંતવાનું બંધ કરવાની ઇચ્છા થઈ જાય. આવે સમયે ઉઠી ન જતાં ફરી

ફરી પ્રયત્ન કરવો, ત્રાગ શાથી તુટે છે તે શોધી કાઢવું અને ભૂલ સુધારવી. આવે વખતે રેંટીઓ માણસની ધીરજની કસોટી કરે છે. તેની ધીરજ વધારે છે કાંતવામાં હાથ આંખ રોકાએલી હોય છે, કાંતતાં કંટાળો ન આવે, પણ ઉલટો કાંતવામાં રસ પડે, કલાક દોઢ કલાક ક્યાં જાય છે તે ખબર પણ ન પડે તે માટે કાંતતાં કાંતતાં પ્રભુનું નામ લેવું સુન્દર ભજન ગાવાં, પાઠ કરવો એક પથે બે કાર્ય થશે; કંતાશે અને ઇશ્વરનું નામ લેવાશે. આ વખત મન કંઇજ ખાસ કામમાં રોકાએલું નથી હોતું, ચિત્ત સ્વસ્થ હોય છે, એટલે વિકટ પ્રશ્નનો વિચાર પણ કાંતતાં કાંતતાં થાય. વળી આ-વેળાએ આત્મનિરીક્ષણ કરવાથી પોતાની જાતને પણ સુધારી શકાય પોતાનામાં શું શું દોષો છે, તે દોષો કેવી રીતે કાઢી નાખવા, ગઇ કાલના કરતાં આજે કંઈ પ્રગતિ કરી કે નહિ, શું શું દોષો જાણતાં અજાણતાં થયા, એ સર્વનો શાન્તિથી વિચાર કરાય, તેને માટે પશ્ચાતાપ થાય, અને દુઃખ થવાથી નિરાશ ન થતાં ફરી તેમ ન થઇ જાય તે માટે સાવધ રહેવા દૃઢ નિશ્ચય થાય. આમ વિચાર કરવામાં થોડો સમય ગાળતાં પોતાનો પણ ઉદ્ધાર થઇ શકે. રેંટીઆમાં રહેલુ રહસ્ય કોઈ કહે તેથી ગળે નહિ ઉતરે. તે સમજવા માટે તો તેના પુરેપુરા અનુભવની જરૂર છે. જ્યાં સુધી મા-ણસને કાંતવામાં રસ નથી આવ્યો, તેનો રંગ તેને નથી લાગ્યો, કળા તેણે પોતાની કરી નથી લીધી ત્યાં સુધી તો કોઈ તેના ગુણ ગાશે, તેથી માત્ર હસવું જ આવશે, તેને મૂર્ખ ગણશે, ગાંડો કહેશે.

જેમ કપડાંમાં ઘણું નકામું ખર્ચ થાય છે તેમજ સીલાઇમાં વગર કારણે ગણું વધારે પડતું ખર્ચ થાય છે, ખરી રીતે તો બેનોને કેવાં કપડાં જોઈએ એ ભાઈઓ કરતાં બેનો જ વધારે સમજી શકે. સીલાઇની બાબતમાં ઘણ[illegible] કરતાં ઘડામણ વધારે, એવી સ્થિતિ થઇ છે. રૂપીઆનું કપડું હોય અને એના ઉપર પાંચ રૂપીઆની સીલાંઇ અને એક વખત પાણીમ બોળ્યું કે પછી થઇ રહ્યું. પાંચ રૂપીઆ પાણી-માં ગયા ! આ અનુભવતાં છતાં દરવર્ષે કેટલા યે પૈસાનું આ પ્રમાણે પાણી કરાય છે. દરજીને તો કમાવું છે, એટલે એ તો નવા નવા ઘાટ કાઢેજ. તે જાણે છે કે તેની બીજાને ગરજ છે, એટલે શીલાઇ ખૂબ લે. મોં માગી શીલાઇ આપતાં આકરૂં બને છે પણ બેનોની આંખ નથી ઉઘડતી. સીવવું એમાં કંઇ બહુ ભારે વાત નથી. એકાદ બે વખત શરૂઆતમાં બગડે પણ ખરૂં, પણ તેથી શું થઇ ગયું ! દરેક કાર્ય શરૂઆતમાં બગડે જ છે ને ! જેમ પોતાની દીકરીને શરૂઆતમાં રાંધતાં નથી આવડતું ત્યારે માતા એમ નથી કહેતી કે બગાડશે, માટે ન કરીશ. ઉલટું એમ કહે છે કે એમ કરતાં કરતાં આવડશે. તેમજ સીવવામાં પણ સમજવું જુનું કપડું ધોઇ સફાઇથી ઘડી કરી પેટી કે વજન તળે એક બે દિવસ દબાવી રાખવાથી, વેતરવામાં તે નવા કપડા જેટલુંજ સુગમ થઇ પડશે. વેતરીને દોરા ભરી પહેરી જેવું કે જેથી નાનું મોટું થતું હોય તે પ્રમાણે સુધારો થઇ શકે, ફરી દોરા ભરી ફરી પહેરી જોવું અને બરોબર થાય એટલે પછી તેના ઉપરથી નવું કપડું લઇ વેતરવું પાંચ ૭ વાર વેતર્યાં પછી જેવો કોટ કરવો હશે તેવો થઇ શકશે અને રહેતે રહેતે હાથ બેસી જશે. સચો હોય તોજ સીવાય એવો કંઇ મેળ નથી. હાથનો બખિયો સુંદર આવે છે, અને સરખી રીતે ધીરજથી હાથે બખિયો દેવામાં આવે તો સંચાના બખિ-યાને પણ આંટી દે એવો મજબુત આવે છે. રેંટીઓ તો ઉંચકીને કોઇને ઘેર ન જવાય, પણ શીવવાનું તો પાડોશીને ત્યાં પણ લઇ જવાય, વાતો પણ થાય અને સીવાય પણ ખરૂં. બપોરનાં બેનો ભેગાં બેસી સીવે તો [illegible]

ફરી પ્રયત્ન કરવો, તાગ શાથી તુટે છે તે શોધી કાઢવું અને ભૂલ સુધારવી. આવે વખતે રેંટીઓ માણસની ધીરજની કસોટી કરે છે. તેની ધીરજ વધારે છે. કાંતવામાં હાથ આંખ રોકાએલી હોય છે, કાંતતાં કંટાળો ન આવે, પણ ઉલટો કાંતવામાં રસ પડે, કલાક દોઢ કલાક ક્યાં જાય છે તે ખબર પણ ન પડે તે માટે કાંતતાં કાંતતાં પ્રભુનું નામ લેવું સુન્દર ભજન ગાવાં, પાઠ કરવો એક પંથે બે કાર્ય થશે; કંતાશે અને ઇશ્વરનું નામ લેવાશે આ વખત મન કંઇજ ખાસ કામમાં રોકાએલું નથી હોતું, ચિત્ત સ્વસ્થ હોય છે, એટલે વિકટ પ્રશ્નનો વિચાર પણ કાંતતાં કાંતતાં થાય. વળી આ વેળાએ આત્મનિરીક્ષણ કરવાથી પોતાની જાતને પણ સુધારી શકાય પોતાનામાં શું શું દોષો છે, તે દોષો કેવી રીતે કાઢી નાખવા, ગઈ કાલના કરતાં આજે કંઈ પ્રગતિ કરી કે નહિ, શું શું દોષો જાણતાં અજાણતાં થયા, એ સર્વનો શાન્તિથી વિચાર કરાય, તેને માટે પશ્ચાતાપ થાય, અને દુઃખ થવાથી નિરાશ ન થતાં ફરી તેમ ન થઈ જાય તે માટે સાવધ રહેવા દ્રઢ નિશ્ચય થાય. આમ વિચાર કરવામાં થોડો સમય ગાળતાં પોતાનો પણ ઉદ્ધાર થઈ શકે. રેંટીઆમાં રહેલું રહસ્ય કોઈ કહે તેથી ગળે નહિ ઉતરે. તે સમજવા માટે તો તેના પુરેપુરા અનુભવની જરૂર છે. જ્યાં સુધી માણસને કાંતવામાં રસ નથી આવ્યો, તેનો રંગ તેને નથી લાગ્યો, કળા તેણે પોતાની કરી નથી લીધી ત્યાં સુધી તો કોઈ તેના ગુણ ગાશે, તેથી માત્ર હસવું જ આવશે, તેને મૂર્ખ ગણશે, ગાંડો કહેશે.

જેમ કપડાંમાં ઘણું નકામું ખર્ચ થાય છે તેમજ સીલાઈમાં વગર કારણે ઘણું વધારે પડતું [illegible] થાય છે, ખરી રીતે તો બેનોને કેવાં [illegible] જોઈએ એ ભાઈઓ કરતાં બેનો જ [illegible]ારે સમજી શકે. સીલાઇની બાબતમાં ઘાટ કરતાં ઘડામણ વધારે, એવી સ્થિતિ થઇ છે. રૂપીઆનું કપડું હોય અને એના ઉપર પાંચ રૂપીઆની સીલાંઇ અને એક વખત પાણીમાં બોળ્યું કે પછી થઈ રહ્યું. પાંચ રૂપીઆ પાણીમાં ગયા ? આ અનુભવતાં છતાં દરવર્ષે કેટલા યે પૈસાનું આ પ્રમાણે પાણી કરાય છે. દરજીને તો કમાવું છે, એટલે એ તો નવા નવા ઘાટ કાઢેજ. તે જાણે છે કે તેની બીજાને ગરજ છે, એટલે શીલાઇ ખૂબ લે. મોં માગી શીલાઈ આપતાં આકરૂં બને છે પણ બેનોની આંખ નથી ઉઘડતી. સીવવું એમાં કંઈ બહુ ભારે વાત નથી. એકાદ બે વખત શરૂઆતમાં બગડે પણ ખરૂં, પણ તેથી શું થઈ ગયું ? દરેક કાર્ય શરૂઆતમાં બગડે જ છે ને ! જેમ પોતાની દીકરીને શરૂઆતમાં રાંધતાં નથી આવડતું ત્યારે માતા એમ નથી કહેતી કે બગડશે, માટે ન કરીશ. ઉલટું એમ કહે છે કે એમ કરતાં કરતાં આવડશે. તેમજ સીવવામાં પણ સમજવું જુનું કપડું ધોઇ સફાઈથી ઘડી કરી પેટી કે વજન તળે એક બે દિવસ દબાવી રાખવાથી, વેતરવામાં તે નવા કપડા જેટલુંજ સુગમ થઈ પડશે. વેતરીને દોરા ભરી પહેરી જોવું કે જેથી નાનું મોટું થતું હોય તે પ્રમાણે સુધારો થઈ શકે, ફરી દોરા ભરી ફરી પહેરી જોવું અને બરોબર થાય એટલે પછી તેના ઉપરથી નવું કપડું લઇ વેતરવું. પાંચ છ વાર વેતર્યા પછી જેવો ઘાટ કરવો હશે તેવો થઇ શકશે અને રહેતે રહેતે હાથ બેસી જશે. સચો હોય તોજ સીવાય એવો કંઇ મેળ નથી. હાથનો બખિયો સુંદર આવે છે, અને સરખી રીતે ધીરજથી હાથે બખિયો દેવામાં આવે તો સંચાના બખિયાને પણ આંટી દે એવો મજબુત આવે છે. રેંટીઓ તો ઉચકીને કોઇને ઘેર ન જવાય, પણ શીવવાનું તો પાડોશીને ત્યાં પણ લઈ જવાય, વાતો પણ થાય અને સીવાય પણ ખરૂં. બપોરના બેનો ભેગાં બેસી સીવે તો સીવતાં કોઇને કંટાળો પણ ન આવે અને એક

બીજાને બતાવવાથી ભૂલો સુધારી શકાય, નવા નવા ઘાટ એક બીજા પાસેથી શીખી શકાય. નવરાશનો વખત પસાર થાય અને સહેજે ખર્ચમાં ઘટાડો થાય.

ઘણીખરી બેનો નિશાળ છોડ્યા પછી ભાગ્યેજ ચોપડી હાથમાં ઝાલે છે. નિશાળમાં પાંચ છ ચોપડી ભણ્યા છતાં વાંચવાનો અભ્યાસ ન રાખવાથી થોડાં વર્ષ પછી જો કદી વાંચે છે તો અક્ષરેઅક્ષર છૂટો પાડીનેજ વાંચી શકે છે. નિશાળે જતાં હોય ત્યારે બહુ થોડોસમય ઘેર વાંચવાને મળે છે. ઘરકામમાં મદદ કરવાની હોય છે, મદદ કરવી જ જોઈએ. નિશાળમાં તો ખરી રીતે માત્ર માર્ગ જ દેખાડવામાં આવે છે. જ્યાં બરોબર રસ્તેય ચડ્યાં નથી હોતાં ત્યાં તો નિશાળ છોડવાનો પ્રસંગ આવે છે, આ પછી પોતાની મેળે આગળ ચાલવા બહુ થોડી બેનો જ પ્રયત્ન કરે છે. ભણવાનો ઉદ્દેશ માત્ર કાગળ લખતાં વાંચતાં આવડે એટલો જ ન હોવો જાઈએ. એ તો અભણ્યાં સરખું જ છે. જ્ઞાન વધારવું હોય તો તે શાળા છોડ્યા પછી જ બની શકે, વિષયનું જ્ઞાન મેળવવું હોય તેને માટે જોઈએ તેટલો, ઇચ્છામાં આવે તેટલો. સમય નિશ્ચિન્તપણે ગાળી શકાય. જો ભણ્યા પછી ધર્મનું વાંચન થાય કે દેશપરદેશનાં સ્ત્રી પુરુષોનાં જીવનચરિત્રોનું વાંચન થાય તો તેથી કોઈને પૂછ્યાં કર્યા વગર તે સંબંધી માહિતી મળે. જો પાસપાસે રહેનાર બેનો ભેગી મળી નવરાશના વખતમાં કંઈ વાંચે તો નવરાશનો વખત સહજે પસાર થઈ જાય અને કંઈ નવું જાણવાનું મળે. વારાફરતી દરેક બેન વાંચે અને બીજી બેનો સાંભળે તો તેથી વાંચતા થાક ન લાગે અને દરેકનું વાચન સુધરે વળી કંઈ ન સમજાયું હોય તો એક બીજાને પૂછી વિચારી તે ગુંચ ઉકેલી શકાય. જ્યારે એક બેન વાંચતી હોય ત્યારે બીજી બેનો સીવે, કાંતે, ગુંથે તો સાંભળવાનું અને એ કામ એમ બને સાથે થશે. આરોગ્ય કેવી રીતે જળવાય, બાળકની માવજત કેવી રીતે થાય,- કુદરતના કયા કયા નિયમો પ્રમાણે વર્તવું જોઈએ, આ સંબંધી બેનોને બહુ જ થોડું જ્ઞાન હોય છે. બાળકોને નાની વયથી જ ઘણી ખોટી ટેવો અજાણતાં પાડવામાં આવે છે, અને તે આગળ જતાં શરીરને હાનિકારક થઈ પડે છે આ વિષે વાંચી માહિતી મેળવ્યાથી સંસાર સુખી બનાવી શકાય. શરીરશક્તિ વધારી શકાય. જેવાં માબાપ તેવાં છોકરાં. તેમાંય બાળક ઉપર માતાના સંસ્કાર બહુ ઉંડા પડે છે જો માતામાં સારા વિચાર, ઉચ્ચ મનોભાવના, સુઘડતા, સ્વચ્છતા હોય તો બાળક પણ તેવું જ થાય છે, કારણ કે ઘણોખરો સમય બાળક માતા પાસે જ ગાળે છે. જો બેનો પોતાનો નવરાશનો સમય ધર્મનાં, દેશપરદેશનાં મહાન સ્ત્રી પુરુષો સંબંધીનાં, આરોગ્ય સંબંધીનાં, અને એવાં અનેક સારાં પુસ્તકો વાંચશે તો તેમનામાં સારા વિચારો ઉદ્ભવશે. બીજાઓએ પોતાના દેશ માટે શું શું કર્યું હતું એ જોઈ આંખ ઉઘડશે. સમજાશે કે પોતે કશુંય કરતાં નથી તેમનામાં દેશપ્રેમ પ્રગટશે. સોબત તેવી અસર. અને પુસ્તક પણ એક રીતે સોબત જ છે, જેવું વાંચો તેવા વિચારો આવશે. વાચન દ્વારા પોતાનું જીવન સુધારશે, અને બાળકો પર વગર મહેનતે સારા સંસ્કાર પડશે. વળી જાતને સુધારવા કે બાળકને સંસ્કારી કરવા ખાસ બીજું કામ બાજુ પર મૂકવાની પણ જરૂર નથી. માતાપિતાએ ભણાવવા લીધેલો શ્રમ સાર્થક થશે. નવરાશનો સમય સુંદર રીતે પસાર થશે.

નવરાશનો સમય ભરતગૂંથણનું કામ કરીને પણ ગાળી શકાય. છોકરાંની ટોપીઓ, મોજાં, સાડીની કોરો, ઝબલાં, ટેબલ ઉપરના રૂમાલ એવી ચીજો સોયાથી, રેશમથી કીડીઆંથી, અથવા એકલા દોરાથી કે ઊનથી કરાય, આ

સાધારણ સ્થિતિની અથવા ગામડાની બેનોને ન પોસાય, એ ન કરી શકે; પણ મુંબઈ, સુરત, અમદાવાદ જેવાં શહેરોમાં રહેનાર બેનો ખુશીથી કરી શકે. એમના પહેરવા ઓઢવાના કોડ પૂરા પડશે, અને સાથે સાથે સુંદર કળા શીખાશે. ઘણી પારસી બેનો તો ભરતગૂંથણના કામમાંથી પોતાનું ગુજરાન ચલાવે છે. શહેરનું ખર્ચાળ જીવન ગાળનાર બેનો ભરતગુંથણનું કામ કરે તો તેમને તો ગામડાની બેનો કરતાં વધારે નવરાશનો સમય મળતો હોવાથી ઘણું કામ કરી શકે, જો ધારે અને ઇચ્છે તો તેમાંથી પૈસા પણ પેદા કરી શકે વળી ભરેલું ગુંથેલું બજારમાંથી લેવા કરતાં હાથે તે કરી લે તો તેથી નવરાશનો વખત પણ સારી રીતે જશે. પોતાની ઇચ્છામાં આવે એવી જાતનું ગુંથણ કે ભરતનું કામ થાય. અને તે વધારે સસ્તું પણ થાય.

નવરાશનો સમય ગાળવાના માર્ગ ઘણા છે. માત્ર વાંધો જ એ છે કે આપણે સૌ સ્વભાવથી જ આળસુ બની ગયાં છીએ. નહિ ગમે તો આંટા મારી કરીશું, પડી રહીશું, ગામગપાટા મારીશું, પણ એમ નહિ વિચારીએ કે લાવો ત્યારે કંઇક કરીએ. દરેકને થોડોઘણો વખત તો નવરાશનો મળે જ છે. સમયનો કંઇક ઉપયોગ કરવો એ દરેકનો ધર્મ છે. બાકી વખત કંઇ કોઇની પરવા નથી કરતો, એ તો એની ગતિએ ચાલ્યા જ કરશે. જેને પોતાનું જીવન સુધારવું હોય, જેને વખતની કિંમત હોય ને નવરાશની દરેક દરેક પળનો સદુપયોગ કરી લે. બેનોને ઘણીવાર શું કરવું તે સુઝતું નથી, તો તેમને માટે નવરાશનો સમય ગાળવાનો કંઇક માર્ગ ઉપર જણાવ્યો છે.

## માનું દૂધ—
# બાળકનો શ્રેષ્ઠ ખોરાક

યુરોપ તથા અમેરિકા જેવા દેશોમાં બાળકને ધાવણ છોડાવી બાટલીના દૂધ પર ચઢાવી દેવાની ફેશન થઈ પડી છે. આપણા દેશમાં આ રિવાજ વ્યાપક થાય એવો સંભવ નથી ઉલ્ટું આપણે ત્યાં તો કેટલીક સ્ત્રીઓ છોકરાંને બહુ લાંબા વખત સુધી ધવડાવે છે. આમ છતાં, મોટાં શહેરોમાં અને 'સુધરેલી' કોમોમાં બાળકને ધવડાવવાને બદલે 'બાટલી' આપવાની પ્રથા પ્રસરવા માંડી છે. આ પ્રથા અનિષ્ટ હોઈ એ વિષે કંઈ લખવાની જરૂર છે. આ વિષય ઉપર અમેરીકાના પ્રખ્યાત વિદ્વાન ડોક્ટર એલેક્સીસ' કેરલના વિચારો જાણવા જેવા છે.

સાધારણ રીતે ડોક્ટરોમાં ઘણા મતભેદ જોવામાં આવે છે પરંતુ એક બાબતમાં, તો સકલ દેશના ડોક્ટરો સંમત છે કે બાળકને માટે ધાવણ જેવો શ્રેષ્ઠ ખોરાક નથી. માના દૂધની જગા લઈ શકે એવી એક પણ વસ્તુ હજી સુધી પ્રાપ્ત થઇ નથી. લગભગ દરેક સ્ત્રી, ઇચ્છે તો, પોતાના બાળકને ધવડાવી શકે એમ હોય છે.

બાળક જ્યારે માના પેટમાં હોય છે ત્યારે ગાઢ સંબંધ હોય છે. લગભગ તેવો જ સંબંધ પ્રસવ પછી પણ ઘણા માસ ચાલુ રહે છે શરીર બે જુદા હોવા છતાં મા અને બાળક અન્યોન્યાશ્રિત હોય છે. આથી કરી માના સ્તનને સ્થાને બાટલી આપવામાં આવે એ અયોગ્ય જ છે.

દૂધ ચૂસે છે. જે કોશોમાં ( cells ) દૂધ
છે તેની પાસે અને આજુબાજુ ઝીણી ર
વાહિનીઓ હોય છે. એમાં લોહી ફર્યા
કરે છે. એ લોહીમાંથી દૂધ બને છે. લગ
૨૦ થી ૨૫ શેર લોહી આ શિરાઓમાં
જાય ત્યારે એક અધોળ દૂધ તૈયાર થાય

આ દુગ્ધગ્રંથિ બરાબર કામ કરી
તે માટે શરીરની બીજી ગ્રંથિઓની મદ
જરૂર પડે છે. બાળક પ્રસવે પછી માત
મસ્તકમાં આવેલી પિટ્યૂઇટરી ગ્લાન્ડમ
હુકમ છૂટે છે એટલે છાતીમાં દૂધ બનવા
છે. વળી જે અંડકોશ હોય છે તેની સ
થયી સગર્ભા સ્ત્રીની છાતી તૈયાર થાય
બાળક ધાવે એટલે ગર્ભાશય સંકોચાય
અને અટકાવ બંધ થાય છે. આમ શરીર
જુદા જુદા અવયવો સાથે સ્તનનું કાર્ય સ
ગોઠવાયલું છે. આટલા પરથી સમજાશે કે મ
શરીરની શોભા વધારવા કે દરજીની ઇચ્
મુજબના નવા નવા ઘાટ વાળી 'બોડીસે
પહેરવા માટે ભગવાને સ્ત્રીને આ અ
નથી આપ્યું. પરંતુ ભવિષ્યની પ્રજા
યોગ્ય વિકાસ અને પોષણ માટે આપ્યું.

ધાવવામાં નાના બાળકને બળ વાપ
પડે છે; આથી એના સ્નાયુઓ ખીલે છે
જડબાં, નાક તથા મુખ પ્રમાણસર બંધ
છે તથા મજબુત બને છે. શીશીમાંથી
પીવાનું હોય ત્યારે આમ બનતું નથી.
ઉપરાંત બાટલી, ડાટીઓ વગેરે સાફ રા

વાહેફગારી મેળવીને મનમાં સંતોષ પામ્યા કે, આવા પરદુઃખભંજન પરોપકારી ને સર્વે ઐશ્વર્ય સંપન્ન પુરૂષ જ સુખી છે. કેમકે આખી પૃથ્વીના રાજાઓના શાહુકાર ગણાય છે. વાસ્તે આ ભૂગોળ ઉપર એક જ એજ ફક્ત સુખી હશે. તેથી તેની જલદી મુલાકાત લેવા રવાના થાઉં. એવો વિચાર કરી પેલા શેઠનાં મનુષ્યો પાસેથી હાથી, ઘોડા ને ચાકર વિગેરેને સાથે લઈ, એકદમ શેઠની મુલાકાતે રવાના થયા. બેચાર મહીનામાં તેઓ શ્રીમાન્ ક્રમ શેઠના શહેરમાં આવી ચડયા, ને મુકામ પર શેઠનેજ મળવા ગયા. શેઠજી મહાવિવેકી પુરુષ હોવાથી એકદમ રસ્તા ઉપર લેવા સામા આવ્યા, ને મુકામપર લઈ જઈને ઘણીજ આગતાસ્વાગતા કરી. બે ચાર દિવસ સાથે ફર્યા, હર્યા, બાદ આવવાનું કારણ પૂછ્યું. ત્યારે જણાવ્યું કે આ જગતમાં સર્વ વાતે સુખી તમો જણાવો છો, તેથી શું તમો સુખી છો કે દુઃખી, એટલોજ મારો પ્રશ્ન છે. જવાબમાં શેઠે જણાવ્યું કે, "મારા કુટુંબમાં બધાં મારા હુકમ પ્રમાણે ચાલે છે. આખી દુનિયાના બધા રાજા ને પ્રજા મારી મરજી સાચવે છે. તેમ શરીરે સુખી છું. મને કોઈ જ વાતની જીજ્ઞાસા આ મૃત્યુ લોકમા જરા પણ રહેલી નથી, પણ મને એક જ દુઃખ છે, તેનું વર્ણન તમોને કહેવાને અડચણ જણાતી નથી. કેમકે કદાચ તેનો કાંઈ ઉપાય મળી આવે." ત્યારે કાળેન્દ્રનાથ બોલ્યા કે હે મિત્ર! મારાથી બનશે તો હું તમને સુખી કરી જઈશ. ત્યારે શેઠજી બોલ્યા કે ભાઈ મારે સાં પુત્ર પુત્રીની વૃદ્ધી નથી તેથી હું ઘણો દુઃખી છું. રાતદિવસ મારા હૃદયમાં જે દુઃખ છે તેનો અંત આવતો નથી.

આ વાત સાંભળી કાળેન્દ્રનાથે કહ્યું કે હે મિત્ર ધીરજ રાખો. પ્રભુની કૃપા હશે તો આશા ફળીભૂત થશે. એમ કહી ઉદાસી સ્થિતિમાં ત્યાંથી ચાલ્યા ગયા. ને પ્રભુને નમન કરતા કરતા હીમાલય પર્વતની એક ઊંચી રાત્રે આવી પુગ્યા. બીજે દિવસે કોઈ મહા પુરુષને રસ્તામાં દીઠા. તે બીચારાના શરીરપર અનેક કીડાઓ હતા તેથી તેને જોઈ મહારાજાને ઘણી દયા આવી. તે તેની આગળ ગયા ને જોયું તો તે બીચારો કાંઈપણ દુઃખની હાય વગર તે ખડખડ હસે છે!

તોપણ મહારાજે તેના અંગપરના સઘળા કીડા દૂર કરી પાણીએ ધોઈ નાખ્યા ને તે પુરુષને બેસાડયા. ત્યારે તે પુરુષ બોલ્યા કે હે પાપી મનુષ્ય તું કોણ છે? શા વાસ્તે તેં આ કીડાને મારાથી દૂર કીધા? એ બેવકૂફ, જો તું એ કીડા પાછા મારા અંગપર નહિ ચોઢશે તો હું તને મારી નાખીશ આ વાત સાંભળીને મહારાજાએ બધા કીડા પાછા ચોઢયા ને પછી નમન કરીને પૂછ્યું કે હે દેવ, તમો આવા દુઃખી છતાં શા વાસ્તે હસો છો? તે

બોલ્યા કે સુખી કોણ? ને દુઃખી કોણ? એ જ્ઞાન જ્યાં સુધી મળ્યું નથી, ત્યાં સુધી તદન મૂર્ખ છે. જ્યાં સુધી તેઓ પોતે આ દુન્યવી માયા શું છે તે સમજતાં નથી, ત્યાં સુધી દુઃખી છે. કારણ કે સંસારનાં તમામ પ્રાણીઓને કલ્પના રૂપી કીડો ડંખ્યા કરે છે, ને જેમ તેમ કલ્પના વધતી જાય તેમ તેમ એ કીડો મોટો થતો જાય છે. વાસ્તે તમામ દુઃખી કહેવાય છે. પણ હું તદન સુખી છું, કે મારા મગજમાંથી એ કીડો તદન મરણ પામેલો હું જોઉં છું. ને તેથીજ આ કીડાઓનાં દુઃખ મને નડતાં નથી. જ્યારથી આ સ્થિતિ મારી થઈ ત્યારથી મારી સ્થિતિમાં સર્વે પ્રાણીઓને એ કીડા કેવા કેવા પ્રકારનાં દુઃખોમાં નાખે છે તે હું બેઠાં બેઠાં મારી નજરે જોયા કરું છું, તેથી કરીને મને જે આનંદ થાય છે તે આનંદમાં હું હસું છું,

આ વાર્તા સાંભળી મહારાજ શરમાઈ ગયા ને તેમની તરફનાં ખરાં બોધરૂપી વચનો સાંભળી પોતાના ગામમાં જઈ રાજ્યકારોબાર ચલાવવા લાગ્યા.

પ્રિય વાંચક! આ વાર્તા ઉપરથી આપણને ખરો બોધ એ મળે છે કે જ્યાં સુધી માનવી આત્મીકજ્ઞાન મેળવતું નથી ત્યાં સુધી તેનું ચિત્ત ખીલતું નથી. જેઓ આ માયાવી દુન્યામાં કલ્પના રૂપી વાસનાઓ મનમાં ઉભી કરવામાં મશગુલ રહે છે, ને તે કલ્પનારૂપી વાસનાઓ જ્યારે ફળીભૂત થતી નથી, ત્યારે તેઓને ભારે દુઃખ લાગે છે, ને પોતે દુઃખી કહેવાય છે, એવા મનુષ્યોની જ્યારે તેઓનાં ભાનની શક્તિ ખીલે છે, ને જ્યારે ઈશ્વરી કાયદાનું જ્ઞાન થાય છે, ત્યારેજ તેઓનું દુઃખ ઓછું થાય છે, ને તેમાં આનંદ માને છે.



# કન્યા કેળવણી.

બાળાઓને ઉચ્ચ કેળવણી મેળવવાની ખાસ જરૂર છે, એ વિષે કાંઈજ શક નથી. આપણે જેમ તેઓને વધારે કેળવણી આપીશું તેમ તેઓ પોતાના સદ્ગુણો વધારે સારી રીતે કેળવી શકશે અને તેઓ જિંદગીમાં ઉચ્ચ અને પવિત્ર આનન્દ ભોગવશે. એ ઉપરથી હું એમ કહેવા નથી માગતી કે આપણી બાળાઓને માત્ર યુનીવર્સીટીનીજ કેળવણી આપવી. કુદરતે સ્ત્રીને વધારે નમ્ર, માયાળુ, દીલસોઝ અને નાજુક બનાવી છે અને તેથી તેઓ ઘરસંસારનાં કામ કરવાને વધારે લાયક છે. જો આપણી કન્યાશાળાના અભ્યાસક્રમમાં એવા વિષયો દાખલ કરવામાં આવે કે તેઓ પોતાની ખાસ ફરજો બજાવી શકે; (દાખલા તરીકે સુખ-શાન્તિ અને સારવારના વિષયો તેમજ સાયન્સના વિષયો ઉપર વધુ ધ્યાન આપવામાં આવે, કસરતનું શિક્ષણ આપવામાં આવે અને તેમના હૃદયમાં ગાયન, સીવણ, ગુંથણ તથા રસોઈ અને બાળકોની કેળવણી માટે ઉમંગ પેદા કરવામાં આવે) તો આપણી તે બાળાઓ ગૃહિણી અને માતા તરીકેની ફરજો ખંતપૂર્વક બજાવી શકે તેવી કુશળ સ્ત્રીઓ બનવાની આશા રાખી શકાય.

# સરકાર વેરો

[ લે૦ વિમળાગૌરી મોતીલાલ સતલવાડ. ]

ચોમાસાનો વખત પુરો થયો હતો. પાણીનો છાંટો એ પડ્યો નથી. ઉનાળામાં સુકાયલી નદીઓ વહશે, ધરતીમાતા લીલાં કપડાં પ્હેરી શોભી રહેશે ને આપણને વર્ષભરનું અનાજ મળશે એ ઉમેદ તો મનમાંજ રહી ગઈ હતી. નવરાત્રના ઉત્સવ આવ્યા હતા. દરેક વર્ષે નવરાતરમાં તો માતાજીના ગરબા પૂજા ને હવન કરવા બેહુનોનાં ટોળેટોળાં ચારે દિશાઓથી આવતાં, પણ આ વર્ષે તો બેહુનો મૃત્યુ વશ થયા હોય એમ ભાસતું. ગામ આખું શોકમાં ડુબી ગયું હતું. ગયા વર્ષનું અનાજ તો ચોમાસામાં ખલાસ થઈ ગયું હતું ને આખા આઠ મહિના કાળ જવા સમક્ષ ઉભા હતા. વાડામાં જતાં નિસ્તેજ થયેલાં ને દુર્બળ પડેલાં ઢોરો જોઈ પટેલીઆઓના હાંજા ગગડી જતા, પણ ઉપાય હતો જ નહિ. દેવીનો કોપ થયો મનાતો. પૂર્વનાં પાપ ઉગી નીકળ્યાં, કળીયુગમાં તો આમજ થવાનું એવા એવા વિચારો આવતાં. ઘણાં વીસ વર્ષ થયાં વરસાદની બુમો પડતી, પણ થોડું વધતું પાણી મળતું ખરું. પણ આ વર્ષે તો હદ જ વળી ગઇ હતી તેમાં સરકાર તરફથી મહેસુલની વસુલ લેવાની સખ્તાઈ થતી હતી.

"રામા પટેલ, સાંભળ્યું કે? પરમ દિવસે ના સાહેબ મહેસુલ વસુલ કરવા આવવાના છે."

"શું કહો છો? શું મહેસુલ ભરવાની છે? પાકયું હોય તો મહેસુલ, આ વર્ષે મહેસુલ વળી! તલાટી ઉઘાડી આંખે આવશે કે મીંચેલી આંખે? પાક આ વર્ષે નથી ઉતર્યો એ વાત તો જાણીતી જ છે ને? વરસાદને આપણે કોઈ કોઠીમાં તો ન્હોતો સંતાડ્યો ને?"

"અરે બાપા, આટલા શું થાઓ છો? મેહુલાએ જ્યાં મ્હેર નથી કરી ત્યાં સરકાર કેમ કરી કરશે? પૂર્વમાં પાપ કર્યાં હશે તે ભોગવ્યા વગર છૂટકો નથી. પટલાણીએ તો રોકકળ કરવા માંડ્યું છે ને ગાયો ભેંસો મરવા પડી છે. દાણા વગર ચલાવે પણ ઘાસ વગર કેમ ચાલે? કોણ જાણે શાએ પાપ કર્યાં હશે કે આવો કાળ પડ્યો!"

"અરે ભાઇ, એટલું હજુ ઠીક છે. કે પીવાનું પાણી મળે છે. કદાચ મહિના પછી તો તેયે બંધ થશે. આગળ શું થાય છે તેજ જોવાનું છે."

રામા પટેલ બોલ્યા, "હજી આપણે તો ઠીક છે પણ આ બિચારાં દાડીઆઓની સ્થિતિ બહુ દયાજનક છે. આપણે એમની જરૂર નથી તેથી રજા આપી, પણ એમના પેટે કોઈ રજા આ છે? એમની પાસે અનાજ જ નથી ને રહેવા સાંગ્યું તૂટ્યું ઝુંપડું પણ નથી. અરેરે! આપી ગામના વસવાયાં લોકોની સ્થિતિ તો એથીએ બુરી જ છે. આપણી સ્થિતિ પર જ એમનો ટકાવ. આપણે ઘાસ અને અનાજ ના લાવી શકીએ ત્યાં એમને ક્યાંથી પોષીએ? આ આપણો ભગલો હજામ કાલે કહી ગયો છે કે એ તો કાં તો ગામ છોડી જશે અગર આપઘાત કરશે. ઘરમાં ભુખે ટળવળતાં બૈરાં છોકરાંનું દુઃખ એનાથી જોવાતું નથી."

ચોરે બેઠેલા પટેલીઆઓ આવી વાતો કરી રહ્યા હતા. ભુખે મરતાં બાળકો આમથી તેમ

રીતે આય ના આવે તે સારુ ખેડુતોએ ચાર આની કર બે મહિનાની મુદતમાં ભરી જવો. આ શેરાની નકલો ચોરાપર મુકાય ને જાહેર ઢોંડી પીટાવી ખેડુતોને પ્હોંચાઇ ગામમાં તો હાહાકાર વર્તી રહ્યો.

× × ×

"કેમ ભાઈ, આપણે પછી શું નક્કી કર્યું ! આ પંદર દી તો ગયા હવે બીજા જતાં વાર નહિ લાગે ને વેઠીઆઓ આવી ઉભા રહેશે. મહેસુલ નહિ ભરીએ તો આ આપણાં ભૂખ્યાં તરસ્યાં પડી રહેવાનાં ઝુંપડાં પર જપ્તી આવશે, ને બે ઢોખરાં હશે તે પણ જશે. મારી તો સલાહ છે કે આપણાં ઢોરો શહેરોમાં જઈ વેચવા અને આવેલા પૈસામાંથી મહેસુલ ભરી દેવી."

"અરે કાકા, એમ કરવાની બીલકુલ જરૂર નથી. જુઓ પરમેશ્વરે આપણા પર કોપ કર્યો છે ખરો, પણ સરકારના દાબ્યા દબાવાની કાંઈ જરૂર નથી. આજે ઢોર વેચશો તોયે શું ઉપજશે ! પ્હેલાં તો શહેર સુધી લઈ જવામાંજ ઠીક ખર્ચ પડશે. પછી ત્યાં પણ વરસાદ બાપાની મહેર નથી, એટલે કાંઇ સારી કીંમત આવવાની નથી. આ આપણા એંસીના બળદના ત્રીસ ત્રીસ પણ નહિ ઉપજે. એટલે બળદ ગાય ભેંસો વેચે આપણો દહાડો વળવાનો નથી. સારો રસ્તો તે એજ છે કે મુંગા બેસી રહેવું, અને મહેસુલ વસુલ કરવા આવે તેમને એમની ફાવતી રીતે મહેસુલ લેવા દેશો. અમે આમાં તો મરેલાં જ છીએ ને ! તો પૂરાં મરીશું નો કૃષ્ણ ભેગા થઈશું. બળદ વેચી મહેસુલ ભરીશું તો ઉંઘ કેમ આવશે ? બળદ ડપકાભરી નજર સામી નહિ તરે ? ગાય ભેંસોના હોંકારા કાનમાં રણકા નહિ કરે ? મારો તો વિચાર છે કે આપણે બધાએ એકઠા થઇ ઉપર કહ્યા પ્રમાણે કરવું. પણ બીજા કરે ન કરે, હું તો મારે આમજ કરવાનો છું."

ચોરાપર ભરાયલા ખેડુતોમાં કેટલાક આ મત વિરૂદ્ધ થયા. પણ ઠરાવ થયો કે કોઇને બંધન નથી. જેને જેમ યોગ્ય લાગે તેમ કરવું કેટલાક ખેડુતોએ બાજુના ગામમાં જઇ ઢોર-ઢાંખર ને રાચરચીલું વેચી મહેસુલ ભરી પણ ગામના મોટા ભાગે તો મુળુની શીખામણ ધ્યાનમાં લીધી.

"મુદત થયા છતાં મહેસુલ ભરાઇ નહિ એટલે તલાટી સાહેબ ફરીથી આવ્યા.

"કેમ રસાલખાં, આ લોકોને કાલે ઢાંડી પીટાવી છેલ્લી તક આપી, પણ કોઈ દાદ દેતુંજ નથી. હવે શા પગલાં લઈશું ?"

"અરે સાહેબ! આ બધું તોફાન પેલા મુળીયાનું છે. મેં ફરીથી ખબર કાઢી છે. એના પર પ્હેલાં હરાજ કરો. બૈરી છોકરાંને બહાર કાઢો એટલે નરમ પડી જશે, ને બીજાઓ

આ જોઈ ગભરાઇ જશે ને કામ રહેવું જશે,"

"મીઠી વાત તો ઠીક કહી પણ કાંઈ આડું ન તો નહિ જાગે ને?"

"ના સાહેબ ના, શું ગભરાવ છો?"

"ઠીક ત્યારે કાલે સવારે વાત."

નમાયાં જગુ ભગુને લઇને મૂળુ બારણામાં હતો, ગાયો ભેંસો ને બળદને સુકોચારો હતો. ઘરડાં મા અંદર રાબડી કરતાં હતા તલાટી સાહેબની સ્વારી આવી.

કેમ છો? મૂળુપટેલ! કેમ મહેસુલનું શુ?" તલાટીએ ધીમા અવાજે વાત શરૂ કરી.

"મહેસુલ કયાંથી ભરીએ? વરસાદનું ટીપું નથી. આ અમારાં ઢોરો ને બાળબચ્ચાં મરે છે ને મહેસુલ ભરવા નાણા વાં કયાંથી?"

"પણ સરકારનો હુકમ તો સાંભળ્યો છેને?"

"હા સાંભળ્યો છે, પણ સરકારની આંખો બંધ છે? જોશે ને કયાંથી મહેસુલ આપશે ચાર વરસમાં મહેસુલ ભરવાની અનાકાની એ કરી હતી?"

"પણ સરકારનેએ ખર્ચ ચલાવવો છેને? સુલ ના આવે તો ખર્ચ કેમ નીકળે?"

મહા પ્રયત્ને શાંતિથી વાત કરતાં મૂળુ-થી આખરે ના રહેવાયું ને એ બોલ્યો : મારા જેવા તલાટીઓને રજા આપે. જે માં વરસાદ થાય ને મહેસુલ મળે તે વર્ષે ગ રાખી લે."

"કેમ બોલતાં બોલતાં બ્હેકયો કે? જો મળ. સાંજ સુધીમાં પૈસા ચોરામાં ભરી જે, નહિ તો પછી તારો સામાન હરાજ . આ છેલ્લો હુકમ છે."

"તલાટી સાહેબ, જે કરવું હોય તે કરજો. સાંજ સુધી વાટ ના જોવી હોય તો ના જોશો. હું મહેસુલ ભરવા આવી શકું તેમ નથી."

"સાહેબ, એ માણસ જીદી છે. મમતે ભરાયો છે. એને દોર બતાવ્યા વગર નમવાનો નથી." રસાલખાં બોલ્યો.

"રસાલખાં, તમારે ખેતર પાદર હોય એમ લાગતું નથી. તમારી પાસે મુંગા પ્રાણી પણ હશે નહિ હોય તો તમે આ શબ્દો બોલીજ ના શકો"

"હવે ડહાપણ રહેવા દે." બપોરે બે વાગે આવવાનું નક્કી કરી તલાટી સાહેબ ગયા. ગામમાં દાંડી પીટાઇ ને મૂળુના સામાનનું-ઢોર, વાસણ ને ફાટયા તૂટયાં લુગડાંનું લીલાંઉ થયું. પણ લેનાર ના મળવાથી માલની જપ્તી કરી, મહેસુલ બદલ સરકારી ઓફીસે લઈ જવામાં આવ્યો.

ઘરડાં માને અને ભગુ જગુને લઈ મૂળુ મહાદેવની ઓસરીમાં જઈ પડયો. ભૂખને લીધે તથા ખુલ્લામાં પડી રહેવાથી બે ત્રણ દહાડામાં એની મા મરી ગયાં ને થોડે વખતે ટળવળતાં રડતાં જગુભગુને અનાથ આશ્રમમાં મુકવા પડયા. મૂળુ ઢોર, ખેતર અને મા તથા છોકરાં ગુમાવવાથી અર્ધ ગાંડો થઇ ગયો. બીજા ખેડુતોની પણ આ સ્થિતિ કરી તલાટી સાહેબ ગામમાંથી રહ્યુસહ્યુ અનાજ ને ધન લઇ ગયા. ટાઢ તડકો ને ભૂખમરાને લીધે નવા રોગો વધ્યા. આ રોગચાળામાં કોણ જાણે કેટલાએ માણસો મરી ગયાં અને કેટલાંએ ગામડુ છોડી ને શહેરમાં મજૂરી કરવા ગયા.

જે જીવતાં રહ્યાં તે પણ અધમુઆ જેવાં જ હતાં તેમનામાં જીવવાની પણ હોંશ નથી, તો ખેતી સુધારવાની અને નવા પાકના વિચાર કરવાની હોંશ તો કયાંથીજ હોય!! આ રીતે કેટલાંએ ગામડાંનો વિનાશ થયાજ કરે છે.

થાના રસમય લેખન સુધીની તેમની લેખનપ્રવૃત્તિ પ્રશસ્ત છે.” આવા પ્રસિદ્ધ લેખકની આ કૃતિ હોવાથી તેની સફળતા માટે બે મત છે જ નહિ.

'જીવનસખી' એ એક રસકથા છે. એને રસકથા કહેવી કે સ્ત્રીઓ માટેની સંસારકથા કહેવી એ બન્ને સરખું જ છે પુસ્તકને ત્રણ ખંડમાં વહેંચી નાખવામાં આવ્યું છે પહેલા બે ખંડ વિવિધ વિષયોથી ભરપૂર છે અને તે સુંદર, સચિત્ર સ્વરૂપમાં અપાયલા છે ખંડ પહેલામાં અર્ધનારીશ્વર અને માતૃસ્નેહ, સ્ત્રીઓની મહત્તા, વેદ-મહાભારત અને સસારમાં તેમનું સ્થાન વગેરેની ચર્ચા કરવામાં આવી છે સ્ત્રી-પ્રશસ્તિનાં અનેક વચનામૃતો, સાચી ગૃહિણી બનવા જીવનસખીએ પાળવા જોઇતા નિયમો વગેરે આ વિભાગોમાં સુંદર અને આકર્ષક સ્વરૂપમાં આપવામાં આવ્યા છે એ જ ખંડમાં 'ઘરવૈદું'ને લગતું એક પ્રકરણ પણ આપવામાં આવ્યું છે. આપણી સ્ત્રીઓને ઘરગથ્થુ વૈદકનું જ્ઞાન પણ હોવું જરૂરનું છે અને તેઓ જો આવા જ્ઞાનથી પૂર્ણ હોય તો તેમનું પોતાનું જ નહિ પણ ઘરનાં માણસોનું ને સંતાનોનું આરોગ્ય પણ સદા કાયમ જ રહેવા પામે છે. નાના પ્રકારના અનેક રોગોના સરળ ઇલાજો આ ખંડમાં બતાવવામાં આવ્યા છે.

ખંડ બીજામાં ભારતની આદર્શ સન્નારીઓ જેવી કે, અરુંધતી, અનસૂયા, દમયંતી, શકુંતલા, સાવિત્રી, મૈત્રેયી, લીલાવતી, રૂપ્રહલ્યા, ચાંદબીબી, રાણી લક્ષ્મીબાઈ, સ્વ. કમળા નેહરુ, સૌ. કસ્તૂરબા વગેરેનાં પ્રેરણાત્મક જીવનચરિત્રો તેમના જીવનસન્દેશ સાથે આપવામાં આવ્યાં છે. આ ખંડની નવીનતા શ્રી. કનુ દેસાઇનાં ચિત્રોથી ભરેલી છે. શ્રી. કનુ દેસાઇએ આ ખંડમાં આપણી સતી-સાધ્વી સ્ત્રીઓનાં જીવનો એવી તો કુશળ અને આબેહૂબ કલમે ચિત્રિત કર્યાં છે કે એ ખૂબ જ સજીવન ને પ્રેરક લાગે છે આ જ વિભાગમાં 'સ્ત્રી અને પુરુષ' પરનો મહાત્મા ગાંધીજીનો લેખ પણ સુંદર રીતે મૂકી દઈ આ ગ્રંથનું મહત્ત્વ વધારી દેવામાં આવ્યું છે. આ લેખ દરેક સ્ત્રી-પુરુષે વાંચવા જેવો છે. એમાં સ્ત્રી-પુરુષનો સંબંધ, એકબીજા પ્રત્યેની ફરજ અને હિંદુ ધર્મમાં એનું શું સ્થાન છે તેની ઝીણવટભરી મીમાંસા કરવામાં આવી છે.

ખંડ ત્રીજો એક સળંગ કથા તરીકે આપણી આગળ રજૂ થાય છે. ગુજરાતના સંખેડા જેવા અંતરંગ વિભાગમાં આવેલા ગામથી એની શરૂઆત થાય છે અને તેનો વિસ્તાર સંયુક્ત પ્રાન્તો, પંજાબ, નેપાળ અને વાયવ્ય સરહદ તેમજ અફઘાનિસ્તાન સુધીના પ્રદેશ ઉપર ફરી વળે છે ચિત્રોની ગૂંથણીમાં પણ નવીનતા છે. સંન્યાસીથી માંડીને સોશ્યાલિસ્ટ અને કમ્યુનિસ્ટ પાત્રો ખેતી, જમીનદારી, નવીન કેળવણી અને સિનેમાના ધંધા સુધીનાં કાર્યમાં રત રહેલાં ચિતરાયેલાં છે. જૂના, વચગાળાના અને ઝડપથી ફરતા ચાલુ જમાનામાં પણ શ્રી. ડુંગરસીભાઈએ અતિ



ભાવના, સંયુક્ત કુટુંબની મધ્યમવર્ગીય સમાજમાં વધતી જતી ગરીબાઇ–એ બધા વિષયોને પ્રાધાન્ય આપી તેનો ઉકેલ પણ તેમણે વ્યવહારુ બુદ્ધિથી સૂચવ્યો છે. અને આથી જ રસભર્યા ઉદ્દેશવાળી આ વાર્તા રસભરી બની છે એમાં જરાય શંકા નથી.

આમ 'જીવનસખી' સ્ત્રી–જીવનને જ નહિ પરન્તુ સમગ્ર–કુટુંબજીવનને સ્પર્શતું એક અનોખી ઢબનું પ્રકાશન છે આખુંય પુસ્તક યુવાન ચિત્રકાર શ્રી. કનુ દેસાઇની કલા–કારીગરીથી શણગારવામાં આવ્યું છે. પાને પાને સુશોભનો, ત્રિરંગી–દ્વિરંગી ચિત્રો અને આકૃતિઓ મૂકવામાં આવી છે. ત્રિરંગી ચિત્રોમાં જીવનસખી, જીવનનૃત્ય, સ્નેહ અને સંવેદના–ચિત્રો ખૂબ જ કલાપૂર્ણ ભાવ બતાવે છે. દ્વિરંગી ચિત્રોમાં વટસાવિત્રી, બીજમાની વેલડી, માતૃસ્નેહ, પ્રાચીન અને અર્વાચીન યુગલ, શ્રી આદિ ચિત્રો ખાસ આકર્ષણ ઉપજાવે એવાં છે આખું પુસ્તક બે–રંગી શાહીમાં છાપવામાં આવ્યું છે અને આપણા પુસ્તક–એક અતિ આવકારદાયક અને અનુકરણીય નવીનતા છે



પુસ્તકની પ્રસ્તાવના પ્રસિદ્ધ સાક્ષરશ્રી. રમણલાલ દેસાઇએ લખી આ પુસ્તકનું મૂલ્યાંકન વધારી દીધું છે. શ્રી. રમણલાલ દેસાઇની સાહિત્ય–પ્રસાદીથી સારુંય ગુજરાત પરિચિત છે. આવા વિદ્વાન લેખકની કલમથી આ પુસ્તકની પ્રસ્તાવના લખાઇ છે તે સોનામાં સુગંધ મળ્યા બરાબર છે.

કનુ દેસાઇચિત્રિત ત્રિરંગી ચિત્રથી અને એક દ્વિરંગી ચિત્રથી ઓપતાં બે ચિત્રોવાળા આકર્ષક બોક્સમાં આ પુસ્તક મૂકવામાં આવ્યું છે. પુસ્તક રૂપ-રંગમાં બેનમૂન છે. ભેટ આપવા માટે, જ્ઞાન–સંસ્કાર ખીલવવા માટે, સ્મૃતિ માટે આ પુસ્તક જેવું બીજું કોઇ વાચન કે ભેટ નથી. અમદાવાદના પ્રસિદ્ધ પત્ર 'સંદેશ' લિમિટેડનું આ પ્રથમ પ્રકાશન છે. અને તેને તૈયાર કરવામાં સંદેશના ઉપતંત્રી શ્રી. રતીલાલ સરખેજીએ જે શ્રમ લીધો છે તે સફળ થયો છે. આવા આવા સુંદર અને ઉત્તમ પુસ્તકને વસાવવાની અમે અમારા વાચકોને આગ્રહભરી વિનંતિ કરીએ છીએ કિં. ૪–૪–૦ વી. પી પોસ્ટ ખર્ચ ૦–૧૦–૦ અલગ આ પુસ્તક નીચેના સ્થળેથી મળશે.

## એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ – ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ – ૨

# પુત્ર કોનો ?

લેખક : નરેન્દ્ર દેસાઇ

પ્રત્યેક માનવી ઋણાનુબંધનોથી વીંટળાયલો છે, પણ તે સર્વેમાં માતૃઋણ અગ્રસ્થાન ભોગવે છે. માતાના ઋણ સિવાય એક પણ બીજું એવું ઋણ નથી કે જે ન ચૂકવી શકાય. નિઃસ્વાર્થ માતૃઋણ ચૂકવવા માનવીના પ્રયત્નો મિથ્યા અને નિષ્ફળ છે. મનુષ્ય તે ઋણની કિંમત સમજી તે પ્રમાણે પ્રયત્ન માત્ર પણ કરે તો તેની માનવતામાં ઉમેરો થાય છે.

અમદાવાદથી સત્તર માઈલ દૂર એક-નાનું પણ સ્વચ્છ અને સુંદર ગામડું આવેલું છે. શહેરની દાંભીકતા અને બાહ્ય આડંબરોને ત્યાં સ્થાન નથી. સનાતન સત્યમય અને એકરૂપી જીવન ગુજારવાની તમન્ના દરેક ગામ્યમાં ત્યાં નજરે પડે છે ગામના ખુણામાં એક સાદા ધાટવાળું નાનું ઘર આવેલું છે. રાત્રીનો સમય વધી ગયો હોવા છતાં તે ઘરમાં હજુ દીવો સળગતો જણાય છે.

ઘરમાં દૃષ્ટિ દોડાવતાં એક ખાટલામાં એક વૃદ્ધ પુરુષ અર્ધનિદ્રિત અવસ્થામાં પડી રહ્યો છે. તેની પાસે એક મધ્યમ વયની સ્ત્રી અને બારેક વર્ષની ઉંમરનો છોકરો ખીન્ન વદને બેઠેલાં છે. વારંવાર આંખ ખોલી તે વૃદ્ધ તેની પત્ની અને પુત્ર તરફ આંખો ફેરવે છે લાંબા સમયની માંદગી પછી તે વૃદ્ધ આજે ખૂબ બેચેન જણાય છે પત્ની પતિનું અને પુત્ર પિતાનું શિરછત્ર ગુમાવવાની તૈયારીમાં છે તેનો ખ્યાલ આવતાં તેઓ શુન્ય બની જોયા કરે છે. તે વૃદ્ધાને કાંઇ બોલવાની ઇચ્છા થાય છે પણ તેનું મુખ ઉઘડતું નથી.

એકદમ એક સબળ આંચકાની સાથે તે ટટાર થયો. મૃત્યુની નિકટતા અસ્વસ્થતા અને નિરાશા તેની આંખોમાં સ્પષ્ટ તરવરી રહી. જેમ તેમ કરી તેણે બોલવાનો પ્રયત્ન કર્યો.

" વિજયા...સતુ...જાઉં છું મુંઝાશો નહિ માનવીને આજે નહિ તો કાલે મરવાનું તો છે જ, તો પછી તે અસાધ્ય પ્રસંગનો શોક શો? વિજયા ! " તેણે પત્ની તરફ જોઇને કહ્યું " સતુ બાળક છે. તેની ખાસ કાળજી લેજે. તેને સારું ભણાવી એક ઉંચા અમલદાર તરીકે જોવાની મારી ઇચ્છા હતી પણ જેવી ઇશ્વરની મરજી. ગભરાઇશ નહિ. સતુને બને તો ઉચ્ચ શિક્ષણ આપજે અને આ દુનીઆના વાતાવરણથી બને તેટલો દૂર રાખજે તેમાં તો નરી સ્વાર્થપટુતા અને નફ્ફટાઈ સમાયેલી છે. અને......"

બીજા એક આંચકાની સાથે તે પથારીમાં પડ્યો. વિજયા અને સતુએ તેને હાથ પર-લઇ બરાબર સુવાડ્યો પણ સઘળું નિરર્થક હતું છતાં એક ભાગ્ય તે વૃદ્ધ નસીબમાં લખાવીને લાવ્યો હતો—પત્ની અને પુત્રના હાથમાં મરવાનું કેટલા માનવીઓ-એવા ભાગ્યને પામે છે!

ગઇ કાલના શાંત ઘરમાં આજે શોક અને ધાંધળ મચી રહી. તે વૃદ્ધની ઉત્તરક્રિયાની વિધી પતાવી પુત્રે ફરી પાછું અભ્યાસ તરફ અને વિજયાએ પુત્રની સગવડો તરફ કાળજી રાખવાનું દૈનિક કાર્ય શરું કર્યું.

આધુનિક શિક્ષણ આપણે માનીએ તેટલું સોંઘું રહ્યું નથી. ખર્ચાળ શિક્ષણ-પદ્ધતિ તરફ નજર ફેંકતાં સહેજે માલુમ પડશે કે તે પદ્ધતિ તવંગર વર્ગ માટે યોજાઇ છે-ગરીબોને તેમાં સ્થાન નથી, જો કે પૈસાદાર વર્ગ તેનો કેટલે ઉચ્ચ દરજ્જે લાભ લે છે તે સત્ય આપણી ધ્યાન બહાર તો નથી જ.

સતુ રહેતો હતો તે ગામ નાનું હતું એટલે ત્યાંની અંગ્રેજી સ્કૂલમાં ફક્ત ચાર ધોરણ જ શિખવવામાં આવતાં. વધુ અભ્યાસની હોંશવાળા વિદ્યાર્થીઓએ-આજુબાજુના કોઈ એક મોટા શહેરનો આશરો લેવો પડતો સતુ અંગ્રેજી ચાર ધોરણ પસાર કર્યા પછી વધારે અભ્યાસ માટે ક્યાં જવું તેની વિમાસણમાં પડ્યો. કોઈ મોટા શહેરમાં જવાનો વિચાર કર્યો પણ ત્યાંનો ખર્ચ ક્યાંથી કાઢવો ? પિતાએ તો પાછળ નહિ જેવી મિલ્કત હતી તો તેમાંથી એક પાઈનો પણ ખર્ચ કર્યા સિવાય વિજ્યાએ આમ તેમ બહારનું કામ કરીને સતુને ભણાવ્યો પણ હવે ?

અસંખ્ય ગરીબ ભાવનાબદ્ધ અને મહત્ ઉત્કંઠાવાળા વિદ્યાર્થીઓની ભાવના અને ઉત્કંઠા આપો આપજ આવા વિચારોની પાછળ સમાઈ જાય છે. હિંદી શિક્ષણ હિંદવાસીઓ માટે જ સુલભ અને અસ્પર્શી બની રહે છે. રાષ્ટ્ર ફળદ્રુપ ખેતી પ્રાધાન્ય દેશ હોવ છતાં રાષ્ટ્રવાદીઓ ભૂખે મરતા હોય; રાષ્ટ્રમાં ઠેર-ઠેર હિરાની ખાણુ હોય છતાં રાષ્ટ્રવાદીઓના ગજવામાંથી હાથ સોંસરવો બહાર નિકળી જતો હોય તેમાં વાંક કોનો ? વાંક રાષ્ટ્રની ગુલામીનો.

છતાં ગમે તે દુ:ખ વેઠીને પણ મૃત પતિની અભિલાષા પાર પાડવા વિજ્યા સતુને બહારગામ મોકલવા તૈયાર થઈ. તેણે સતુને અમદાવાદ જવાનું સૂચન કર્યું.

"બા ! અમદાવાદ મને નહિ ફાવે કારણ કે તે ધાધલીયું શહેર છે. હું વડોદરા જાઉં તો શું ખોટું ? મ્હેં સાંભળ્યું છે કે ત્યાંની શિક્ષણ પદ્ધતિ અમદાવાદ કરતાં ઉચ્ચ અને જીવન ઓછું ખર્ચાળ છે. રાજ્યની સરકાર તરફથી કદાચ રાહત પણ મળે. જો કે તે અહિંથી જરા દૂર છે ખરું."

સતુને શિક્ષણ વડોદરા મળે કે અમદાવાદ તેનો વિજ્યાને ગમ બાધો ન હતો પુત્ર આંખ આગળથી ખસે એજ તેની કડક ફરિયાદ હતી. પતિ ગુમાવ્યા પછી એકનો એક પુત્ર પણ નજર આગળથી ખસે તે તેનું માતૃહૃદય સહન કરવાને તૈયાર ન હતું. છતાં પુત્રના ઉજળા ભવિષ્યની અખંડ આશામા પ્રત્યેક માતા પોતાના અંગત સ્વાર્થને બલીની માફક હોમી દે છે.

"અને બા ! મારી જરૂર કરતાં વધુ પૈસા મોકલીશ નહિ. હું બનશે તો એક બે નાના ટ્યુશન ખોળી કાઢી અને બીજું કંઈ કામ કરી વધારેની સવડ કરી લઈશ."

આટલી નાહાન ઉમરે પુત્ર મહેનત કરી શિક્ષણ પ્રાપ્ત કરે તે વિજ્યાથી સહન તો નહોતું થતું, પણ શું કરે ?

"બેટા, ભલે ! પણ તારે જાત બગાડી અભ્યાસ કરવાની જરૂર નથી. ગયેલી વિદ્યા પાછી આવશે પણ શરીર બગડશે તો જિંદગી નકામી થશે. અને ફિકર હોય કે જેને માથે કોઈ હોય નહિ તારે માથે તો હું જીવતી જાગતી બેઠી છુ."

આંખમાં આંસુ ઉભરાયા છતાં સતુના મગજ ઉપર તેની અસર ન થાય તે માટે તે બહાનું કાઢી ત્યાંથી ઊઠી ગઈ.

આખરે સતુને વડોદરા જવાનો વખત આવ્યો. તે દિવસની આગલી રાત્રે સતુ અને વિજ્યાની વાત ખૂટીજ નહિ રહેવાર પડી. સતુ જવા તૈયાર થયો.

"સતુ ! વધારે તો શુ કહું પણ અભ્યાસ કાળજીથી કરજે. મારી ચિંતા બીલકુલ કરીશ નહિ "

"સારું બા ! પરંતુ અઠવાડીઆમાં એક કાગળ લખવા ચૂકીશ નહિ નહિ તો મ્હને ખાવાનું નહિ ભાવે બીજેજ દિવસે હું ગામ દોડી આવીશ."

પુત્રના વ્હાલસોયા શબ્દોથી વિજ્યાનું

હૃદય ભરાઈ આવ્યું. તેને ગળે ડૂમો ભરાયો.

"પણ તારી તબીઅત..." વિન્યા પુરું બોલી શકી નહિ.

"સારું બા! તું બે ફિકર રહેજે."

છલકાતાં અશ્રુએ વિન્યાએ પુત્રને છાતી સાથે ચાંપ્યો, અને પાષાણને પણ પિગળાવે એવા પ્રસંગમાં સતુએ ગામ છોડયું

(૨)

ત્રણ વર્ષ વિતી ગયા. મેટ્રીકની પરીક્ષા આપી સતુ ગામ આવ્યો. વિન્યાનો હર્ષ માતો ન હતો. સતુને ખાત્રી હતી કે તે પાસ થશે. વિન્યાને પણ પુત્રની સફળતા માટે શંકા ન હતી છતાં પણ જ્યારે પુત્ર પાસ થયાના સમાચાર મળે ત્યારે શ્રી સત્યનારાયણની કથા કરાવવાની બાધા લીધી.

માનતા અને બાધા જેવા સાત્વીક પ્રયોગોની મહત્તા માનવીએ ઘટાડી દીધી છે. સહજ સહજમાં અત્યારે તો કોઈ કહેશે કે "હું માનતા લઉં છું કે..." "હું બાધા લઉં છું કે..." માનતા એટલે દેહને કસી, મનમારી પોતાની વહાલામાં વહાલી વસ્તુનું આત્મસમર્પણ કરી દેહને કષ્ટ આપવું તે. હાલ કેટલા એવા માનતાધારીઓમાં એ ભાવના સમાયલી છે!

વૃદ્ધાની છાયા વિન્યાના ચહેરા ઉપર સ્પષ્ટપણે જણાઈ રહી. પહેલાંના જેવી તેની કાર્ય કરવાની તમન્ના અને સ્ફુર્તી રહી ન હતી. પુત્ર પાછળ તે નહિ જાણે તેમ તેણે કાયા ઘસી નાંખી હતી.

"બા! હવે તો તું ઘરડી થવા આવી છે! જોને તારા વાળતો જાણે ચંદની ચોળાઈ સાથે હરીફાઈ કરે છે."

મેટ્રીકનું પરિણામ જણાઈ ગયું હતું. સતુ સારે નંબરે પાસ થઈ બે સ્કોલરશીપ મેળવવા ભાગ્યશાળી થયો હતો.

"સતુ! એ તો હવે એમજ. મારી જિંદગીની એક અભિલાષા પૂર્ણ થઈ—તને મેટ્રીક થયેલો જોવાની. હવે એક બીજી બાકી છે તે..." વિન્યાએ હસીને કહ્યું.

"તું પણ જબરી ફિલસૂફ બની ગઈ બા, હં! જોને કેવી મર્મમાં બોલે છે. અટકી કેમ ગઈ. પુરું કરને?"

"તું ભણ્યો પણ ગણ્યો નહિ બેટા! આટલી પણ સમજ પડતી નથી! બીજી અભિલાષા એક વહુ લાવવાની. પૌત્રને તો કયાં રમાડીશ, પણ પુત્રવધુને તો રમાડી લઉં."

સતુએ શરમથી માથું નીચું નમાવ્યું. ફરીથી પાછો ગામને અને માતાને છોડવાનો વખત આવ્યો.

"બા! હવે તું ઘર બહારનું જરા પણ કામ કરીશ નહિ. તારે મ્હને હવે એક પાઈ પણ મોકલવાની જરૂર નથી. બે સ્કોલરશીપ મળી છે અને બીજાં બે મોટાં ટયુશનો મેળવી લઈ હું મારા ખર્ચને વહોંચી વળીશ. મને પૈસા મોકલાવીશ તો તે પાછા વાળીશ"

"સારું ભાઈ! તને ગમ્યું તે ખરું પરંતુ જો વધારે પૈસાની તને જરૂર પડે તો અગવડ વેઠીશ નહિ. તુરત લખજે, હું મોકલી આપીશ."

પુત્રને વળાવવા તે સ્ટેશને ગઈ. તેણે સતુને અનિમીષ નજરે જોયા કર્યો, પણ તેની તરસ છીપી નહિ. તેને એવીજ ભ્રમણા થયા કરી કે તે પુત્રને છેલ્લી વખત જોઈ રહી છે.

"બા અને મ્હને જરાપણ ખબર મળશે કે તું ઘરબહારનું કામ કરે છે તો હું કોલેજ છોડી સીધો અહીં આવતો રહીશ." ડબ્બામાં બેસતાં બેસતાં સતુએ માતાને મીઠી ધમકી આપી.

ગાર્ડે સીસોટી વગાડી.

"અને દર અઠવાડીએ નિયમીત કાગળ લખવાનું ભૂલીશ નહિ."

ગાડી ઉપડી. દ્રષ્ટિ મર્યાદામાં રહી ત્યાં સુધી વિન્યા ગાડીને જોઈ રહી. કોણ જાણે કેમ તેનું હૃદય આજે ધીરજ ખોઈ બેઠું હતું તે ખિન્ન વદને ઘેર આવી.

પ્રત્યેક માનવીને દરેક પળે ભાવીના ભણકારા થયાજ કરે છે, પણ તને ઓળખવાની તેને પડી નથી. મનુષ્યના પ્રત્યેક કાર્યમાં ભાવી સૂચનો વચ્ચે આવે છે વર્તમાનમાં પણ ભાવી મોજુદ છે.

૭ મહીના પસાર થઈ ગયા ધીરે ધીરે વિન્યાનું શરીર કૃષ થતું ચાલ્યું. પણ પુત્રની આવ્યા તેને તેની ખબર રહી નહિ. પુત્રને વચન આપ્યાં છતાં કામ કરવાની તેની ટેવ ગઈ નહિ. 'સઘળું' કાર્ય સતુથી છૂપું હતુ—અંશ માત્ર પણ સતુને ખબર ન પડે તેની તે ખાસ સાવચેતી લેતી. દર અઠવાડીએ તે સતુને પત્ર લખતી.

પરંતુ વૃદ્ધ થતી જતી કાયા કાર્યનો બોજો ક્યાં સુધી ખેંચે ? વિન્યાની તબીઅત વધુ લથડવા માંડી. સાધારણ માંદગીને તો તેણે ગણકારી નહિ. ખેંચાય ત્યાં સુધી ખેંચ્યું. અંતે તે પથારીવશ બની.

સતુને જો માંદગીની ખબર પડશે તો ગભરાઈને અભ્યાસ પડતો મૂકી દોડી આવશે એ બીકે વિન્યા કોઈ બીજા પાસે પત્ર લખાવી તેમાં પોતાની કુશળતા જણાવતી. આ બાબત સતુથી છુપી રહી. કારણ કે સતુ અભ્યાસ અને ટયુશનોની ધમાલમાં માતા તરફથી આવતા પત્રોના અક્ષરો તરફ બહુ થોડું ધ્યાન આપતો. આવા પત્રમાં તેનેતો એકજ વાક્યની જરૂર હતી.

"હું ખુશી મઝામાં છું. તારી તબીઅત સંભાળી અભ્યાસ કરજે."

# વિયોગ.......

### કવિવર ટાગોરની વાર્તાના આધારે

પોસ્ટ–માસ્તરે આવીને તરત અલાપુર ગામમાં પોતાની ફરજ સંભાળી લીધી. અલાપુર ગામ જો કે તદ્દન નાનું હતું, પરંતુ પાડોશમાં જ થોડા વખત પહેલાં એક ગળીનું કારખાનું ઉભું થયું હતું, અને તેના અંગ્રેજ વ્યવસ્થાપકે ગામમાં પોસ્ટ–ઑફીસ સ્થાપવાનું જરૂરનું માન્યું હતું.

આપણા પોસ્ટ–માસ્તર કલકત્તાથી આવતા હતા. આ ગમાર ગામડામાં તેમને ગમે તેવું કંઈ નહતું. તેમની ઑફીસ અને રહેવાની ઓરડી બન્ને એક અંધારી કોટડીમાં સાથે જ હતા, સામે જ એક લીલું, કાદવવાળું અને ઘોર ઘટાથી ઘેરાયલું નાનકડું તળાવ હતું.

ગળીના કારખાનાના મજૂરોને ફુરસદ ન મળતી. વળી તેઓ પોસ્ટ–માસ્તર જેવા કલકત્તાના સંસ્કૃત આદમીના મિત્ર થવા લાયક પણ ન હતા. અલબત્ત, એટલું તો ખરું જ કે શહેરના સુધરેલા લોકો પગાયા સાથે સહેલાઈથી હળીમળી જવાની કળામાં પ્રવીણ નથી હોતા. ગમે તેમ હો, પણ પોસ્ટ–માસ્તરને લગભગ કોઈ જ સોબત ન મળી. અને એને કામ પણ બહુ જ થોડું કરવાનું હતું.

માણસને કંઈ ન સૂઝે, ત્યારે કાવ્ય લખવાનો વિચાર થાય છે. પોસ્ટ–માસ્તરે પોતાનો હાથ, નવરા બેઠા એકાદ બે વખત કાવ્ય લખવા પર અજમાવ્યા. પોસ્ટ-માસ્તરની સામેજ,તાકીને [illegible]માં પેલાં પુષ્પો, વન, સરોવર, અનંત આકા[illegible]થી પોસ્ટ–માસ્તર સામે ડોકીઆં કરી હસીને ચાલ્યાં જતાં. પેલાં વાદળાંઓ અને વનમાંના કલરવ કરતાં પક્ષીઓ વિગેરે પોસ્ટ–માસ્તરને વિષયો અને વિચારો માટે ઘણાં હતાં, પણ ખુદા–માલુમ શા માટે પોસ્ટ–માસ્તરને એમ [illegible] કે અરેબિયન નાઈટસનો એકાદ દૂત આવી [illegible] બાળી નાખે, તળાવ પૂરી નાખે, અને તેમની જગ્યાએ આકાશના વાદળાંને આવરી દેતા ગગનચુમ્બી મકાનો ખડાં કરી દે તો સારું!

પોસ્ટ–માસ્તરનો પગાર નહીં જેટલોજ હતો. તેને પોતાના રોટલા હાથે ટીપવા પડતા,અને તેમાં પણ રતન ભાગ પડાવતી. રતન ગામડાની અનાથ બાલા હતી, અને પોસ્ટ–માસ્તરનાં નાના નાનાં કામ કરતી..

જ્યારે સંધ્યા–સમયે, ગામડાંની ગમાણોમાંથી ધુમાડા ગુંચળાં વળી ઉપર ચડવા માંડતાં જ્યારે ચીબરીનો ચીં ચીં અવાજ શરૂ થતો, જ્યારે ફકીરોનો બુલંદ અવાજ ખુલ્લા આકાશમાં પડઘા પાડતો સંભળાતો, અને જ્યારે આ સઘળી લીલા નિહાળતા કોઈ કવિ માટે સુંદર દશ્યો ખડા થતા; ત્યારે પોસ્ટ–માસ્તર પોતાનો નાનો દીવો સળગાવતા અને રતનને સાદ કરતા.

રતન આ સાદની રાહ જોતી બહાર બેઠી જ હોય, અને એકદમ અંદર આવવાને બદલે જવાબમાં પૂછે, "તમે મને બોલાવી, દાદા?" અને પોસ્ટ–માસ્તર સામું પૂછે, "શું કર છ?" જવાબ મળે, "દેવતા ચેતાવવા જઉં છું."

અને પોસ્ટ–માસ્તર કહે, "દેવતા પછી સળગાવજે,પહેલાં આ મારી હોકલી સળગાવી દે."

અને થોડી વાર પછી રતન પોતાના ફૂલેલા ગાલથી ફૂંક મારતી એક સળગતો કોલસો લઈ તમાકુ સળગાવવા આવે. ત્યારે પોસ્ટ–માસ્તર વાત ઉપાડે, "રતન, તને તારી મા સાંભરે છે?"

રતનને કંઈક સાંભરતું, કંઈક નહીં. તેની મા કરતાં, તેનો બાપ તેને વધારે લાડ લડાવતો. તે સમી સાંજે મજૂરીથી પરવારી ઘેર આવતો અને એવી એકાદ બે સાંજ રતનના નાનકડા મગજમાં ચીત્રની જેમ જડાઈ ગઈ હતી. તે તેના નાના ભાઈને યાદ કરતી, તેઓ બન્ને તળાવને કાંઠે માછલાં પકડવા રમવા જતા તે તેને યાદ આવતું. આવા નાના-નાના બનાવો તેને

ઘણા યાદ આવતા, અને એ રીતે વાત કરતાં ઘણીવાર બહુ મોડું થઈ જતું. એવે વખતે પોસ્ટ-માસ્તરને રાંધવાનો ઘણો કંટાળો આવતો. રતન ત્યારે જલદીથી ચૂલો સળગાવી થોડા ક રોટલા ઘડી નાખતી.

કેટલીક વખત, પોતાની નાની ઓરડીના ખૂણામાં ડેસ્ક પર બેઠા બેઠા પોસ્ટ-માસ્તરને પણ પોતાનું ઘર યાદ આવતું. તે પોતાની મા, ભાઈ-બ્હેન અને સગાંઓની વાત રતનને કરતા. રતનના નાનકડા હૃદયમાં તે બધાની મૂર્તિ જડાઈ ગઈ હતી.

એક વખત, વરસાદ બંધ પડ્યા પછી, ઠંડો ખુશનુમા પવન વાતો હતો. ભીના ઘાસની સુગંધ અને પોચીભીની માટીની વાસ આવતી હતી, પોસ્ટ-માસ્તરને કંઈ કરવાનું ન હતું તાજાં ધોવાએલાં પાંદડાંનો ચળકાટ, અને મદભર ચાલ્યાં જતાં ખાલી થએલાં વરસાદનાં વાદળાંઓ ઘડી ભર નીરખવા જેવાં હતાં. પોસ્ટ-માસ્તર એ જોતાં અને નિસાસો નાખી રતનને બોલાવતા.

રતન એ વખતે જમરૂખના ઝાડ પર બેઠી બેઠી જમરૂખ ખાવામાં મશગૂલ હોય, પોતાના દાદાનો સાદ સાંભળી તે શ્વાસભર દોડી જતી અને પૂછતી "તમે મને બોલાવી દાદા?"

"હું તને વાંચતા શીખવવાનો વિચાર કરું છું," પોસ્ટ-માસ્તર જવાબ દેતા અને બાકીની બપોર રતનને શીખવવામાં ક્યાંય વીતી જતી

વરસાદના ઝાપટાં ક્યારેય વરસતાં બંધ નહીં પડે, તેમ લાગતું હતું નહેરો ખાઈ઼ઓ અને ખાબોચીયાંઓ પાણીથી પુરેપુરાં ભરાઈ ગયાં હતાં. દિવસ રાત, પાણીના ટીપાંઓનો અવાજ ચાલુ હતો, અને દેડકાંઓનું 'ડ્રાઉં' પણ બંધ થતું ન હતું, ગામડાના રસ્તાઓ તેવા રહ્યા ન હતા, અને બધી એ અવરજવર હોડીઓ મારફત થતી.

એક ધનઘોર બપોરે પોસ્ટ-માસ્તરની નાની શિષ્યા લાંબા વખતથી બારણા બહાર પોસ્ટ-માસ્તરના સાદની રાહ જોતી બેઠી હતી. હંમેશનો તે અવાજ ન આવતાં, તે ધીમે પગલે અંદર દાખલ થઈ, તેણે પોતાના 'દાદા'ને પથારીમાં સૂતેલા જોયા, અને તે આરામ લે છે એમ માનીને, તે ધીમે પગલે પાછી ફરતી હતી, ત્યાં તેણે પોસ્ટ-માસ્તરનો સાદ સાંભળ્યો.

"તમે સૂઈ ગયા હતા, દાદા?" રતને પૂછ્યું.

પોસ્ટ-માસ્તરે ધીમા સાદે જવાબ આપ્યો, "આજે મને ઠીક નથી. મારું કપાળ જો, કેટલું ગરમ છે?"

તેના આ દેશવટાના એકાંતમાં, અને ભીની ઋતુમાં, તેના માંદા શરીરને મૃદુ સારવારની જરૂર હતી. તેને તેની માતાનો બંગડીના રણકારથી મધુર સ્પર્શ યાદ આવ્યો; અને તેની આ આકાંક્ષા તદ્દન નિષ્ફળ ન ગઈ, રતન અત્યારે બાળા મટી ગઈ હતી. તેણે તરત જ પોસ્ટ-માસ્તરની માતાની જગા સંભાળી લીધી, ગામડાના વૈદ્યને બોલાવી લાવી, મુકરર સમયે તેને દવા આપી, તેના ઓશીકા પાસે આખી રાત જાગતી બેઠી, તેને માટે હલકો ખોરાક બનાવી આપ્યો અને થોડી થોડી વારે પૂછે, "તમને હવે સારું લાગે છે, દાદા?"

થોડા વખત પછી, નબળાઈ છતાં, પોતાની પથારી છોડવા પોસ્ટ-માસ્તર શક્તિશાળી બન્યા "હવે બહુ થયું," તેણે નિશ્ચય કરી નાખ્યો હતો. "આ જગાએથી હવે મારી બદલી થવી જ જોઈએ." તેણે તરત જ જગાની હવાના સબબે પોસ્ટ-માસ્તર-જનરલ પર પોતાની બદલી કરવા માટે અરજી ઘડી નાખી.

પોતાની પરિચારિકાની ફરજમાંથી છૂટીને, રતને ફરી પાછી પોતાની બારણાં બહારની

# વિયોગ.......

કવિવર ટાગોરની વાર્તાના આધારે

પોસ્ટ-માસ્તરે આવીને તરત અલાપુર ગામમાં પોતાની ફરજ સંભાળી લીધી. અલાપુર ગામ જો કે તદ્દન નાનું હતું, પરંતુ પાડોશમાં જ થોડા વખત પહેલાં એક ગળીનું કારખાનું ઉભું થયું હતું, અને તેના અંગ્રેજ વ્યવસ્થાપકે ગામમાં પોસ્ટ-ઑફીસ સ્થાપવાનું જરૂરનું માન્યું હતું.

આપણા પોસ્ટ-માસ્તર કલકત્તાથી આવતા હતા. આ ગમાર ગામડામાં તેમને ગમે તેવું કંઈ નહતું. તેમની ઑફીસ અને રહેવાની ઓરડી બન્ને એક અંધારી કોટડીમાં સાથે જ હતા, સામે જ એક લીલું, કાદવવાળું અને ઘોર ઘટાથી ઘેરાયલું નાનકડું તળાવ હતું

ગળીના કારખાનાના મજૂરોને ફુરસદ ન મળતી. વળી તેઓ પોસ્ટ-માસ્તર જેવા કલકત્તાના સંસ્કૃત આદમીના મિત્ર થવા લાયક પણ ન હતા. અલબત્ત, એટલું તો ખરું જ કે શહેરના સુધરેલા છોકરા પરાયા સાથે સહેલાઈથી હળીમળી જવાની કળામાં પ્રવીણ નથી હોતા. ગમે તેમ હો, પણ પોસ્ટ-માસ્તરને લગભગ કોઈ જ સોબત ન મળી. અને એને કામ પણ બહુ જ થોડું કરવાનું હતું.

માણસને કંઈ ન સૂઝે, ત્યારે કાવ્ય લખવાનો વિચાર થાય છે. પોસ્ટ-માસ્તરે પોતાનો હાથ, નવરા બેઠા એકાદ બે વખત કાવ્ય લખવા પર અજમાવ્યો. પોસ્ટ-માસ્તરની સામે જ, તાકીને બેઠેલાં પેલાં પુષ્પો, વન, સરોવર, અનંત આકા-'થી પોસ્ટ-માસ્તર સામે ડોકીઆં કરી હસીને '[illegible] જતાં. પેલાં વાદળાઓ અને વનમાંના . કરતાં પક્ષીઓ વિગેરે પોસ્ટ-માસ્તરને વિષયો અને વિચારો માટે બસ હતાં, પણ ખુદા-માલુમ શા માટે પોસ્ટ-માસ્તરને એમ [illegible]ું કે અરેબિયન નાઈટસનો એકાદ દૂત આવી . . બાળી નાખે, તળાવ પૂરી નાખે, અને તેમની જગ્યાએ આકાશના વાદળાંને આંબી લેતા ગગન-ચુંબી મકાનો ખડા કરી દે તો સારું!

પોસ્ટ-માસ્તરનો પગાર નહીં જેટલો જ હતો. તેને પોતાના રોટલા હાથે ટીપવા પડતા, અને તેમાં પણ રતન ભાગ પડાવતી. રતન ગામડાની અનાથ બાલા હતી, અને પોસ્ટ-માસ્તરનાં નાના નાનાં કામ કરતી.

જ્યારે સંધ્યા-સમયે, ગામડાંની ગમાણોમાંથી ધુમાડા ગુચળાં વળી ઉપર ચડવા માંડતાં ત્યારે તમરીનો ચીં ચીં અવાજ શરૂ થતો, જ્યારે ફકીરોનો બુલંદ અવાજ ખુલ્લા આકાશમાં પડઘા પાડતો સંભળાતો, અને જ્યારે આ સઘળી લીલા નિહાળતા કોઈ કવિ માટે સુંદર દૃશ્યો ખડા થતા; ત્યારે પોસ્ટ-માસ્તર પોતાનો નાનો દીવો સળગાવતા અને રતનને સાદ કરતા.

રતન આ સાદની રાહ જોતી બહાર બેઠી જ હોય, અને એકદમ અંદર આવવાને બદલે જવાબમાં પૂછે, "તમે મને બોલાવી, દાદા?" અને પોસ્ટ-માસ્તર સામું પૂછે, "શું કર છ?" જવાબ મળે, "દેવતા ચેતાવવા જાઉં છું."

અને પોસ્ટ-માસ્તર કહે, "દેવતા પછી સળગાવજે, પહેલાં આ મારી હોકલી સળગાવી દે."

અને થોડી વાર પછી રતન પોતાના ફૂલેલા ગાલથી ફૂંક મારતી એક સળગતો કોલસો લઈ તમાકુ સળગાવવા આવે. અત્યારે પોસ્ટ-માસ્તર વાત ઉપાડે, "રતન, તને તારી મા સાંભરે છે?"

રતનને કંઈક સાંભરતું, કંઈક નહીં. તેની મા કરતાં, તેનો બાપ તેને વધારે લાડ લડાવતો. તે સમી સાંજે મજૂરીથી પરવારી ઘેર આવતો; અને એવી એકાદ બે સાંજ રતનના નાનકડા મગજમાં ચીતમની જેમ જડાઈ ગઈ હતી તે તેના નાના ભાઈને યાદ કરતી, તેઓ બન્ને તળાવને કાંઠે માછલાં પકડવા કેવા જતા તે તેને યાદ આવતું. આવા નાના-નાના બનાવો તેને

ખર્ચ રાખી, બાકીના પૈસા રતનને આપી દીધા. રતન તેના પગમાં પડી ગઈ અને બોલી ઊઠી, "દાદા, દાદા, હું તમને વિનંતી કરું છું. મને કાંઈ આપો નહીં. મારી વિષે જરા પણ ચિંતા કરો નહીં." અને તે દોડીને નજર બહાર ચાલી ગઈ.

પોસ્ટ–માસ્તરે નિસાસો નાખ્યો, પોતાની બેગ ઉપાડી, છત્રી ખભાપર મુકી નોકર પાસે પોતાની ટ્રંક ઉપડાવી, હોડી ભણી ચાલ્યા.

પોસ્ટ–માસ્તર હોડીમાં બેઠા, હોડી ચાલવા લાગી, વરસાદના પાણીથી છલકાતી નદી, માતા પૃથ્વીના આંસુના રેલા જેવી, મોજાં ઉછાળતી જાણે નિસાસા નાખતી હતી. શોકથી છવાએલ પેલી ગામડાની ગમાર બાળાનો ચહેરો તેને વિશાળ માતૃભૂમિના ન વર્ણવી શકાય તેવા ભારે દુઃખ જેવો સાલ્યો. પોસ્ટ–માસ્તરના હૃદયમાં જાણે ઝીણી ધી લોઢાની મેખ પેસી ગઈ. એક વખત તો તેને પાછા જઈ પેલી અનાથ, દુનિયાથી તરછોડાએલી અટુલી બાળાને સાથે લઈ લેવાનો વિચાર થયો, પણ સઢ પવનથી ભરાઈ ગયા હતા. હોડી લગભગ તે નદીની વચમાં આવી ગઈ હતી, ગામડુંપાછળ રહી ગયું હતું, અને તેનો કિનારો ઉજ્જડ, સ્મશાન જેવો ભાસતો હતો.

અને હવે તે શીઘ્ર–ગતિક નદીના હૃદય સોંસરવી જતી તે હોડીમાં બેઠા બેઠા પોસ્ટ માસ્તરે પોતાના મનને આ જગતમાં થતા કેટલાએ સંયોગો અને વિયોગોના તત્વજ્ઞાની વિચારોથી દિલાસો દેવા માંડ્યો.

પણ રતનને તત્વજ્ઞાન આવડતું ન હતું, પોસ્ટ ઓફીસની આસપાસ શૂન્ય હૃદયે, આંસુ ભરપુર આંખે, તે ફરતી હતી, તેના હૃદયના એકાદ ખુણામાં, કદાચ હજી પણ એવી આશા હોય કે તેના 'દાદા' પાછા આવશે! અરેરે! આપણાં મૂર્ખ દુન્યવી હૃદયો!

પારેખ ત્રિભોવન

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૫ નું ચાલુ ]

જાઇને શિક્ષણસત્રો યોજવા જોઇએ. જો આ માટે કેવળ પંચવર્ષીય યોજના થાય તો પણ તેથી લાખોની સંખ્યાને અક્ષરજ્ઞાન મળે. હજી આપણી રાજ્યવ્યવસ્થા પ્રમાણે આપણી સરકાર પ્રજાને જવાબદાર નથી. એટલે શિક્ષણનું કામ ક્યારે હાથ લેવાશે તે કહી શકાય નહિ. વળી હજી તો સરકારનું મન યુદ્ધમાં પરોવાયલું છે. માટે લોકો પોતે જ અત્યારે તો આ કામ ઉપાડી લે તે લાભકારક છે. તે માટે ગુજરાત અને મહાગુજરાતમાં ગુજરાતી બંધુ ભગિનીઓએ આ કામ ઉપાડી લઈ દેશના અન્ય ભાગો ઉપર દાખલો બેસાડવો જોઇએ. આમાં રાજકારણ નથી, આમાં સાંપ્રદાયિક ધાર્મિકતા નથી, આમાં મતમતાંતરને અવકાશ નથી, એટલે દરેક જણ આ કાર્યમાં ભાગ લઈ શકે તેમ છે.

☆






લેડી વિદ્યાગૌરી નીલકંઠ

કાઠિયાવાડમાં ખૂણે ખૂણેથી અન્નની અછત અને મોંઘવારીથી લોકોની કરૂણ બનેલી સ્થિતિના સમાચારો મળતા રહે છે કુંડલા પાસેના એક ગામમાં એક ભાઈએ નિર્વાહ કરવાની અશક્તિને કારણે પોતાની પત્નીને તજી દીધાની ખબર મળી છે આમ જોડિયામાં એક હજામે નિર્વાહ નહિ કરી શકવાથી અફીણ ખાઈ જીવનનો અંત આણ્યો હતો કાઠિયાવાડમાં સખ્યાબંધ કુટુંબો આજે મીઠા મરચાના પાણીમાં રોટલા બોળીને પેટ ભરે છે.

×

ધ્રાંગધ્રાના કુંવરી સાહેબાના લગ્ન નિમિત્તે ભાયાતો અને ખેડુતો પાસેથી સવાએ ગણું મહેસુલ લેવાય છે ખેડુતોમાં આથી ભારે અસંતોષ ફેલાયો છે. ×

સરદાર પૃથ્વીસિંહ તા. ૨૭ મીના રોજ ભાવનગરના વતની કુ. પ્રભા દવે પી. એ. સાથે લગ્નગ્રંથીથી જોડાશે સિવીલ મેરેજ પ્રમાણે લગ્ન સામ્યવાદી કચેરીમાં થશે.

×

ગુજરાતના જાણીતા બ્હેન લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૫ અધિવેશનના પ્રમુખ તરીકે ચુંટાયા છે

×

અત્રે બાઈ રૂક્ષ્મીણી પ્રસુતિગૃહની ઉદ્‌ઘાટન ક્રિયા તા. ૨૪-૧૦-૪૩ ના રોજ શ્રી કસ્તુરબાઈના હાથે થઈ હતી

×

વડોદરાને આંગણે ભુખમરાના ઓળા ઉતરવા માંડયા છે. જમનાબાઈના દવાખાનામાં એક નવ માસની બાળકીને તેના મા-બાપ પોષણ કરવા અશક્ત હોવાથી રડતી મુકી ચાલી ગયાં હતાં.

જેતપુરમાં ૧૬ વર્ષની એક ગર્ભવંતી યુવતીએ કુટુંબ કલેશથી કંટાળી આપઘાત કર્યો છે. ×

બોરસદના સીમરજ ગામમાં એક રાણી નામની યુવતીએ ઘર કંકાશથી કંટાળી કુવે પડી હતી પણ લોકોએ જીવતી બહાર કાઢી હતી.

×

જાણીતા સિનેમા અભિનેત્રી દુર્ગા ખોટેએ ૪૦ વર્ષની વયે અબ્દુલ રશીદ નામના એક લશ્કરી અમલદાર સાથે પુનર્લગ્ન કર્યા છે. તેઓ સાતેક વર્ષ પર વિધવા બન્યાં હતાં.

મુંબઈની એક યુવાન આશાસ્પદ ફીલ્મ અભિનેત્રીને ભુખમરાએ ભરખી લીધી છે આ અભિનેત્રી છેલ્લા કેટલાક અઠવાડિયાથી બેકાર હતી તેની બેકારી પાછળથી ભુખમરામાં પરિણમી હતી.

×

અલ્હાબાદમાં એક નર્સિંગ હોમમાં એક પારસી મહિલાએ એકી સાથે ત્રણ બાળકીને જન્મ આપ્યો છે આ બાળકીઓ પુરે માસે નહિ પરંતુ અધૂરે માસે અવતરી હતી. છતાંય તે જીવતી છે અને તેમની તબિયત પણ સારી છે.



# બાળક



વર્ષ ૨૪ મું : ડીસેમ્બર ૧૯૪૩ : અંક ૧૨ મો

## સંતાકુકડી

અનુષ્ટુપ્—

સમીસાંજે સહુ ભેગાં બાળકો રમતાં હતાં;
સહુ સંતાય ને એક ખોળવા મથતું હતું ૧

શિખરિણી—

રમે એવી નિત્યે રમતગમતો એ સહુ જણા,
'મઝા આજે માડી! ખુબ પડી,' વદે એમ સઘળા;
અને સુણી વાર્તા હસતી મધુરું સપ્ત કળીઓ,
પડે નિદ્રા ખોળે કમલસમ સૌ એ રસ સરે. ૨

ઉડી વ્હેલાં વ્હાણે જલક્રીડનેં એ સૌ કરી રહે,
મીઠાં ગાનો કેરાં મધુર ટહુકારો પછી કરે;
વહે એવી રીતે રસ સહિત ત્યાં તો દિન વિશે,
અને પાંથિકો તો રસેરસ થઇ ત્યાં ઠરી રુહે. ૩

વસંતતિલકા—

વીત્યા અનેક દિવસો સહુએ હસે છે,
વીત્યા અનેક દિવસો સહુએ રમે છે,
'આજે ન કેમ દીસતું અહીં બાલ એક?'
પુછે સહુ પથિક એ તહીં શાંતિ લેતાં. ૪






લેડી વિદ્યાગૌરી નીલકંઠ

કાઠિયાવાડમાં ખૂણે ખૂણેથી અન્નની અછત અને મોંઘવારીથી લોકોની કરૂણ બનેલી સ્થિતિના સમાચારો મળતા રહે છે કુંડલા પાસેના એક ગામમા એક ભાઈએ નિર્વાહ કરવાની અશક્તિને કારણે પોતાની પત્નીને તજી દીધાની ખબર મળી છે જામ જોડિયામાં એક હજામે નિર્વાહ નહિ કરી શકવાથી અફીણ ખાઇ જીવનનો અંત આણ્યો હતો કાઠિયાવાડમાં સખ્યાબંધ કુટુંબો આજે મીઠા મરચાના પાણીમાં રોટલા બોળીને પેટ ભરે છે.

×

ધ્રાંગધ્રાના કુંવરી સાહેબાના લગ્ન નિમિત્તે ભાવાતો અને ખેડુતો પાસેથી સવાએ મણુ મહેસુલ લેવાય છે ખેડુતોમાં આથી ભારે અસંતોષ ફેલાયો છે ×

સરદાર પૃથ્વીસિંહ તા. ૨૭ મીના રોજ ભાવનગરના વતની કુ. પ્રભા દવે બી. એ. સાથે સમ્પ્રદાયોથી ન્યારી સિવિલ મેરેજ પ્રમાણે લગ્ન સામ્યવાદી કચેરીમાં થયા.

×

ગુજરાતના જાણીતા બ્હેન લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૫ અધિવેશનના પ્રમુખ તરીકે ચુટાયા છે

×

અત્રે બાઇ રૂક્ષ્મીણી પ્રસુતિગૃહની ઉદ્ઘાટન ક્રિયા તા. ૨૪-૧૦-૪૩ ના રોજ શ્રી. કસ્તુરબાઇના હાથે થઇ હતી

×

વડોદરાને આંગણે ભુખમરાના ઓળા ઉતરવા માંડયા છે. જમનાબાઈના દવાખાનામાં એક નવ માસની બાળકીને તેના મા-બાપ પોષણ કરવા અશક્ત હોવાથી રડતી મુકી ચાલી ગયાં હતાં.

જેતપુરમાં ૧૬ વર્ષની એક ગર્ભવંત યુવતીએ કુટુંબ કલેશથી કંટાળી આપઘાત કર્યો છે.

×

બોરસદના સીમરડા ગામમાં એક ગલ નામની યુવતીએ ઘર કંકાસથી કંટાળી કુવે પડી હતી પણ લોકોએ જીવતી બહાર કાઢી હતી

×

જાણીતા સિનેમા અભિનેત્રી દુર્ગા ખોટેએ ૪૦ વર્ષની વયે અબ્દુલ રશીદ નામના એ લશ્કરી અમલદાર સાથે પુનર્લગ્ન કર્યા છે. તેઓ સાનેક વર્ષ પર વિધવા બન્યાં હતાં.

મુંબઈની એક યુવાન આશાસ્પદ ફીલ્મ અભિનેત્રીને ભુખમરાએ ભરખી લીધી છે આ અભિનેત્રી કેટલાક વખતથી અડવાડિયાથી બેકાર હતી. તેની બેકારી પાછળથી ભુખમરામાં પરિણમી હતી.

×

અમદાવાદમાં એક નર્સિંગ હોમમાં એક પારસી મહિલાએ એકી સાથે ત્રણ બાળકીને જન્મ આપ્યો છે. આ બાળકીઓ પૂરે માસે નહિ પરંતુ અધુરે માસે અવતરી હતી. ત્રણે તે જીવતી છે અને તેમની

" શીવાસ્તુ "








વર્ષ ૨૪ મું : ડીસેમ્બર ૧૯૪૩ : અંક ૧૨ મો

# સંતાકુકડી

અનુષ્ટુપ્—

સમીસાંજે સહુ ભેગાં બાળકો રમતા હતા,
સહુ સંતાય ને એક ખોળવા મથતું હતું ૧

શિખરિણી—

રમે એવી નિત્યે રમતગમતો એ સહુ જણા,
' મઝા આજે માડી ! ખુબ પડી,' વદે એમ સઘળા,
અને સુણી વાર્તા હસતી મધુરુ સમ કળીઓ,
પડે નિદ્રા ખોળે કમલસમ સો એ રસ સરે. ૨
ઉઠી વ્હેલાં વ્હાલું જલક્રીડન એ સૌ કરી રહે,
મીઠાં ગાનો કેરા મધુરે ટહુકારે પછી કરે,
વહે એવી રીતે રસ સહિત ત્યાં તો દિન વિશે,
અને પાંથિકો તો રસેરસ થઇ ત્યાં ઠરી રુહે ૩

વસંતતિલકા—

વીત્યા અનેક દિવસો સહુએ હસે છે,
વીત્યા અનેક દિવસો સહુએ રમે છે,
' આજે ન કેમ દીસતું અહીં બાલ એક ?'
સહુ પથિક એ ત્યાં શાંતિ લેતાં. ૪

અનુષ્ટુપ્—

પડી સાંજ થયાં ભેગાં રમવા સંતાકુકડી,
'જડયો ના એ, જડયો ના એ,' વદતાં સૌ ઉભા રહી ૫
થયાં સૌ મુખડાં વ્હીલાં માડીને પુછવા ગયા;
'ગયો સંતાઈ એ કયાં કે,' જડે એ તો કંઈ નહી. ૬

વસંતતિલકા—

માડી તણું નયનથી વહી અશ્રુધારા,
'શું છે થયું ? થયું જ શું ?' સહુ બાલ બોલ્યાં,
તોયે કંઇ નહી મળે જરી એક શબ્દ,
મુંઝાય બાલક વધુ સહુ એય જોતાં ૭

અનુષ્ટુપ્—

વધાં અશ્ર સહ નેત્રે, 'આવશે ના ફરી કદી;'
'કેમ ના ? કેમ ના ?' કે'તાં બેસી ત્યાં રોયાં ફરી. ૮

શિખરિણિ—

વીતે થોડાં દીનો પછી કંઇ દીને કો જતું રહે,
સહુ શોધે તોયે ફરી નહી કદી એ કંઈ જડે;
અને તેવી રીતે બુઝાઇ ગઇ એ સમ દીવડી,
રહી માતા રેવા પથિક સહુને બોધજ કહે, ૯

અનુષ્ટુપ્—

"બાલકો આપણે સૌએ, સંસાર સતાકુકડી;
"સંતાતા બાલ એમાંનું જડે કો દી' ફરી નહી" ૧૦

ચંદ્રવદન બી. મહેતા.

## નવાં નરતો

(૧)

એક વાંસે બીજું જાય
બીજા વાંસે ત્રીજું જાય
ત્રીજા વાંસે હાર જાય
હાર વાસે હાર જાય
પડે એક કદી ખાડે
બીજું અને ત્રીજું પડે
એક વાંસે બીજું જાય
બીજા વાંસે ત્રીજું જાય

(૨)

ગદ્ધો નહિ, ઘોડા નહિ
તોયે ગદ્ધા ઘોડા જેવું
માત ગદ્ધી, પિતા ઘોડો
ઘોડી માત, પિતા ગદ્ધો
નવું રૂપ, નવા ઢંગ
કહો તમે કેવો રંગ
ગદ્ધો નહિ, ઘોડા નહિ
તોય ગદ્ધા ઘોડા જેવું

શિવજીભાઈ.

# દાદાભાઈ

☆

રાજાઓ સારાં કામ કરે છે, અગર ન કરે તો પણ તેમના નામની ગણતરી તો રહી જાય છે, પરન્તુ જો આપણે આપણા નામની નામના મેળવવી હોય તો આપણે એવું કામ કરી બતાવવું જોઈએ કે જેથી આખો દેશ આપણને યાદ કરે.

દાદાભાઈ, એ જ્ઞાતે પારસી હતા, પરન્તુ તેમનો જન્મ હિંદુસ્તાનમાંજ થયો હતો તેઓ હિંદને પોતાનો દેશ અને હિંદમાં વસતા માણસોને પોતાના કુટુંબીજન ગણતા હતા કુટુંબના માણસોને સુખી કરવા વડીલ જેટલી મહેનત લે છે, તેવી રીતે દાદાભાઈ પણ પોતાના દેશી ભાઈઓને સુખી કરવા માટે કાળજી રાખતા હતા,—સૌથી પહેલાં એમને સમજાયું કે આપણે પરતંત્ર છીએ, અને આપણો આ આબાદ દેશ પરતંત્રતાને લીધે હવે પૈસે ટકે બરબાદ થતો જાય છે, આ વાતો પોતાને સમજાયા પછી તેમણે દેશના સઘળા માણસોને—સમજાવવા માટે મહેનત કરી. કેટલીક સંસ્થાઓ સ્થાપીને તેની મારફતે માણસોને પોતાના હકોનું ભાન કરાવ્યું. આમ તેમણે આપણા દેશના મનુષ્યોમાં સ્વતંત્રતાનાં બી વાવ્યાં, જેનું પ્રત્યક્ષ પરીણામ હાલમાં દેશભરમાં ચાલી રહેલી ચળવળ છે.

તેઓ બાળકો સાથે બાળક, યુવકો સાથે યુવક, ને ઘરડાંઓ સાથે ઘરડાંની માફક વર્તતા હતા. તેઓ હિંદના દરેક માણસોને પ્રિય થઈ પડયા હતા.

પહેલા હિંદી તરીકે તેઓ લંડનની મોટી સભામાં, (પાર્લામેન્ટમાં) દાખલ થયા હતા. ત્યાં તેમણે હિંદને સ્વતંત્રતા અપાવવા માટે ઘણી લડતો ચલાવી હતી. હિંદનું ભલું કરવામાંજ તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું; જેથી તેમની યાદગીરી કાયમ રાખવા માટે બોરીબંદર સામેના મેદાનમાં કિનારા પર તેમનું એક મોટું પૂતળું બેસાડવામાં આવ્યું છે. તેમનું નામ દાદાભાઈ હતું, અને નવરોજજી તેમના પિતાનું નામ હતું, તેમનો જન્મ સુરત પાસે નવસારીમાં થયો હતો; તેમણે વૃદ્ધાવસ્થામાં પોતાનું જીવન મુંબઈ પાસેના વેસાવા નામના પરામાં ગાળ્યું હતું; આ દયાળુ, ડાહ્યા, ને દેશભક્તનર ૯૨ વર્ષની ઉંમરે પરલોકવાસી થયા.

હિંદમાં વસતા તમામ સ્ત્રી પુરુષો—હિંદીજ કહેવાય છે એ સુત્ર તેઓશ્રી આપણને આપી ગયા છે. અને આપણે તેમને અનુસરવું એ આપણી પવિત્ર ફરજ છે.

# લુચ્ચું શિયાળ

લેખક : રેવાચંદ ના શાહ

એક રાજા હતો. તે બહુજ લોકપ્રિય હતો. તેના રાજ્યમાં પ્રજા ઘણીજ ખુશી હતી, તેને એક દિવસ એવો વિચાર કર્યો કે, જંગલનાં બધાં પ્રાણીઓ કરતાં શિયાળ બહુજ લુચ્ચુ પ્રાણી છે માટે તેની એક વખત પરિક્ષા કરવી જોઇએ.

આવો વિચાર કરી બીજા દિવસે સવારમાં ધનુષ બાણ લઇ જંગલ ભણી રવાના થયો ત્યાં એક લીમડાના વૃક્ષ નીચે બેઠો ને તેને તે જગ્યા પસંદ પડી.

તે જગ્યાએ તેને એક ખાડો ખોદાવ્યો ને તેના ઉપર ઘાસ પથરાવ્યું પછી તે ઉપર આછી આછી ધુળ પથરાવી દીધી. ત્યારપછી તેના ઉપર એક કાપેલો માંસનો ટુકડો મૂકયો ને તે પાસેના લીમડા ઉપર ચઢી નિરાંતે બેઠો.

ત્યાર પછી થોડીકજ વારમાં એક લુચ્ચું શિયાળ ત્યાં થઇને નિકળ્યું તેને પેલો માંસનો ટુકડો જોયો તેને જોતાંજ મનમાં ખાવા માટે પાણી છુટયું પણ વિચાર કર્યો કે આવા જગલમાં આવો કાપેલો ટુકડો છે માટે આમાં કાંઈક હોવું જોઈએ, તેવો વિચાર કરી તે પેલા લીમડાના થડની ઓથે સંતાઈને જોવા લાગ્યું કે શું થાય છે.

થોડાએક કલાક પછી ત્યાં થઇને વનનો રાજા સિંહ નિકળ્યો તેને પેલો માંસનો ટુકડો જોયો ને જોતાંની સાથેજ તેના ઉપર કુદી પડયો પરંતુ પેલું તો કૃત્રિમ રીતે બનાવેલું હોવાથી ખાડામાં પડયો ને પેલો માંસનો ટુકડો ઉછળીને બાજુ ઉપર પડયો તે બધું શિયાળ જોતું હતું તે માંસનો ટુકડો લઈ રવાના થઇ ગયું સિંહ ખાડામાં પડવાના અવાજથી પેલો રાજા એકદમ બેઠો થયો ને જુવે છે તો, શિયાળ માંસનો ટુકડો લેઈ ચાલ્યું જતું હતું ને સિંહ ખાડામાં પડેલો દીઠો, પછી નિચે ઉતરી ને સિંહને તીર માર્યું બરાબર કપાળમાં જ વાગ્યું ને થોડીજવારમાં વેદનાથી સિંહ મરણ પામ્યો તેને લઈ પોતાની રાજધાની ભણી રવાના થયો ત્યારથી તેને જાણ્યું કે, "ખરેખર શિયાળ બધાં પ્રાણી કરતાં લુચ્ચું છે." અને આપણામાં કહેવત છે કે, "બળથી ના થાય તેટલું કળથી થાય."



# ઉઠે બચુડીઆં, જાઈ ઘેર

એક હતી મરઘી. એને એક બચ્ચું. બે જણાં રોજ સાથે ખવાનું શોધવા જાય.

એક- દી ખેતરમાં ગયા, ત્યાં બોર ખાતાં ખાતાં મરઘડાના ગળામાં એક ઠળીઓ ભરાઇ ગયો, તે કેમે કર્યો ઉતરે નહિ મરઘડું તો બિચારું મુંઝાઈ ગયું ને મરવા જેવું થયું લો ઉપર પડયું ગભરાતી ગભરાતી મરઘી પાણી શોધવા ચાલી

જતાં જતાં નદી મળી, એને કહે:

નદી દેવા, નદી દેવા દે પાણીડાં,
છાં ટું મ ર ઘ ડા, ઉઠે બચુડીઆ
જાઈ ઘેર.

નદી કહે, મરઘીબાઇ, ત્હમને પાણી તો આપું, પણ મ્હારી પાસે વાસણ નથી

મરઘી કહે, આ લઇ આવું

જતાં જતાં દૂધીનો વેલો આવ્યો એના ઉપર તુમડાં બાઝેલાં, મરઘી એને કહે:

વેલા દેવા, વેલા દેવા, દે તુમડીઆં
આ પુ ન દી ને, દે પાણીડાં
છાં ટું મ ર ઘ ડાં, ઉઠે બચુડીઆં
જાઈ ઘેર.

વેલો કહે, મરઘીબાઇ, આ તુમડાં તોડીને લઇ જાઓ. મરઘી તોડવા વિચાર કરે પણ વેલા નીચે કાંટા પડેલા, તે કોઈ તોડી આપે તો ઠીક એમ ધારીને કોઇ માણસને શોધવા નીકળી.

જતાં જતાં એક બાળા મળી એને કહે —

બાળા દેવા, બાળા દેવા,
તોડી દે તુમડીઆં
આપુ નદીને, દે પાણીડાં
છાંટું મરઘડાં, ઉઠે બચુડીઆં
જાઈ ઘેર

બાળા કહે, મરઘીબાઈ, તુમડું તો તોડી આપુ પણ એની નીચે કાંટા છે તે બુટ લાવી આપો તો ઠીક

મરઘી કહે, આ લઇ આવું.

મરઘી તો મોચીને ત્યાં ગઇ, જઇને કહે:—

મોચી દેવા, મોચી દેવા, દે બુટડીઆં
આ પું બા ળા ને, તોડી દે તુમડીઆં
આ પું ન દીને, દે પાણીડાં
છાં ટું મ ર ઘ ડાં, ઉઠે બચુડીઆં
જાઈ ઘેર.

મોચી કહે, બુટ તો તૈયાર છે પણ એને નાળ દેવાની બાકી છે, તે લવારને ત્યાંથી લાવી આપશો ?

( અનુસંધાન ૧૬ મા પાને )

# બુદ્ધિ વગરનો છોકરો

મી. ખુશમનરાય એક ગુજરાતી સ્કુલના હેડમાસ્તર હતા. તાપની રજા પછી એક છોકરો નીચે પ્રમાણેનો કાગળ લઇ સ્કુલમાં દાખલ થવા માટે આવ્યો:–

"સાહેબ–આ કાગળ લાવનાર મારા છોકરા અક્કલશંકરને તમારી દેખરેખ નીચે મુકું છું મને ખાત્રી છે કે તમે તમારી .ચાલાકીથી તથા ધ્યાનથી એને સુધારી શકશો. આજલગી કોઇ પણ માસ્તર એને સુધારી શકયા નથી. એની ઉંમર હાલ ૧૧ વરસની છે. પ્રથમ એને મારા ગામની નિશાળમાં મૂકયો પણ કંઈ શીખી શકયો નહિ. ત્યાર પછી એને અમારા ગામની પાસે આવેલા એક ગામની નિશાળે મૂકયો, પરન્તુ માસ્તરે કહ્યું કે એ ભણે એમ લાગતું નથી, કારણ કે એનામાં બીલકુલ બુદ્ધિ નથી, તેમજ લખીવાંચી પણ શકતો નથી અને યાદશક્તિ ન હોવાને લીધે ભૂગોળ પણ બીલકુલ આવડતી નથી, ટુંકમાં જો એનામાં કદાચ બુદ્ધિ હોય તોપણ એણે હજી સુધી કોઈપણ રીતે બતાવી નથી. હવે જો એ સુધરે તો તમારાથી જ સુધરે માટે એને સુધારવા મહેરબાની કરશો.

લી. આપનો તાબેદાર સેવક,

"ગંગારામ."

જ્યારે મી. ખુશમનરાયે ઉપર પ્રમાણે કાગળ વાંચ્યો, ત્યારે માથું હલાવ્યું અને તેના એક આસિસ્ટંટ માસ્તરને કહ્યું કે, એક બુદ્ધિ વગરના છોકરાને અહીં મોકલવામાં આવ્યો છે. ઠીક છે ગમે તેમ હોય છતાં એ પણ મનુષ્ય છે એટલે સુધરશે.

ત્યારપછી મી ખુશમનરાયે અક્કલ શંકરને બોલાવ્યો અક્કલશંકર જાણે તેને મારવાને માટે બોલાવવામાં આવ્યો હોય એવી રીતે બીતો બીતો માસ્તરની પાસે ગયો. માસ્તરે ત્યારપછી તેને નીચે પ્રમાણેના સવાલ પૂછવા માંડયા:–

ખુશમનરાય:–ભાઇ અક્કલશંકર અહિં આવ, મારી પાસે-ઉભો રહે, બીલ કુલ ગભરાઈશ નહિ, તને કોઇ હરકત કરશે નહિ. તારી ઉંમર કેટલી?

અક્કલશંકર–સાહેબ ગયા એપ્રીલની ૬ તારીખે ૧૧ મું વરસ બેઠું.

ખુશ૦–"ખરેખર! તું તારી ઉંમરના પ્રમાણમાં ઘણો ઉંચો છે. હું ધારુ છું કે તને રમવું બહુ પસંદ પડે છે?"

અક્કલ૦–"હા સાહેબ"

ખુશ૦–"તને લખોટા રમતાં આવડે છે?"

અક્કલ૦–"હા સાહેબ. સારી રીતે."

ખુશ૦–"અક્કલશંકર, તને લખતાં આવડે છે?"

અક્કલ૦–"સાહેબ હું થોડું લખતાં શિખેલો પણ પછી છોડી દીધું"

૦–"છોડી કેમ દીધું ?"

કલ૦–"કારણ કે હું બરાબર અક્ષર ઓળખી શકયો નહિ તેમજ ગોઠવી શકયો નહિ"

૦–"ત્યારે બીજા છોકરા કેમ લખી વાંચી શકે છે? શું તેઓને તારા કરતાં વધારે આંગળાં છે?"

કલ૦–"નહિ સાહેબ"

૦–"શું તું લખોટાની પેઠે પેન નથી પકડી શકતો ?" અક્કલશંકર મુંગોજ ઉભો રહ્યો.

૦–"મને તારા હાથ જોવા દે!" અક્કલશંકરે નાચ કરતા રીંછની જેમ પાતળા બેઉ હાથના પંજા બતાવ્યા.

૦–"હું ધારું છું કે તને વાંચતાં આવડે છે"

કલ૦–"હા સાહેબ."

૦–"ત્યારે કહે કે સ્કુલના બારણા પર શું લખેલું છે?" અક્કલશંકરે કાંઈક ઉતાવળથી વાંચ્યું:–

"શ્રમ વિના પ્રારબ્ધ લુલું રહે"

–"હવે કેમ આવડયું?–શું મહેનત કરીએ તો નહિ આવડે?"

૦–"હા સાહેબ, મહેનત કરીએ તો બાપલે ધાર્યું કામ કરી શકીએ"

–"ઠીક, હવેથી વધારે મહેનત કરજે એટલે વધારે સારું આવડશે. તને વ્યાકરણ આવડે છે?"

૦–"નહિ સાહેબ"

ખુશ૦–"તું કઈ શીખ્યો છે કે નહિ?"

અક્કલ૦–"સાહેબ, મેં બહુ મહેનત કરી પણ હું યાદ રાખી શકયો નહિ"

ખુશ–"વારુ, તું ઘણી વાત યાદ રાખી શકે છે અને ખાત્રી છે કે તું અઠવાડીઆના દિવસ ક્રમવાર કહિ શકશે?"

અક્કલ૦–"હા સાહેબ"

ખુશ૦–"હું ધારું છું કે તને તારા ભાઇ, બહેન, તથા ગામના અડધા ઉપર લોકોનાં નામ આવડતાં હશે!"

અક્કલ૦–"હા સાહેબ, હું ઘણાનાં નામ જાણું છુ."

ખુશ૦–"તને દાખલા આવડે છે?"

અક્કલ૦–"મેં સરવાળા શીખવા માંડેલા પણ તે શીખી શકયો નહિ"

ખુશ૦–"કેમ નહિ?"

અક્કલ૦–"હું તે કરી શકયો નહિ સાહેબ."

ખુશ૦–"ઠીક, એક આનાના કેટલા લખોટા આવે?"

અક્કલ૦–"એક આનાના બાર નવા લખોટા આવે સાહેબ."

ખુશ૦–"અને બે પૈસાના કેટલા આવે?"

અક્કલ૦–"૬ સાહેબ."

ખુશ–"અને બે આનાના કેટલા આવે?"

અક્કલ૦–"૨૪"

ખુશ૦–"જો તને દરરોજ એક આનો મળે તો અઠવાડીઆના કેટલા આના મળે?"